## ગો. વા. શ્રી મૂળશંકર મોતીરામ શાસ્ત્રી



જન્મ—સં. ૧૯૩૯, માર્ગ. સુદ ૩

ગો. વા—સં ૨૦૧૪, ભાદ્ર. વદિ ૧૨

# પરિચય

પ્રસ્તુત ગ્રન્થના કર્તા પૂજ્યપાદ વે. શા. સં. પરમ ભગવદીય શ્રી મૂલશંકર મોતીરામ શાસ્ત્રીજીનો જન્મ સંવત્ ૧૯૩૨ના માર્ગશીર્ષ શુકલ તૃતીયાને મંગળવારને રોજ થયો હતો. તેમણે તેમની જીવનલીલા શ્રી. ગોપીનાથજીના જન્મોત્સવ દિને સંવત્ ૨૦૧૪ના ભાદ્રપદ કૃષ્ણ દ્વાદશીને દિને પ્રાતઃકાળે, શ્રીજીના મંદિરમાં મગળાની આરતી ટાણે, બરાબર ૭–૩૦ વાગે સંકેલી લીધી.

વેદશાસ્ત્રસંપન્ન, ભગવચ્છાસ્ત્રનિષ્ણાત કુટુંબમાં તેમનો જન્મ થયો હોવાથી તેમની વિદ્યાભિરુચિ બાલ્યાવસ્થાથી જ હતી. કૌટુંબિક સંયોગોને લીધે તેમને કોલેજનો અભ્યાસ ફર્સ્ટ ઇયર આર્ટસથી જ મૂકવો પડ્યો અને નોકરી માટે તેમને વ્યવસ્થા કરવી પડી. પોલીસ તથા પોસ્ટ ખાતામાંથી એકી સાથે તેમને 'ઇન્ટરવ્યુ' માટે બોલાવવામાં આવ્યા. આવા પ્રસંગે તેઓ દ્વિધામાં મૂકાઈ ગયા. છેવટે તેમણે પોસ્ટ ખાતાની પ્રામાણિક અને શાન્તિમય નોકરીનો સ્વીકાર કર્યો અને તે ખાતામાં ઉચ્ચ હોદ્દાએ પહોંચી નિવૃત્ત થયા

પ્રવૃત્તિમાં પણ તેમણે નિવૃત્તિ સ્વીકારી હતી. જીવન જીવતાં છતાં સંસારીની માયા અને મમતા તેમને કદિ સ્પર્શ્યાં નથી. સંસાર તરફ તેમની દષ્ટિ તટસ્થ હતી તેમના સંપર્કમાં આવનાર સૌ કોઇ તેમના પ્રતિ માનભરી દષ્ટિએ જોતું તેમનો અભિપ્રાય સ્વીકારવા અને તેમનું સન્માન સચવાય તે માટે. તેમના પરિચયમા આવનાર સૌ કોઈ તત્પર રહેતું. જેવું અને જેટલું વાત્સલ્ય જયંતકુમાર, ચન્દ્રકાન્ત, મધુબેન, ભાનુબેન, પર તેવું અને તેટલુ જ વાત્સલ્ય મણિભાઈ, હીરાભાઈ, હરવિદ્યા, જશીબેન અને મોતનબેન માટે શ્રી મણિભાઈ નરોત્તમદાસ પોયરાવાળા, શ્રી હીરાલાલ લક્ષ્મીદાસ શાહ અને શ્રી પ્રાણલાલભાઈ મૂલચંદભાઈ ચોકસી તેમની આધ્યાત્મિક અને આધિદૈવિક અનુભૂતિ તથા મનોભાવોના સંવેદનશીલ સંવેદકો હતા. શ્રીમણિભાઈ પોયરાવાળાએ તો પુત્રથી પણ અધિક તેમની સેવા કરી છે અને તેમની આધ્યાત્મિક પ્રતિભાનો લાભ લીધો છે

જગતના સર્વધર્મોનો તેમનો અભ્યાસ હતો. જીવનની છેલ્લી પચ્ચીશીમાં તેમનો આગ્રહ શુદ્ધાદ્વૈત સંપ્રદાયના સિદ્ધાંતો માટે હતો. આ

આગ્રહ તેમના કાકાના દીકરા ભાઈ શુદ્ધાદ્વૈત સિદ્ધાંત માર્તણ્ડ સ્વ. ગ્રો
મગનલાલ ગણપતરામ શાસ્ત્રીના પરિચયથી વૃદ્ધિ પામ્યો હતો. અને ઈ.
૧૯૩૫માં શ્રીમગનલાલ શાસ્ત્રીના અવસાન બાદ પ્રભુપ્રેરણાથી તેમનું પુષ્ટિમાર્ગ
અધ્યયન અને અધ્યાપન વિકાસ પામતું રહ્યું. જેમ જેમ તેમનો આધ્યાત્મિક
વધુને વધુ પ્રકાશમાન થતો ગયો તેમ તેમ ભૌતિક અને સાંસારિક :
જવાબદારી અમારાં માતુશ્રી જડાવબેન પર આવી પડી. પતિના આધ્યાત્મિ
જીવનને વધુને વધુ ઉજાળવામાં તેમનો ઉત્સાહ અત્યંત આદરણીય
સુખ અને દુઃખ આશા અને નિરાશા, લાભ અને ગેરલાભ સફળતા :
નિષ્ફળતાના દ્વન્દ્વ સામે ઝઝૂમવાની તેમણે શકિત કેળવી અને અમને આ
માટે સમતા કેળવવાનું શિક્ષણ આપ્યું. વ્યક્તિગત રીતે અમારે મા
શિસ્તપ્રેમી, આગ્રહી, શિસ્તપ્રેમી અને પ્રેમાળ પિતા હતા. અમારાં
અને ઉન્નતિ કાજે તેમણે તેમનાં અંગત સુખ અને વૈભવની કાળજી ર
નહોતી. અમારા ઘડતર અને ભણતર માટે, અમારી બાલ્યાવસ્થા
કુમારાવસ્થામાં તેમણે અમને શિક્ષા પણ કરી છે. અસત્ય અને અવિ
તેઓ જરા પણ સાંખી શકતા નહિ. તેમના રૌદ્રરૂપનો અનુભવ અ
ભાઈઓને તથા બીજા ગૃહસ્થોને થયો છે. આ અનુભવ અમારી બેંનોને
થયો નથી. દીકરીઓ તરફ જાણે કે તેમને પક્ષપાત હતો અગર જે સ્વ
સિદ્ધ કુનેહ દીકરીઓમાં હોય છે તે અમારામાં ન્હોતી.

અમારે માટે તેઓ આદર્શ પિતાજી હતા. જીવનપર્યંત તે
તેમની સાદી જીવનચર્યા ચાલુ રાખી હતી. બ્રાહ્મ મુહૂર્તમાં સાડાત્રણ-
વાગે ઊઠી, દંતધાવન કરવાની તેમની જૂની ટેવ છેવટ સુધી ચાલુ રહી હ
ત્યારપછી તેઓ અધ્યયન, મનન અને નિદિધ્યાસનમાં સમય ગાળતા હ
બાહ્યાચારમાં તેઓ માનતા નહિ. ધાર્મિક છતાં સુધારક હતા. અંધ
તેમના જીવનમાં કદિ વસી નથી. તેમ છતાં પુષ્ટિમાર્ગનો ઉત્કર્ષ ગોસ્વ
બાલકો દ્વારા થાય તેવી તેમને સતત ઝંખના રહેતી.

જેમ તેઓ બાહ્યાચારમાં માનતા નહિ તેમ બાહ્યાડંબરમાં મા
નહિ. સંસ્કૃત ભાષા, ધર્મશાસ્ત્ર, વેદ, વેદાંત, ઉપનિષદ, આયુર્વેદ, જ્યો
શાસ્ત્ર, જગતના ધર્મો અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો તેમનો અભ્યાસ તલસ્પ
હતો. જ્ઞાની છતાં જ્ઞાનનો ઠઠારો તેમણે કદિ કર્યો નથી જ્ઞાન પિપા

પ્રભાવે તેઓ જ્ઞાનની લ્હાણી કરતા. અંતકાળે પણ ભગવદ્ધ્યાન અને
દ્વાણી શિવાય બીજી વાણી તેમના મુખમાંથી દ્રવી નથી. ગીતાજીનું
ાન તેમના જીવનકાળ દરમિયાન થઈ જાય તેવી તેમની ભાવના હતી;
। અમારા પ્રમાદને લીધે આ પુસ્તક તેમની હયાતિ દરમિયાન પ્રગટ
શકયું નથી. અલબત્ત પુસ્તકના સોળ અધ્યાય તો મુદ્રિત થઈ ગયા
એટલે પુસ્તકના પ્રકાશન વિષે તેમના મનમાં કોઈ શંકા રહી નહોતી.

આ પુસ્તકના પ્રકાશનમાં અમને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઘણા
ઓની મદદ મળી છે. તે સૌનો હું આભાર માનું છું.

પોરબંદરસ્થ ગોસ્વામી શ્રીદ્વારકેશલાલજી મહારાજના પ્રથમ
ચયમાં આવતાં જ હું અત્યંત પ્રભાવિત થઈ ગયો હતો. તેમનું નિરાડંબરી
ભક્તિમય જીવન પ્રભુ માટે તેમ જ વૈષ્ણવ માટે જોતાં તથા શુદ્ધાદ્વૈત
દાયની સેવા કરવાની તેમની તમન્ના તથા નવ ઉદિત યુગધર્મ સાથે
દાયિક પ્રગતિ કરવાની તેમની ભાવનાનો પરિચય થતાં જ હું તેમના
આકર્ષાયો અને મારા પૂ. પિતાશ્રી તરફથી તેમની પાસે પ્રસ્તાવના
ાવવા મેં આપશ્રીને વિનંતી કરી. જેનો આપશ્રીએ સહૃદય સ્વીકાર કરી
ને અનુગ્રહિત કર્યા છે.

ઓરિએન્ટલ ઇન્સ્ટીટયુટના ભૂતપૂર્વ વિદ્વાન ડાયરેકટર તથા વડોદરા
ાજના સંસ્કૃતના પ્રાધ્યાપક શ્રી. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ એમ. એ.
ે હાલમાં વડોદરા યુનિવર્સિટીમાં રામાયણ વિભાગનું સંચાલન અને
ાયણનું સંશોધન કાર્ય કરે છે તેમણે પણ 'આમુખ' લખી આપી અમને
ભારવશ કર્યા છે.

ગુજરાતી ભાષા અને સંસ્કૃત સાહિત્યના વિદ્વાન સાક્ષર શ્રી.
વરામ કાશીરામ શાસ્ત્રીજીએ શુદ્ધિપત્રક લખી આપી આ પુસ્તકને દોષ-
ત કરવામાં મદદ કરી છે. શુદ્ધિ પત્રક લાંબું થઈ ગયું છે, પરંતુ શુદ્ધિ-
ક વગર આ ગ્રન્થને જાહેરમાં મૂકવાની અમારી ઘણી અનિચ્છા હતી.
કૃત અને તેમાંય વળી વ્યાકરણ સહિતના ગ્રન્થો છપાવવાનું કામ કેટલું
ટ છે તે અનુભવીઓ જાણે છે. ગ્રન્થકર્તા તો તેમની અવસ્થાને કારણે
રીડીંગ કરી શકે એમ હતું જ નહિ. એટલે પ્રુફ રીડીંગ વખતે તેમાં

ઘણી ભૂલો રહી જવા પામી છે. શુદ્ધિપત્રક તૈયાર કરવાનું કામ શ્રી કેશવરામ ભાઈને સોંપવું એવી અમારા પિતાશ્રીની આજ્ઞા હોવાથી શ્રી કેશવરામભાઇને શુદ્ધિપત્રક તૈયાર કરી આપવાની અમે વિનંતી કરી હતી. જે તેમણે બંધુભાવે સ્વીકારી લીધી; તેથી અમે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો.

સ્વજન સમા 'વૈશ્વાનર' માસિકના તંત્રી શ્રીપ્રેમલાલભાઈ મેવચાને તો કેમ જ ભૂલાય. આદિથી અંત સુધી તેમણે આ પુસ્તકના પ્રકાશનમાં રસ લીધો છે.

આ પુસ્તકના પ્રકાશનમાં દ્રવ્યની જે સાહાય્ય મળી છે તે પુસ્તકના ખર્ચના મુકાબલે ઘણી ઓછી છે; પરંતુ ધાર્મિક ભાવનાના ઓસરતા જતા આ યુગમાં સ્વયંભાવે જરાય મનદુઃખ વગર અને મરજિયાત જેઓ આ ભગવદ્ કાર્યમાં દ્રવ્યની સાહાય્ય આપે તેમની જ મદદ લેવી એવો અમારો નિર્ધાર હોવાથી, જે જે ભાઈઓએ અમને આર્થિક મદદ કરી છે તેમનો અમે આભાર માનીએ છીએ.

ચૈત્ર વદ ૧૧, સંવત્ ૨૦૧૫ —જયન્તકુમાર મૂલશંકર શાસ્ત્રી



# આમુખ

શુદ્ધાદ્વૈત વેદાન્તમાં જે ચાર પ્રસ્થાનો સ્વીકારવામાં આવેલાં છે તેમાંનું બીજું પ્રસ્થાન ભગવદ્ગીતા છે અને ચોથું પ્રસ્થાન ભાગવત છે. વસ્તુતઃ ભાગવત એ ગીતાનું જ વિવરણ છે. ગીતા ઉપર શ્રીવલ્લભાચાર્યનું ભાષ્ય મળતું નથી, પણ તત્ત્વાર્થદીપ નિબંધના શાસ્ત્રાર્થ પ્રકરણમાં શ્રીમદાચાર્ય-ચરણે ગીતાના સિદ્ધાંતની ચર્ચા કરી છે. શ્રીવિઠ્ઠલનાથજીએ ગીતાનું વિવરણ લખવા આરંભ કરેલો, કદાચિત્ પૂર્ણ પણ કર્યું હોય, પણ આપણને શરૂઆત-નો થોડો જ ભાગ મળે છે. તેમનો 'ગીતાતાત્પર્ય' નામનો લઘુ લેખ ગીતાનું રહસ્ય સમજવામાં ઉપયોગી છે. પછી કલ્યાણભટ્ટજીની ટીકા (રસિકરંજની), શ્રીવલ્લભની ટીકા (તત્ત્વદીપિકા) અને શ્રીપુરુષોત્તમજીની ટીકા (અમૃતતરંગિણી) રચાયેલી છે. અને છેલ્લી બે ટીકાઓ પ્રસિદ્ધ થયેલી છે. પહેલી ટીકાનો એક જ અધ્યાય છપાયેલો છે.

ગીતા એ ભક્તિમાર્ગનો મુખ્ય ગ્રન્થ છે. કર્મ, જ્ઞાન અને ભક્તિનું સાચું સ્વરૂપ સમજાવી ગીતાએ પ્રપત્તિમાર્ગનો ઉપદેશ કરેલો છે. ગીતાનું રહસ્ય સમજાવવાને માટે જગતના તત્ત્વચિન્તકોએ અનેક પ્રયત્નો કર્યા છે, અને તેને પરિણામે ગીતા વિષેનું સાહિત્ય વિશાળ બન્યું છે.

પુષ્ટિમાર્ગની દૃષ્ટિએ ગુજરાતી ભાષામાં ગીતાનો વિચાર કરનારો, બધા શબ્દોનો અર્થ આપી ભાવાર્થ સમજાવનારો ગ્રન્થ અત્યાર સુધી મળતો ન હતો. સદ્ભાગ્યે આ મોટી ખોટ આ ગ્રન્થના પ્રકાશનથી પૂરી પડે છે. આ ગ્રન્થના લેખક વે. શા. સં. શ્રી. મૂલશંકર શાસ્ત્રી હમણાં જ (તા. ૧૦-૧૦-૧૯૫૮) હરિશરણ થવાથી પોતાના ગ્રન્થની પ્રસિદ્ધિ સમયે *વિદ્યમાન નથી એ ભગવાનની લીલા છે. શાસ્ત્રીજીનું ૮૩ વર્ષનું જીવન* પ્રભુમય હતું. તેઓ સમર્થ વિચારક હતા, સ્વતંત્ર વિચારક હતા, ભગવચ્છાસ્ત્ર-નિષ્ણાત પ્રો. મગનલાલ શાસ્ત્રીના સમાગમમાં હતા, તેથી પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજવામાં તેમને ગ્રન્થો ઉપરાંત અનુભૂતિ વધારે સહાય કરનારી થઈ હતી. ઘણી વાર દિવસો ને દિવસો તેઓ ધ્યાનમાં ગાળતા અને નવો વિચાર આવે કે તરત જ લખી લેતા અથવા લખાવતા. તેમની આ મૌલિક દૃષ્ટિ દરેક શ્લોકના વિવેચનમાં સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. કેટલાંક વિવેચનો તો

સ્વતંત્ર લેખ જેવાં જ છે/સમગ્ર ગીતા ભગવાનની સેવા જીવન પર્યન્ત કેવી રીતે કરવી એ બાબત દર્શાવે છે એમ શાસ્ત્રીજીના વિવરણ ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

આવા મૌલિક ગ્રન્થની રચના કરી શાસ્ત્રીજીએ સંપ્રદાયની અપૂર્વ સેવા કરી છે. વૈષ્ણવો આ ગ્રન્થનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરી પોતાનું જીવન પ્રભુમય બનાવી શકશે. શાસ્ત્રીજીના સંસ્કારી પુત્રોએ આ મહત્ત્વનો ગ્રન્થ પ્રસિદ્ધ કરી જે પિતૃભક્તિ દર્શાવી છે તેને માટે તેમને ધન્યવાદ આપવો ઘટે છે. ઈ. ૧૯૫૪માં પ્રસિદ્ધ થયેલો શાસ્ત્રીજીનો ષોડશગ્રન્થનો વિવરણ સહિત અનુવાદ વૈષ્ણવોને બહુ ઉપકારક થઈ પડયો છે. તેથી અમે આશા રાખીએ છીએ કે શાસ્ત્રીજીના બીજા અપ્રસિદ્ધ ગ્રન્થો પણ તેમના વિદ્વાન પુત્રો સત્વર પ્રસિદ્ધ કરી સંપ્રદાયની સેવા કરે.

શાકુન્તલ,
ખારીવાવ રોડ, વડોદરા
મકરસંક્રાન્તિ,
તા. ૧૪–૧–૧૯૫૯

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

# ભગવદ્‌ગીતાનું તાત્પર્ય

જગન્માન્ય ભગવદ્‌ગીતા પર આજ સુધીમાં ઘણા આચાર્યોએ તેમજ પૌરસ્ત્ય–પાશ્ચાત્ય વિદ્વાનોએ સ્વમંતવ્ય દર્શાવ્યું છે; છતાં ગીતાનું તાત્પર્ય, સ્પષ્ટ રીતે સર્વમાન્ય થયું નથી, તે જ ભગવદ્વાણીની અગાધતા સૂચવે છે.

કોઈ પણ ગ્રંથનું તાત્પર્ય, ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ અને ઉપપત્તિ–આટલામાંથી જાણી શકાય છે.

ગીતાના ઉપક્રમમાં સ્વકર્તવ્યજ્ઞાન માટે ગુરુને શરણે જવું આવશ્યક હોવાથી અર્જુન **शिष्यस्तेऽहं शाधि मां त्वाम्प्रपन्नम्** કહી ભગવાનને શરણે જાય છે. એટલે ગીતાના ઉપક્રમમાં ભક્તિપ્રાધાન્ય જણાય છે.

ઉપસંહારમાં **मामेकं शरणं व्रज** એ ભગવદ્વાક્ય છે અને અર્જુન પણ **करिष्ये वचनं तव** એમ કહે છે. જેથી ઉપસંહારમાં પણ ભક્તિમાર્ગનો સિદ્ધાંત જણાય છે; કેમકે ભગવાન, 'સર્વધર્મોનો (શાસ્ત્રોમાં કહેવાયેલા સત્ય, અહિંસા, યજ્ઞયાગ વગેરે જો મારી અંદરના સ્નેહમાં બાધાજનક જણાય તો) ત્યાગ કરીને તું કેવળ મારે એકને શરણે આવ' તેમ જણાવે છે. આથી બધા ધર્મોનું આચરણ કરવું શાસ્ત્રીય છે; છતાં જો તે ધર્માચરણો ભગવત્‌સ્નેહમાં બાધક થતાં હોય તો તેનો ત્યાગ કરવાથી, ભગવાન શરણસ્થ જીવને, તે ધર્મોના ત્યાગ વડે થતાં પાપોથી મુક્ત કરે છે. શાસ્ત્રોમાં એવાં ઘણાં દૃષ્ટાંત મળી આવે છે કે, પ્રહ્‌લાદે પિતાનો, ભરતે માતાનો અને બલિએ ગુરુનો ત્યાગ કરવા છતાં, ભક્તોને એ ધર્મત્યાગ દોષજનક થયા નથી. આવા પરિત્યાગનું નામ જ સંન્યાસ. એટલે દરેક કર્મ (ધર્મ) પ્રભુને અર્પણ કરેલ હોય તો તેનું નામ 'પરિત્યાગ' કહેવાય છે. એ જ તાત્પર્યથી–**परित्यज्य** પદથી ભગવાન એ વસ્તુ સૂચવે છે.

અભ્યાસથી એટલે દરેક અધ્યાયમાં વારંવાર ભક્તિનું સૂચન છે. બીજા અધ્યાયમાં **निस्त्रैगुण्यो भवार्जुन, युक्त आसीत** મત્પરઃ વગેરે, ત્રીજા અધ્યાયમાં **यज्ञशिष्टाशिनः सन्तो** વગેરે વાક્યો ભગવત્સમર્પણથી પાપોનો નાશ સૂચવે છે. ચોથા અધ્યાયમાં **मन्मयामुपाश्रिताः** વગેરે વાક્યો ભગવચ્છરણ જ ભગવત્પ્રાપ્તિ સૂચવે છે. પાંચમા અધ્યાયમાં **ब्रह्मण्याधाय कर्माणि** વાક્યથી ભગવત્સમર્પિત કર્મોથી પાપસંબંધરહિત થવાનું સૂચવે છે.

છઠ્ઠા અધ્યાયમાં યોગિનામપિ સર્વેષાં૦ એ અધ્યાયના અંતિમ શ્લોકમાં ભગવદ્‌ભક્તિ કરનારને પરમ યોગી કહ્યો છે. સાતમા અધ્યાયમાં કેવળ ભગવચ્છરણથી માયાને તરી શકાય છે, તેમ પ્રભુ જણાવે છે અને ભક્તોના પ્રકાર સૂચવે છે. અધ્યાય આઠમામાં અનન્યચેતાઃ સતતં શ્લોકથી ભગવાન પોતાનું ભક્તિસુલભત્વ જણાવે છે. નવમો અધ્યાય સંપૂર્ણ ભક્તિનું પ્રતિપાદન કરે છે. દશમા અને અગિયારમામાં અભ્યાસથી ભક્તિમાર્ગનું નિરૂપણ છે.

અપૂર્વતા-કર્મ, જ્ઞાન અને ભક્તિ-એ ત્રણેયમાં ગીતાની અંદર ભગવાને સંગતિ બેસે તેવી રીતે કર્મ-જ્ઞાનને ભક્તિનાં અંગ બતાવી, ભક્તિનું પ્રાધાન્ય એ અપૂર્વતા-નવીનતા બતાવી છે

અર્થવાદ-ઉપપત્તિ(યુક્તિ)થી પણ આ (ભક્તિ)નું જ નિરૂપણ છે.

ફળ-પ્રભુની આજ્ઞાના પાલનરૂપ ભક્તિમાં જ જણાય છે.

આ રીતે ગીતાનું તાત્પર્ય ભક્તિપ્રતિપાદનમાં જ જણાય છે.

અધિકારાનુસાર ગીતાનું તાત્પર્ય તારવી શકાય; પરંતુ વિચાર કરતાં ભગવદાશ્રય અને ભગવત્સમર્પણપૂર્વક લૌકિકાલૌકિક કાર્ય કરી, સ્વકર્તવ્ય સંપાદન કરવાનું ભગવાન કહે છે, એ નિષ્કર્ષ સિદ્ધ થાય છે.

અત્યાર સુધીમાં ગીતા ઉપર ગુર્જરાનુવાદ ઘણા થયા છે; છતાં ગો. વા. શાસ્ત્રીજી મૂલશંકર મોતીરામભાઈ ભરૂચવાળાએ અધ્યયનોપયોગી અનુવાદ (અન્વય, શ્લોકાર્થ અને વ્યાકરણના નિયમોના સૂચન સાથે) કર્યો છે જે શાળા પાઠશાળામાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને તેમજ ધર્મપ્રેમીઓને ઘણો જ ઉપયુક્ત થશે, તેમ અમારું મંતવ્ય છે.

આ ગ્રંથના પ્રકાશન સમયે તેમની ઉપસ્થિતિ નથી, કારણ કે બે માસ પહેલાં જ તેમનો ગોલોકવાસ થયો છે. તેમની શુભાભિલાષાને તેમના સુપુત્ર શ્રીજયંતકુમાર શાસ્ત્રીએ ચરિતાર્થ કરી છે આ ગ્રંથની પ્રસ્તાવના મારી પાસે લખાવવાની પોતાના પિતાની ઈચ્છા મારી સન્મુખ શ્રીજયંતકુમાર શાસ્ત્રીએ વ્યક્ત કરી, જેથી મે ટૂંકામાં આ પ્રસ્તાવના લખી આપી છે આથી સદ્‌ગતના આત્માને શાંતિ થશે, એવી રીતે ઈચ્છી વિરમું છું.

શ્રીગીતાજયંતી : ૨૦૧૫
પો ૨ બં ૬ ૨

ગો૦ શ્રીદ્વારકેશલાલજી



પરમ વંદનીય શેઠ શ્રીહરિકિશનલાલજી મહારાજ
પોરબંદર
જન્મદિન ચૈત્ર વદિ ૧ (૧૯૫૬)

# श्रीमद्भगवद्गीता

## अध्याय १—अर्जुनविषादयोग

धृतराष्ट्र उवाच ।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥१॥

**અન્વયાર્થ**-**धर्मक्षेत्रे**-ધર્મક્ષેત્રમાં (નામ, સાતમી, એ વ. પુ. ધર્મક્ષેત્ર) **कुरुक्षेत्रे**-કુરુક્ષેત્રમાં, કર્મક્ષેત્રમાં (નામ, સાતમી, એ. વ. પુ. કુરુક્ષેત્ર) **समवेताः**-ભેગા થયેલા (**सम्+अव+इ** જવું ૨ ગણું, ભૂ કૃ. વિશેષણ, વિશેષ્ય **पाण्डवाः**) **मामकाः**-મારા (**मम**નું તદ્ધિત) **पाण्डवाः**-પાંડવો (નામ, પ્ર. બ. પુ **पाण्डव**) **च, एव**-અને, વળી (અવ્યય) **किम्**-શું (ક્રિયાવિશેષણ અવ્યય) **अकुर्वत**-કર્યું (ક્રિયાપદ, ૩ પુ. બ વ. **कृ** ૮ ગણ, અનદ્યતન ભૂતકાળ) **सञ्जय**-હે સંજય ! (સંબોધન)

ભાવાર્થ-હે સંજય ! ભેગા થયેલા લડવા ઈચ્છનારા મારા છોકરાઓ અને પાંડવોએ ધર્મક્ષેત્રમાં-કુરુક્ષેત્રમાં શું કર્યું ? (૧)

વિવેચન-જીવ ભગવદંશ છે. જેમ અગ્નિનો અંશ પણ અગ્નિ જેવો દાહ કરે છે તેવો જ જીવ ભગવાનની માફક જ દાહક એટલે અજ્ઞાનને બાળવા સમર્થ કેમ નથી ?

જીવ જો કે ભગવદંશ તો છે; પરંતુ જે વખતે એ. ભગવાનનું સાન્નિધ્ય ચૂકે છે ત્યારે એને કાંઈ પણ સંસર્ગ તો જોઈએ જ એટલે એ માયાના સંસર્ગમાં જાય છે. આ માયા એને વ્યામોહ કરાવે છે. એટલે એના

શુભ પ્રધાનમા વિઘ્ન નાખે છે અને આ વિઘ્ન સમય જતાં વધારે પ્રબળ બને છે. અજ્ઞાન તેમજ મોહને વધારે છે એ કારણે જીવ પોતાનુ શ્રેય કયા છે તે સમજી શકે નહીં તેથી મોહાધતા પ્રાપ્ત થાય છે એ પ્રકારની મોહાધતા ધર્મકાર્યમાં વિઘ્નરૂપ બને છે, શુદ્ધ ભાવને હણે છે, સ્વાર્થપરાયણ બનાવે છે અને વિમુખતા આવ્યા કરે છે. અગ્નિ ઉપર જેમ રાખ વળતી જાય છે તેમ તેની દાહક–શક્તિ કમી થાય છે તેમ જીવના પર અજ્ઞાનનું પડ બાઝતાં બાઝતા પોતાનું અંશપણું સમજી શકતો નથી આવા પ્રસંગે એ પ્રકારના જીવને કાંઈ ને કાંઈ જ્ઞાન અને ક્રિયાની જરૂર પડે એ કારણે ગુરુ, આચાર્ય અને ભગવાન પોતે એને સહાયક હોય છે. આ ત્રણમાંથી કોઈનું પણ શરણ પ્રાપ્ત થતાં એને શુભ માર્ગ બતાવી પ્રોત્સાહન આપી ગતિમા મૂકી આપે છે.



संजय उवाच ।

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥

અન્વયાર્થ-दृष्ट्वा-જોઈને (दृश्નું વિધેય કૃદન્ત, ૧ ગણ) तु-અવ્યય, पाण्डवानीकम्-પાંડવોનું લશ્કર (ષષ્ઠી તત્પુરુષ સમાસ) पांडवानाम् अनीकम् દ્વિ એ વ પુ) व्यूढम् ગોઠવાયેલું (वि+वह् નુ ભુ કૃદંત) दुर्योधन-દુર્યોધન (નામ, પ્ર એ વ. પુ दुर्योधन) तदा-ત્યારે (અવ્યય) आचार्यम्-આચાર્યને (નામ, દ્વિ. એ વ પુ आचार्य) उपसंगम्य-પાસે જઈને (उप+सम्+गम्નું વિધેય કૃદત) राजा-રાજા (નામ પ્ર એ વ પુ राजन्) वचनम्-વચન (નામ, દ્વિ એ વ નપુ) अब्रवीत्-બોલ્યો (ક્રિ ૩ પુ. એ. વ ब्रू ૨ ગણ, અનદ્યતન ભૂતકાળ)

ભાવાર્થ-સંજય કહે છે : રાજા દુર્યોધન, પાંડવોનું લશ્કર ગોઠવાયેલું જોઈને આચાર્ય પાસે જઈને વચન બોલ્યો (૨)

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥

અન્વયાર્થ-पश्य-જો (ક્રિ આજ્ઞાર્થ, ૨ પુ એ વ. दृश् ૧ ગણ) एताम्-એ (સર્વનામ, एतद् દ્વિ એ વ) पाण्डुपुत्राणाम्-પાંડુના છોકરાઓની (पाण्डोः पुत्रा इति તત્પુરુષ, ૭ બ વ પુ) आचार्य-હે આચાર્ય (સંબોધન) महतीम्-મોટી (વિશેષણ, વિશેષ્ય चमूम्) चमूम्-સેના, લશ્કર (નામ, દ્વિ એ વ સ્ત્રી.) व्यूढाम्-ગોઠવાયેલી (વિશેષણ, વિશેષ્ય चमूम्, वि+वह्નું ભૂ કૃ) द्रुपदपुत्रेण-દ્રુપદના પુત્રથી (નામ, તૃતીયા એ. વ. પુ.) तव-તારા (સર્વનામ, ઠ્ઠી એ વ युष्मद्) शिष्येण-શિષ્ય વડે (નામ, તૃ એ વ પુ शिष्य) धीमता-બુદ્ધિવાળા વડે (વિશેષણ, વિશેષ્ય शिष्येण)

ભાવાર્થ- હે આચાર્ય ! તારા બુદ્ધિવાળા શિષ્ય દ્રુપદપુત્રથી પાંડવોની મોટી ગોઠવાયેલી આ સેનાને જો (૩)

अत्र शूरा महेष्वासा भीमार्जुन समा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥

અન્વયાર્થ- अत्र-અહીં (અવ્યય) शूराः-શૂરાઓ (નામ, પ્ર. બ વ., પુ. शूर) महेष्वासाः-મોટા ધનુષ ફેંકનારાઓ (महान्तः इषवः अस्यन्ते इति यैः બહુવ્રીહિ સમાસ, વિશેષણ, વિ शूराः) भीमार्जुनसमाः-ભીમ અને અર્જુન જેવા (भीमः च अर्जुनः च इति भीमार्जुनौ · ताभ्याम् समाः इति (તત્પુ નામ, પ્ર બ. વ., પુ) युधि-યુદ્ધમાં (નામ, સાતમી એ. વ. સ્ત્રી. युध्) युयुधानः-યુયુધાન (સાત્યકી) વિશેષ નામ (નામ, પ્ર એ વ., પુ) विराटः-વિરાટ (નામ, પ્ર. એ. વ., પુ. विराट) द्रुपदः-દ્રુપદ (નામ, પ્ર એ. વ, પુ द्रुपद) महारथः-મહારથી (महान् च असौ रथः यस्य इति બહુવ્રીહિ સમાસ, વિશેષણ, વિ. द्रुपदः)

ભાવાર્થ-અહીં યુદ્ધમાં મોટા ધનુષ ફેંકનારાઓ ભીમ અને અર્જુન જેવા શૂરાઓ છે. સાત્યકી, વિરાટ તથા મહારથી દ્રપદ છે. (૪)

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥

અન્વયાર્થ-धृष्टकेतुः-ધૃષ્ટકેતુ (નામ [illegible] केतु)
चेकितानः-ચેકિતાન (નામ, પ્ર. એ. વ, [illegible]
(વિશેષણ, પ્ર. એ. વ., પુ. वीर्यवत्) का[illegible]
પુ. काशीराज) पुरुजित्-પુરુને જીતનાર ([illegible]
કુંતિભોજ (નામ, પ્ર. એ. વ.) शैब्यः-શૈબ્ય [illegible]
નરશ્રેષ્ઠ (વિશેષણ)

ભાવાર્થ-ધૃષ્ટકેતુ, ચેકિતાન, બ[illegible]
ભોજ, નરોમાં શ્રેષ્ઠ શૈબ્ય. (૫)

युधामन्युश्च विक्रान्त उ[illegible]
सौभद्रो द्रौपदेयाश्च [illegible]

અન્વયાર્થ–युधामन्युः–યુધામન્યુ (નામ, પ્ર. એ. વ., પુ.) विक्रान्तः–પરાક્રમી (કૃદન્ત, વિશેષણ, वि+क्रम् ૧-૪ ગણ) उत्तमौजाः–ઉત્તમૌજા (નામ, પ્ર. એ. उत्तम ओजस् પુ.) वीर्यवान्–શૂરવીર (વિશેષણ वीर्यवत् નું) सौभद्रः–સુભદ્રાનો પુત્ર (નામ, પ્ર. એ. વ., પુ. सौभद्र) द्रौपदेयाः–દ્રૌપદીના પુત્ર (નામ, પ્ર. બ., પુ. द्रौपदेय) सर्वे–બધા (સર્વનામ, પ્ર. બ. વ., પુ.) एव–જ (અવ્યય) महारथाः–મહારથી (વિશેષણ, महान्तः रथा येषां इति બહુવ્રીહિ સમાસ)

ભાવાર્થ–શૂરવીર યુધામન્યુ, જીતનારા ઉત્તમૌજા અને સુભદ્રાના પુત્ર તથા દ્રૌપદીના પુત્ર એ બધા મહારથી (૬)

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥

અન્વયાર્થ–अस्माकम्–અમારા (સર્વનામ, છઠ્ઠીનું બ. વ. अस्मद् નું) तु–તો પણ (અવ્યય) विशिष्टाः–મુખ્ય (वि+शिष् નું ભૂ.કૃદન્ત, વિશેષણ) ये–જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. यद् નું પુલ્લિંગ) तान्–તેઓ (સર્વનામ, દ્વિ. બ. વ. तद् નું) निबोध–જાણ (नि+बुध् ૧ ગણ, આજ્ઞાર્થ બી. પુ. એ. વ.) द्विजोत्तम–બ્રાહ્મણોમાં ઉત્તમ (સંબોધન, નામ) नायकाः–નાયકો (નામ, પ્ર. બ. વ., પુ.) मम–મારું (સર્વનામ છઠ્ઠી એ. વ., अस्मद् નું) सैन्यस्य–લશ્કરના (નામ ૬. એ. વ નપુ. सैन्य) संज्ञार्थम्–જાણ માટે (संज्ञायै इति संज्ञार्थं ક્રિયાવિશેષણ) तान्–તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ., પુ. तत्) ब्रवीमि–કહું છું (દ્વિ. વર્ત. કા., ૧ પુ. એ. વ., ब्रू ૨ ગણ) ते–તને (સર્વનામ, ચોથી એ. વ., युष्मत्)

ભાવાર્થઃ– હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! મારા લશ્કરના નાયકો જે અમારામાં મુખ્ય (ગણાય છે) તેઓને તારી જાણ માટે કહું છું. (૭)

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥८॥

અન્વયાર્થઃ– भवान्–આપ (નામ, વ. કૃદંત भू નું भवत् પ્ર. એ. પુલ્લિંગ,) भीष्म–ભીષ્મ (નામ, પ્ર. એ. વ, પુ.) कर्णः–કર્ણ (નામ, પ્ર.

પુ) च–અને (અવ્યય) कृप–કૃપ (નામ, પ્ર એ વ, પુ.) समितिंजय–લશ્કરને જીતનાર (નામ, પ્ર એ વ, પુ) अश्वत्थामा–અશ્વત્થામા (નામ, પ્ર એ વ, પુ) विकर्णः–વિકર્ણ (નામ, પ્ર એ. વ, પુ.) सौमदत्तिः–સોમદત્તનો છોકરો (નામ, પ્ર એ વ., પુ)

ભાવાર્થ.– આપ, ભીષ્મ, કર્ણ, લશ્કરને જીતનાર અશ્વત્થામા, વિકર્ણ અને સૌમદત્તિ છે (૮)

अन्ये च वहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥

અન્વયાર્થ– अन्ये–બીજા (સર્વનામ, પ્ર બ વ, अन्यद् પુ) च–અને, (અવ્યય) वहवः–ઘણા, (વિશેષણ, વિશેષ्य शूरा) शूराः–શૂરવીરો (નામ, પ્ર બ વ, પુ) मदर्थे–મારે માટે, (સાતમીનુ એ વ, अहम् एव अर्थः इति मदर्थः तस्मिन् मदर्थे કર્મધારય સમાસ) त्यक्तजीविता–જીવ છોડવાને તૈયાર जीवितं त्यक्तं यै इति વિશેષણ બહુવ્રીહિ સમાસ) नानाशस्त्रप्रहरणाः – જુદી જુદી જાતના મારવાના શસ્ત્રોવાળા (વિશેષણ, પ્ર બ વ, પુ) सर्वे–બધા (પ્ર બ વ, પુ सर्व) युद्धविशारदा– યુદ્ધમા હોશિયાર (વિશેષણ, પ્ર બ વ પુ युद्धविशारद)

ભાવાર્થ– વળી બીજા ઘણા શૂરવીર, યુદ્ધમા હોશિયાર જુદી જુદી જાતના મારવાના શસ્ત્રોવાળા મારે માટે જીવ છોડવાને તૈયાર છે (૯)

अपर्याप्तं तदस्माकं वलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां वलं भीमाभिरक्षितम् ॥१०॥

અન્વયાર્થ–अपर्याप्तम्–અનહદ (કૃદંત, વિશેષણ, अ+परि+आप् ૫ મો ગણ, પ્ર એ વ, નપુ) तद्–તે (સર્વનામ, વિશેષણના ભાવમા) अस्माकम् અમારુ (સર્વનામ, अस्मद् છટ્ઠી બ વ) वलम्–લશ્કર (નામ પ્ર એ વ, નપુ वल) भीष्माभिरक्षितम्–ભીષ્મથી સર્વ રીતે રક્ષાયેલુ (भीष्मेण अभिरक्षितम् તત્પુરુષ, ઉપપદ સમાસ, વિશેષણ, વિ वल) पर्याप्तम्– હદવાળુ (કૃદંત, વિશેષણ परि+आप्) तु–પણ (અવ્યય) इदम्–આ (સર્વનામ, પ્ર એ વ, નપુ इदम्नु)

एतेषाम्-એમનું (સર્વનામ, છઠ્ઠી બ. વ., एतद्) भीमाभिरक्षितम्-ભીમથી રક્ષાયેલું (भीमेन अभिरक्षितम् ઉપપદ સમાસ, વિશેષણ, વિશેષ્ય बलम्)

ભાવાર્થ- અનહદ તે અમારું લશ્કર ભીષ્મથી સર્વરીતે રક્ષાયેલું છે, પણ એમનું હદવાળું લશ્કર ભીમથી રક્ષાયેલું છે (૧૦)

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥११॥

અન્વયાર્થ-अयनेषु-હારવાળીમાં (નામ, સાતમીનું બ. વ, अयन નપુ.) च-અને (અવ્યય) सर्वेषु-બધામાં (સર્વનામ, સાતમીનું બ. વ.) यथाभागम्-નક્કી કરેલા ભાગે (भागम् अनतिक्रम्य इति અવ્યયીભાવ સમાસ) अवस्थिता-ગોઠવાયેલા (કૃદંત, વિશેષણ, अव+स्था ૧લો ગણ) भीष्मम्-ભીષ્મને (નામ, દ્વિ. એ. વ, પુ भीष्म) एव-માત્ર (અવ્યય) अभिरक्षन्तु-બધી બાજુએથી રક્ષણ કરે (अभि+रक्ष-ત્રી. પુ. બ. વ. આજ્ઞાર્થ ૧ ગણ પરસ્મૈ) भवन्त-આપ (વ. કૃદંત, નામ, પ્ર. બ., પુ. भवत्) सर्वे-બધા (સર્વનામ, પ્ર. બ. વ., પુ) एव-માત્ર (અવ્યય) हि-નિશ્ચય (અવ્યય)

ભાવાર્થ- આપ બધા માત્ર ભીષ્મને જ બધી બાજુએથી ગોઠવાયેલા લશ્કરમાં નિયત કરેલા ભાગમાં રહીને બધી બાજુએથી રક્ષા કરો. (૧૧)

संजय उवाच ।

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

અન્વયાર્થ-तस्य-તેનું (સર્વનામ, છઠ્ઠીનું એ વ., પુ. तद्) संजनयन्-ઉત્પન્ન કરનાર (વ. કૃદંત, નામ, પ્ર એ વ., પુ.) हर्षम्-હર્ષને (નામ, દ્વિ. એ. વ., પુ हर्ष) कुरुवृद्धः-કુરુઓમાં વૃદ્ધ (નામ, પ્ર. એ. વ., પુ) पितामहः દાદા (નામ, પ્ર એ. વ, પુ.) सिंहनादम्-સિંહના નાદ જેવી ગર્જના (નામ, દ્વિ. એ. વ, પુ. सिंहनाद, તત્પુરુષ सिंहस्य नादम् इति।) विनद्य-ગર્જના કરીને (વિધ્યર્થ કૃદંત) उच्चैः- ઊંચેથી-મોટેથી (અવ્યય) शंखम्-શંખ (નામ, દ્વિ. એ.

વ. પુ.) दध्मौ-વગાડ્યો (પૂર્ણ ભૂતકાળ, ૩ પુ. એ. વ. ध्मा-धमति) प्रतापवान्-પ્રતાપી (વ. કૃદંત, નામ, પ્ર. એ. વ. પુ.)

ભાવાર્થ-તેનો (દુર્યોધનનો) આનંદ ઉત્પન્ન કરનાર, કુરુઓમાં વયોવૃદ્ધ, પ્રતાપી, દાદા ભીષ્મે ઊંચેથી સિંહના જેવી ગર્જના કરતો શંખ વગાડ્યો (૧૦)

ततः शंखाश्च भेर्यश्च पणवानक गोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स श ब्द स्तु मु लो ऽ भ व त् ॥१३॥

અન્વયાર્થ-ततः -પછી (અવ્યય) शंखाः -શંખો (નામ, પ્ર. બ વ. પુ.) भेर्यः -ભેરી (નામ, પ્ર એ. વ.) पणवानक गोमुखाः -પણવ, ઢોલ, રણશીંગડાં (નામ, દ્વન્દ્વ સમાસ, पणवाः च आनकः च गोमुखाः च) सहसा-એકદમ, એકી સાથે, (અવ્યય) एव-માત્ર, જ, (અવ્યય) अभ्यहन्यन्त-વગાડ્યા (કર્મણિ, ૩ પુ અનદ્યતન, ૨ ગણ, अभि+हन्) सः -તે (સર્વનામ, પ્ર. એ વ. तद्) शब्दः -શબ્દ (નામ, પ્ર. એ. વ.) तुमुलः -ભયંકર (વિશેષણ) अभवत्-થયો (અનદ્યતન, ૩ પુ એ વ ધાતુ भू, ૧ ગણ, પરસ્મૈ.)

ભાવાર્થ-પછી શંખો, ભેરીઓ, પણવ, ઢોલ, રણશીંગડાં એકી સાથે જ વગડાવ્યાં. તે શબ્દ ભયંકર થયો. (૧૩)

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पाण्डवश्चैव दिव्यौ शंखौ मदध्मतुः ॥१४॥

અન્વયાર્થ-ततः -પછી (અવ્યય) माधवः -માધવ (નામ, પ્ર. એ વ. પુ) पाण्डवः -પાંડવ (નામ, પ્ર એ. વ. પુ) श्वेतैः -સફેદ (વિશેષણ) हयैः -ઘોડા (નામ, તૃ બ. પુ.) महति-મોટા, ઉત્તમ (વ.કૃદંત, વિશેષણ, ધાતુ महत् પુ) स्यन्दने-રથમાં (નામ, સાતમી એ વ નપુ. स्यन्दन) स्थितौ-બેઠેલા (વિશેષણ, કૃદંત, स्था), दिव्यौ-અલૌકિક (વિશેષણ, દ્વિ. વ. પુ) शंखौ-શંખો (બે) (નામ, દ્વિ. વચન પુ) प्रदध्मतुः -વગાડ્યા (ક્રિયાપદ, પૂર્ણ ભૂતકાળ ૩ પુ. દ્વિ વચન, ध्मा ૧ ગણ, પરસ્મૈ धमति)

ભાવાર્થ-પછી સફેદ ઉત્તમ ઘોડાવાળા રથમાં બેઠેલા માધવે અને પાંડવે (અર્જુને) અલૌકિક શંખો વગાડ્યા (૧૪)

વિવેચન-મા=માયા+ધવ=પતિ=માયાનો પતિ

આ શ્લોકમાં શ્રીકૃષ્ણ માયાના પતિના સ્વરૂપે દર્શન આપે છે એમા રહસ્ય એટલું સમજાય છે કે માયાને પોતે તાબે રાખી અર્જુન ઉપર પોતાની માયાના વિકારો લાગુ થાય નહીં અને એથી અર્જુનને મોહની માઠી અસર ઉભી થાય નહીં એ હેતુથી શ્રીકૃષ્ણ માયાપતિ બને છે, પણ માયી બનતા નથી

કૌસ્તુભમણિ-મુક્ત જીવ, ભગવાનના કંઠમા રહે છે અને એ કંઠમા કોઇક 'શ્રી' નામની લટકતી માળા છે, જે વક્ષઃસ્થળ પર આવી અવલબે છે એ માળા અનેક ભક્તોની બનેલી છે, જે જ્ઞાનનિષ્ઠ મુક્ત જીવો હોય છે એને મધ્યમણિની ઉપમા આપી મધ્યમાં રાખવામાં આવે છે અને તેની આસપાસના મણિઓ મુક્ત ભક્તરૂપે માળામા પરોવાયેલા છે सूत्रे मणिगणाः इव । આ મણિઓમાથી જ્યારે જ્યારે ભૂતળ ઉપર જરૂર જણાય છે, ત્યારે ત્યારે કોઈને પણ નૈમિત્તિક કાર્ય માટે મોકલવામાં આવે છે અને એ કાર્ય પૂરૂં થયે પોતાના સ્થાનમાં ગોઠવાઇ જાય છે

पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौण्ड्रम् दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥

અન્વયાર્થ-पाञ्चजन्यं-પાંચજન્ય શખનુ નામ (નામ, દ્વિ એ. વ. પુ) हृषीकेशः -કૃષ્ણ, ઇન્દ્રિયોના અધિપતિ (નામ, પ્ર એ વ. પુ. हृषीकानां ईशः ષ તત્પુ) धनंजयः -અર્જુન (નામ, પ્ર. એ વ धनम् जयति इति धनंजयः ઉપપદ સમાસ) भीमकर्मा-ભયકર કર્મવાળો (વિશેષણ, भीमं कर्म यस्य इति બહુવ્રીહિ) वृकोदरः -ભીમ (નામ, પ્ર એ વ પુ वृक उदरं यस्य) पौण्ड्रम्-શખનુ નામ (નામ, દ્વિ. એ વ) महाशंखम्-શખનું નામ (વિશેષણ, દ્વિ એ. વ महान् च असौ शंख च કર્મધારય) दध्मौ-વગાડ્યો (ક્રિયાપદ, પૂર્ણ ભૂતકાળ, ૩ પુ એ વ ધ્મા પરસ્મૈ ૧ ગણ)

ભાવાર્થ–કૃષ્ણે પાંચજન્ય, ધનંજયે દેવદત્ત અને ભયાનક કર્મ કરનાર ભીમે પૌંડ્ર નામનો મહાશંખ વગાડ્યો. (૧૫)

વિવેચન–આ શ્લોકમાં શ્રીકૃષ્ણ પોતાને હૃષિકેશના સ્વરૂપે ઓળખાવે છે. તાત્પર્ય કે સર્વ ઇન્દ્રિયોના નિયંતારૂપે પોતાને અહીં જણાવી તદ્દગત કાર્યમાં પોતાના જ શંખને ધમે છે. તાત્પર્ય કે એ શંખના નાદથી શત્રુપક્ષની સેનાની ઇન્દ્રિયોમાં કોઈક પ્રકારનું વિચિત્ર દબાણ થઈ ઇન્દ્રિયો પોતપોતાનું કાર્ય કરવામાં નિસ્તેજ બને છે.

જ્યાં સુધી ઇન્દ્રિયોમાં સામર્થ્ય ટકી રહે છે ત્યાં સુધી વિરોધકારી દર્પ પ્રજ્વલિત રહે છે. શંખનો ધ્વનિ દર્પનો નાશ કરવા માટે છે. તાત્પર્ય કે સામર્થ્યનો નાશ કરવા માટે છે. સામર્થ્યનો નાશ થતાં સર્વનો નાશ થાય છે.

આ શ્લોકમાં અર્જુનને 'ધનંજય' નામથી કહેવામાં આવે છે. તાત્પર્ય કે ધનના ઉપર જય મેળવનાર–સમૂહના ઉપર જય મેળવનાર, જીવસમૂહોના પર જય મેળવનાર, આસુર જીવોના સમૂહો પર જય મેળવનાર. આ પ્રકારનો જય જ્યારે પ્રાપ્ત કરવો હોય ત્યારે અર્જુનની પાસે દેવે આપેલો જ શંખ ઉપયોગમાં આવે. જીવે પોતાની બુદ્ધિથી ઉત્પન્ન કરેલો શંખ કામમાં આવે નહીં. દેવના આપેલા શંખમાં કોઇક વિશેષ પ્રકારનું દૈવત્વ હોય છે. અને એ દૈવત્વના જ આધારે આસુરત્વનો નાશ કરાય છે.

આ શ્લોકમાં ભીમને 'ભીમકર્મા' અને 'વૃકોદર' આ બે નામ આપવામાં આવ્યાં છે. આ બેમાંથી પ્રથમ વૃકોદરને તપાસીએ. વૃક જેના ઉદરમાં છે એનું નામ વૃકોદર. વૃક=મહાપ્રાણ. આ મહાપ્રાણમાં બીજા બધા પ્રાણોનો આધાર રહે છે. એટલે સર્વ પ્રાણ ભગવાનના ઉદરમાં જે ગોઠવાયેલા હતા, તે બધાનું એક પ્રાણસ્વરૂપ કરી વૃકોદરને આપવામાં આવ્યું. આ મહાપ્રાણ ગદારૂપે હોય છે તાત્પર્ય કે એની કાંઇ આકૃતિની રચના કલ્પી શકીએ તો ગદારૂપે બને. આ પ્રકારની ગદા જે જગ્યાએ પડે, તે જગ્યાનો અને તેની અંદર રહેલા તત્ત્વોનો નાશ થાય એ સહજ છે. વળી એને ભીમકર્મા કહ્યું, એટલે વાસ્તવિક રીતે ભીમ ગદાનો વિશેષ ઉપયોગ કરે છે અને એની ગદા જ્યાં પડે છે ત્યાં નાશ થાય છે એની ઇતિહાસ સાક્ષી આપે છે. હવે એ ગદાના તાડનનિનાદ બનાવનાર પૌંડ્ર છે. નિનાદમાં

ધ્વનિ છે એ ધ્વનિ પૌંડ્ર બને છે, જ્યાં જ્યાં એ ધ્વનિ જાય છે, ત્યાં ત્યાંના પ્રાણી ગભરાટમાં પડે છે અને અવ્યવસ્થિત પ્રાણ પોતાની ક્રિયા સાંગોપાંગ કરી શકે નહીં.

अनन्तविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥

અન્વયાર્થ–अनन्त विजयम्–શંખનું નામ (નામ, अनन्तः विजयः यस्य બહુવ્રીહિ, પુ) राजा–રાજા (નામ, પ્ર. એ વ પુ राजन्) कुन्तीपुत्रः–કુન્તીપુત્ર (નામ, પ્ર એ. વ. પુ) युधिष्ठिरः–યુધિષ્ઠિર (નામ, પ્ર એ. વ પુ. युधि स्थिरः इति અલુક્ સમાસ) नकुलः–નકુલ (નામ, પ્ર. એ. વ. પુ) सहदेवः–સહદેવ (પ્ર. એ. વ પુ.) सुघोपमणिपुष्पकौ–સુઘોષ અને મણિપુષ્પક શંખના નામ (નામ, દ્વિ વ सुघोपश्च मणिपुष्पकश्च દ્વન્દ્વ)

ભાવાર્થ–કુન્તીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનન્તવિજય નામનો શંખ તથા નકુલ સહદેવે સુઘોષ અને મણિપુષ્પક નામના શંખો વગાડયા. (૧૬)

સુઘોષ–આ નામનો શંખ સહદેવ રાખે છે. સહદેવ છે એ હંમેશાં દેવની સાથે જ રહે છે. તાત્પર્ય કે દેવનો સ્વભાવ અંગીકાર કરે છે. એટલે એના શંખમાં ધ્વનિપૂરક દેવભાવ હોવાથી ઘોષ સુંદર થાય છે અને એ આસુરભાવનો નાશ કરે છે.

મણિપુષ્પક–આ શંખ નકુલ ધારણ કરે છે. પુષ્પક શબ્દ ઘણી વખતે વાદળને (મેઘને) લગાડવામાં આવે છે. એટલે મેઘ સદૃશ આ શંખ છે. સાથે સાથે મણિ પણ છે એટલે મુખ્ય મેઘસદૃશ આ શંખ છે. એનો ધ્વનિ પણ મેઘની ગર્જના જેવો ઉત્પાતસૂચક છે. અનુભવથી જણાય છે કે અતિગર્જન જીવને ગભરાવે છે. અને એ પ્રકારની ગભરામણ ઉપજાવનાર આ શંખનો ધ્વનિ છે. તાત્પર્ય કે શત્રુઓને ગભરાવવા આ પ્રકારની વ્યવસ્થા હોય છે.

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥

અન્વયાર્થ-काश्यः -કાશીરાજ (નામ, પ્ર. એ. વ. પુ) परमेष्वासः - ઉત્તમ ધનુષને નાંખનાર (વિશેષણ, परमाः इषवः अस्यन्ते બહુવ્રીહિ) शिखण्डी- શિખંડી (નામ, પ્ર. એ. વ પુ शिखण्डिन्) महारथः -મોટા રથવાળો (વિશેષણ) धृष्टद्युम्न.-ધૃષ્ટદ્યુમ્ન (નામ, પ્ર. એ. વ. પુ धृष्टद्युम्न) विराटः - વિરાટ; વિરાટ દેશનો (વિશેષણ) सात्यकिः -સાત્યકિ (નામ, પ્ર. એ. વ પુ.) अपराजितः -અજેય (વિશેષણ, न पराजितः नञ तत्पुरुष.)

ભાવાર્થ-ઉત્તમ ધનુષ નાંખનાર કાશીરાજ, મોટા રથવાળો શિખંડી, વિરાટનો રાજા ધૃષ્ટદ્યુમ્ન, અજેય સાત્યકિ. (૧૭)

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥१८॥

અન્વયાર્થ-द्रुपदः -દ્રુપદ (નામ, પ્ર એ. વ પુ) द्रौपदेयाः - દ્રૌપદીના પુત્રો (નામ, પ્ર. બ. વ. द्रौपद्याः पुत्राः) सर्वशः -બધી રીતે (અવ્યય) पृथिवी-पते-પૃથ્વીનો પતિ, રાજા (સંબોધન, એ વ.) सौभद्रः -સુભદ્રાનો પુત્ર (सुभद्रायाः पुत्रः सौभद्रः પ્ર એ. વ) महाबाहुः -બળવાન (વિશેષણ, महान् बाहुः यस्य इति બહુવ્રીહિ) शंखान्-શંખોને (નામ, દ્વિ. બ. વ. પુ. शंख) दध्मुः -વગાડયા (ક્રિયાપદ, પૂર્ણભૂતકાળ, ध्मा-धमति १ ગણ) पृथक् पृथक्-જુદા જુદા (અવ્યય.)

ભાવાર્થ-દ્રુપદ અને દ્રૌપદીના પુત્રો અને મોટા હાથવાળા સુભદ્રાના પુત્ર વગેરેએ બધી રીતે જુદા જુદા શંખો વગાડયા. (૧૮)

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

અન્વયાર્થ- सः -તે (સર્વનામ, પ્ર. એ વ. तद्) तुमुल. - ભયંકર (વિશેષણ) घोषः -નાદ (નામ, પ્ર. એ. વ) धार्तराष्ट्राणाम्-કૌરવોના, (નામ, ષષ્ઠી બ વ.) हृदयानि-હૃદયોને (નામ, દ્વિ. બ વ.) व्यदारयत्-ચીરી નાંખ્યા (વિન્દ १० ગણ, અનદ્યતન ૩ પુ. બ. વ) नभः -આકાશ (નામ દ્વિ એ. વ) पृथिवीम्-પૃથ્વીને (નામ, દ્વિ. એ. વ) व्यनुनादयन्-ગજાવી મૂકયા (ક્રિયાપદ.

वि+अनु+नद् કૃદંત, વિશેષણ)

ભાવાર્થ–ને ભયાનક અવાજે આકાશ અને પૃથ્વીને ગજાવી મૂક્યાં અને કૌરવોનાં હ્રદયને ચીરી નાખ્યાં. (૧૯)

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः ॥२०॥

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

अर्जुन उवाच ।

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥

અન્વયાર્થ–अथ–પછી (અવ્યય) महीपते–હે રાજન્ ! (સંબોધન) व्यवस्थितान्–ગોઠવાયેલા (વિશેષણ) धार्तराष्ट्रान्–કૌરવોને (નામ, દ્વિ. બ. વ. પુ). दृष्ट्वा–જોઈને (કૃદંત વિધેય) प्रवृत्ते–આરંભ થયેલું (ભૂ. કૃદંત, વિશેષણ) शस्त्रसंपाते–શસ્ત્ર ફેંકવાના આરંભ સમયમાં (નામ, સાતમી એ વ शस्त्राणां संपात. ષષ્ઠી તત્પુરુષ) कपिध्वजः–કપિધ્વજ (નામ, પ્ર. એ. વ. कपिः ध्वजां यस्य બહુવ્રીહિ) पाण्डवः–પાંડવ–અર્જુન (નામ, પ્ર. એ. વ. પુ. पाण्डोः अयम् इति पाण्डव.) धनुः–ધનુષ (નામ, દ્વિ. એ વ. નપુ धनुष्) उद्यम्य ઉઠાવીને (વિધેય કૃદંત, उत्+यम्) हृषीकेशम्–કૃષ્ણને (દ્વિ. એ વ. हृषीकाणां ईशः अयम् इति તત્પુરુષ.) इदम्–આ (સર્વનામ, દ્વિતીયા એ. વ. નપુ) आह બોલ્યો (ત્રૂનું ત્રીજો પુ. એ વ વર્તમાનકાળ, ક્રિયાપદ) सेनयोः–બે સેનાઓનો (નામ, છઠ્ઠી દ્વિ. વ) उभयोः–બન્ને (સર્વનામ, વિશેષણ) मध्ये–વચમાં (અવ્યય) मे–મારો (સર્વનામ, છઠ્ઠી એ વ. अस्मद्) रथम्–રથને; (નામ, દ્વિ એ. વ.) स्थापय–મૂકો, ગોઠવો (ક્રિયાપદ, બીજો પુ એ. વ ૧ ગણ, स्थानुं પ્રેરક આજ્ઞાર્થ) अच्युत–કૃષ્ણ, (નામ, સંબોધન)

ભાવાર્થ–પછી હે મહીપતિ ! ગોઠવાયેલા કૌરવોને જોઈને કપિધ્વજ પાંડવ (અર્જુન) જે શસ્ત્ર ફેંકવાને તથા ધનુષ ઉઠાવવાને તૈયાર હૃષીકેશને આ વાકય કહે છે : "બે સેના વચ્ચે મારા રથને હે

ગોઠવો." (૨૧)

यावदेतान्निरीक्ष्येऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सहयोद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥२२॥

અન્વયાર્થ–यावत्–જેથી (અવ્યય) एतान्–તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. एतद् પુ) निरीक्ष्ये–સારી રીતે જોઈ લઉં (ક્રિયાપદ, વ. કા. ૧ પુ. એ. વ. निर्+ईक्ष् ૧ ગણ) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ अस्मद्) योद्धुकामान्–લડવાને ઈચ્છનાર (નામ, દ્વિ બ વ. ઉપપદ) अवस्थितान्–ઊભેલા (ભૂ કૃદંત વિશેષણ) कैः–કોની સાથે (સર્વનામ, તૃ બ. વ किम् પુ) मया–મારે (સર્વનામ, તૃ. એ. વ अस्मद्) योद्धव्यम्–લડવું જોઈએ (કર્મણિ કૃદંત) अस्मिन्–આ (સર્વનામ, સાતમી એ. વ इदम्) रणसमुद्यमे–રણસંગ્રામમાં (નામ, સાતમી એ. વ)

ભાવાર્થ–જેથી લડવાને તૈયાર થયેલા-ઊભેલા તેઓને હું સારી રીતે જોઈ લઉં કે આ રણસંગ્રામ માટે કોને મારી સાથે લડવું જોઈએ. (૨૨)

વિવેચન–આ શ્લોકમાં અર્જુનને પાંડવના નામથી ઓળખાવે છે. જાણે સર્વ પાંડવોનો આ પ્રતિનિધિ ન હોય, એવું સમજાય છે. અને એ કારણે શત્રુનું સૈન્યબળ નિરીક્ષણ કરવા પ્રેરાતાં પોતાની ઈન્દ્રિયોના અધિનાયક શ્રીકૃષ્ણને 'હૃષીકેશ' નામથી સંબોધે છે. અને સાથે સાથે અંતમાં એને (શ્રીકૃષ્ણને) 'અચ્યુત' નામથી ઓળખાવે છે. અચ્યુત એટલે જેનો કોઈ પણ વખતે ભ્રંશ થતો નથી. જ્યાંસુધી દૈવી સંપત્તિનો ભ્રંશ થાય નહીં, ત્યાંસુધી જીવમાં પણ અચ્યુતતત્ત્વ રહે ખરું. દૈવી ભાવનો આસુરી ભાવ પર વિજય થાય છે.

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

અન્વયાર્થ–दुर्बुद्धेः–ખરાબ બુદ્ધિવાળા (વિશેષણ) धार्तराष्ट्रस्य–દુર્યોધનના (નામ, ષષ્ઠી એ. વ. પુ.) प्रियचिकीर्षवः–કલ્યાણ ચાહનારાઓ (વિશેષણ, વિશેષ્ય ये) ये–જેઓ (સર્વનામ, પ્ર બ. વ. यद् પુ.) एते–તેઓ (સર્વનામ, પ્ર બ. વ.

एतद् પુ.) अत्र-અહીં (અવ્યય) समागताः -આવેલા (ભૂ કૃદંત, વિશેષણ, सम्+आ+गम्) योत्स्यमानान्-લડવાને તૈયાર થયેલા (ભવિષ્ય કૃદન્ત) तान्-તેઓને (દ્વિ. બ વ तद् સર્વનામ) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ अस्मद्) अवेक्षे જોઉં (વર્તમાનકાળ ૧ પુ એ. વ अव+ईक्ष् ૧ ગણ)

ભાવાર્થ-ખરાબ બુદ્ધિવાળા દુર્યોધનના કલ્યાણ ચાહનારાઓ કે જેઓ અહીંઆં લડવાને તૈયાર થયેલા છે તેઓને હું જોઉં. (૨૩)

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

અન્વયાર્થ-एवम्-આ પ્રમાણે (અવ્યય) उक्तः-કહેવાયેલો (ભૂ કૃદંત, વિશેષણ) हृषीकेशः -કૃષ્ણ (નામ, પ્ર. એ વ.) गुडाकेशेन-અર્જુન વડે (નામ, તૃ. એ. વ. गुडाकायाः ईशः તત્પુરુષ) भारत-ધૃતરાષ્ટ્ર (સબોધન) सेनयोः-બે સેનાઓની (નામ, ષષ્ઠી દ્વિ. વ સ્ત્રીલિંગ सेना) उभयोः-બન્નેની (વિશેષણ) मध्ये વચમાં (અવ્યય) स्थापयित्वा-ગોઠવીને (વિધેય કૃદત) रथोत्तमम्-ઉત્તમ રથ (નામ, દ્વિ. એ. વ) भीष्मद्रोणप्रमुखतः-ભીષ્મ-દ્રોણની અગળ भीष्मश्च द्रोणश्च यस्य प्रमुखे वर्तते तत्र, (અવ્યયીભાવ સમાસ) सर्वेषाम्-બધાઓના (સર્વનામ, ષષ્ઠી બ. વ. પુ) महीक्षिताम्-પૃથ્વીને જોનારાઓ સભ્યો (નામ, ષષ્ઠી બ. વ. કૃદંત महीं ईक्षित् महीक्षित् तेषाम् महीक्षिताम् महीक्षित्) उवाच-કહ્યું (પૂર્ણ ભૂતકાળ ૩ પુ એ. વ वच् ૨ ગણ) पश्य-જો (આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ.) एतान्- તેઓને (સર્વનામ, દ્વિતીયા બ વ. एतद्) समवेतान्-ભેગા થયેલા (सम्+अव+इ કૃદંત વિશેષણ)

ભાવાર્થ-આ પ્રમાણે કહીને હે ભારત (ધૃતરાષ્ટ્ર) ! કૃષ્ણે અર્જુનને બે સેનાઓની વચમાં ભીષ્મ, દ્રોણ તથા બધા રાજાઓની આગળ ઉત્તમ રથને ગોઠવીને કહ્યું કે 'હે પાર્થ ! આ ભેગા થયેલા કૌરવોને જો.' (૨૪-૨૫)

વિવેચન-ગુડાકેશ-જેણે તામસ-નિદ્રા કબજે કરી છે, તેનું નામ ગુડાકેશ નિદ્રાના સામાન્ય રીતે ત્રણ પ્રકાર હોય છે. તામસ નિદ્રા મિથ્યા મોહને વધારે છે અને આસુરભાવને કેળવે છે. રાજસ નિદ્રા શરીર, મન વગેરેને સુરક્ષિત રાખીને શ્રમનુ નિવારણ કરે છે. સાત્વિક નિદ્રાને ઘણી જગ્યાએ યોગનિદ્રા કહેવામાં આવે છે આ પ્રકારની નિદ્રામાં શરીર, મન વગેરે નિશ્ચેષ્ટ દેખાય છે. છતાં પણ આંતરિક જાગૃતિ રહે છે. અને એ જાગૃતિ ભ્રમવિષયક શત્રુઓની સાથે વિલાસ કરવામા મદદરૂપ થાય છે.

અર્જુન એ ભક્તનો, સખ્ય પર્યંત આવેલા ભક્તનો જીવભાવ છે. તે ભગવાનની સાથે સખાધર્મ રાખે છે, એટલે શ્રીકૃષ્ણ પોતાનું સખાત્વ સિદ્ધ કરવા એના રથના નિયામક બને છે અને સાથે સાથે ચિહ્ન તરીકે શંકરના અવતાર હનુમાનને ધ્વજારૂઢ બનાવે છે. એ પણ એક ભક્ત છે. તાત્પર્ય કે ભક્ત ભક્તને સહાય કરે છે અને ભગવાન પણ ભક્તને સહાય કરે છે. આ પ્રમાણે દિવ્ય સહાય અર્જુનને પ્રાપ્ત થાય છે. છતાં પણ એને લૌકિક વ્યામોહ થાય છે અને એ લૌકિક વ્યામોહ ભક્તને શોભે નહીં એ કારણે શ્રીકૃષ્ણ પોતે ગુરુપદ પણ ધારણ કરે છે

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥
श्वसुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।

અન્વયાર્થ-तत्र-ત્યાં (અવ્યય) सेनयोः-સેનાઓની વચમાં (નામ, છઠ્ઠીનું દ્વિ વ સ્ત્રી सेना) उभयोः-બેની (વિશેષણ) अपश्यत्-જોયા (ક્રિયાપદ, ૩ પુ એ વ. અનદ્યતન ભૂતકાળ, પરસ્મૈ दृश् (પદય) ૧ ગણ) स्थितान्-ઊભેલા (ભૂતકૃદંત વિશેષણ, દ્વિ. બ વ) पार्थः-અર્જુન (નામ, પ્ર એ વ પુ) पितॄन्-કાકા, પિતરાઈઓ (નામ, દ્વિ બ વ. पितृ) अथ-પછી (અવ્યય) पितामहान्-દાદાઓ (નામ, દ્વિ બ વ પુ) आचार्यान्-ગુરુઓ (નામ, દ્વિ. બ. વ. પુ आचार्य) मातुलान्-મામાઓ (નામ, દ્વિ બ .વ) भ्रातॄन्-ભાઈઓ, पुत्रान्-પુત્રો सखीन्-મિત્રો श्वसुरान्-સસરાઓ सुहृदः-મિત્રો, સ્નેહી (सुहृत्-सुहृद्)

ભાવાર્થ-ત્યાં બે સેનાઓની વચમાં અર્જુને પિતાઓ, દાદાઓ,

આચાર્યો, મામાઓ, ભાઈઓ, છોકરા, પૌત્રો, મિત્રો, સસરાઓ, સ્નેહીઓ વગેરેને ઊભેલા જોયા (૨૬)

तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बंधूनवस्थितान् २७॥
कृपया परयाऽविष्टो विषीदन्निदमब्रवीत् ।

અન્વયાર્થ-तान्-તે (સર્વનામ, દ્વિ. બ. વ. तद्-પુલ્લિંગ) अवस्थितान्-ઊભેલા (ભૂ કૃદંત વિશેષણ अव+स्था) सर्वान्-બધાઓને; (સર્વનામ, દ્વિ બ. પુ. सर्व) बंधून्-ભાઈઓ (નામ, દ્વિ બ વ પુ वन्धु) समीक्ष्य-જોઈને (વિધેય કૃદંત) सः-તે (સર્વનામ, પ્ર. એ વ પુ) कौन्तेयः-અર્જુન (નામ, પ્ર. એ. વ. પુ) कृपया-કૃપાથી, દયાથી (નામ, તૃ. એ. વ. कृपा સ્ત્રીલિંગ) परया-પુષ્કળ, (વિશેષણ, તૃ. એ. વ परा સ્ત્રીલિંગ) आविष्टः-આવેશ પામીને (ભૂ. કૃ. વિશેષણ, પ્ર એ વ. પુ) विषीदन्-શોક કરતો (વ કૃ. વિશેષણ, પ્ર. એ. વ. वि+सीद्-૬ ગણ) इदम्-આ (સર્વનામ, દ્વિ. એ વ. નપુ इदम्) अब्रवीत्-બોલ્યો (ક્રિયાપદ, ૩ પુ એ વ. ब्रू ૨ ગણ, પરસ્મૈ)

ભાવાર્થ-તેઓ બધા બંધુઓને ઊભેલા જોઈને જે કૃપાથી પુષ્કળ આવેશ પામેલો હતો અને શોક કરતો હતો, તે કૌન્તેય આ પ્રમાણે બોલ્યો : (૨૭)

વિવેચન-આ શ્લોકમાં ભક્તના હૃદયની કોમળતા દેખાય છે; પરંતુ ભક્તમાં લૌકિક વ્યામોહ હોવો ન જોઈએ અને એ પ્રકારના વ્યામોહને ખસેડવા શ્રીકૃષ્ણ આગળના અધ્યાયોમાં ઉપદેશ કરે છે.

अर्जुन उवाच ।

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥

सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥

અન્વયાર્થ-दृष्ट्वा-જોઈને (વિધેય કૃદંત) इमम्-આ (સર્વનામ, દ્વિ. એ.

વ. इदम् પુ) स्वजनम्–સગાંઓ (નામ, દ્વિ. એ. વ. પુ. स्वजन) कृष्ण–હે કૃષ્ણ (સંબોધન) युयुत्सुम्–યુદ્ધની ઇચ્છાવાળા (વિશેષણ, Desiderative from युध् ૪ ગણ) समुपस्थितम्–ઊભેલા (ભૂ. કૃદંત વિ. सम्+उप+स्था) मम–મારા (છઠ્ઠી એ. વ. સર્વનામ अस्मद्) गात्राणि–શરીરના અવયવો (પ્ર. બ. વ. નપુ) सीदन्ति–નકામા પડે છે; ઢીલા પડે છે (ક્રિયાપદ, વર્તમાનકાળ ૩ પુ. બ. વ. सीद् પરસ્મૈ ૬ ગણ) मुखम्–મોઢું (પ્ર એ. વ. નપુ मुख) मे–મારા (સર્વનામ, છઠ્ઠી એ. વ. अस्मद्) शरीरे–શરીરમાં (નામ, સાતમી એ વ. નપુ. शरीर) वेपथुः–કંપ (નામ, પ્ર. એ. વ) रोमहर्षः–રોમાંચ (નામ, પ્ર. એ. વ.) जायते–થાય છે. (ક્રિયાપદ, ૩ પુ. એ. વ. વર્તમાનકાળ ૪ ગણ, આત્મનેપદ)

ભાવાર્થ– યુદ્ધની ઇચ્છાવાળા આ સ્વજનને ઊભેલા જોઇને હે કૃષ્ણ! મારા શરીરના અવયવો નકામા પડે છે; મોઢું સૂકાય છે; મારા શરીરમાં રોમાંચ અને કંપ થાય છે. (૨૮-૨૯)

વિવેચન– અર્જુન પોતાના શરીરના સંબંધમાં આવતા જુદા જુદા પ્રકારના સગપણ ધરાવનારાઓને 'સ્વજન' શબ્દથી મિથ્યા મોહ ધારણ કરી કલ્પના કરે છે. આ એનો શુદ્ધ અને વાસ્તવિક ભાવ નથી એ કારણે એને કલ્પિત મોહનો નાશ કરવા, ततो युद्धाय युज्यस्व नैवं पापम् अवाप्स्यसि। 'ત્યારે તું યુદ્ધમાં સામેલ થઈ જા; તને પાપ નહીં લાગે' એવો ઉપદેશ આપે છે. કારણ કે, કલ્પિત ભાવનો નાશ થયા વિના શુદ્ધ ભાવ આવી શકતો નથી. જીવને સ્વજન તો અંતર્યામી જ બની શકે છે. કારણ જીવ અંશ છે; અંતર્યામી અંશી છે. એટલે જીવના સ્વભાવધર્મથી જ અંશી સાથે એને નિત્ય સંબંધ છે. કાલ્પનિક સંબંધ કરતાં નિત્ય સંબંધને ટકાવવો જરૂરી છે. અને એવા જ કારણે લોકવ્યવહારમાં પ્રચલિત શાસ્ત્રોને मोह-शास्त्राणि કહેવામાં આવ્યાં છે.

आत्मकामाय सर्वम् प्रियम् भवति ।

गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

અન્વયાર્થ– हस्तात्–હાથમાંથી (નામ, ૫ મી એ. વ. પુ. हस्त)

**गाण्डीवम्**-ગાંડીવ (નામ, પ્ર. એ. વ. પુ. **गाण्डीव**) **स्रंसते**-સરી પડે છે (ક્રિયાપદ, ૩ પુ. એ. વ. આત્મને० **स्रंस्** ૧ ગણુ) **त्वक्**-ચામડી (નામ, પ્ર. એ. વ **त्वच्** સ્ત્રીલિંગ) **परिदह्यते**-બળે છે (ક્રિયાપદ, ૩ પુ. એ. વ. **परिन्दह्** ૧ ગણુ) **न**-નહી (અવ્યય) **शक्नोमि**-શક્તિમાન છું (ક્રિયાપદ ૩ પુ. એ વ. **शक्** ૫ મો ગણુ પરસ્મૈ.) **अवस्थातुम्**-ઊભા રહેવાને (હેત્વર્થ કૃદંત) **मे**-મારું (સર્વનામ, ૬ ઠ્ઠી એ. વ.) **मनः**-મન (નામ, પ્ર એ. વ. **मनस्** નપુ) **भ्रमति**-ભમે છે (ક્રિયાપદ, ૩ પુ. એ. વ. **भ्रम** ૧ ગણુ)

ભાવાર્થ- મારા હાથમાંથી ગાંડીવ સરી જાય છે, ચામડી બળે છે, ઊભો રહેવાને હું શક્તિમાન નથી અને મારું મન ભમે છે. (૩૦)

વિવેચન- કોઈ પણ કામ આનંદ અને ઉત્સાહથી થવા માટે ભગવદ્-પ્રેરણા જરૂરી છે. મિથ્યા મોહમાં માયાનાં વિકારી સ્વરૂપો પ્રગટ થાય છે અને આખા વ્યાપારમાં અંધાધૂંધી કરી મૂકે છે. અજ્ઞાન અને મોહને કપટ-ભાવે દાખલ કરે છે. વસ્તુને શુદ્ધ સ્વરૂપે ન દેખાડતાં આભાસરૂપે પ્રેરે છે; એટલું જ નહીં, પરંતુ જીવને કર્તવ્યભ્રષ્ટ કરે છે.

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥

च એટલે આનંદ આપનાર. મારામાં–જીવમાં રહેલા ઉત્પત્તિ અને નિયમન-વિભાવને પોષણ કરી આનંદ આપનાર. અર્જુનને એટલું તો ગ્રાહ્ય છે કે કેશવમાંથી આનંદ પ્રાપ્ત થાય છે. અને સ્વજનમાંથી (કુટુંબમાંથી) આનંદ પ્રાપ્ત થતો નથી. કદાચ મિથ્યા આનંદની પ્રાપ્તિ થાય ખરી, પણ શુદ્ધ આનંદ પ્રાપ્ત કરવાને કેશવને અહીં સંબોધે છે અને ઇચ્છે છે કે 'મારા માની લીધેલા સ્વજનમાં તું એવી કોઈ પ્રેરણા કર, જેથી આ નાશકાર્ય મારે કરવું ન પડે.'

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥३२॥

અન્વયાર્થ–**न काङ्क्षे**–હું ઇચ્છતો નથી (ક્રિયાપદ, ૧ પુ. એ. વ. વર્તમાનકાળ આત્મને. ૧ ગણુ **न**–અવ્યય) **विजयम्**–વિજયને (નામ, દ્વિ. એ. વ. પુ. **विजय**) **कृष्ण**–કૃષ્ણ (સંબોધન) **राज्यम्**–રાજ્યને (નામ, દ્વિ એ. વ નપુ. **राज्य**) **सुखानि**–સુખોને (નામ, દ્વિ. બ. વ. નપુ. **सुख**) **किम्**–શું (અવ્યય) **राज्येन**–રાજ્યથી (નામ, તૃ. એ. વ. નપુ) **गोविन्द**–કૃષ્ણ (નામ, સંબોધન) **भोगैः**–ભોગથી (નામ, દ્વિ બ. વ. નરજાતિ) **जीवितेन**–જીવનથી (નામ, તૃ. એ. વ. નપુ.) **नः**–અમને (સર્વનામ, ષષ્ઠી બ. વ. **अस्मद्** દ્વિતીયા અર્થે.)

ભાવાર્થ–હે કૃષ્ણ ! વિજયની ઇચ્છા હું રાખતો નથી અને રાજ્યની અને સુખની પણ. અમને હે ગોવિંદ ! રાજ્યથી, ભોગોથી કે જીવનથી શું ? (૩૨)

વિવેચન-गवाम् इन्द्रः=ગોવિંદ. गो સૂર્યનાં કિરણ-રશ્મિ, ઇન્દ્રિયો, પૃથ્વી, ગાય, વૃત્તિ, શ્રુતિ-વેદ, વનસ્પતિ, પ્રકૃતિ, વાણી, ચેતના. ચેતના એટલે શોધક શક્તિ. ઇન્દ્ર=અધિપતિ.

ઇન્દ્રમાં इद् ધાતુ છે, જેનો અર્થ થાય છે પ્રકાશ આપવો અને સત્તા આપવી. આ બે અર્થમાં इद् ધાતુનો ઉપયોગ છે. એટલે ઐશ્વર્ય-વાચક ઇન્દ્ર નામ છે, શબ્દ છે. આ શ્લોકમાં અર્જુન, પોતાના સખા કૃષ્ણને 'ગોવિંદ' નામથી સંબોધે છે. એમાં ભાવાર્થ એટલો જણાય છે કે અર્જુન નિત્ય સુખ, નિત્ય આનંદ મેળવવા પોતાની સમસ્ત વૃત્તિઓને

પ્રકાશ આપનાર ગોવિંદ પર સંપૂર્ણ ભાવ રાખી રાજ્ય ઈત્યાદિના પ્રલોભનથી મુકત થવા ઇચ્છે છે. આ એની ત્યાગવૃત્તિ તો ખરી; પરંતુ આ એની ત્યાગવૃત્તિ નૈસર્ગિક નથી, પણ માત્ર આવેશવાળી અને પ્રાસંગિકી છે.

येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥

અન્વયાર્થ–नः –અમારે, અમને (૬ઠ્ઠી બ. વ સર્વનામ, अस्मद्नું) येषाम्–જેઓને (૬ઠ્ઠી બ વ यद्નું) अर्थे–માટે (અવ્યય) राज्यम्–રાજ્યને (નામ, પ્ર. એ. વ નપુ) भोगाः –ભોગોને (નામ, પ્ર. બ. વ. પુ.) सुखानि–સુખો (નામ, પ્ર બ. વ. નપુ.) कांक्षितम्–ઇચ્છયુ (ભૂ કૃ વિશેષ) ते–તેઓ (સર્વનામ, પ્ર બ વ. પુ.) इमे–આ બધા (સર્વનામ, પ્ર. બ વ. પુ. इदम्) अवस्थिताः –ઊભેલા (ભૂ. કૃદંત વિશેષણ) युद्धे–યુદ્ધમાં (નામ, સાતમી એ. વ) प्राणान्–પ્રાણોને (નામ, દ્વિ. બ. વ નરજાતિ प्राण) धनानि–ધન (નામ, દ્વિ. બ. વ. નપુ. धन) त्यक्त्वा–છોડીને; (હેત્વર્થ કૃદંત) च–અને (અવ્યય)

ભાવાર્થ–જેઓને માટે રાજ્ય, ભોગ, સુખ, ઈષ્ટ છે, તેઓ યુદ્ધમાં પ્રાણ અને ધન છોડીને ઊભા છે. (૩૩)

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः सम्बन्धिनस्तथा ॥३४॥

અન્વયાર્થ–आचार्याः –ગુરુઓ (નામ, પ્ર બ પુ) पितरः –કાકાઓ (નામ, પ્ર. બ. વ પુ.) पुत्राः –પુત્રો तथा–તેમ (અવ્યય) पितामहाः –દાદાઓ (નામ, પ્ર બ. વ પુ.) मातुलाः –મામાઓ श्वशुराः –સસરાઓ पौत्राः –છોકરાના છોકરાઓ श्यालाः –સાળાઓ सम्बन्धिनः –સંબંધીઓ.

ભાવાર્થ–ગુરુઓ, કાકાઓ, છોકરાઓ અને દાદાઓ, મામાઓ, સસરાઓ, પૌત્રો, સાળાઓ તથા વળી સંબંધીઓ છે. (૩૪)

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।

अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५॥

અન્વયાર્થ-एतान्-તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. एतद् નું પુ) हन्तुम्-હણવાને (હેત્વર્થ કૃદંત) इच्छामि-ઈચ્છતો નથી (ક્રિયાપદ, ૧ લો. પુ. એ. વ. પરસ્મૈ. ૧ ગણ इच्छ्) घ्नतः-હણાયેલો (ભૂ. કૃદંત, વિશેષણ) मधुसूदन-કૃષ્ણ (સંબોધન) त्रैलोक्य-ત્રણ લોક સંબંધી (તદ્ધિત त्रिलोकेः इदम् त्रैलोक्यम्) राज्यस्य-રાજ્યનું (નામ, ६ ट्ठी એ વ. નપુ.) हेतोः-હેતુને માટે (નામ, ६ ટ્ઠી એ. વ.) महीकृते-પૃથ્વીને માટે (નામ, पृथ्वी अर्थम् અથવા पृथ्वीकृते ૪ થી એ વ)

ભાવાર્થ- હે મધુસૂદન ! હું હણાયેલો હોઉં તો પણ તેઓને ત્રણ લોકના રાજ્યને માટે મારી નાખવા ઈચ્છતો નથી; તો પછી પૃથ્વીના રાજ્ય માટે શું ? (૩૫)

વિવેચન- 'મધુસૂદન' શબ્દ કૃષ્ણને માટે વાપરે છે. કારણ કે અર્જુનને મોહ ઉત્પન્ન થયેલો છે. એ મોહ દૂર કરવાની જરૂર છે અને એ મોહ મધુસૂદન જ દૂર કરે અને એવા જ હેતુથી શ્રીકૃષ્ણને માટે મધુસૂદન શબ્દનો પ્રયોગ કરે છે. मधु=મોહ सूदन=નાશ કરનાર. મોહ, ભ્રમને ઉત્પન્ન કરે છે અને જ્યાંસુધી ભ્રમનો નાશ ન થાય, ત્યાં સુધી કોઈપણ વસ્તુનું શુદ્ધ સ્વરૂપ જણાય નહીં. એ કારણને લીધે વસ્તુમાં શુદ્ધ સ્વરૂપમાં ઉદ્‌બોધ થવાની જરૂર છે.

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥

અન્વયાર્થ-निहत्य-હણીને (વિધેય કૃદંત) जनार्दन-કૃષ્ણ (સંબોધન) धार्तराष्ट्रान्-કૌરવોને (નામ, દ્વિ. બ. વ.) नः-અમને (સર્વનામ, ૬ ટ્ઠી બ. વ. अस्मद्) का-શી (અવ્યય) प्रीतिः-ભાવ; પ્રસન્નતા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. प्रीति) स्यात्-થાય (ક્રિયાપદ, એ. વ. વિધ્યર્થ अस् ૨ ગણ પરસ્મૈ०) एतान्-તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. एतद्) हत्वा-મારીને (વિધેય કૃદંત) आततायिनः-પીડતા (નામ, દ્વિ. બ. વ.) अस्मान्-અમને (સર્વનામ, દ્વિ. બ. વ.) पापम्-

પાપને (પ્ર એ. વ નપુ पाप) आश्रयेत्–લાગે (ક્રિયાપદ, ૩ પુ. એ. વ વિધ્યર્થ પરસ્મૈ૦ ૧ ગણ आ+श्रि)

ભાવાર્થ– હે જનાર્દન ! કૌરવોને મારીને અમને શી પ્રસન્નતા થાય ? આતતાયી એવા તેઓને હણીને અમોને પાપ લાગે. (૩૬)

વિવેચન– निहत्यમાં नि ઉપસર્ગ. नितरम् અવ્યય છે, તેનું ટૂંકું રૂપ नि છે. તેને અર્થ : બધી રીતે हत्य-પૂર્ણ પ્રકારે નાશ. આ શ્લોકમાં ધાર્તરાષ્ટ્રોને હણીને અમને પાપ લાગશે એ પ્રકારે અર્જુન કહે છે અને સાથે સાથે એમ પણ જણાવે છે કે એ ધાર્તરાષ્ટ્રો 'આતતાયી' પણ છે. આતતાયીઓને હણવામાં દોષ નથી એમ શાસ્ત્ર કહે છે. અર્જુનને આ ભાન તો હોવું જ જોઇએ. પરંતુ ધાર્તરાષ્ટ્રો કાકાના છોકરાઓ છે અને તેમને મારવું એ મોહને લઈ ને અયોગ્ય લાગે છે, તેથી આ પ્રકારે ઉચ્ચારેલું હોવું જોઈ એ. जनार्दन માં जना–અવિદ્યા अर्दन–નાશ કરનાર.

तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥

અન્વયાર્થ–तस्मात्–તેથી (અવ્યય) न–નહીં (અવ્યય) अर्हा–યોગ્ય (વિશેષણ, વિ. वयम्) हन्तुम्–મારવાને (હેત્વર્થ કૃદંત) वयम्–અમે સર્વનામ, પ્ર. બ. વ अस्मत) धार्तराष्ट्रान्–કૌરવોને (નામ, દ્વિ. બ વ પુ) स्वबान्धवान्–પોતનાં સગાઓ (નામ, દ્વિ. બ વ પુ) स्वजनम्–સગાંઓને (નામ, દ્વિ. એ. વ. નપુ.) कथम्–કેવી રીતે (અવ્યય) हत्वा–મારીને (વિધેય કૃદંત) सुखिनः –સુખી (વિશેષણ, બ વ પુ. सुखिन्) स्याम–થઇશું (ક્રિયાપદ, ૧ પુ બ. વ असनुं વર્ત.કાળ પરસ્મૈ૦ ૨ ગણ) माधव–કૃષ્ણ (સંબોધન)

ભાવાર્થ–તેથી હે માધવ ! પોતાના સગાંઓને રાષ્ટ્રોને હણવાને અમો યોગ્ય નથી. પોતાનાં સગાઓને હણીને અમે કેવી રીતે સુખી થઇએ ? (૩૭)

यद्यप्येते न पश्यन्ति लोभोपहत चेतसः ।
कुलक्षयकृतं दोषं मित्र द्रोहे च पातकम् ॥३८॥

અન્વયાર્થ-यदि-જો (અવ્યય) अपि-પણ (અવ્યય)' एते-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. एतद्‌નું પુ.) न पश्यन्ति-જોતા નથી. (न અવ્યય, વર્તમાન કાળ, ૩ જો પુ. બ વ. दृश्‌નું પરસ્મૈ. ૬ ગણ) लोभोपहतचेतसः-લોભથી હણાયેલાં છે ચિત્ત જેઓનાં (નામ, પ્ર. બ. વ. लोभेन अपहृतानि चित्तानि येषाम्‌ બહુવ્રીહિ.) कुलक्षयकृतम्‌-કુલનો ક્ષય કરવાને (વિશેષણ) दोषम्‌-દોષ નામ, દ્વિ. એ. વ. પુ.) मित्रद्रोहे-મિત્રના દ્રોહમાં (નામ, સાતમી એ. વ.) पातकम्‌- પાપ (નામ, દ્વિ. એ. વ. નપુ.)

ભાવાર્થ- જો કે, જેમનાં ચિત્ત લોભથી હણાયેલાં છે, તેઓ કુલક્ષય કરવાનો દોષ તથા મિત્રદ્રોહમાં પાપ છે તે જોતા નથી. (૩૮)

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम्‌ ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥

અન્વયાર્થ- जनार्दन-હે કૃષ્ણ ! (સંબોધન जनाम्‌ अर्दयति इति અવિદ્યાનો નાશ કરનાર) कुलक्षयकृतम्‌-કુલનો ક્ષય થતો (વિશેષણ, સમાસ ઉપપદ कुलस्य क्षयम्‌ यः करोति तद्‌ ) दोषम्‌-દોષ (નામ દ્વિ. એ. વ.) प्रपश्यद्भिः-જાણનારાઓ વડે, બરાબર તપાસનારાઓ વડે (વ. કૃદંત, વિશેષણ) अस्माभिः-અમોથી, અમારાથી (સર્વનામ તૃ. બ. વ. अस्मत्‌ ) अस्मात्‌-આ (વિશેષણ, ૫ મી એ. વ. इदम्‌ નું) पापात्‌-પાપથી (નામ, ૫ મી એ. વ. નપુ.) निवर्तितुम्‌-દૂર કરવાને (હેત્વર્થ કૃદંત) कथम्‌-કેવી રીતે (અવ્યય) न ज्ञेयम्‌-વિચાર ન કરવો જોઈએ; નથી જાણી શકાયું. (ભવિષ્યકૃદંત)

ભાવાર્થ- હે જનાર્દન! કુળના ક્ષય પાપના દોષને જાણવાવાળા અમારા વડે આ પાપથી દૂર થવા અમારા વડે શું જણાતું નથી? (૩૯)

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥

અન્વયાર્થ- कुलक्षये-કુલના નાશમાં (નામ, સાતમી એ. વ. પુ.) कुलधर्माः-કુલના ધર્મો (નામ, પ્ર. બ. વ. પુ.) सनातनाः-ચાલતા (વિશેષણ) प्रणश्यन्ति-નાશ પામે છે. (ક્રિ. ૩ પુ. બ. વ. વર્તમાનકાળ प्र+नश्‌ ૪ ગણ પરસ્મૈ.).

**धर्मे**-ધર્મમાં (નામ, સાતમી એ. વ. પુ) **नष्टे**-નાશમાં (ભૂ કૃ વિશેષણ) **कृत्स्नम्**-આખો (વિશેષણ, વિશેષ્ય कुल) **कुलम्**-કુલ (નામ, દ્વિ. એ. વ. નપુ) **अधर्मः**-અધર્મ (નામ, પ્ર. એ વ. પુ) **अभिभवति**-નાશ કરે છે, હલ્લો કરે છે (દિ. વ. ૩ જો પુ. એ વ अभि+भू ૧ ગણ)

ભાવાર્થ- કુળના નાશમાં કુળના સનાતન ધર્મો નાશ પામે છે. ધર્મનાશ થયો એટલે અધર્મ આખા કુળનો નાશ કરે છે. (૪૦)

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥

અન્વયાર્થ- **अधर्मअभिभवात्**-અધર્મ વડે નાશ થવાથી, અધર્મ ઘણો વધવાથી (નામ, ૫ મીનું એ. વ. **अधर्मेन अभिभवः** તત્પુ૦) **कृष्ण**-કૃષ્ણ (નામ, સંબોધન) **कुलस्त्रियः** -કુળની સ્ત્રીઓ; (નામ, પ્ર. બ. વ. સ્ત્રી.) **प्रदुष्यन्ति**-દોષવાળી થાય છે (ક્રિયાપદ, વર્તમાનકાળ, ૩ જો પુ. બ. વ. **प्र+दुष्** ૪ ગણ પરસ્મૈ૦) **स्त्रीषु**-સ્ત્રીઓમાં (નામ, સાતમી બ. વ સ્ત્રી.) **दुष्टासु**-દૂષિત થવાથી (ભૂ. કૃ. વિશેષણ, (વિશેષ્ય **स्त्री** નુ) **वर्णसंकरः**-વર્ણસંકર (નામ, પ્ર એ. વ. પુ) **जायते**-થાય છે; (ક્રિયાપદ, વર્તમાનકાળ ૩ પુ. એ વ. **जन्** ૪ ગણ) **वार्ष्णेय**-કૃષ્ણ (वृष्णिवंशोत्पन्न, તદ્ધિત)

ભાવાર્થ- હે કૃષ્ણ ! અધર્મ વડે નાશ થવાથી કુલસ્ત્રીઓ દૂષિત થાય છે. હે વાર્ષ્ણેય ! દુષ્ટ સ્ત્રીઓમાં વર્ણસંકર જન્મે છે. (૪૧)

વિવેચન- 'અચ્યુત' અને 'વાર્ષ્ણેય' આ બે નામ કૃષ્ણને માટે જ્યારે જ્યારે ધર્મનો પુરસ્કાર કરવો હોય ત્યારે ત્યારે વાપરવામાં આવે છે. આ બધા શ્લોકોમાં, પોતાની સ્થિતિ કફોડી છે એવું અર્જુન માને છે અને સાથે સાથે એમ પણ સમજે છે કે આ યુદ્ધનું છેવટનું પરિણામ અધર્મ-પ્રવર્તનમાં આવે છે. એટલે જો છેવટે અધર્મની પ્રવૃત્તિ થાય, તો કેવળ નાશ જ છે. તો પછી ધર્મધુરંધર અચ્યુત અને વૃષ્ણિની આજ્ઞા માગે છે કે 'યુદ્ધમાં મારે જોડાવું કે ફારેગ થવું, તેની મને સમજ પડતી નથી.'

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।

पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥४२॥

અન્વયાર્થ-संकरः-વર્ણસંકર (નામ, પ્ર એ વ) नरकाय-નરકને માટે (નામ, ૪ એ. વ. નપુ. नरक) एव-જ (અવ્યય) कुलघ्नानाम्-કુળઘાતીઓને (નામ, ૬ બ. વ कुलम् हन्ति इति ઉપપદ પુ) च-અને (અવ્યય) कुलस्य-કુળને (નામ, ૬ એ. વ. નપુ कुल) पितरः-પિતૃઓ (નામ, પ્ર બ વ પુ पितृ) हि-નિશ્ચય (અવ્યય) लुप्तपिण्डोदकक्रियाः-જેઓને માટે પિંડ અને ઉદકક્રિયા લુપ્ત થઈ છે (लुप्ता: पिण्डःउदकम् क्रिया च एषाम् બહુવ્રીહિ) पतन्ति-પડે છે (ક્રિયાપદ, ૩ પુ બ વ पत् ૧ ગણ પરસ્મૈ૦) एषाम्-એમના (સર્વનામ ૬ ઠ્ઠી બ વ इदम् નુ નજાતિ)

ભાવાર્થ- વર્ણસંકર પ્રજા નરકને માટે છે. અને કુલઘ્નોના પિતૃઓ કે જેઓની પિંડ અને ઉદક તર્પણની ક્રિયા લોપ થઈ છે, તેઓ નરકમાં પડે છે (૪૨)

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥

અન્વયાર્થ- एतैः-આ (સર્વનામ, તૃ બ. વ एतद् નજાતિ) वर्णसंकरकारकै-વર્ણસંકર કરાવનાર (નામ, તૃ બ વ નજાતિ) कुलघ्नानाम्-કુળના ઘાતકોના (નામ, છટ્ઠી બ. વ પુ कुलघ्न) दोषैः-દોષોથી (નામ, તૃતીયા બ વ નજાતિ) शाश्वताः-હમેશા, સનાતન (વિશેષણ, વિશેષ્ય जातिधर्माः) जातिधर्माः-જાતિધર્મો (નામ, પ્ર બ વ પુ) कुलधर्माः-કુળધર્મો (નામ, પ્ર. બ વ પુ) उत्साद्यन्ते-નષ્ટ થાય છે (ક્રિયાપદ, કર્મણિ વ કાળ ૩ પુ બ. વ उत्+सद् આત્મને૦ ૬ ગણ)

ભાવાર્થ- આ વર્ણસંકર કરાવનાર દોષોથી કુળના ઘાતકોના સનાતન જાતિધર્મો નષ્ટ થાય છે (૪૩)

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरकेऽनियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥

અન્વયાર્થ-उत्सन्नकुलधर्माणाम्-નષ્ટ પામેલા છે કુળધર્મો જેના

(નામ ૬ ઠ્ઠી બ. વ उत्सन्नाः कुलधर्माः येषाम् બહુ.) मनुष्याणाम्–માણુસોના (નામ ૬ ઠ્ઠી બ વ. પુ.) जनार्दन–કૃષ્ણ (સંબોધન यः जनान् अर्दयति इति जनार्दनः) नरके–નરકમાં (નામ ૭ મી એ. વ. નપુ.) वासः–રહેઠાણ (નામ પ્ર. એ. વ. પુ) भवति–થાય છે (ક્રિયાપદ વ. કાળ ૩ પુ એ વ. भू ૧ ગણુ પરસ્મૈ.) अनुशुश्रुम–સાંભળ્યું છે (ક્રિયાપદ, પૂર્ણભૂતકાળ ૧ પુ બ. વ પરસ્મૈ૦ अनु+श्रु ૮ ગણ) अनियतम्–અનંતકાળ સુધી (વિશેષણ, વિશેષ્ય वासः)

ભાવાર્થ–હે જનાર્દન ! જેમના કુળધર્મો નષ્ટ પામેલા છે એવા માણસોનો નરકમાં અનંતકાળ સુધી વાસ થાય છે એમ મેં સાંભળ્યું છે. (૪૪)

अहो बत महत्पापं ,कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥४५॥

અન્વયાર્થ–अहो–અહો (અવ્યય) बत–ખરેખર, (અવ્યય) महत्–મોટું (વિશેષણ, વિશેષ્ય पापम्) पापम्–પાપ (નામ, દ્વિ. એ. વ. નપુ) व्यवसिताः–તૈયાર થયેલા છીએ (વિશેષણ, વિશેષ્ય वयम्) कर्तुम्–કરવાને (હેત્વર્થ કૃદંત) वयम्–અમો (સર્વનામ, પ્ર. બ. વ. अस्मद् ) यत्–જે (સર્વનામ, દ્વિ. એ. વ) राज्यसुखलोभेन–રાજ્યના સુખના લોભથી, (નામ, તૃતીયા એ. વ राज्यस्य सुखम् तस्य लोभः તત્પુ.) हन्तुम्–હણવાને (હેત્વર્થ કૃદંત) स्वजनम्–સ્વજનને, (નામ, દ્વિ. એ. વ પુ.) उद्यताः–તૈયાર થયેલા (ભૂ કૃ વિશેષણ, વિશેષ્ય वयम्)

ભાવાર્થ–અરે ! ખરેખર અમો મહાન પાપ કરવાને તૈયાર થયેલા છીએ કે જે રાજ્યસુખના લોભથી સગાંઓને હણવાને અમે તૈયાર થયેલા છીએ. (૪૫)

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

અન્વયાર્થ–यदि–જો (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) अप्रतीकारम्– ઉપાય વિનાનો (વિશેષણ, વિશેષ્ય माम् न प्रतीकार यस्य विद्यते इति બહુ ) अशस्त्रम्–શસ્ત્ર વિનાનો (નામ, દ્વિ. એ. વ. વિશેષણ)

शस्त्रपाणयः -શસ્ત્ર જેના હાથમાં છે એવા (વિશેષણ, વિશેષ્ય धार्तराष्ट्रः शस्त्रम् पाणौ यस्य इति બહુ૦) धार्तराष्ट्राः -કૌરવો (નામ, પ્ર. બ. વ. પુ.) रणे-યુદ્ધમાં (૭મી એ. વ. નામ પુ.) हन्युः હણે (ક્રિયાપદ, વિધ્યર્થ ૩ જો પુ. બ. વ. हन् ૨ ગણ આત્મને.) मे-મારું (સર્વનામ, ૬ઠ્ઠી એ. વ. अस्मद्‌નું) क्षेमतरम् વિશેષ કલ્યાણ (વિશેષણ, વિશેષ્ય तद्) भवेत्-થાય (ક્રિયાપદ, વિધ્યર્થ ૩ જો. પુ. એ. વ. भू ૧ ગણ)

ભાવાર્થ-જો શસ્ત્ર વિનાનાને અને ઉપાય વગરનાને શસ્ત્ર જેના હાથમાં છે એવા કૌરવો મને હણે તો મારું વિશેષ કલ્યાણ થાય. (૪૬)

संजय उवाच ।

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

અન્વયાર્થ-एवम्-એ પ્રમાણે (અવ્યય) उक्त्वा-કહીને (વિધેય કૃદંત) अर्जुनः-અર્જુન (નામ, પ્ર. એ. વ. પુ.) संख्ये-હું સમજુ છુ (ક્રિયાપદ ૧ લો પુ એ વ. વ. કાળ सम्+ख्या ૨ ગણ આત્મને) रथोपस्थ-રથ ઉપર બેઠેલો (વિશેષ વિશેષ્ય અર્જુન रथे उपतिष्ठति इति ઉપપદ સમાસ) उपाविशत्-બેઠો (ક્રિયાપ ભૂતકાળ ૩ પુ એ. વ. उप+आ+विश् ૫-૨મૈ૦ ૬ ગણ) विसृज्य-છોડીને (વિધેય કૃદંત) सशरम्-તીર સાથે (વિશેષણ) चापम्-બાણ (નામ, દ્વિ. એ. વ. પુ चाप) संविग्नमानसः-શોકથી શોકાતુર થયેલુ મન જેનું (વિશેષણ, વિશેષ્ય अर्जुनः शोकेन संविग्नं मनः यस्य इति બહુવ્રીહિ)

ભાવાર્થ-એ પ્રમાણે કહીને રથ ઉપર બેઠેલો તથા શોકાતુર મનવાળો અર્જુન તીર અને બાણ છોડીને બેઠો એમ હું (સંજય સમજું છું. (૪૭)

વિવેચન-શ્લોક ૪૨ થી ૪૬. આ શ્લોકોમાંનો વિષય આગળ ઉપર કહેવાઇ ગયેલો છે. છતાં પણ ફરીથી એ જ ભાવને પોષક શબ્દોથી કહે છે. આ જોતાં સમજાય છે કે અર્જુનમાં જીવભાવ અતિ પ્રબળ સત્તાએ છે અને તે કારણે વિશેષ વાસનામય છે. એ હેતુથી ધર્મનો કાંઇ વિશેષ વ્યામો જણાય છે. વાસનામય અવસ્થામાં એણે પોતે કલ્પી લીધેલા ધર્મને ધર્મ

# अध्याय २ – सांख्ययोग

सञ्जय उवाच ।

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

અન્વયાર્થ–तम्–તેને (સર્વનામ, દ્વિ એ વ तत् પુ) कृपया–કૃપાવડે (નામ, તૃ એ વ સ્ત્રી कृपा) तथा–એ પ્રમાણે (અવ્યય) अश्रुपूर्णाकुलेक्षणम्–અશ્રુથી પૂર્ણ અને આકુળ નેત્ર છે જેમના (વિશેષણ, વિશેષ્ય तम्, સમાસ अश्रुभिः पूर्णे आकुले च ईक्षणः यस्य तम् इति) आविष्टम्–આવેશ થયેલા ને (વિશેષણ, વિશેષ્ય तम्) विषीदन्तम्–ખેદવાળા (વર્તમાનકૃદંત, વિશેષણ, વિશેષ્ય तम्) इदम्–આ (સર્વનામ, દ્વિ એ વ इदम् વિશેષણ, વિશેષ્ય वाक्यम्) वाक्यम्–વાક્ય (નામ, દ્વિ. એ વ નપુ) उवाच–બોલ્યો (દ્વિ પૂર્ણ ભુતકાળ, ૩, પુ એ. વ वच् ૨ ગણ, પરસ્મૈ) मधुसूदनः–કૃષ્ણ (નામ, પ્ર એ વ. मधोः सूदनम् येन इति)

ભાવાર્થ–મધુસૂદને (અર્જુનને) જેની આંખો અશ્રુથી ભરેલી અને આકુળ છે તથા ખેદયુક્ત આવેશવાળો છે તેને આ વાકય કહ્યુ : (૧)

વિવેચન– વ્યાપક–સઘળી જગ્યાએ રહેલો અને વ્યાપ્ત ઘેરાયેલો. અમુક જગ્યાએ પુષ્કળ ધુમાડો હોય તો તે જગ્યા ધુમાડાથી ઘેરાયેલી છે, એટલે જગ્યા વ્યાપ્ત છે અને ધુમાડો વ્યાપક છે

સાખ્ય-ત્યાગ સાખ્યશાસ્ત્ર દ્વારા કપિલદેવજી ત્યાગનો ઉપદેશ કરે છે અને જ્યાંસુધી જીવ પોતાની મોહદશાનો ત્યાગ ન કરે ત્યાંસુધી તેને કોઈ પણ પ્રકારના જ્ઞાનનો સભવ નથી અહીં 'મધુસૂદન' શબ્દ દ્વારા મોહનો ત્યાગ કરાવી શ્રીકૃષ્ણ પોતે પ્રથમ સાંખ્યનો ઉપદેશ કરી કાંઇક જ્ઞાનના પગથિયા પર ચડાવે છે સાખ્યશાસ્ત્ર, પ્રકૃતિ, પુરુષ અને બીજાં ૨૪ તત્ત્વોને સ્વીકારે છે તેમાં પુરુષને નિષ્ક્રિય અને અલિપ્ત માને છે. પ્રકૃતિ અને ૨૪ તત્ત્વદ્વારા બધું થયા કરે છે, પણ ત્યાં પુરુષનો પ્રકૃતિ સાથે સંબંધ તો રહે છે આ સંબધ જ્યારે પૂર્ણ જ્ઞાન થતાં છૂટે, ત્યારે પુરુષનો મોક્ષ થાય છે તાત્પર્ય કે સાખ્યશાસ્ત્રના મત પ્રમાણે એકત્વ આવતું નથી, પણ અનેકત્વ આવે છે એટલે એ સાખ્યશાસ્ત્ર અભેદદર્શન કરાવી શકે નહીં.

श्रीभगवानुवाच ।

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥

અન્વયાર્થ-कुतः-ક્યાંથી (અવ્યય) त्वा-તને (સર્વનામ, દ્વિ એ. વ युष्मद्) कश्मलम्-કાળાશ, કલંક (નામ, પ્ર. એ વ નપુ) इदम्-આ (સર્વનામ, પ્ર એ વ નપુ) विषमे-અયોગ્ય સમયે (નામ, સાતમી એ. વ) समुपस्थितम्-ઉત્પન્ન થયેલુ (ભૂ કૃ વિશેષણ, વિશેષ્ય कश्मल) अनार्यजुष्टम्-અનાર્યોથી સેવાયેલું (ભૂ કૃદંત વિશેષણ, વિશેષ્ય कश्मल) अस्वर्ग्यम्-સ્વર્ગને માટે લાયક નહીં (વિશેષણ, વિશેષ્ય कश्मल) अकीर्तिकरम्-કીર્તિ નહીં મેળવનાર (વિશેષણ, વિશેષ્ય कश्मल) अर्जुन-હે અર્જુન ! (સંબોધન)

ભાવાર્થ- હે અર્જુન ! તને અયોગ્ય સમયે આ અનાર્યોથી સેવાયેલું, સ્વર્ગને માટે નાલાયક, અકીર્તિ ઉત્પન્ન કરે એવુ, કલંક ક્યાંથી ઉત્પન્ન થયું ? (૨)

વિવેચન-જીવની પાસે જે જ્ઞાન છે એ આભાસજ્ઞાન છે, વાસ્તવજ્ઞાન નથી આભાસજ્ઞાન મોહને ઉત્પન્ન કરે છે અને તેને સત્ય તરીકે માને છે. જ્યાંસુધી એના હૃદયમાં ભગવદ્શક્તિની ખીલવણી થતી નથી, ત્યાં સુધી આવા પ્રકારનુ આભાસજ્ઞાન ટકે છે અને ભ્રમમા પડે છે. એટલે એને સન્માર્ગ સૂઝતો નથી મિથ્યાજ્ઞાન અંતઃકરણમા રહેલી ગુપ્ત શક્તિઓનો

વિકાસ કરવામાં બાધક નીવડે છે એટલું જ નહીં, પરંતુ શક્તિઓનો હ્રાસ કરે છે. એ શક્તિઓનો હ્રાસ અર્જુનમાં કલૈબ્ય (શક્તિહીનપણું) દેખાડે છે

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परन्तप ॥३॥

અન્વયાર્થ– क्लैब्यम्–કાયરતા (નામ, દ્વિ. એ. વ. નપુ) मा નહીં (અવ્યય) स्म–પ્રસિદ્ધ (અ)गमः–પામ નહીં (ભૂતકાળ, ૨ પુ એ. વ. गम्) पार्थ–અર્જુન (સંબોધન) न–નહીં (અવ્યય) एतत्–આ (સર્વનામ, પ્ર. એ. વ.) त्वयि–તારામાં (સર્વનામ, સપ્તમી એ. વ. युष्मत् સર્વનામ) उपपद्यते–ઉત્પન્ન થવું જોઈએ (ક્રિયાપદ, વ. કાળ સ્વભેદ ૩ પુ એ વ. उप+पद् ૧ ગણ) क्षुद्रम्–હલકું (વિશેષણ, વિશેષ्य हृदयदौर्बल्यम्) हृदयदौर्बल्यम्–હૃદયનું હલકાપણું (નામ, દ્વિ. એ. વ.) त्यक्त्वा–છોડીને (વિધેયાર્થ કૃદંત) उत्तिष्ठ–ઊભો થા (ક્રિયાપદ, આજ્ઞાર્થ ૨. પુ. એ. વ. उत्+स्था ૧ ગણ પરસ્મૈ.) परंतप–અર્જુન (સંબોધન) परान् तापयति इति ઉપપદ)

ભાવાર્થ– હે અર્જુન ! તું કાયર થા નહીં કાયરતા તને યોગ્ય નથી. માટે ક્ષુદ્ર હૃદયનું દૌર્બલ્ય છોડીને હે પરંતપ ! તૈયાર થા (૩)

अर्जुन उवाच ।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

અન્વયાર્થ–कथम्–કેવી રીતે (અવ્યય) भीष्मम्–ભીષ્મને (નામ દ્વિ. એ. વ પુ. भीष्म) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद् નું) द्रोणम्–દ્રોણ (નામ, દ્વિ. એ. વ. પુ. द्रोण) मधुसूदन–કૃષ્ણ, મધુ નામના દૈત્યને મારનાર (સંબોધન, मधु सूदति इति ઉપપદ) इषुभिः–બાણોથી (નામ, તૃ. બ. વ.) प्रतियोत्स्यामि–સામો લડી શકીશ (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૧ પુ. એ. વ. प्रति+युध् ૪ ગણ પરસ્મૈ.) पूजा अर्हौ–પૂજાને લાયક (વિશેષણ, વિશેષ્ય भीष्म+द्रोण) अरिसूदन–અરિને મારનાર–કૃષ્ણ (સંબોધન) संख्ये–રણભૂમિમાં (નામ, સપ્તમી એ. વ.) संख्ये–હું વિચારું (ક્રિયાપદ, વં. ૧ પુ. એ. વ. सम्+ख्या ૨ ગણ)

ભાવાર્થ-હે મધુસૂદન ! ભીષ્મ અને દ્રોણ જે પૂજાવાને લાયક છે, તેમની સામે રણભૂમિમાં હે અરિસૂદન ! હું કેવી રીતે લડી શકું ? (૪)

વિવેચન- આગલા શ્લોકમાં અર્જુનને 'પરંતપ' શબ્દથી સંબોધે છે અર્જુનને ખબર છે કે શત્રુને તપાવવો એ કામ પૂરતી શક્તિ હવે એનામા રહી નથી, એટલે દીનભાવે શ્રીકૃષ્ણને 'અરિસૂદન' શબ્દથી સંબોધે છે.

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान् ॥५॥

અન્વયાર્થ-**गुरून्**-ગુરુને (નામ, દ્વિ. બ. વ. પુ) **अहत्वा**-ન મારીને (વિધેયર્થ કૃદંત) **हि**-નિશ્ચયથી (અવ્યય) **महानुभावान्**-મહાન પરાક્રમવાળા (વિશેષણ, વિશેષ્ય **गुरून्**) **श्रेयः**-કલ્યાણને (નામ, પ્ર એ. વ નપુ **श्रेयस्**) **भोक्तुम्**-ભોગવવાને (હેત્વર્થ કૃદંત) **भैक्ष्यम्**-ભિક્ષા માગવી તે (નામ, પ્ર એ વ નપુ **भैक्ष्य**) **अपि**-પણ (અવ્યય) **इह**-આ (અવ્યય) **लोके**-લેકમાં (નામ, સપ્તમી એ વ. પુ) **हत्वा**-હણીને (વિધેય કૃદંત) **अर्थकामान्**-અર્થની ઇચ્છાવાળા (વિશેષણ, વિશેષ્ય **गुरून्**) **तु**-તો (અવ્યય) **गुरून्**-ગુરૂઓને (નામ, દ્વિ બ. વ. પુ **गुरु**) **इह**-આ લોકમા (અવ્યય) **एव**-ચોક્કસ (અવ્યય) **भुञ्जीय**-હું ભોગવું (ક્રિયાપદ, વિધ્યર્થ ૧ પુ એ વ **भुज्** ૭મો ગણ આત્મને.) **भोगान्**-ભોગોને (નામ, દ્વિ બ વ. પુ **भोग**) **रुधिरप्रदिग्धान्**-લોહીથી ખરડાયેલા (ભૂતકૃદંત, વિશેષણ, વિશેષ્ય **भोगान्** **प्र+दिह्** ૪ ગણ)

ભાવાર્થ- મહાન પરાક્રમવાળા ગુરુઓને હણવા કરતાં આ લોકમાં ભૈક્ષ્ય જ (ભીખ માંગવી) કલ્યાણરૂપ છે અર્થની ઇચ્છાવાળા ગુરુઓને હણીને આ લોકમાં તો હું રુધિરથી ખરડાયેલા જ ભોગોને ભોગવું (૫)

વિવેચન- આ શ્લોકમાં અર્જુન પોતાનો અંતિમ અભિપ્રાય ભગવાનને નિવેદન કરે છે એમાં સાર એટલો જ જણાય છે કે હું તારી સાથે સખાભાવથી રહું છું અને તેના બદલામાં તારુ સત્ત્વ તો મને કાંઈ પ્રાપ્ત

થાય નહીં તેગી કેવળ ભિક્ષા પર મારું જીવન ટકાવવું એ મારે માટે તો વધારે શ્રેયસ્કર છે. આ બધાને મારીને મારે તો માત્ર અર્થ અને કામના (મોહ) જેમાં મુખ્ય છે, તે ભોગો જ મારે ભોગવવાના છે કે તારી સાથે સખ્ય દ્વારા ઊંચા ભાવો તૈયાર કરવાના છે ?

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

અન્વયાર્થ–न च–અને નહીં (અવ્યય) एतद्–તે (સર્વનામ, દ્વિ. એ વ. નપુ.) विद्म–અમે જાણીએ છીએ (ક્રિયાપદ, વ. કાળ ૧ લો પુ બ. વ विद् ૨ ગણ પરસ્મૈ.) कतरत्–કોણ (સર્વનામ, પ્ર એ વ. નપુ) नः–અમારા (સર્વનામ, ૬ ઠ્ઠી બ. વ.) गरीयः–મોટું (વિશેષણ, વિશેષ્ય कतरत्) यद्वा–અથવા તો (અવ્યય) जयेम–જીતીએ (ક્રિયાપદ, ૧ લો પુ બ. વ. વિધ્યર્થ ૧ ગણ પરસ્મૈ.) वा–અથવા કે (અવ્યય) नः–અમને (સર્વનામ, દ્વિ. બ વ. अस्मद्) जयेयुः–જીતે (ક્રિયાપદ, વિધ્યર્થ ૩ પુ. બ. વ. जय् ૧ ગણ પરસ્મૈ) यान्–જેઓને (સર્વનામ, દ્વિ બ. વ. પુ) हत्वा–હણીને (વર્તમાન કૃદંત) जिजीविषामः–અમે જીતવાની ઈચ્છા કરીએ (ક્રિયાપદ, ઇચ્છાદર્શકકાળ ૧ લો પુ બ વ. जीव् પરસ્મૈ. ૧ ગણ) ते–તેઓ (સર્વનામ, પ્ર બ વ પુ) अवस्थिताः–ઊભા રહેલા (ભૂતકૃદંત, વિશેષણ, વિશેષ્ય ते) प्रमुखे–આગળ, સામે (નામ, સપ્તમી એ. વ નપુ. प्रमुख) धार्तराष्ट्राः–કૌરવો (નામ, પ્ર બ વ. પુ)

ભાવાર્થ–અમે જાણતા નથી કે અમારામાં કોણ મોટું છે અને અમે જાણતા નથી કે અમે જીતીએ કે અમને તેઓ જીતે; જેમને હણીને અમે જીવવાની ઈચ્છા કરીએ નહીં તેવા ધાર્તરાષ્ટ્રના પુત્રો અમારી પાસે ઊભા રહેલા છે. (૬)

વિવેચન–જો કે અર્જુનને આટલી ખબર તો હોવી જોઈએ કે જે તરફ કૃષ્ણ સહાયક હોય છે, તેનો જ જય હોય છે; છતાં પણ આ શ્લોકમાં એને સ્મૃતિભ્રમ થયો છે અને એ કારણે પોતાનો નિશ્ચલ ભાવ ખોયો છે.

कार्पण्यदोपोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ॥
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

અન્વયાર્થ–**कार्पण्यदोपः**–કાયરતારૂપી દોષથી (**कार्पण्यं एव दोपः तेन उपहतः स्वभावः यस्य** વિશેષણ) **अपहत स्वभावः**–જેનો સ્વભાવ મરી ગયો છે (**अहम्** બહુવ્રીહિ) **पृच्छामि**–હું પૂછુ છુ (ક્રિયાપદ, વ કાળ ૧ પુ એ વ **पृच्छ्** ૬ ગણુ પરમૈ) **त्वाम्**–તને (સર્વનામ, દ્વિ. એ. વ) **धर्मसंमूढचेताः**–જેનુ ચિત્ત ધર્મમાં મુગ્ધ થયેલુ છે (વિશેષણ, વિશેષ્ય **अहम् धर्मेण संमूढं चेतः यस्य इति** બહુવ્રીહિ) **यत्**–જે (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય **श्रेयः**) **श्रेयः**–કલ્યાણ (નામ, પ્ર એ વ નપુ **श्रेयस्**) **स्यात्**–થાય (ક્રિયાપદ, વિધ્યર્થ ૩ પુ. એ વ **अस्** ૨ ગણ) **निश्चितम्**–નિશ્ચય થયેલુ (વિશેષણ, વિશેષ્ય **श्रेयः**) **तत्**–તે (સર્વનામ, દ્વિ. એ વ **तद्** પુ) **ब्रूहि**–કહે ક્રિયાપદ, આજ્ઞાર્થ ૨ પુ એ વ આત્મને ૨ ગણ **ब्रू**) **मे**–મને (સર્વનામ, ચતુર્થી એ. વ) **शिष्यः**–શિષ્ય (નામ, પ્ર એ વ. પુ **शिष्य**) **ते**–તારો (સર્વનામ **षष्ठी** એ વ **युष्मत्**) **अहम्**–હુ (પ્ર. એ વ સર્વનામ **अस्मद्**) **शाधि**–સમજાવ (ક્રિયાપદ આજ્ઞાર્થ ૨ પુ **शास्** ૨ ગણ) **माम्**–મને (સર્વનામ, દ્વિ એ વ **अस्मद्**) **त्वाम्**–તને, આપને, તારે (સર્વનામ, દ્વિ એ. વ **युष्मत्**) **प्रपन्नम्**–શરણે આવેલા (વિશેષણ, વિશેષ્ય **माम्**)

**ભાવાર્થ**–કાર્પણ્યરૂપી દોષથી જેનો સ્વભાવ મરી ગયો છે, જેનું ચિત્ત ધર્મમા (ફરજોમા) મુગ્ધ થયેલુ છે એવો હું તમને પૂછુ છું જે મારું નિશ્ચિત કલ્યાણ હોય તે મને કહો હુ તારો શિષ્ય છું, તારે શરણે આવેલા મને સમજાવ (૭)

**વિવેચન**–ઉપ–સમીપ+હત–નાશ થયેલુ. ઉપહત શબ્દ નાશ થયેલા જેવી સ્થિતિ બતાવે છે જો કાર્પણ્યભાવ વિશેષ વધી જાય તો તદ્દન નાશ થઇ જાય સ્વભાવનો જો નાશ થય તો જીવની સ્થિતિ રહે નહીં એટલે જીવને મૂઢતા પ્રાપ્ત થાય એ દશા ન થવા માટે પોતાનો સખાભાવ ત્યજી શિષ્યભાવ અગીકાર કરે છે અને શરણે જાય છે. શરણે આવતા શિષ્યને

યોગ્ય ઉપદેશ આપવો એ પ્રકારનો ગુરુધર્મ શ્રીકૃષ્ણ સ્વીકારે ')

न हि प्रपश्यामि ममापनुद्या-
द्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

અન્વયાર્થ-भूमौ-ભૂમિ ઉપર (નામ, સપ્તમી એ વ સ્ત્રી भूमि) असपत्नम्-બીનહરીફ (વિશેષણ, વિશેષ્ય राज्यम्) ऋद्धम्-સમૃદ્ધિવાળું (વિશેષણ, વિશેષ્ય राज्यम्) सुराणाम्-દેવોનું (નામ, ષષ્ઠી બ પુ सुर) आधिपत्यम्-અધિપતિપણું) નામ, દ્વિ એ. વ) अवाप्य-મેળવીને (વિધેય કૃદંત) न-|હિ (અવ્યય) हि-કારણ કે (અવ્યય) प्रपश्यामि-જોઉં છું (ક્રિયાપદ, વર્તમાનકાળ ૧ પુ એ વ प्र+दृश् ૬ ગણ પરસ્મૈ-) यत्-જેથી, જે (સર્વનામ, પ્ર એ વ નપુ) इन्द्रियाणाम्-ઇન્દ્રિયોનું (નામ, ષષ્ઠી બ વ) उत्शोषणम्-સૂકવી નાખનાર (વિશેષણ, વિશેષ્ય शोकम्) शोकम्-શોકને (નામ, દ્વિ એ વ अपनुद्यात्-દૂર કરે, દૂર થાય (ક્રિયાપદ, વિધ્યર્થ ૩ પુ એ વ अप+नुद् પરસ્મૈ ૧૦ ગણ)

ભાવાર્થ-કારણ કે હું જોતો નથી કે, ભૂમિ ઉપરનું બીનહરીફ રાજ અને દેવલોકનું આધિપત્ય મેળવીને પણ ઇન્દ્રિયોને સૂકવનાર મારો શોક દૂર થાય (૮)

વિવેચન-सपत्नम्-હરીફાઇ, તેનાથી વિરુદ્ધ असपत्नम्-બીન હરીફાઇ, નિષ્કંટક.

संजय उवाच । (સંજય બોલ્યો)

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥

અન્વયાર્થ-एवम् એમ (અવ્યય) उक्त्वा-કહીને (વિધેય કૃદંત) हृषीकेशम्-હૃષીકેશને (નામ, દ્વિ એ વ हृषीकाणाम् ईशः તત્પુરુષ) गुडाकेशः-

અર્જુન (નામ, પ્ર એ વ) **परंतप**-ધૃતરાષ્ટ્ર (સંબોધન) **न**-નહિ (અવ્યય) **योत्स्ये**-લડીશ (ક્રિ ભવિષ્યકાળ ૧ પુ એ **युध्** ૪ ગણ આત્મને૦) **इति**-એમ (અવ્યય) **गोविन्दम्**-કૃષ્ણને (નામ, દ્વિ એ. વ **गवाम् इन्द्रः इति** તત્પુરુષ) **उक्त्वा**-કહીને (વિધેય કૃદંત) **तूष्णीम्**-શાન્ત (અવ્યય) **बभूव**-થયો (ક્રિ પૂર્ણ ભૂતકાળ ૩ પુ એ વ **भू** ૧ ગણ પરસ્મૈ૦) **ह**-સ્પષ્ટ (અવ્યય)

ભાવાર્થ- એ પ્રમાણે અર્જુને હૃષીકેશને એમ કહ્યુ અને 'હે ધાર્તરાષ્ટ્ર ! હુ લડીશ નહિ' 'એમ ગોવિન્દને સ્પષ્ટ કહીને (અર્જુન) શાન્ત થયો. (૯)

વિવેચન-આ શ્લોકમા 'પરંતપ' શબ્દ સંજય, ધૃતરાષ્ટ્રને માટે વાપરે છે. આળસ વિનાના શિષ્યને જિતેન્દ્રિય ગુરુ તરફથી જે કાંઇ પણ બોધ થાય, તે બધો જ બોધ પરમ કલ્યાણકારક બને છે

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥१०॥

અન્વયાર્થ-**तम्**-તેને (સર્વનામ, દ્વિ એ. વ. પુલ્લિંગ) **उवाच**-કહ્યું (ક્રિ. પૂ ભૂ ૩ પુ એ વ **वच्**) **हृषीकेशः**-કૃષ્ણ (નામ પ્ર. એ વ) **प्रहसन्**-હસતા (વિશેષણ, વિશેષ્ય **हृषीकेश** વ કૃ) **इव**-જેવો, પેઠે (અવ્યય) **भारत**-ધૃતરાષ્ટ્ર (સંબોધન) **सेनयोः**-બે સેનાની (નામ, ષષ્ઠી દ્વિ. વ સ્ત્રી **सेना**) **उभयोः**-બે (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય **सेनयोः**) મધ્યે-વચમા (નામ, ૭મી એ વ) **विषीदन्तम्**-શોકવાળાને (વિશેષણ, વિશેષ્ય **तम्**) **इदम्**-આ (સર્વનામ, દ્વિ એ. વ) **वचः**-વચન (નામ, દ્વિ. એ વ. નપુ)

ભાવાર્થ-હે ભારત ! બે સેનાની વચમાં શોકવાળાને તેને જાણે હસતા હોય તેમ હૃષીકેશે આ વચન (નીચેનું વચન) કહ્યું : (૧૦)

श्री भगवानुवाच ।

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥११॥

સાધક થઈ ધીર બનાવી શકે છે. બ્રહ્મભાવમાં અનુભવ કરવાને ધીરતાની જરૂર છે. સંસારમાં અનુભવ કરવામાં આવે તો ધીરતા ગુમાવે છે. મતલબ કે ભ્રષ્ટતા પ્રાપ્ત થાય છે.

કોઈક 'ધીર' છે જે આત્માને પ્રત્યક્ષ જોઈ શકે છે. (कश्चित् धीरः प्रत्येगात्मानं वेक्षत्)

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४॥

અન્વયાર્થ-मात्रास्पर्शाः-ઇન્દ્રિય અને વિષયોના સંયોગો, માત્રાનો સ્પર્શ, પંચમહાભૂતનું મૂળ સ્વરૂપ (નામ, પ્ર. બ. વ) कौन्तेय-અર્જુન (સંબોધન) शीतोष्णसुखदुःखदाः-શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ આપનાર (નામ, પ્ર. બ. વ. शीतं उष्णं सुखं दुःखं ददाति ते ઉપપદ સમાસ) आगमापायिनः-આવતાંની સાથે દુઃખ આપનારા (નામ, પ્ર. બ. વ. आगमे एव अपायिनः કર્મધારય) अनित्याः-અશાશ્વત (વિશેષણ, વિશેષ્ય मात्रास्पर्शाः) तान्-તેઓને (સર્વનામ, દ્વિ બ. વ.) तितिक्षस्व-સહન કર (ક્રિયાપદ, આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. त्यज् ઇચ્છાદર્શક) भारत-અર્જુન (સંબોધન)

ભાવાર્થ- હે કૌન્તેય ! શીત, ઉષ્ણ, સુખ અને દુઃખને આપનારા ઇન્દ્રિયો અને વિષયોના સંયોગો છે અને તેઓ શરૂઆતથી જ દુ.ખ આપનારા, નાશવંત હોવાથી હે અર્જુન ! તેઓને (સુખદુઃખાદિને) સહન કર. (૧૪)

વિવેચન-કુન્તીપુત્ર કહેવા દ્વારા અર્જુનને ભક્તિમાન્ (ભક્તિવાળો) જણાવે છે. ભક્તિવાળો જીવ તો ભગવદિચ્છા એકદમ સમજી જાય છે અને તે પ્રમાણે આનાકાની વગર ક્રિયામાં જોડાઇ જાય છે. અર્જુન ક્રિયામાં જોડાતો ન હોવાથી અહીં તેનો ઉપહાસ કરે છે.

यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥

અન્વયાર્થ-यम्-જેને (સર્વનામ, દ્વિ. એ. વ. यत्नुं પુ) हि-નિશ્ચય (અવ્યય) न-નહિ (અવ્યય) व्यथयन्ति-દુઃખ આપે છે (ક્રિ. વ. કાળ ૩ પુ. બ.

વ. વ્યય્ ૧૦ ગણ) एते–આ (સર્વનામ, પ્ર. બ. વ. एतद्) पुरुषम्-પુરુષને (નામ, દ્વિ. એ. વ.) पुरुषर्षभ–અર્જુન (સંબોધન, पुरुषेषु ऋषभः તત્પુ.) समदुःखसुखम्–સમાન છે સુખ અને દુઃખ જેને (વિશેષણ, વિશેષ્ય समं सुखं दुःखं च यस्य इति) धीरम्–ધીર (વિશેષણ, વિશેષ્ય पुरुषम्) सः–તે (સર્વનામ, પ્ર એ. વ. तद्) अमृतत्वाय–અમૃતત્વને માટે (નામ, ચતુર્થી એ. વ.) कल्पते–યોગ્ય છે (ક્રિયાપદ વ. કાળ ૩ પુ. એ. વ कल्प् ધાતુ ૧ ગણ.)

ભાવાર્થ–જે સમસુખદુઃખવાળા ધીર પુરુષને આ ૧૪ મા શ્લોકમાં બતાવેલા मात्रास्पर्शाः વ્યથા કરતા નથી તે પુરુષ અમૃતત્વને માટે યોગ્ય છે. (૧૫)

વિવેચન–अमृतत्व એટલે અમૃતપણું. આ શબ્દ બ્રહ્મવાચક છે. એ બ્રહ્મના વિભાવો નીચે પ્રમાણે છે :

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
आपो ज्योती रसोमृतं ब्रह्म भू र्भुवः स्वः ओम्
જલ અગ્નિ–તેજ શબ્દભાવ રસ એની ઉત્પત્તિ વાયુમાંથી થાય છે. અમૃત, બ્રહ્મ, પૃથ્વી, અંતરિક્ષ, સુખમય ભાવો–સ્વર્ગ, અક્ષરબ્રહ્મ.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

અન્વયાર્થ–असतः–નથી તેનો (નામ, ષષ્ઠી એ. વ) विद्यते–જણાય છે (ક્રિ. કર્મણિ વ. કાળ ૩ પુ. એ. વ. विद् ૨ ગણ) भाव–અસ્તિત્વ, હોવાપણું (નામ, પ્ર. એ. વ. પુ. भाव) अभावः–નહિ હોવાપણું (નામ, પ્ર. એ. વ.) विद्यते–જણાય છે (ક્રિ. વ. કાળ કર્મણિ ૩ પુ એ. વ. विद्) सतः – છે તેનો (નામ, ષષ્ઠી એ. વ.) उभयोः–બન્નેનો (સર્વનામ, ષષ્ઠી દ્વિ. વ.) अपि–પણ (અવ્યય) दृष्टः–જોયેલું (ભૂ. કૃદન્ત વિશેષણ, વિશેષ્ય अन्तः) अन्तः–પરિણામ (નામ, પ્ર. એ. વ.) अनयोः–બન્નેનો (સર્વનામ, ષષ્ઠી દ્વિ. વચન इदम्) तत्त्वदर्शिभिः–તત્ત્વને જાણનારાઓ વડે (નામ, તૃ બ. વ. પુ. तत्त्वदर्शिन्)

ભાવાર્થ–અસત્ પદાર્થોનો ભાવ હોતો નથી અને સત્ (પદાર્થો નો અભાવ હોતો નથી. એ બન્નેનું પરિણામ તત્ત્વદર્શીઓ વડે જણાયું છે (૧૬)

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ॥
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥

અન્વયાર્થ-अविनाशि-શાશ્વત (વિશેષણ, વિશેષ્ય तत्) तु-તો (અવ્યય) तद्-તે (સર્વનામ, દ્વિ. એ વ. નપુ.) विद्धि-જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. ૨ જો ગણ विद् આત્મને.) येन-જેનાથી (સર્વનામ, તૃ. એ. વ यत्-પુ) सर्वम्-બધું (સર્વનામ, પ્ર એ. વ નપુ.) ततम्-ફેલાયેલો (ભૂ કૃદંત વિશેષણ, વિશેષ્ય सर्वम् )विनाशम्-વિનાશ (નામ, દ્વિ. એ. વ.) अव्ययस्य-અવ્યયનો (નામ, ષષ્ઠી એ. વ. પુ. अव्यय) अस्य-આનો (સર્વનામ, ષષ્ઠી એ. વ इदम्) न-નહિ (અવ્યય) कश्चित्-કોઇપણ (સર્વનામ, પ્ર. એ વ.) कर्तुम्-કરવાને (હેત્વર્થ કૃદંત) अर्हति-લાયક છે (ક્રિ. વ. કાળ ૩ પુ. એ વ ૧ ગણ अर्ह् પરસ્મૈ.)

ભાવાર્થ- જેના વડે આ સર્વ વ્યાપ્ત છે, તેને તું અવિનાશી જાણ. આ અવ્યય (અવિનાશી) નો વિનાશ કરવાને કોઇ પણ લાયક (સમર્થ) નથી. (૧૭)

વિવેચન- આ શ્લોકમાં જીવનું અ વિ ના શી પ ણું બતાવવામાં આવ્યું છે.

अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्व भारत ॥१८॥

અન્વયાર્થ-अन्तवन्तः-નાશવાળાઓ (વિશેષણ, વિશેષ્ય देहाः) इमे-આ (સર્વનામ, પ્ર. બ. વ.) देहाः-દેહો (નામ પ્ર. બ. વ. પુ) नित्यस्य-નિત્યના (વિશેષણ, વિશેષ્ય शरीरिणः) अनाशिनः-શાશ્વતના (વિશેષણ, વિશેષ્ય अप्रमेयस्य) अप्रमेयस्य-પ્રમાણથી સમજી શકાતો નથી એવો (નામ, ષષ્ઠી એ. વ.) तस्मात्-તે કારણે (સર્વનામ, પંચમી એ. વ. तत् ) युद्धयस्व-યુદ્ધ કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. युध् ૪ ગણ આત્મને.) भारत-અર્જુન (સંબોધન)

ભાવાર્થ- નિત્ય રહેનાર દેહી (જીવાત્મા) ના દેહો નાશવંત છે. જીવાત્મા અને તે અપ્રમેય (પ્રમાણ આદિથી અગોચર) અને અ વિ ના શી હોવાથી હે ભારત ! યુદ્ધ કર. (૧૮)

વિવેચન– દેહભાવમાં આત્મભાવ મૂકવામાં આવે છે. તાત્પર્ય કે દેહને કેટલાક આત્મા તરીકે સ્વીકારે છે. તેમને સમજાવવા માટે અહીં કહે છે કે દેહ તો શાશ્વત નથી, એટલે એ મિથ્યા છે. એ કારણે દૈહિક સંબંધવાળા (સગાંઓ) કહેવામાં આવે છે એ પણ મિથ્યા છે. મિથ્યા મોહ ધારણ કરવા કરતાં સત્ય પદાર્થમાં મોહ કરવો વાસ્તવિક હોવાથી યુદ્ધને માટે અર્જુનને પ્રેરે છે. જેને તુ સગાંઓ માને છે, તેઓએ અયોગ્ય ધર્મ અંગીકાર કરેલો છે તે કારણે તેવા દેહોનો નાશ કરવા તારે યુદ્ધમાં પ્રવર્તવું જોઈએ.

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥१९॥

અન્વયાર્થ– यः–જે (સર્વનામ, પ્ર. એ. વ.) एनम्–તેને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् તુ પુ.) वेत्ति–જાણે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. विद् ૨ જો ગણ) हन्तारम्–મારનારને (નામ, દ્વિ. એ વ हन्तृ પુ) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. यत् પુ.) एनम्–તેને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् પુ) मन्यते–માને છે (ક્રિયાપદ, વ કાળ આત્મને. ૩ જો પુ એ. વ. मन् ૪ થો ગણ) हतम्–મરેલો (ભૂ કૃ. વિશેષણ, વિશેષ્ય एनम्) उभौ–બન્ને (સર્વનામ, પ્ર. દ્વિ વ. तौ–તેઓ (સર્વનામ, પ્ર. દ્વિ. વ.) नविजानीतः–જાણતા નથી (ક્રિયાપદ, વ. કાળ ૩ જો પુ. દ્વિ. વ. वि+ज्ञा–પરસ્મૈ. ૯ મો ગણ) अयम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ.) हन्ति–હણે છે (ક્રિયાપદ, ૩ જો પુ. એ વ. हन् ૨ જો ગણ પરસ્મૈ)

ભાવાર્થ– જે કોઈ એને મારનાર જાણે છે, અને મરાયેલો જાણે છે, તે બન્ને જાણતા નથી કે આ મારતો નથી અને મરાતો નથી. (૧૯)

વિવેચન– આ શ્લોકમાં સામાન્ય લોકની મૂઢતા બતાવે છે અને દેહ અને જીવનું પૃથક્કરણ સમજાવે છે

न जायते म्रियते वा कदाचिन्
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो

न हन्यते हन्यमाने शरीरे ॥२०॥

અન્વયાર્થ–न–નહિ (અવ્યય) जायते–પેદા થાય છે (ક્રિયાપદ, કર્મણિ ૩ જો પુ. એ. વ. जन्–૪ થો ગણ વ કાળ) म्रियते–મરતો (ક્રિયાપદ, સહભેદ ૩ પુ. એ. વ. मृ– ૪ થો ગણ વ. કાળ) वा–કે, અથવા (અવ્યય) कदाचित्–કોઈપણ વખતે (અવ્યય) न–નહિ (અવ્યય) अयम्–આ (સર્વનામ, પ્ર એ. વ इदम् પુ.) भूत्वा–થઈને, હોઈને (વિધ્યર્થ કૃદંત) भूयः–ફરીથી (અવ્યય) अजः–અજન્મા (નામ, પ્ર. એ. વ. न जायते इति अजः નત્ર્ ત્પુ) नित्य–નિત્ય (વિશેષણ, વિશેષ્ય अयम्) शाश्वतः–નિત્ય (વિશેષણ, વિશેષ્ય अयम्) पुराणः જૂનો (વિશેષણ, વિશેષ્ય अयम्) अयम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् નુ પુ. हन्यते–મરાય છે (ક્રિયાપદ, વ કાળ કર્મણિ ૩ જો પુ. એ વ. हन् ૨ જો ગણ) हन्यमाने–મરાયેલો (ભૂ કૃદંત, વિશેષણ, વિશેષ્ય शरीरे) शरीरे–શરીરમાં (નામ, ૭મી એ. વ. નપુ. शरीर) भविता–હોનાર (નામ, પ્ર. એ. વ. પુ. भवितृ) वा न–અથવા, નહિ (અવ્યય)

ભાવાર્થ–આ કોઈ પણ વખતે ઉત્પન્ન થતો નથી, મરતો નથી, હોઈને હોનાર થતો નથી. એ અજ, નિત્ય, શાશ્વત અને પુરાણ છે શરીરના નાશ થવા છતાં તે હણાતો નથી (૨૦)

વિવેચન–જીવનું સ્વરૂપ બતાવે છે.

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥२१॥

અન્વયાર્થ–वेद्–જાણે છે (ક્રિયાપદ વ. કાળ ૩ જો પુ. એ. વ. विद् ૨ જો ગણ) अविनाशिनः–શાશ્વત (વિશેષણ, વિશેષ્ય एनम्) नित्यम्–નિત્ય (વિશેષણ, વિશેષ્ય एनम्) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ.) एनम्–એને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद्‌નુ) अजम्–અજન્મ (વિશેષણ, વિશેષ્ય एनम्) अव्ययम्–ફેરફાર થઈ શકતો નથી જેનો (વિશેષણ, વિશેષ્ય एनम्) कथम्–કેવી રીતે (અવ્યય) सः–તે (સર્વનામ, પ્ર એ વ પુ. तद्) पुरुषः–પુરુષ (નામ, પ્ર. એ. વ પુ. पुरुष) पार्थ–અર્જુન (સંબોધન) कम्–કોને (સર્વનામ દ્વિ એ. વ किम् પુ.) घातयति–હણાવે છે (ક્રિયાપદ, પ્રેરકભેદ, વ. કાળ ૩ જો પુ. એ. વ, પરસ્મૈ.

हन्-૨ જો ગણ) हन्ति-હણે છે (ક્રિયાપદ, ૩ જો પુ. એ. વ. हन् વ કાળ પરસ્મૈ.) कम्-કોને (સર્વનામ, દ્વિ. એ. વ.)

ભાવાર્થ– જે તેને અવિનાશી, અજ, અવ્યય જાણે છે, તે પુરુષ હે પાર્થ, કેવી રીતે, કોને હણે અને કોનો ઘાત કરાવે ? (૨૧)

વિવેચન– જીવને પુરુષ તરીકે ઓળખાવે છે, અને પ્રકૃતિના ભાવોથી છૂટો પાડે છે. દેહને 'પુરી' તરીકે ગણીને તેમાં રહેલાને પુરુષ સંજ્ઞા-દેહી આપવામાં આવે છે. ( पुरि शेते इति पुरुषः ) જો કે- જીવને- પુરુષને પ્રાકૃત સંબંધ બને છે ખરો અને તેવી રીતે સંસર્ગ દોષ લાગે છે, તો પણ એનો મૂળભાવ તો શુદ્ધ રહી શકે ખરો. માત્ર ત્યાં એમાં પ્રકૃતિના ભાવોને છૂટા પાડવાની કોશીશ કરી શકે તો.

પૃથાપુત્ર કહેવા દ્વારા એ અર્જુનમાં જડતા બતાવે છે. જ્યાં જડતા હોય ત્યાં અજ્ઞાન, મિથ્યા મોહ વગેરે પેદા થાય છે.

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥२२॥

અન્વયાર્થ-वासांसि-કપડાં (નામ દ્વિ. બ. वासस् નપું) जीर्णानि-જૂનાં વિશેષણ, વિશેષ્ય वासांसि) यथा-જેવી રીતે (અવ્યય) विहाय-છોડીને (સંબંધક કૃદંત) नवानि-નવાં (વિશેષણ, વિશેષ્ય वासांसि) गृह्णाति-ગ્રહણ કરે છે (ક્રિયાપદ, ૩ પુ એ. વ गृह् ૯ મો ગણ પરસ્મૈ.) नरः -માણસ (નામ પ્ર. એ. વ. પુ. नर) अपराणि-બીજાં (વિશેષણ, વિશેષ્ય वासांसि) तथा-તેવી રીતે (અવ્યય) शरीराणि-શરીરો (નામ, દ્વિ બ. વ. નપું.) विहाय-છોડીને (સંબંધક કૃદંત) जीर्णानि-જૂનાં (વિશેષણ, વિશેષ્ય शरीराणि) अन्यानि બીજાં (વિશેષણ, વિશેષ્ય शरीराणि) संयाति-પ્રવેશે છે (ક્રિયાપદ ૩ પુ એ. વ. પરસ્મૈ. सम्+या ૨ જો ગણ) नवानि-નવા (વિશેષણ, વિશેષ્ય शरीराणि) देही-દેહવાળો (જીવ) (નામ, પ્ર. એ. વ. પુ. देहिन् )

ભાવાર્થ– એક માણસ જેવી રીતે જૂનાં કપડાં છોડીને બીજાં

નવાં લે છે, તેવી રીતે દેહી જીર્ણ શરીરોને છોડી અન્ય બીજાં, નવાં શરીરો ધારણ કરે છે. (૨૨)

વિવેચન- આ શ્લોકમાં શરીરને વસ્ત્ર જેવું માન્યું છે. વસ્ત્ર જેમ આચ્છાદક બને છે, તેવી રીતે શરીર પણ દેહીને આચ્છાદક કરે છે. આચ્છાદક વસ્તુ જ્યારે વ્યવસ્થિત ન હોય અને નિરુપયોગી નીવડે ત્યારે તેને ખસેડી તેને બદલે નવું આચ્છાદન ઉપયોગમાં લેવું પડે છે, તેવી રીતે દેહ નિરુપયોગી થતાં નવો દેહ ગ્રહણ કરવો પડે છે, એટલે આચ્છાદન તો બદલાયા કરે છે. એથી એના તરફ મોહ રાખવો નિરર્થક છે.

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥

અન્વયાર્થ–न–નહિ (અવ્યય) एनम्-(આને) તેને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् ) छिन्दन्ति-કાપે છે (ક્રિ. વ. કાળ ૩ પુ. બ. વ. छिद् પરસ્મૈ. ૭ મો ગણ) शस्त्राणि-શસ્ત્રો (નામ, પ્ર બ. વ. નપુ. शस्त्र) न–નહિ (અવ્યય) एनम्-(આને) તેને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् નુ પુ) दहति-બાળે છે (ક્રિ વ કાળ ૩ પુ એ. વ. પરસ્મૈ. दह् ૧ લો ગણ) पावक–અગ્નિ (નામ, પ્ર. એ.વ. પુ पावक) न, च–નહિ, અને (અવ્યય) एनम्–તેને (સર્વનામ, દ્વિ. એ. વ.) क्लेदयन्ति-પલાળે છે (ક્રિયાપદ, વ. કાળ ૩ પુ. બ. વ. क्लिद्–૭ મો ગણ પરસ્મૈ.) आप–જળ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી.) न–નહિ (અવ્યય) शोषयति-સુકવે છે (ક્રિયાપદ, વ. કાળ ૩ પુ. એ. વ. शुष्–પરસ્મૈ. ૪ થો ગણ પ્રેરકભેદ) मारुतः–પવન (નામ, પ્ર. એ. વ.)

ભાવાર્થ–શસ્ત્રો તેને (જીવને) કાપતા નથી, અગ્નિ તેને બાળતો નથી, જળ તેને પલાળતું નથી, પવન તેને સૂકવતો નથી. (૨૩)

વિવેચન–આ શ્લોકમાં પંચમહાભૂતોના તત્ત્વોથી આત્મા કેવળ અલગ છે, તે બતાવવામાં આવે છે.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

અન્વયાર્થ-अच्छेद्यः-કપાય નહિ તેવો (વિશેષણ, વિશેષ્ય अयम्) अयम्-આ (સર્વનામ, પ્ર. એ વ. इदम्) अदाह्यः-બાળી શકાતો નથી (વિશેષણ, વિશેષ્ય इदम्) अयम्-આ (પ્ર. એ. વ. इदम्) अक्लेद्यः-ભીંજાવી શકાતો નથી (વિશેષણ, વિશેષ્ય अयम्) अशोष्य-સુકાતો નથી (વિશેષણ, વિશેષ્ય अयम्) एव, च-અને, વળી (અવ્યય) नित्यः-નિરંતર (વિશેષણ, વિશેષ્ય अयम्) सर्वगतः-સર્વવ્યાપક, બધે જાય એવો, (વિશેષણ, વિશેષ્ય अयम्) अचलः-અચળ, (વિશેષણ વિશેષ્ય अयम्) स्थाणुः-સ્થિર (વિશેષણ, વિશેષ્ય अयम्) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ.) सनातनः-સનાતન (નામ, પ્ર. એ. વ. પુ.)

ભાવાર્થ-આ કાપી શકાય એમ નથી, આ બાળી શકાય એમ નથી, આ પલાળી શકાય એમ નથી, આ સૂકાય એમ નથી અને આ નિત્ય સર્વ સ્થળે જાય એવો સ્થિર, અચળ અને સનાતન છે. (૨૪)

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

અન્વયાર્થ-अव्यक्तः-ખુલ્લો પડે નહિ એવો (વિશેષણ, વિશેષ્ય अयम्) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ.) अविकार्यः-વિકાર વિનાનો (વિશેષણ, વિશેષ્ય अयम्) अयम्-આ (સર્વનામ, પુ. એ. વ. इदम्) उच्यते-કહેવાય છે (ક્રિયાપદ, કર્મણિ ૩ પુ. એ. વ वच् નું ૨ જો ગણ) तस्मात्-તેથી (સર્વનામ, પ્ર. એ. વ. અવ્યય) एवम्-જ (અવ્યય) विदित्वा-જાણીને (વિધેય કૃદંત) एनम्-આને, તેને (સર્વનામ, દ્વિ. એ વ एतद् નુ) न-નહિ (અવ્યય) अनुशोचितुम्-શોક કરવાને (હેત્વર્થ કૃદંત) अर्हसि-તુ યોગ્ય છે (ક્રિયાપદ, વ. કાળ ૨ પુ. એ. વ. अर्ह् ૧ લો ગણ પરસ્મૈ.) अचिन्त्यः-ચિન્તવન થાય નહિ એવો (વિશેષણ, વિશેષ્ય अयम्) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम्)

ભાવાર્થ-આ અવ્યક્ત, અચિન્ત્ય, અવિકારી કહેવાય છે. તેથી જ તેને ઓળખીને શોક કરવાને તુ યોગ્ય નથી. (૨૫)

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।

तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥२६॥

અન્વયાર્થ-अथ, च-અને, जो (અ વ્ય) एनम्-આને (તેને) (સર્વનામ, દ્વિ એ. વ एतद् ) नित्यजातम्-હમેશા ઉત્પન્ન થયેલા (વિશેષણ, વિશેષ્ય एनम् ) नित्यम्-નિત્ય, અત (વિશેષણ, વિશેષ્ય एनम् ) मन्यसे-તુ માને છે (ક્રિયાપદ, વ કાળ ૨ પુ એ વ मन् ૪ થો ગણુ આત્મને) मृतम्-મરેલો (વિશેષણ, વિશેષ્ય एनम् ) तथापि-તો પણ (અવ્યય) त्वम्-તુ (સર્વનામ પ્ર એ વ युष्मत् ) महाबाहो-અર્જુન (સબોધન महान् बाहु• यस्य इति બહુવ્રીહિ) एवम्-એ રીતે (અવ્યય) शोचितुम्-શોક કરવાને (હેત્વર્થ કૃદન્ત) अर्हसि-તુ યોગ્ય છે (ક્રિયાપદ વ કાળ ૨ પુ એ વ अर्ह् ૧ લો ગણુ)

ભાવાર્થ- હે મહાબાહુ ! અને જો હમેશા જન્મેલો જાણે અથવા હમેશાં મરેલો જાણે તો પણ તુ એ રીતે શોક કરવાને યોગ્ય નથી (૨૬)

વિવેચન-આ શ્લોકમા અર્જુનને ભગવાન કહે છે કે, કદાચ તુ એમ પણ માની લે કે જીવ પણ શરીર ઇત્યાદિની માફક ઉત્પન્ન થાય છે અને શરીરનો નાશ થતા એનો નાશ થાય છે, તો પણ જ્યારે નાશવત પદાર્થ બને છે, ત્યારે એના પર તારુ નિયમન બની શકતુ નથી અને નાશવર પદાર્થોને નહિ નાશવત બનાવી શકાતા નથી એટલે તેના તરફ નિરર્થક વિચાર કરવો ઉપયોગનો નથી

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

અન્વયાર્થ-जातस्य-જન્મેલાનુ (વિશેષણ, વિશેષ્ય पदार्थ) हि-નિશ્ચ (અવ્યય) ध्रुव-ચોક્કસ (વિશેષણ, વિશેષ્ય मृत्यु) मृत्यु-મરણ (નામ, પ્ર એ વ પુ मृत्यु) ध्रुवम्-ચોક્કસ (વિશેષણ, વિશેષ્ય जन्मन् ) जन्म-જન્મ (નામ, પ્ર એ વ. जन्मन् નપુ ) मृतस्य-મરેલાનો (વિશેષણ, વિશેષ્ય पदार्थस्य ) तस्मात તેથી (અવ્યય) अपरिहार्य જેનો ઉપાય થઈ શકતો નથી (વિધેય કૃદન્ત) अर्थे-પ્રયોજનમાં, માટે (નામ, ૭ મી એ વ પુ अर्थ) न-નહિ (અવ્યય) त्वम्-તુ (સર્વનામ પ્ર. એ વ युष्मत् ) शोचितुम्-શોક કરવાને (હેત્વર્થ કૃદન્ત) अर्हसि-તુ યોગ્ય (ક્રિયાપદ, ૨ પુ એ વ अर्ह्-પરસ્મૈ ૧ લો ગણ)

ભાવાર્થ-(જે) જન્મેલાનું ચોક્કસ મૃત્યુ છે, અને મરેલાનો ચોક્કસ જન્મ છે, તેથી જ જેનો ઉપાય થઈ શકતો નથી, તેને માટે શોક કરવાને તું યોગ્ય નથી. (૨૭)

વિવેચન-આ શ્લોકમાં અનિશ્ચિતતા બતાવવામાં આવે છે. જ્યાં કોઈપણ પ્રકારનો નિશ્ચય કરી શકાતો નથી ત્યાં વિચારવમળ ઊભો કરી ચિંતામાં પડવું અયોગ્ય અને હાનિકારક છે. તાત્પર્ય એ કે વ્યક્ત દશામાં જેટલું સત્કાર્ય થઈ શકે તેટલું કરી લેવા તજવીજ થવી જોઈએ, તો જ ઉન્નતિકર્મ સાચવી શકાશે. વિકાસમાં ઉન્નતિકર્મની ખાસ જરૂર છે.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥

અન્વયાર્થ-अव्यक्तादीनि-અસ્પષ્ટ, જેની શરૂઆત નથી (વિશેષણ, વિશેષ્ય भूत, अव्यक्त आदि यस्य इति બહુવ્રીહિ) भूतानि-ભૂતો (નામ, પ્ર. બ. વ. નપું.) व्यक्तमध्यानि-મધ્યભાગ જેનો ખુલ્લો છે (વિશેષણ, વિશેષ્ય भूत-व्यक्तम् मध्यम् यस्य इति (બહુવ્રીહિ) भारत-ભારત (સંબોધન) अव्यक्तनिधनानि-અસ્પષ્ટ જેને અંત (ભુ કૃ. વિશેષણ अव्यक्तं निधनं यस्य બહુવ્રીહિ) एव-જ (અવ્યય) तत्र-ત્યાં (અવ્યય) का-શી (સર્વનામ, પ્ર. એ. વ.) किम्-સ્ત્રી. परिदेवना-શોક (ચિન્તા) (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. परिदेवना)

ભાવાર્થ-હે ભારત, અવ્યક્ત છે જેની શરૂઆત, વ્યક્ત છે જેનો મધ્યભાગ, અવ્યક્ત છે જેનો અંત એવા ભૂતોની શી જ ચિન્તા કરવી ? (૨૮)

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥२९॥

અન્વયાર્થ-आश्चर्यवत्-આશ્ચર્યવત્ (અવ્યય) पश्यति-તે જુએ છે

(ક્રિયાપદ, ૩ પુ એ. વ. दृश् ૧ લો ગણ પરસ્મૈ) कश्चित्–કોઇક (સર્વનામ, પ્ર. એ વ. किम्+चित् પુ) एनम्–આને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् ) आश्चर्यवत्–આશ્ચર્યવત્ (અવ્યય) वदति–કહે છે (ક્રિયાપદ, વ કાળ ૩ પુ. એ. વ. वद् ૧ લો ગણ) तथा एव, च–તેમજ, અને (અવ્યય) अन्यः–બીજો (સર્વનામ, પ્ર. એ વ. अन्यत् નું) आश्चर्यवत्–આશ્ચર્યવત્ (અવ્યય) च–અને (અવ્યય) एनम्–એને (દ્વિ. એ. વ. एतत् ) अन्यः–બીજો (સર્વનામ, પ્ર. એ વ.) श्रृणोति–ને સાંભળે છે (ક્રિયાપદ, વ. કાળ ૩ પુ એ વ. પરસ્મૈ. श्रु ૫ મો ગણ) श्रुत्वा–સાંભળીને (વિધેય કૃદંત) अपि–તો પણ (અવ્યય) एनम्–એને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् ) वेद्–જાણે છે (ક્રિયાપદ, ૩ પુ. એ વ) न, च–અને, નહિ (અવ્યય) न एव–નહિ જ (અવ્યય) कश्चित् કોઇક (સર્વનામ, પ્ર. એ. વ. किम् નું પુ)

ભાવાર્થ–કોઇક એને આશ્ચર્યવત્ જુએ છે, તથા બીજા એને આશ્ચર્યવત્ જ બોલે છે; અને બીજા એને આશ્ચર્યવત્ સાંભળે છે, તો પણ સાંભળીને કોઇક પણ એને ઓળખતું નથી. (૨૯)

વિવેચન–કોઇપણ પદાર્થનું વિશિષ્ટ જ્ઞાન સંપૂર્ણ સંપાદન કરવું હોય તો તે પદાર્થનું શ્રવણ, કથન અને દર્શન બનવું જોઇએ. પદાર્થને કોઇ પ્રથમ કહેશે, કહેલા પદાર્થને તે સાંભળશે, અને સાંભળેલા પદાર્થને જોશે. વૃત્તિભેદે ક્રિયાભેદ પડે છે, અને ક્રિયાભેદ આશ્ચર્યરૂપે જણાય છે. જ્યાંસુધી વૃત્તિની સમજ બરાબર પડતી નથી ત્યાંસુધી જ આશ્ચર્ય રહે છે વૃત્તિને સમજવાને માટે જીવધર્મ પ્રકૃતિધર્મ વગેરે ધર્મો, યથાસ્થિત સમજી લેવા જોઇએ. અને એ બધાંનો મૂળપુરુષ સાથે કેવો સબંધ છે, તે જાણી લેવો જોઇએ. આ જાણી લેવામાં સર્વ પ્રકારનું જ્ઞાન સમાઇ જાય છે.

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥

અન્વયાર્થ–देही–શરીરવાળો (નામ, પ્ર એ વ. પુ. देहिन् ) नित्यम्–હંમેશાં (અવ્યય) अवध्यः–મારી ન ખાય નહિ એવો, વધ ન થઇ શકે એવો (વિશેષણ, વિશેષ્ય देही) अयम् આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ. વિશેષણ) देहे–શરીરમાં (નામ, ૭ મી એ વ. પુ. देह) सर्वस्य–બધાંનું (સર્વનામ, ૬ એ

વ.) भारत-અર્જુન (સંબોધન) तस्मात्-તેથી (અવ્યય) सर्वाणि-બધાં (સર્વનામ, દ્વિ. બ. વ.) भूतानि-ભૂતો (નામ, દ્વિ. બ. વ નપુ. भूत) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ युष्मत्) शोचितुम्-શોક કરવાને (હેત્વર્થ કૃદંત) अर्हसि-તુ યોગ્ય છે (ક્રિ. વ. કાળ ૨ પુ. એ. વ. अर्ह् પરસ્મૈ. ૧ લો ગણ)

ભાવાર્થ-બધાના દેહમાં આ દેહી (જીવ) નિત્ય અવધ્ય છે. તેથી બધા ભૂતોનો તું શોક કરવાને યોગ્ય નથી. (૩૦)

વિવેચન-આ શ્લોકમાં અર્જુનનું તેમજ બીજા જેને એ મિત્ર, સગાં, સ્નેહી અને ગુરુ માનતો હતો તેનાં ખરાં સ્વરૂપ અહીં સમજાવવામાં આવે છે આ બધાં કેવળ ખોખાં છે. માત્ર ત્યાં કોઈક ક્રિયાનાથની ક્રિયા દ્વારા એ ક્રિયા કરતાં જણાય છે. વાસ્તવમાં, ક્રિયાનાથને શરણે જીવે રહેવું જોઈએ. એટલી જ ઉપયોગિતા છે.

स्वधर्ममपि चावेक्ष्य न वि क म्पि तु म र्ह सि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥

અન્વયાર્થ-स्वधर्मम्-પોતાના ધર્મને (નામ, દ્વિ. એ. વ.) अपि, च-અને, વળી (અવ્યય) अवेक्ष्य-જોઈને (વિધેય કૃદંત) न-નહિ (અવ્યય) विकंपितुम्-કંપવાને, ધ્રૂજવાને (હેત્વર્થ કૃદંત) अर्हसि-તું યોગ્ય છે (ક્રિ વ. કાળ ૨ જો પુ. એ. વ. अर्ह ૧ લો ગણ) धर्म्यात्-ધર્મ જેમાં રહેલો છે એવું (વિશેષણ, વિશેષ્ય युद्धात्) हि-નિશ્ચય (અવ્યય) युद्धात्-યુદ્ધથી (નામ, પં. એ વ) श्रेयः-કલ્યાણ (નામ, પ્ર. એ. વ.) अन्यम्-બીજું (વિશેષણ, વિશેષ્ય श्रेयः સર્વનામ, પ્ર એ વ. નપુ.) क्षत्रियस्य-ક્ષત્રિયનું (નામ, ષષ્ઠી એ. વ પુ. क्षत्रिय) न-નહિ (અવ્યય) विद्यते-જણાય (ક્રિયાપદ, ૩ પુ. એ. વ. विद् ૨ જો ગણ કર્મણિ)

ભાવાર્થ- વળી પોતાના ધર્મને જોતાં તું કંપવાને યોગ્ય નથી, ધર્મ્યયુદ્ધ સિવાય ક્ષત્રિયને માટે બીજું કાંઈ પણ કલ્યાણરૂપ જણાતું નથી. (૩૧)

વિવેચન- આ શ્લોકમાં धर्मात् युद्धात् બતાવેલું છે. યુદ્ધ છે પણ તે ધર્મયુદ્ધ છે. તાત્પર્ય એ કે યુદ્ધ છે, અને ત્યાં ધર્મ પણ છે. યુદ્ધ નામની

ક્રિયામાં રહેતાં રહેતાં પણ ધર્મને મુખ્ય ગણીને યુદ્ધમાં પ્રવૃત્તિ રાખવી જરૂરની છે, એવો આશય આ શ્લોકમાં છે.

સારાંશ-સામાન્યતઃ જીવ ક્રિયાવાન બને છે એની ક્રિયા જો ધર્મ-પરાયણ હોય તો તે ક્રિયામાં શ્રેય પ્રાપ્ત કરવાનાં, સાધન ઊભાં કરી શકે. અધર્મપરાયણ ક્રિયા જો હોય, તો કદાચ ભૌતિક સુખ મેળવી શકે ખરો; પરંતુ એ દ્વારા એ કલ્યાણમાર્ગ સિદ્ધ કરી શકે નહીં. ધર્મ જીવની ઉન્નતિ-ક્રમમાં સહાયરૂપે હોય, જો એ પ્રકારે ન હોય તો અધર્મ જ બને છે. ભલે પછી દેખાવમાં ધર્મરૂપ હોય.

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥३२॥

અન્વયાર્થ–**यदृच्छया**-પોતાની મેળે (નામ, તૃ. એ. વ.) **च**-અને (અવ્યય) **उपपन्नम्**-મળેલું, પ્રાપ્ત થયેલું (વિશેષણ, વિશેષ્ય **स्वर्गद्वारम्**) **अपावृतम्**-ખુલ્લું થયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિશેષ્ય **स्वर्गद्वारम्**) **सुखिनः**-સુખી (વિશેષણ વિશેષ્ય **क्षत्रियाः**) **क्षत्रियाः**-ક્ષત્રિયો (નામ, પ્ર. બ. વ) **पार्थ**-અર્જુન (સંબોધન) **लभन्ते**-મેળવે છે (ક્રિયાપદ, વ કા. ૩ પુ. બ. વ **लभ्** ૧ લો ગણ આત્મને) **युद्धम्**-યુદ્ધને (નામ, દ્વિ. એ. વ) **ईदृशम्**-આવું (વિશેષણ, વિશેષ્ય **युद्धम्**)

ભાવાર્થ- પોતાની મેળે સ્વર્ગદ્વાર ખુલ્લું પ્રાપ્ત થયેલું આ પ્રકારના યુદ્ધને હે પાર્થ ! સુખી (ભાગ્યવાન) ક્ષત્રિયો મેળવે છે. (૩૨)

વિવેચન- કોઈક ભાગ્યવાનને સુયોગ પ્રાપ્ત થાય છે. જેમાં તેને કીર્તિ, ધર્મ અને તેની જોડ જોડ વૈભવયુક્ત સુખ પ્રાપ્ત થાય છે, તેની પૂર્વપીઠિકા રૂપે આ શ્લોક છે. અહીં સખ્યભાવાપન્ન જીવ (અર્જુન) વગર તકલીફે સમગ્ર રણ, નદી ઓળંગી જવાને-મહાન ગંભીર સંસારરૂપી નદીને ઉલ્લંઘવા - મદદગાર તરીકે કૃષ્ણ કેવતક રૂપે એની સાથે સાથે રહી એની સંગ્રામરૂપ નૌકાને અબાધિત લઈ જાય છે અને પૂર્ણ યશ અપાવે છે. પૂર્ણ યશ વિના, પૂર્ણ પુણ્ય વિના સ્વર્ગ પ્રાપ્ત થઈ શકતું નથી, એ બતાવવાને અહીં સ્વર્ગના દ્વાર ખુલ્લાં પડી ગયાં છે – એમને એમ ઊઘડી ગયાં છે. તાત્પર્ય કે વિશેષ તકલીફ વિના અંદર પ્રવેશી જવાય છે. યશોદાના ભગવાન

સમીપમાં હોય ત્યારે તો કોઈ પણ પ્રકારની માયાનો અવરોધ બની શકતા નથી. એટલું અહીં સૂચન છે. આસુરી માયા કોઈ પણ રીતે નડી શકતી નથી.

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३॥

અન્વયાર્થ–**अथ**–અને (અવ્યય) **चेत्**–જો (અવ્યય) **त्वम्**–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मद् નું) **इमम्**–આ (સર્વનામ, દ્વિ. એ. વ. इदम् નું) **धर्म्यम्**–ધર્મવાળું (વિશેષણ, વિશેષ્ય संग्रामम्) **संग्रामम्**–યુદ્ધ (નામ, દ્વિ. એ. વ.) **न**–નહિ (અવ્યય) **करिष्यसि**–તું કરશે (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૨ પુ. એ. વ. कृ ૮ મો ગણ) **ततः**–(તેથી) તો (અવ્યય) **स्वधर्मम्**–પોતાના ધર્મને (નામ, દ્વિ. એ. વ.) **कीर्तिम्**–કીર્તિને (નામ, દ્વિ. એ. વ.) **च**–અને (અવ્યય) **हित्वा**–છાંડીને (વિધેય કૃદંત) **पापम्**–પાપને (નામ, દ્વિ. એ. વ.) **अवाप्स्यसि**–તું મેળવશે (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૨ જો પુ. એ. વ **अव+आप्** ૫ મો ગણ)

ભાવાર્થ– અને જો તું આ ધર્મ્યસંગ્રામ કરીશ નહિ તો સ્વધર્મ અને કીર્તિને ખોઈને તું પાપ મેળવશે. (૩૩)

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥

અન્વયાર્થ–**अकीर्तिम्**–નિંદા (નામ, દ્વિ. એ. વ.) **च, अपि**–અને, વળી (અવ્યય) **भूतानि**–લોકો (નામ, પ્ર. બ. વ.) **कथयिष्यन्ति**–કહેશે, નિંદા કરશે (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૩ પુ. બ. વ. कथ् ૧૦ મો ગણ પરસ્મૈ) **ते**–તારી (સર્વનામ, ६. એ. વ. युष्मत्) **अव्ययाम्**–ઓછી થાય એવી (વિશેષણ, વિશેષ્ય अकीर्ति) **संभावितस्य**–કીર્તિવાળાની, પ્રતિષ્ઠાવાળાની (વિશેષણ, વિશેષ્ય जनस्य) **च**–અને અવ્યય) **अकीर्तिः**–નિંદા (નામ, પ્ર. એ. વ) **मरणात्**–મરણથી (નામ, પં. એ. વ.) **अति**–વધારે ખરાબ (ક્રિયાપદ, વ. કા. ૩ પુ. એ. વ.) **रिच्यते**–છે (रिच्–૪ થો ગણ)

ભાવાર્થ–અને વળી લોકો તારી ન ભુંસાય એવી નિંદા કરશે. પ્રતિષ્ઠાવાળાની નિંદા મરણથી પણ વધારે ખરાબ છે. (૩૪)

भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥

અન્વયાર્થ–भयात्–ભયથી (નામ, પં. એ. વ) रणात्–રણમાંથી (નામ, પં. એ વ) उपरतम्–શાંત પડેલો (વિશેષણ, વિશેષ્ય त्वाम् ભૂ. કૃ. उपरतम्) मंस्यन्ते–માનશે (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૩ પુ બ વ मन्–૪ થો ગણ આત્મને.) त्वाम्–તને (સર્વનામ, દ્વિ. એ. વ. युष्मद् નુ) महारथाः–મોટા શૂરવીરો (નામ, પ્ર. બ. વ. પુ.) येषाम्–જેઓને (સર્વનામ, ૬ બ. વ. यत् પુ.) च–અને (અવ્યય) त्वम्–તુ (સર્વનામ, પ્ર. એ. વ युष्मद्) बहुमतः–વધારે માન પામેલો (વિશેષણ, વિશેષ્ય त्वम्) भूत्वा–હોઇને (વિશેષ કૃદંત) यास्यसि–જશે, થશે, પામશે (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૨ પુ એ. વ. या ૨ જો ગણ પરસ્મૈ) लाघवम्–લઘુતા, હીનતા (નામ, દ્વિ. એ.)

ભાવાર્થ–ભયથી, રણમાંથી શાંત પામેલા મહારથીઓ તને માનશે અને તું જેનો બહુમાનવાળો થયો છે તે તું હીનતાને પામશે (૩૫)

अवाच्यवादांश्च बहून् वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥

અન્વયાર્થ–अवाच्यवादान्–નહિ કહેવાય એવા શબ્દો અથવા બોલ (નામ, દ્વિ. બ. વ.) च–અને (અવ્યય) बहून्–ઘણા (વિશેષણ, દ્વિ. બ. વ. વિશેષ્ય अवाच्यवादान्) वदिष्यन्ति–કહેશે, બોલશે (ક્રિયાપદ, ૨. ભવિષ્યકાળ ૩ પુ. બ. વ. પરસ્મૈ. वद् ૧ લો ગણ) तव–તારા, તારું (સર્વનામ છઠ્ઠી એ. વ. युष्मत्) अहिताः–શત્રુઓ (નામ, પ્ર બ વ. પુ अहित) निन्दन्तः–નિન્દા કરનાર (નામ, પ્ર. બ વ. પુ. निन्दत्) तव–તારા (સર્વનામ, છઠ્ઠી એ. વ युष्मत्) सामर्थ्यम्–સામર્થ્યને (નામ, દ્વિ એ. વ નપુ. सामर्थ्य) ततः–તેથી, ત્યારે (અવ્યય) दुःखतरम्–દુઃખતર (નામ, પ્ર એ. વ. નપું. दुःखतर) नु–તર્ક બતાવે છે (અવ્યય) किम्–શું, કયું (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય दुःखतरम्)

ભાવાર્થ–તારા સામર્થ્યને નિંદનારા શત્રુઓ ઘણા નહિ કહેવા જેવા શબ્દો કહેશે. એનાથી વિશેષ દુઃખ કયું ? (૩૬)

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥३७॥

અન્વયાર્થ–हतः–હણાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિશેષ્ય (त्वम्) हन् ૨ જો ગણ) वा–અથવા (અવ્યય) प्राप्स्यसि–મેળવશે (ક્રિયાપદ, ૨ ભવિષ્યકાળ ૨ પુ. એ. વ. प्र+आप्–૫ મો ગણ પરસ્મૈ) स्वर्गम्–સ્વર્ગને (નામ, દ્વિ. એ. વ. પુ. स्वर्ग) जित्वा–જીતીને (વિધેય કૃદન્ત (जी) जय् ૧ લો ગણ પરસ્મૈ.) वा–અથવા (અવ્યય) भोक्ष्यसे–ભોગવશે (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૨ પુ. એ વ. भुज्–આત્મને. ૯ મો ગણ) महीम्–પૃથ્વીને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. मही) तस्मात्–તે કારણે (અવ્યય) उत्तिष्ठ–ઊઠ (ક્રિયાપદ, આજ્ઞાર્થ ૨ પુ એ. વ उत्+स्था પરસ્મૈ. ૧ લો ગણ) कौन्तेय–અર્જુન (સંબોધન, कुन्तायाः इति, तद्धित) युद्धाय–યુદ્ધને માટે (નામ, ૪ થી એ વ. પુ युध्) कृतनिश्चयः–નિશ્ચય કરેલો છે જેણે (વિશેષણ, વિશેષ્ય त्वम्–कृतः निश्चयः येन બહુવ્રીહિ)

ભાવાર્થ–હે કૌન્તેય! જો તું હણાયો તો સ્વર્ગ પ્રાપ્ત કરશે, જીતીને પૃથ્વી ભોગવશે, તેથી યુદ્ધને માટે નિશ્ચય કરનાર તું ઊઠ. (૩૭)

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥

અન્વયાર્થ–सुखदुःखे–સુખદુઃખ (નામ, દ્વિ. વ નપું. सुखदुःख–सुखं दुःखं च–દ્વ) समे–સરખા (વિશેષણ, વિશેષ્ય सुखदुःखे) कृत्वा–કરીને, ગણીને (વિધેય કૃદન્ત) लाभालाभौ–લાભ અને અલાભ (નામ, દ્વિ. વચન પુ लाभालाभ દ્વ સમાસ) जयाजयौ–જય અને પરાજય (નામ, દ્વિ. દ્વિવચન जयाजय દ્વ સમાસ) ततः–પછી (અવ્યય) युद्धाय–યુદ્ધને માટે (નામ, ૪ થી એ. વ. પુ. युध्) युज्यस्व–જોડા (ક્રિયાપદ, આજ્ઞાર્થ ૨ પુ. એ વ युज् ૪ થો ગણ), न, एवम्–એ, પ્રમાણે નહિ (અવ્યય) पापम्–પાપ (નામ, દ્વિ. એ વ નપું. पापम्) अवाप्स्यसि–મેળવીશ (ક્રિયાપદ, ભવિષ્યકાળ ૨ પુ. એ. વ. अव+आप् ૫ મો ગણ)

ભાવાર્થ–સુખ અને દુઃખને, લાભ અને અલાભને, જય અને પરાજયને સમાન સમજીને પછી, યુદ્ધને માટે તું જોડાય તો એ પ્રમાણે તું પાપને મેળવશે નહિ. (૩૮)

વિવેચન :- આ શ્લોકમાં પોતાનું હિત અથવા અહિત તરફ ધ્યાન ન આપતાં માત્ર સમયે પ્રાપ્ત થતાં કર્મો પર ધ્યાન આપવું ધર્મ છે, એમ માની કર્મ કર્યા કરવું આ પ્રકારની આજ્ઞા-શાસ્ત્રીય પરિપાટીએ છે-ક્રમવાર છે-શિષ્ટાચાર છે.

एषा तेऽभिहिता साङ्ख्ये बुद्धिर्योगे त्विमां श्रृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥३९॥

અન્વયાર્થ-एषा-તે (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી. एतद् સ્ત્રી.) ते-તારે માટે (સર્વનામ, ૪ થી એ. વ. પુ. युष्मत्) अभिहिता-કહેલી (કૃ. વિશેષણ, अभि+धा-૩જો ગણ) सांख्ये-સાંખ્યશાસ્ત્રમાં (નામ, સાતમી એ. વ. પુ. सांख्य) જ્ઞાનયોગની એક કક્ષામાં) बुद्धि-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) योगे-યોગમાં, ભક્તિયોગની પહેલી કક્ષામાં એટલે જ્ઞાન અને ભક્તિના વહનમાં (નામ, સાતમી એ. વ.) तु-વળી, અને, તો (અવ્યય) इमाम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ. સ્ત્રી. इयम्) श्रुणु-સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ એ. વ. श्रु ૫ મો ગણ) बुद्ध्या-બુદ્ધિ વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. बुद्धि) युक्तः-જોડાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિશેષ્ય त्वम्) यया-જેનાથી (સર્વનામ, તૃ. એ. વ. यत् સ્ત્રી.) पार्थ-અર્જુન (સંબોધન) पृथायाः भवः તદ્ધિત) कर्मबन्धम्-કર્મનાં બંધનો (નામ, દ્વિ. એ. વ. कर्मणः बन्धः तम् તત્પુરુષ) प्रहास्यसि-સારી રીતે નાશ કરીશ. (ક્રિ. ભવિષ્યકાળ ૨ જો પુ. એ. વ. प्र+हा ૨ જો ગણ)

ભાવાર્થ-સાંખ્યશાસ્ત્રના વિષયમાં તને બુદ્ધિજ્ઞાન કહ્યું અને તે યોગશાસ્ત્રના વિષયમાં તું સાંભળ. જે બુદ્ધિજ્ઞાન વડે યુક્ત થઈ ને હે પાર્થ ! તું કર્મબંધનને તદ્દન નાશ કરશે. (૩૯)

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

અન્વયાર્થ-ન, इह-આ બાબતમાં (અવ્યય) अभिक्रम-આરંભમાં (નામ, પ્ર. એ. વ.) नाशः-નાશ (નામ, પ્ર એ. વ પુ. नाश) अस्ति-છે (ક્રિ. વ. કાળ, ૩ પુ. એ. વ. अस्) प्रत्यवायः-અડચણ (નામ, પ્ર. એ. વ.) न-નહિ (અવ્યય) विद्यते-જણાય છે (ક્રિ. ૩ પુ. એ. વ. विद् ૨ જો ગણ-કર્મણિ) स्वल्पम्-થોડું

(નામ, પ્ર. એ. વ. નપુ. स्वल्पम्) अपि-પણ (અવ્યય) अस्य-આનો (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય धर्मस्य, इदम् નું પુ) धर्मस्य-ધર્મનું (નામ, ૬ એ. વ. પુ. धर्म) त्रायते-બચાવે છે. (ક્રિ વ. કાળ, ૩ પુ. એ. વ. त्रा ૨ જો ગણ) महतः-મહાન (વિશેષણ, વિશેષ્ય भयात्)

ભાવાર્થ-આ યોગમાં (સાંખ્યશાસ્ત્રમાં કહેલા કર્મયોગમાં) આરંભમાં પણ નાશ નથી (બીજાભાવે પણ નાશ નથી) (કોઈ પણ જાતની) અડચણ જણાતી નથી. આ સાખ્યજ્ઞાનપૂર્વક બુદ્ધિયોગ ધર્મનો સ્વલ્પ ભાગ પણ મોટા ભયથી બચાવે છે (૪૦)

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥

અન્વયાર્થ-व्यवसायात्मिका-સાંખ્યજ્ઞાનપૂર્વક બુદ્ધિયોગમાં-વ્યવસાયમાં ઉપયોગમા આવતી (વિશેષણ, વિશેષ્ય बुद्धि) बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. बुद्धि) एका-એક જ પ્રકારની (વિશેષણ, વિશેષ્ય बुद्धि) इह-બુદ્ધિયોગમાં (અવ્યય) कुरुनन्दन-અર્જુન (સંબોધન) बहुशाखाः-બહુ શાખાઓ વાળી, બહુ ભેદોવાળી (વિશેષણ, વિશેષ્ય बुद्धयः) हि-નિશ્ચ (અવ્યય) अनन्ताः-અનંત (વિશેષણ, વિશેષ્ય बुद्धयः) बुद्धयः-બુદ્ધિઓ. (નામ, પ્ર. બ વ સ્ત્રી. बुद्धि) अव्यवसायिनाम्-સાંખ્યજ્ઞાનપૂર્વક બુદ્ધિયોગમાં અવ્યવસાયીઓની બુદ્ધિ (નામ, ષ. બ. વ)

ભાવાર્થ-હે કુરુનંદન! આ માર્ગમાં (બુદ્ધિયોગમા) વ્યવસાયાત્મિકા બુદ્ધિ (નિશ્ચય કરનારી) એક જ છે સાંખ્યજ્ઞાન વિનાના વ્યવસાય કરનારાઓના બુદ્ધિઓ ઘણા ભેદવાળી અને અનંત હોય છે. (૪૧)

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥

અન્વયાર્થ-याम्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. यत् સ્ત્રી.) इमाम्-આ

(સર્વનામ, દ્વિ એ વ इदम् સ્ત્રી) पुष्पिताम्–સુશોભિત (વિશેષણ, વિશેષ્ય वाचम्) वाचम्–વાણી (નામ, દ્વિ એ. વ સ્ત્રી वाक्) प्रवदन्ति–બોલે છે (ક્રિ ૩ પુ બ. વ વર્ત૦ કાળ प्र+वद् ૧ લો ગણ) अविपश्चितः–અવિવેકી માણસો (નામ, પ્ર બ. વ પુ अविपश્ચિત્) वेदवादरताः–ફળમાં જે કેવળ બુદ્ધિ રાખનાર મધ્યમ ઉપાસકો (વિશેષણ, વિશેષ્ય वादिनः वेदवादरतः ઉપપદ) पार्थ–અર્જુન (સંબોધન) न–નહિ (અવ્યય) अन्यम्–બીજુ (સર્વનામ, પ્ર એ વ)अस्ति–છે (ક્રિ ૩ પુ એ. વ अस्) इति–આ પ્રમાણે (અવ્યય) वादिनः–કહેનારાઓ (નામ, પ્ર બ વ वादिन् પુ) कामात्मानः–ઇચ્છાવાળાઓ (વિશેષણ, વિશેષ્ય वादिनः, कामः आत्मा यस्मिन् બહુવ્રીહિ) स्वर्गपराः–સ્વર્ગને જ શ્રેષ્ઠ માનનાર (વિશેષણ, વિશેષ્ય वादिन, स्वर्ग. परं यस्मिन् इति બહુવ્રીહિ) जन्मकर्मफलम्–જન્મ અને કર્મફળને (વિશેષણ વિશેષ્ય वाचम्, जन्म कर्म च) प्रदाम्–આપનારી (फलं प्रदाति इति ઉપપદ) क्रियाविशेष–ક્રિયા જેમા ઘણી (વિશેષણ, વિશેષ્ય वाचम्) बहुलाम्–વિસ્તારવાળી સમાઈ છે (क्रिया विशेषा बहुलाः यस्मिन् इति બહુવ્રીહિ) भोगैश्वर्यगतिम्–ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિવાળા (વિશેષણ, વિશેષ્ય वाचम्, भोगैश्वर्यम् च गतिः यस्मिन् इति (સ વ) (भोगैश्वर्यं एव गतिः भोगैश्वर्य गतिः) प्रति–તરફ (અવ્યય)

ભાવાર્થ– હે અર્જુન ! સકામ ક્રિયા કરનાર પુરુષો કેવળ શ્રુતિમા ફળબુદ્ધિથી પ્રેમ રાખનારા સ્વર્ગને જ શ્રેષ્ઠ માનનારા અને એથી બીજુ કાંઈ નથી એવું કહેનારા અવિવેકી (અવિદ્વાન, બ્રહ્મને નહીં ઓળખનારા) જન્મરૂપ કર્મફળને આપનારી જેમા ક્રિયા વિસ્તારવાળી ઘણી છે અને ભોગ ઐશ્વર્યમા લઈ જનારી છે તેવી આ જે (જોવામા જ) મધુર (શોભાવાળી) વાણીને (વેદવાણીને) બોલે છે (૪૨-૪૩)

વિવેચન–કર્મમા આસક્ત થયેલા જીવોને વિશેષ આસક્તિ કરાવવા વેદમાં ઘણી જગ્યાએ કર્મવિધાન સાથે ફળશ્રુતિ કહેવામા આવી છે. આનો આશય માત્ર એટલો જ છે કે જીવ વધારે મોહમા પ્રેરાઈ કર્મ કરે અને કદાચ ભોગ ઐશ્વર્ય આદિ પ્રાપ્ત કરે, પરંતુ પુન પુન સંસારચક્રમા અથડાયા કરવુ પડે એ હેતુથી ફળશ્રુતિ જો કે સુંદર શબ્દોથી ગોઠવાયેલી છે છતા પણ જીવને પ્રગતિ–મોક્ષમા અવરોધ કરે છે એ અવરોધ મટાડવા શ્લોક ૩૮ લખાયો છે ત્યા મોહાસક્તિ દૂર થાય છે માત્ર કર્તવ્ય તરીકે ક્રિયા કરવાની ફરજ પાડે છે કેટલીએ કર્મની ફળશ્રુતિ ઐહિક ભોગ ઐશ્વર્ય

ઇત્યાદિ નથી; પરંતુ પારલૌકિક સુખ (સ્વર્ગ) છે. આ જગ્યએ એક જીવને કેટલાક કાળ પર્યંત કર્મમાં ફળ રૂપ સ્વર્ગ પ્રાપ્ત થાય છે, પરંતુ કર્મનું પુણ્ય પરવારતાં ફરીથી પાછું મૃત્યુલોકમાં આવવું પડે છે.

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

અન્વયાર્થ–ભોગ, ऐश्वर्य–ભોગ અને ઐશ્વર્યમા (ષષ્ઠી બ વ નામ, પુ) प्रसक्तानां–આસક્તિવાળા પુરુષોના (भोगश्च ऐश्वर्यं च भोगैश्वर्यं तस्मिन् प्रसक्तानाम् ।) तया–તે વડે, તે વેદવાણી વડે (સર્વનામ તૃ. એ વ. तद्) अपहृतचेतसाम्–જેમના હૃદય ખેચાયેલાં છે (વિશેષણ, વિશેષ્ય पुरुषाणाम्, अपहृतं चेतः येषाम् બ વ) व्यवसायात्मिका–નિશ્ચયપૂર્વક ઉપયોગમા આવતી (વિશેષણ, વિશેષ્ય बुद्धि, व्यवसायः आत्मा यस्याम् બ વ) बुद्धिः–બુદ્ધિ (નામ, પ્ર એ સ્ત્રીલિંગ) समाधौ–સમાધિયુક્ત અતઃકરણમાં (નામ, સાતમી, એ વ) न–નહિ (અવ્યય) विधीयते–થાય છે (ક્રિયા, ૩ પુ એ સહ્યભેદ वि+धा ૩ ગણુ)

ભાવાર્થ–તે (લોભાત્મક વાણી વડે) હરાયેલ ચિત્તવાળાઓના ભોગ અને ઐશ્વર્યમા આસક્તિવાળાઓના અતઃકરણમા નિશ્ચયપૂર્વક કામ કરવાની બુદ્ધિ થતી નથી (૪૪)

વિવેચન–ભોગ અને ઐશ્વર્ય મલિન વાસનાઓને તૈયાર કરે છે અને એ મલિન વાસના અતઃકરણની નિર્મલતા પેદા થવા દેતી નથી અતઃકરણની નિર્મલતા વિના અચલપણુ આવતુ નથી બુદ્ધિ ભ્રાન્ત બને છે જ્યાંસુધી બુદ્ધિ ભ્રાન્ત હોય છે, ત્યાસુધી ચિત્તમાં વિક્ષેપ રહે છે. અને એવું ચિત્ત સમાધિમાં નિરુપયોગી થાય છે.

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥

અન્વયાર્થ–त्रैगुण्यविषयाः–ત્રણ ગુણના વિષયો જેમાં છે એવા (વિશેષણ, વિશેષ્ય वेदा त्रिषु गुणेषु भवाः विषयाः इति । બ. વ.) वेदाः–વેદો (નામ, પ્ર બ વ. પુ वेद) निस्त्रैगुण्यः –ત્રણે ગુણો વિનાનો નિ

(વિશેષણ, વિશેષ્ય त्वम्, त्रैगुण्यम् यस्मिन न वर्तते इति । ઉપપદ) भव-થા (દ્વિ. આજ્ઞાર્થ ૨ પુ. भू. ૧ ગણ) अर्जुन-અર્જુન (સંબોધન) निर्द्वन्द्वो-દ્વન્દ્વ વિનાનો, બે પણા વિનાનો (વિશેષણ, વિશેષ્ય त्वम, द्वन्द्व यस्मिन् न वर्तते ઉપપદ) नित्यसत्त्वस्थः-નિત્યમાં સ્થિત થનારો (વિશેષણ, વિશેષ્ય त्वम, नित्य सत्वे तिष्ठति इति । ઉપપદ) निर्योगक्षेमः-યોગ અને ક્ષેમ વિનાનો (વિશેષણ, વિશેષ્ય त्वम्, योगः क्षेमः च न वर्तते इति । ઉપપદ) आत्मवान्-આત્માવાળો, (વિશેષણ, વિશેષ્ય त्वम्)

ભાવાર્થ-હે અર્જુન ! સર્વ વેદો ત્રણે ગુણોના વિષયરૂપ (સંસારને પ્રકાશ આપનારા) છે માટે ત્રણ ગુણ વિનાનો (સંસારમાં આસક્તિ વિનાનો) દ્વન્દ્વ ભાવ વિનાનો (લાભ અલાભ વિનાનો) નિત્ય સત્યમા રહેનારો યોગ અને ક્ષેમ વિનાનો આત્મપરાયણ તું થા (૪૫)

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥

અન્વયાર્થ-यावान्-જેટલો (વિશેષણ, વિશેષ્ય अर्थः) अर्थः-અર્થ (નામ, પ્ર. એ. વ. પુ. अर्थ) उदपाने-પાણી પીવામાં (જળાશયમાં) (નામ, સપ્તમી એ. વ. નપું) सर्वतः संप्लुतोदके-બધી રીતે પૂર્ણ જલાશયમાં (નામ, સપ્તમી એ વ.) तावान्-તેટલો (વિશેષણ, વિશેષ્ય अर्थ) सर्वेषुवेदेषु-બધા વેદોમાં (નામ, સપ્તમી બ. વ પુ) ब्राह्मणस्य-બ્રહ્મને જાણનાર (નામ, ષષ્ઠી એ વ. પુ. ब्राह्मण) विजानतः-સારી રીતે જાણનાર (વિશેષણ, વિશેષ્ય ब्राह्मणस्य)

ભાવાર્થ-જેટલો અર્થ સર્વ તરફથી પરિપૂર્ણ જળાશયમાં પાણી પીવામાં રહ્યો છે, તેટલો જ પાણી પીવાના બીજા જળાશયોમાં છે. તેવો જ અર્થ સારી રીતે બ્રહ્મને જાણનાર બધા વેદોમાં રહ્યો છે. સારી રીતે વેદોનું તાત્પર્ય સમજીને તેમાંથી અર્થરૂપ ભગવાનનું રસામૃતનું પાન કરવા મોટા સમુદ્રરૂપ જળાશય પ્રાપ્ત થતાં નાના જળાશયોની અપેક્ષા હોતી નથી; તેવી જ રીતે તે વેદમાં બતાવેલા ક્ષુલ્લક કર્મોની જરૂર જણાતી નથી. (૪૬)

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥४७॥

અન્વયાર્થ-कर्मणि-કર્મમાં (નામ, સપ્તમી, એ. વ. कर्मन्) एव-જ, માત્ર (અવ્યય) अधिकारः-અધિકાર (નામ, પ્ર. એ. વ. પુ. अधिकार) ते-તારો (સર્વનામ, ષ એ. પુ. युष्मद्) मा-નથી (અવ્યય) फलेषु-ફળોમાં (નામ, સપ્તમી બ. વ. નપું. फल) कदाचन्-કોઈ પણ વખતે (અવ્યય) मा-નહીં (અવ્યય) कर्मफलहेतुः-કર્મોના ફળના હેતુરૂપ વાસનાવાળો (વિશેષણ, વિશેષ્ય त्वम्) भूः-થા (ક્રિયાપદ, Aorist. ૨ પુ. એ. વ.) मा-નહિ (અવ્યય) ते-તારું (સર્વનામ, ષ. એ. વ) संगः-સંગ, પ્રીતિ (નામ, પ્ર. એ. વ પુ सङ्ग) अस्तु-થાઓ, હો (ક્રિયા. આજ્ઞાર્થ ૩ પુ. એ. વ. अस् ૨ ગણ) अकर्मणि-અકર્મમાં, કર્મ નહિ કરવામાં (નામ, સપ્તમી એ. વ. નપું. अकर्मन्)

ભાવાર્થ-તારો કર્મમાં અધિકાર છે; ફળમાં કોઈપણ કાળે અધિકાર નથી, તું કર્મના ફળની વાસનાવાળો કારણરૂપ થા નહીં. તને (તારી) કર્મ ન કરવામાં પણ પ્રીતિ થાય નહીં. (૪૭)

योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥

અન્વયાર્થ-योगस्थः-યોગમાં સ્થિત થયેલો (વિશેષણ, વિશેષ્ય त्वम्) कुरु-કર (ક્રિયાપદ, આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. कृ ૮ ગણ) कर्माणि-કર્મોને (નામ, દ્વિ. બ. વ. નપું. कर्मन्) सङ्गम्-સંગને, આસક્તિને, પ્રીતિને (નામ, દ્વિ. એ. વ. પુ. संग) त्यक्त्वा-છોડીને (વિધેય કૃદંત) धनंजय-અર્જુન (સંબોધન धनम् जयति ઉપપદ, ધન-જીવનવૃતિસમૂહ (ચિત્ત વૃત્તિયો-જીવન) सिद्ध्यसिद्ध्यो-સિદ્ધિ અને અસિદ્ધિમાં (નામ, ૭ મી દ્વિ. વ. सिद्धि असिद्धि च દ્વંદ્વ) समः-સરખો, સમબુદ્ધિવાળો (વિશેષણ, વિશેષ્ય त्वम्) भूत्वा-થઈને (વિધેય કૃદંત) समत्वम्-સરખાપણું, સમાનભાવ (નામ, પ્ર. એ. વ. નપું.) योग-યોગ (નામ, પ્ર. એ. વ. પુ. योग) उच्यते-કહેવાય છે (દ્વિ. કર્મણિ ક્રિયાપદ ૩ પુ. એ. વ. વર્ત૰ वच् ૨ જો ગણ)

ભાવાર્થ-હે ધનંજય ! સંગને છોડીને તું યોગમાં રહીને સિદ્ધિ અને અસિદ્ધિમાં સમબુદ્ધિવાળો થઈને કર્મો કર. સમાનભાવને યોગ કહે છે. (૪૮)

વિવેચન-બુદ્ધિને આત્મદર્શનમાં જોડવામાં સિદ્ધિ અને અસિદ્ધિનું સમત્વ અર્થાત્ યોગ સારી રીતે મદદગાર બને છે. કોઈ પણ ક્રિયામાં સિદ્ધિ થતાં આનંદ ન હોવો જોઈએ તેમજ અસિદ્ધિમાં કલેશ પણ ન અનુભવવો જોઈએ. આ પ્રકારનો સમભાવ કેળવતાં યોગમાર્ગમાં રતિ પ્રાપ્ત થાય છે. આ રતિ બ્રહ્મદર્શન કરવામાં અધિકારરૂપે બને છે. રતિ=મશગૂલતા અથવા સુદૃઢતા અથવા એકરૂપતા.

दूरेणं ह्यवरं कर्म बुद्धियोगाय धनञ्जय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥

અન્વયાર્થ-**दूरेण**-ઘણું (અવ્યય) **हि**-નિશ્ચય (અવ્યય) **अवरम्** હલકું (વિશેષણ, વિશેષ્ય **कर्म**) **कर्म**-કામ (નામ, પ્ર. એ. વ. નપું.) **बुद्धियोगात्**-બુદ્ધિયોગથી (નામ, ૫ મી એ. વ.) **धनञ्जय**-અર્જુન (સંબોધન) **बुद्धौ**-બુદ્ધિમાં (નામ, ૭ મી એ. વ. સ્ત્રી **बुद्धि**) **शरणम्**-શરણ (નામ, દ્વિ. એ. વ. નપું. **शरण**) **अन्विच्छ**-ગ્રહણ કર, મેળવ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ એ. વ. **अनु+इष्** (**इच्छ्**) ૬ ઠ્ઠો ગણ) **कृपणाः**-હલકા (વિશેષણ, વિશેષ્ય **फलहेतवः**) **फलहेतवः**-ફલની વાસના વાળા છવો (નામ, પ્ર. બ વ. પુ.)

ભાવાર્થ-બુદ્ધિયોગથી (સકામ) કર્મ ઘણું હલકું છે. હે ધનંજય ! તારું શરણ બુદ્ધિમાં રાખ (સમાનભાવ ગ્રહણ કર) ફળની ઇચ્છા વાળો કૃપણ છે. તાત્પર્ય એ કે અતિ હલકો છે.

વિવેચન-આ શ્લોકમાં અર્જુનને કૃષ્ણ આજ્ઞા આપે છે કે, ક્ષુદ્ર ફલની ઇચ્છાવાળાઓ કૃપણ છે. તું તો બુદ્ધિને (શુદ્ધ સાત્ત્વિકીને) શરણે રહે બુદ્ધિને શરણે રહેવાથી તારો ભક્તિયોગ પણ સિદ્ધ થતાં મારું શરણ સુદૃઢ થશે અને પરમપદમાં વિલસતો રહેશે.

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥

અન્વયાર્થ-**बुद्धियुक्तः**-સમાનભાવવાળી બુદ્ધિવાળો (વિશેષણ, વિશેષ્ય **पुरुषः**) **जहाति**-છોડી દે છે, તજી દે છે (ક્રિ. વર્તમાન. ૩ પુ. એ. વ. **हा** ૩ ગણ)

इह-અહીં, આ લોકમાં (અ ૫૫) उभे-બન્ને (વિશેષણ, વિશેષ્ય सुकृतदुष्कृते) सुकृतदुष्कृते-સારું-નઠારું કામ, પુણ્ય-પાપ (નામ, દ્વિ. દ્વિવચન सुकृतदुष्कृतम् च ૬૬.) तस्मात्-તેથી (અવ્યય) योगाय-યોગને માટે, સમત્વને માટે (નામ, ૪ થી એ. વ. પુ. योग) युज्यस्व-જોડાવ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. युज् ૭ મો ગણ આત્મને.) योगः-યોગ (નામ, પ્ર. એ. વ. પુ. योग) कर्मसु-કર્મોમાં (નામ, ૭ મી બ. વ. નપું. कर्मन्) कौशलम्-કુશળતા, બંધનથી છૂટવામાં કુશળતા (નામ, પ્ર. એ. વ. નપું. कौशल)

ભાવાર્થ-સમબુદ્ધિવાળો, પુણ્ય અને પાપને આ લોકમાં છોડી દે છે, તેથી યોગને માટે (સમાનભાવને માટે જ) તું તૈયાર થા. યોગ એ કર્મમાં કૌશલ્ય છે. (યોગ - સમત્વ ધારણ કરી પ્રાપ્ત થતાં કર્મ કરવાં અને બંધનથી છૂટતા રહેવું). (૫૦)

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्ध विनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥५१॥

અન્વયાર્થ-कर्मजम्-કર્મથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિશેષ્ય फलम्) बुद्धियुक्ताः-બુદ્ધિયોગવાળા (વિશેષણ, વિશેષ્ય मनीषिणः) फलम्-ફળને (નામ, દ્વિ. એ. વ. फल નપું) त्यक्त्वा-તજીને (વિધેય કૃદંત) मनीषिणः-સમજવાળા માણસો (વિશેષણ, વિશેષ્ય पुरुषाः, मनीषा यस्मिन् विद्यते ते બહુવ્રીહિ.) जन्मबन्धविनिर्मुक्ताः-જન્મરૂપ બંધનથી છૂટેલા (વિશેષણ, વિશેષ્ય पुरुषाः) पदम्-પદને (નામ, દ્વિ. એ. વ. નપું) गच्छन्ति-પામે છે, જાય છે (ક્રિ. વ. કાળ ૩ પુ. એ. વ गम् (गच्छ्) ૧ લો ગણ) अनामयम्-દુઃખ વિનાનું, નિર્દોષ (વિશેષણ, વિશેષ્ય पदम्)

ભાવાર્થ-બુદ્ધિયોગવાળા સમજુ માણસો કર્મથી ઉત્પન્ન થનાર ફળને તજીને જન્મબંધથી વિનિર્મુક્ત થયેલા દોષરહિત પદને પામે છે (૫૧)

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

અન્વયાર્થ-यदा-જ્યારે (અવ્યય) ते-તારી (સર્વનામ, ૫. એ. વ. युष्मत्) मोहकलिलं-મોહરૂપ કાદવ (નામ, દ્વિ. એ. વ. નપું.) बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર. એ.

થયેલાની (વિશેષણ, વિશેષ્ય पुरुषस्य, समाधौ स्थितः यस्य બહુ.) केशव-કૃષ્ણ (સંબોધન) स्थितधी-સ્થિર બુદ્ધિવાળો પુરુષ (નામ, પ્ર એ. વ स्थिता धीः यस्य બહુવ્રીહિ) किम्-કેમ, શું (સર્વનામ, દ્વિ એ વ નપું) प्रभाषेत्-બોલે (ક્રિ. વિધ્યર્થ, ૩ જો પુ એ વ प्र+भाष् ૧ લો ગણ) आसीत-બેસે (ક્રિ. વિધ્યર્થ, ૩ જો પુ એ વ आस् ૨ લો ગણ) व्रजेत-ચાલે, જાય (ક્રિ વિ ૩ જો પુ એ. વ. व्रज् ૧ લો ગણ) किम्-કેમ (સર્વનામ, દ્વિ એ વ किम् નપું.)

ભાવાર્થ-સમાધિમાં સ્થિત થયેલા અને જેની બુદ્ધિ ચોક્કસ છે, તેઓ હે કેશવ! તે ચોક્કસ બુદ્ધિવાળો કેમ બોલે છે, કેમ બેસે છે અને કેવી રીતે ચાલે છે અને તેની ભાષા (લક્ષણ) કેવી છે ? (૫૪)

श्रीभगवानुवाच ।

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥

અન્વયાર્થ-प्रजहाति-છોડે છે (ક્રિ વ કાળ ૩ પુ એ વ. प्र+हा ૩ જો ગણ) यदा-જ્યારે (અવ્યય) कामान्-ઇચ્છાઓને (નામ, દ્વિ, બ વ પુ काम) सर्वान्-બધા (વિશેષણ, વિશેષ્ય कामान्) पार्थ-અર્જુન (સંબોધન) मनोगतान्-મનમાં રહેલી (વિશેષણ, વિશેષ્ય कामान्) आत्मनि-આત્મામાં (નામ, ૭ મી એ વ आत्मन्) आत्मना-આત્મા વડે (નામ, દ્વિ એ વ પુ आत्मन्) तुष्टः-સંતોષ પામેલો (વિશેષણ, વિશેષ્ય पुरुष) स्थितप्रज्ञः-સ્થિર બુદ્ધિવાળો (વિશેષણ, વિશેષ્ય पुरुषः) तदा-ત્યારે (અવ્યય) उच्यते-કહેવાય છે (ક્રિ ૩ જો પુ એ વ વર્ત. કાળ કર્મણિ પ્રયોગ, वच् ૨ જો ગણ)

ભાવાર્થ-જ્યારે બધાં કામો (ઇચ્છાઓ) મનમાં ઊભા થયેલાઓને છોડે છે, ત્યારે હે પાર્થ ! આત્મા વડે આત્મામાં તુષ્ટ થયેલો સ્થિર બુદ્ધિવાળો તે કહેવાય છે (૫૫)

વિવેચન-બુદ્ધિનો કોઈ બીજો વિષય છે તેને પ્રજ્ઞા નામથી ઓળખાવવામાં આવે છે. આ પ્રજ્ઞા, વસ્તુને બારીકાઈથી તપાસવામાં ઉપયોગી છે. જ્યાં સુધી આત્માના વિભાવોને સૂક્ષ્મ પ્રજ્ઞા દ્વારા તપાસતા તપાસતાં કોઈક નિશ્ચય ઉપર આવી જવાય છે, તેને સમાધિ નામ અપાય છે. (રૂઢ પ્રકારે

બધી બાજુથી ચિત્તને સ્થિર બુદ્ધિ સાથે સંબંધ કરી આપવો તેનું નામ સમાધિ)

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥

અન્વયાર્થ–दुःखेषु–દુઃખોમાં (નામ, ૭ મી બ. વ. નપુ દુઃખ) अनुद्विग्नमनाः–ઉદ્વેગ રહિત મન છે જેનું (વિશેષણ, વિશેષ્ય पुरुषः, न उद्विग्नं– अनुद्विग्नं, अनुद्विग्नम् मनः यस्य इति બહુવ્રીહિ) सुखेषु–સુખોમાં (નામ, ૭ મી બ વ નપુ. सुख) विगतस्पृहः–જેની સ્પૃહા જતી રહી છે (વિશેષણ, વિશેષ્ય पुरुषः, विगता स्पृहा यस्य બહુવ્રીહિ) वीतरागभयक्रोधः–રાગ, ભય અને ક્રોધ જેનાં જતાં રહ્યા છે (વિશેષણ, વિશેષ્ય पुरुषः, वीताः राग भयक्रोधाः यस्य इति) स्थितधीः–સ્થિર બુદ્ધિવાળો (વિશેષણ, વિશેષ્ય मुनिः) मुनिः–મુનિ (નામ, પ્ર. એ. વ. પુ मुनि) उच्यते–કહેવાય છે (ક્રિ. ૩ જો પુ. એ વ કર્મણિ પ્રયોગ वच् ૨ જો ગણ)

ભાવાર્થ–દુઃખોમાં ઉદ્વેગ રહિત મનવાળો, સુખોમાં સ્પૃહા વિનાનો, જેનાં રાગ, ભય અને ક્રોધ જતાં રહ્યા છે, જેની બુદ્ધિ સ્થિર છે એવો મુનિ કહેવાય છે. (૫૬)

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥

અન્વયાર્થ–यः–જે (સર્વનામ, પ્ર. એ વ. પુ. यत्) सर्वत्र–બધે (અવ્યય) अनभिस्नेहः–સ્નેહ-રહિત થયેલો (નામ, પ્ર એ વ. પુ. स्नेह) तत्तत्–તે તે (સર્વનામ, દ્વિ. એ. વ નપુ.) प्राप्य–મેળવીને (વિધેય કૃદંત) शुभाशुभम्–શુભ અને અશુભ (નામ, દ્વિ. એ. વ. शुभं अशुभं च દ્વંદ્વ) न–નહિ (અવ્યય) अभिनन्दति–પ્રસન્ન થાય છે (ક્રિ. વ કાળ ૩ જો પુ. એ. વ. अभि+नन्द्) द्वेष्टि–દ્વેષ કરે છે (વ કા ૩ જો પુ એ. વ. द्विष् ૨ જો ગણ) तस्य–તેનો (સર્વનામ, ષ. એ વ तद्) प्रज्ञा–બુદ્ધિ (નામ, પ્ર. એ. વ સ્ત્રી. प्रज्ञा) प्रतिष्ठिता–સ્થિરતા પામેલી (કૃ. વિશેષણ, વિશેષ્ય प्रज्ञा)

ભાવાર્થ–જે બધે ઠેકાણે સ્નેહરહિત છે તે તે શુભ અને અશુભ વસ્તુઓને પ્રાપ્ત કરવાને પ્રસન્ન થતો નથી અને દ્વેષ કરતો નથી, તેની બુદ્ધિ

સ્થિર થયેલી છે. (૫૭)

यदा संहरते चायं कूर्मोङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥

અન્વયાર્થ-यदा-જ્યારે (અવ્યય) संहरते-સમેટી લે છે, પાછો ખેંચી લે છે. (ક્રિ વ. કા. ૩ જો પુ. એ. વ. सम्+हृ ૧ લો ગણ) च-અને (અવ્યય) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ.) कूर्मः-કાચબો (નામ, પ્ર એ. વ.) अङ्गानि-અંગોને (નામ, દ્વિ. બ. વ. નપું. अंग) इव-જેમ, આ પ્રમાણે (અવ્યય) सर्वशः-બધી તરફથી (અવ્યય) इन्द्रियाणि-ઇન્દ્રિયોને (નામ, દ્વિ. બ. વ. નપું. इन्द्रिय) इन्द्रियार्थेभ्यः-ઇન્દ્રિયોના વિષયોમાંથી (નામ, પં. બ. વ.) तस्य-તેની (સર્વનામ, ૬ ઠ્ઠી એ. વ. तद्) प्रज्ञा-બુદ્ધિ (નામ, પ્ર. એ વ. સ્ત્રી. प्रज्ञा) प्रतिष्ठिता-પ્રતિષ્ઠિત થયેલી (વિશેષણ, વિશેષ્ય प्रज्ञा)

ભાવાર્થ-કાચબાની માફક બધાં અંગોને બધી બાજુએથી સમેટી લે છે, તેવી રીતે જ્યારે આ ઇન્દ્રિયોના વિષયોમાંથી ઇન્દ્રિયોને સમેટે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થયેલી કહેવાય છે. (૫૮)

વિવેચન-(શ્લોક ૫૬-૫૭-૫૮) સ્થિતપ્રજ્ઞના ગુણોનું વર્ણન કરે છે. આ પ્રકારના ગુણો જ્યાં સુધી ઉદ્‌ભવે નહીં ત્યાં સુધી યોગ સંસિદ્ધિ થાય નહીં. આત્માના અનુભવમાં યોગસંસિદ્ધિની ખાસ જરૂર છે. એ દ્વારા એ આત્માના ક્રિયાધર્મ તેમજ તેના અનુભાવો પ્રકટ થાય છે. આ પ્રકારનો થતો પ્રાકટય ભાવ આત્માનંદમાં જીવને અનુભવ થતાં બ્રહ્મરસનો ઉદ્‌બોધ થાય છે. દા. ત. સાકરમાં ક્રિયધર્મ મીઠાશનો છે, પણ તે ગુપ્ત રીતે ત્યાં રહે છે. જ્યારે એ સાકરનો જીભ દ્વારા સમાગમ થાય છે, ત્યારે સાકર પોતાની મીઠાશ નામનો અનુભાવ (પ્રભાવ) ખાનારને આપી પોતાની અંદર રહેલો ગુણીગુણનો-ક્રિયાધર્મનો અનુભવ કરાવે છે

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥

અન્વયાર્થ-विषयाः-વિષયો (નામ, પ્ર. બ. વ. પુ. विषय) विनिवर्तन्ते-ખસી જાય છે (ક્રિ. વ. ૩ પુ. બ. વ. वि+नि+वृत्-૧ લો ગણ)

સ્વભાવવાળા (વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) हरन्ति-હરી લે છે (ક્રિ. વ. ૩ પુ. બ. વ. हृ-૨ જો ગણ) प्रसभं-પરાણે, બળાત્કારે (વિશેષણ, વિશેષ્ય मन) मनः-મન (નામ, દ્વિ. એ. વ. નપું. मनस्)

ભાવાર્થ-હે કૌન્તેય ! યત્ન કરનાર અને બુદ્ધિમાન પુરુષના મનને મંથન કરવાવાળી ઈન્દ્રિયો પરાણે હરી લે છે. (૬૦)

વિવેચન-આ શ્લોકમાં ઇન્દ્રિયો પર જય કેવી રીતે કરવો, એનું કાંઇક સૂચન જણાય છે. જય કરનાર વિપશ્ચિત હોવો જોઇએ. અને તે સતત યત્ન કરનાર પણ હોવો જોઈએ અને ઇન્દ્રિયોનો સ્વભાવ પ્રમથન કરનારો છે, એટલે અહીં જય કરનાર અને ઇન્દ્રિયોના સ્વભાવની વચ્ચે સખત અથડાઅથડી થવાનો સંભવ છે. આ અથડાઅથડીમાં જય કરનાર બરાબર ધ્યાન આપે તો જ મન ઉપર કાબુ રાખી શકે. જો મન ઉપર કાબુ ન રહે તો ઇન્દ્રિયોના કબજામાં મન ચાલ્યું જાય, અને તેના પરિણામે વિપશ્ચિતની પરિસ્થિતિ अतोभ्रष्टः ततोभ्रष्टः થઈ જાય, એટલે તેનો યત્ન કેવળ ફોગટ જાય.

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

અન્વયાર્થ-तानि-તેને (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) सर्वाणि-બધી (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) संयम्य-સંયમમાં રાખીને (વિધિ કૃદંત) युक्तः-સ્થિર થયેલા ચિત્તવાળો (વિશેષણ, વિશેષ્ય पुरुषः) आसीत-સ્થિર થાય છે (ક્રિ. વિધ્યર્થ ૩ પુ એ. વ. आस् ૧ લો ગણ) मत्परः-મારા પરાયણ (વિશેષણ, વિશેષ્ય पुरुषः) वशे-વશમાં (નામ, ૭ એ. વ. પુ वश) यस्य-જેની (સર્વનામ, ૬ એ. વ. यत्) इन्द्रियाणि-ઇન્દ્રિયો (નામ, પ્ર. બ. વ. નપું. इन्द्रिय) तस्य-તેની (સર્વનામ, ૫. એ. વ. तद्) प्रज्ञा-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. प्रज्ञा) प्रतिष्ठिता-સ્થિર થયેલી (વિશેષણ, વિશેષ્ય प्रज्ञा)

ભાવાર્થ-તે સર્વ ઇન્દ્રિયો સંયમમાં રાખીને મારામાં પરાયણ અને મારામાં ચિત્તવાળો સ્થિત થાય છે. જેના વશમાં ઇન્દ્રિયો છે, તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થયેલી છે. (૬૧)

**निराहारस्य**-નિરાહારવાળા (વિશેષણ, વિશેષ્ય **देहिनः**, **निर्गतः आहारः यस्मात् इति** બહુ. **आहारः = अन्तः प्रवेश**) **देहिनः** -દેહવાળાનો (નામ, ષ. એ. વ. પુ. **देहिन्**) **रसवर्जम्**-રસ વિનાનું (વિશેષણ, વિશેષ્ય **परम्**) **रसः** -રસ (નામ, પ્ર એ. વ. પુ. **रस**) **अपि**-પણ, વળી (અવ્યય) **अस्य**-આનો (સર્વનામ, ષ એ. વ **इदम्** પુ.) **परम्**-પરમ (નામ, દ્વિ. એ. વ.) **दृष्ट्वा**-જોઈને (વિધેય કૃદંત) **निवर्तते**-નિવૃત્ત થાય છે (ક્રિ. વર્ત. ૩ પુ એ. વ. **नि+वृत्**-૧ લો ગણ)

**ભાવાર્થ**-બહારના વિષયોને અંદર ન લેનાર દેહીના વિષયો નિવૃત્ત પામે છે અને વળી એનો રસ પણ રસ વિનાના પરમ પદાર્થને જોઈને નિવૃત્ત થાય છે. (૫૯)

**વિવેચન**-નિરાહાર કહેવા દ્વારા એ નહિ ખાનાર એવો અર્થ નીકળે છે. આ રૂઢ અર્થ છે. જ્યારે એનો ધાત્વર્થ (ધાતુમાંથી ઊભો થતો અર્થ) લઈએ, ત્યારે આહારનો અર્થ-અંદર લેવું-એટલો જ થાય છે. એટલે કે કોઇ પણ વિષય સંબંધી પદાર્થોને ચિત્ત સાથે સંબંધ કરાવી આપીએ તેને આહાર કહેવામાં આવે છે. વિષયના પદાર્થો તો અનેકાનેક પડેલા છે, છતાં પણ તેમાં ચિત્તવૃત્તિ ન મૂકાય તો એ પદાર્થોનો ઉપયોગ થઈ શકતો નથી, એટલે પેલા પદાર્થો સાથે રહેલા વાસનામય વિષયો સ્વતઃ ચાલ્યા જશે ખરા, પરંતુ ત્યાં કાંઇક રાગભાગ રહી જશે ખરો, આ રાગભાગને ચિત્ત સાથે સંબંધ થઈ જાય તો અને જો પદાર્થો ઉપલબ્ધ થાય, તો ફરીથી આસક્તિ થશે, અને વિષયોનું સેવન પણ થશે. માટે એ રાગને ચિત્ત સાથે સંબંધ ન થવા દેતાં સ્થિતપ્રજ્ઞ થઇ રાગને સમાધિમાં ગોઠવી દેવો. આ પ્રકાર રચતાં રચતાં પરિણામે રાગ બ્રહ્મની સાથે સંબંધ કરતો થઈ જશે એટલે કેવળ નિર્દોષ બની જશે.

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥६०॥

**અન્વયાર્થ**-**यततः** -યત્ન કરનારા (વિશેષણ, વિશેષ્ય, **पुरुषस्य**) **हि**-નિશ્ચય (અવ્યય) **अपि**-પણ (અવ્યય) **कौन्तेय**-અર્જુન (સંબોધન) **पुरुषस्य**-પુરુષનો (નામ, ષ. એ. વ.) **विपश्चितः** -બુદ્ધિમાનનો (વિશેષણ, વિશેષ્ય **पुरुषस्य**) **इन्द्रियाणि**-ઇન્દ્રિયો (નામ, પ્ર. બ. વ. નપું. **इन्द्रिय**) **प्रमाथीनि**-મંથન કરવા-

સ્વભાવવાળા (વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) हरन्ति-હરી લે છે (ક્રિ. વ. ૩ પુ. બ. વ. हृ-૨ જો ગણ) प्रसभं-પરાણે, બળાત્કારે (વિશેષણ, વિશેષ્ય मन) मनः-મન (નામ, દ્વિ. એ. વ. નપું. मनस्)

ભાવાર્થ-હે કૌન્તેય ! યત્ન કરનાર અને બુદ્ધિમાન પુરુષના મનને મંથન કરવાવાળી ઇન્દ્રિયો પરાણે હરી લે છે. (૬૦)

વિવેચન-આ શ્લોકમાં ઇન્દ્રિયો પર જય કેવી રીતે કરવો એનું કાંઇક સૂચન જણાય છે. જય કરનાર વિપશ્ચિત હોવો જોઇએ. અને તે સતત યત્ન કરનાર પણ હોવો જોઈએ અને ઇન્દ્રિયોનો સ્વભાવ પ્રમથન કરનારો છે, એટલે અહીં જય કરનાર અને ઇન્દ્રિયોના સ્વભાવની વચ્ચે સખત અથડાઅથડી થવાનો સંભવ છે. આ અથડાઅથડીમાં જય કરનાર બરાબર ધ્યાન આપે તો જ મન ઉપર કાબુ રાખી શકે. જો મન ઉપર કાબુ ન રહે તો ઇન્દ્રિયોના કબજામાં મન ચાલ્યું જાય, અને તેના પરિણામે વિપશ્ચિતની પરિસ્થિતિ अतोभ्रष्टः ततोभ्रष्टः થઈ જાય, એટલે તેનો યત્ન કેવળ ફોગટ જાય.

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

અન્વયાર્થ-तानि-તેને (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) सर्वाणि-બધી (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) संयम्य-સંયમમાં રાખીને (વિધિ કૃદંત) युक्तः-સ્થિર થયેલા ચિત્તવાળો (વિશેષણ, વિશેષ્ય पुरुषः) आसीत-સ્થિત થાય છે (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ. आस् ૧ લો ગણ) मत्परः-મારા પરાયણ (વિશેષણ, વિશેષ્ય पुरुषः) वशे-વશમાં (નામ, ૭ એ. વ. પુ. वश) यस्य-જેની (સર્વનામ, ૬ એ. વ. यत्) इन्द्रियाणि-ઇન્દ્રિયો (નામ, પ્ર. બ. વ. નપું. इन्द्रिय) तस्य-તેની (સર્વનામ, ૬. એ. વ. तद्) प्रज्ञा-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. प्रज्ञा) प्रतिष्ठिता-સ્થિર થયેલી (વિશેષણ, વિશેષ્ય प्रज्ञा)

ભાવાર્થ-તે સર્વ ઇન્દ્રિયો સંયમમાં રાખીને મારામાં પરાયણ અને મારામાં ચિત્તવાળો સ્થિત થાય છે. જેના વશમાં ઇન્દ્રિયો છે, તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થયેલી છે. (૬૧)

વિવેચન-युक्तः योगी – सम+आ+धा નું ભૂતકૃદંત, સમાહિત યોગીના ચિત્તનું સમાધાન ભગવાનમાં થાય છે. જ્યાં સુધી ચિત્તનું સમાધાન થતું નથી ત્યાં સુધી કોઈ ને કોઈ પ્રકારના ઉદ્વેગમાં ચિત્ત રહે છે એટલે નિરંતર દુઃખ અથવા ક્લેશમાં ચિત્ત સંડોવાયા કરે છે. યોગીના ધર્મ લૌકિક ઉદ્વેગમાં ચિત્તને રોકવાનો ન હોવો જોઈએ.

इन्द्रियाणि-ઇન્દ્રિયોના સામાન્ય રીતે બે ભાગ પડે છે. ૧. કર્મેન્દ્રિય ૨. જ્ઞાનેન્દ્રિય.

કર્મેન્દ્રિયના પાંચ વિભાગ પડે છે, તે જ પ્રમાણે જ્ઞાનેન્દ્રિયના પણ પાંચ વિભાગ પડે છે.

કર્મેન્દ્રિયઃ-શ્રોત્ર, ચક્ષુઃ, સ્પર્શ (દેહ), જીહ્વા, ઘ્રાણ (નાસિકા).

જ્ઞાનેન્દ્રિયઃ-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ

કર્મેન્દ્રિયો બહિર્વૃત્તિમાં કામ કરે છે. જ્ઞાનેન્દ્રિયો અંતરવૃત્તિમાં કામ કરે છે. તો પણ કર્મેન્દ્રિયોને અંતરવૃત્તિ સાથે સંબંધ હોવાથી એકબીજાથી છૂટી પડી શકતી નથી. કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિયોમાં જ્યાં સુધી મન પરોવાતું નથી, ત્યાં સુધી કોઈ પણ ઇન્દ્રિય કોઈ પણ જાતની ક્રિયા આપી શકતી નથી.

મત્પરઃ – કૃષ્ણપરઃ – બ્રહ્મપરઃ – નાદપરઃ – રસપરઃ – શબ્દપરઃ – અર્થપરઃ – તાત્પર્ય એ કે જીવ તો એકલો કોઈ પણ સ્થિતિમાં અને કોઈ પણ સ્થળે ટકી શકતો નથી. તેથી કોઈ યોગ્ય સહાય અને આધાર જોઈએ છે. આ સહાય અને આધારમાં પરતા દ્વારા એ જીવનુ આશ્રયસ્થાન બને છે જ્યાં સુધી આશ્રયસ્થાન શુદ્ધ, સત્ય અને કેવળભાવે હોતું નથો ત્યા સુધી 'પરતા' અથવા આશ્રયસ્થાન જીવને માટે આ શ્લોકમાં કૃષ્ણ પોતે પોતાને જ બતાવે છે. એટલે સંપૂર્ણ ભાવાત્મક કૃષ્ણ જો જીવને માટે આશ્રયસ્થાન બની જાય, તો પછી એના પ્રત્યેક ધર્મ નિર્દોષ અને બ્રહ્મમય બની જાય. 'હ' નામનો ધ્વનિ પરમાત્મવાચક છે અને પરમાત્મવાચક કૃષ્ણ છે. જીવને કૃષ્ણ સાથે અંશઅંશી ભાવ હોવાથી જીવ કૃષ્ણની સાથે તત્પર રહી શકે છે. આ સ્થિતિમાં જ્યાં સુધી મન બરાબર પરોવાતું નથી ત્યાં સુધી અગવડતા તો રહે છે. એ અગવડતા મટાડવા જીવની ફરજ છે કે આસપાસના ઇન્દ્રિયોના

વિષયસંસર્ગમાં ન જતાં કૃષ્ણપરાયણ થવું જોઇએ. અને સાથે સાથે બુદ્ધિને પણ તેમાં યોજવી જોઈએ.

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥

અન્વયાર્થ–**ध्यायतः**–ધ્યાન વાળો (વિશેષણ, વિશેષ્ય **पुंसः**) **विषयान्**–વિષયોને (નામ, દ્વિ. બ. વ. પુ **विषय**) **पुंसः**–પુરુષનો (નામ, ૬ ઠ્ઠી એ. વ. પુ. **पुमान्**) **संगः**–સંગ (નામ, પ્ર. એ. વ. પુ. **संग**) **तेषु**–તેઓમાં (સર્વનામ, ૭ મી બ. વ. પુ. **तद्**) **उपजायते**–થાય છે. (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **उप+जन्** ૪ થો ગણ) **संगात्**–સંગથી (નામ, પં. એ. વ. પુ. **संग**) **संजायते**–થાય છે, ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **सम्+जन्** ૪ થો ગણ) **कामः**–કામ, ઇચ્છા (નામ, પ્ર એ. વ. પુ. **काम**) **कामात्**–ઇચ્છાથી (નામ, પં. એ. વ. પુ. **काम**) **क्रोधः**–ક્રોધ (નામ, પ્ર. એ વ. પુ. **क्रोध**) **अभिजायते**–ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ **अभि+जन्** ૪ થો ગણ)

ભાવાર્થ–વિષયોને ધ્યાન કરનાર માણસને તે વિષયોમાં સંગ થાય છે, સંગથી કામ તૈયાર થાય છે, અને કામથી ક્રોધ જાગ્રત થાય છે. (૬૨)

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

અન્વયાર્થ–**क्रोधात्**–ક્રોધથી (નામ, પં. એ વ. પુ. **क्रोध**) **भवति**–થાય છે (ક્રિ. વ કા. ૩ જો પુ. એ. વ. **भू** ૧ લો ગણ) **संमोहः**–અવિવેક, મૂઢભાવ (નામ, પ્ર એ. વ. પુ **संमोह**) **संमोहात्**–મૂઢભાવથી, અવિવેકથી (નામ, પં. એ. વ. પુ **संमोह**) **स्मृतिविभ्रमः**–સ્મરણશક્તિનું ભ્રમિત થવું (નામ, પ્ર. એ. વ. પુ.) **स्मृतिभ्रंशात्**–સ્મૃતિ ખસી જવાથી (નામ, પં. એ. વ. પુ **भ्रंश**) **बुद्धिनाशः**–બુદ્ધિનો નાશ (નામ, પ્ર. એ. વ. પુ. **नाश**) **बुद्धिनाशात्**–બુદ્ધિના નાશથી (નામ, પં. એ વ. પુ.) **प्रणश्यति**–નાશ પામે છે (ક્રિ. ૩ જો પુ. એ. વ. **प्र+नश्** ૪ થો ગણ)

ભાવાર્થ–ક્રોધથી અવિવેક થાય છે, અવિવેકથી સ્મૃતિમાં વિભ્રમ

થાય છે, સ્મૃતિનો નાશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે. બુદ્ધિનો નાશ થવાથી (પોતાના કલ્યાણમાર્ગમાંથી) નશ પામે છે (૬૩)

વિવેચન–આ શ્લોક ભગવદ્‌ગીતામાં સારા પ્રમાણમાં મુખ્ય ભાગ ધરાવે છે. જીવનો ધર્મ તો માત્ર પ્રભુપરાયણતા જ હોવો જોઇએ. એ દ્વારા એ પૂર્ણભાવ લૌકિક આસક્તિ દૂર કરીને તૈયાર કરવો જોઇએ. જ્યાં સુધી આ પ્રકારનો પૂર્ણભાવ તૈયાર થાય નહીં ત્યાંસુધી ઇન્દ્રિયોના વિષયોની મમતા ઓછી કરવી જોઇએ. કોઈ પણ વિષય તરફ સંપૂર્ણ ચિત્ત મૂકવું નહીં. સંપૂર્ણ ચિત્ત મૂકાય છે, ત્યારે જ કામની ભાવના અથવા કામના ઉત્પન્ન થાય છે. આ કામનાને પૂર્ણ કરવામાં અંતરાય આવી પડતાં ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધ સમોહ (અવિવેક અથવા મૂઢતા) માં ફેરવાય છે, અને સ્મૃતિને ભ્રષ્ટ બનાવે છે. ભ્રષ્ટ સ્મૃતિ બુદ્ધિનો નાશ કરે છે. બુદ્ધિનો નાશ થવાથી કોઈ પણ પ્રકારની સદ્‌ભાવનાની પ્રાપ્તિ થતી નથી, અને સમાગમ બનતો નથી.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

અન્વયાર્થ–रागद्वेषवियुक्तैः–રાગદ્વેષ વાળાઓ વડે (વિશેષણ, વિશેષ્ય इन्द्रियैः) तु–તો (અવ્યય) विषयान्–વિષયોને (નામ, દ્વિ. બ વ. પુ. विषय) इन्द्रियैः–ઇન્દ્રિયો વડે (નામ, તૃ. બ. વ નપુ. इन्द्रिय) चरन्–ભોગવતો (વ. કૃ. નામ, પ્ર. એ. વ) आत्मवश्यैः–પોતાના વશમાં રાખેલી (વિશેષણ, વિશેષ્ય इन्द्रियैः) विधेयात्मा–અંતઃકરણ જેના વશમાં છે એવો (નામ, પ્ર એ. વ. પુ. आत्मन्) प्रसादम्–અંતઃકરણની પ્રસન્નતા, સ્વચ્છતા (નામ, દ્વિ. એ વ પુ प्रसाद) अधिगच्छति–મેળવે છે (ક્રિ વ. કા. ૩ જો પુ. એ. વ. अधि+गम् ૧ લો ગણ)

ભાવાર્થ–રાગ દ્વેષ–રહિત ઇન્દ્રિયો વડે પોતાના વશમાં રાખીને વિષયોને ભોગવતો અંતઃકરણ જેના વશમાં છે એવો અંતઃકરણની પ્રસન્નતા મેળવે છે. (૬૪)

વિવેચન–આ શ્લોકમાં વિધેયાત્મા શબ્દ આવે છે. એ શબ્દનો અર્થ એવો નીકળે છે કે જેનું અંતઃકરણ વિધિથી – નિયમથી તૈયાર થયું છે. સામાન્ય રીતે ઘણાખરા જીવોનું અંતઃકરણ વાસનાથી તૈયાર થયેલું હોય છે.

સામાન્ય રીતે તૈયાર થયેલા અંતઃકરણવાળા તો ગુણમય પદાર્થો પર અતિશય આસક્તિ ધારણ કરે છે. વિધેયાત્મા જો કે ગુણમય પદાર્થોનો ઉપયોગ કરે છે, છતાં પણ તેમને રાગદ્વેષ વગેરે દ્વંદ્વ ભાવો વધારે અસર કરતા નથી. આ પ્રકારના વિધેયાત્માઓ જલદીથી બ્રહ્માનંદને પ્રાપ્ત કરી તદન્તર્ગત લીલાનો આસ્વાદ કરે છે. स अश्नुते सर्वान् कामान् ब्रह्मणा विपश्चिता- તે ભોગવે છે બધાં કામો બ્રહ્મની સાથે જ્ઞાનથી પ્રાપ્ત થયેલાં.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

અન્વયાર્થ-प्रसादे-પ્રસન્નતામાં (નામ, ૭ મી એ. વ. પુ. प्रसाद) सर्वदुःखानाम्-બધાં દુ:ખોનો (નામ, ૬. બ. વ) हानिः-નાશ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) अस्य-આને (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય पुरुषस्य) उपजायते-ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ વ. उप+जन् ૪ થો ગણ) प्रसन्नचेतसः- પ્રસન્ન છે ચિત્ત જેનું (વિશેષણ, વિશેષ્ય पुरुषस्य) हि-નિશ્ચય (અવ્યય) आशु- તરત જ (અવ્યય) बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) पर्यवतिष्ठते-ટકે છે, સ્થિર થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. परि+अव+स्था ૧ લો ગણ)

ભાવાર્થ-પ્રસન્ન ચિત્તવાળાના અંતઃકરણની પ્રસન્નતામાં બધાં દુઃખોનો નાશ થાય છે અને એકદમ (તરત જ) બુદ્ધિ સ્થિર થાય છે. (૬૫)

વિવેચન-ચિત્તનો પ્રસાદ પ્રાપ્ત થતાં સર્વ દુઃખોનો નાશ થાય છે. જ્યાં સુધી ચિત્ત બ્રહ્મપરાયણ થતું નથી, ત્યાં સુધી ચિત્તની પ્રસન્નતા બનતી નથી, કારણ કે બ્રહ્મ સિવાય બધા પદાર્થો કંઈ ને કંઈ દોષમય હોય છે. નિર્દુષ્ટ ચિત્ત જ બ્રહ્મની સાથે સહભાવને પામે છે. અને આ પ્રકારના સહભાવ દ્વારા જ બ્રહ્મ સાથે સમાનતા થતા લીલાનો આસ્વાદ લઈ શકે છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥६६॥

અન્વયાર્થ-न-નહિ (અવ્યય) अस्ति-છે (ક્રિ. વ. કા ૩ જો પુ. એ. વ. अस् ૨ જો ગણ) बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી बुद्धि) अयुक्तस्य-જેનું

અંતઃકરણ પ્રભુમાં જોડાયેલું નથી (વિશેષણ, વિશેષ્ય **पुरुषस्य**) **न**–નહિ (અવ્યય) **च**–અને (અવ્યય) **अयुक्तस्य**–જેનું અંતઃકરણ પ્રભુમાં જોડાયેલું નથી (વિશેષણ, વિશેષ્ય **पुरुषस्य**) **भावना**–ભાવ, આસક્તિભાવ (નામ, પ્ર એ વ. **भावना** સ્ત્રી.) **न, च**–નહિ, અને (અવ્યય) **अभावयतः**–આસક્તિ ભાવ વગરનાની (વિશેષણ, વિશેષ્ય **पुरुषस्य**) **शान्तिः**–શાન્તિ (નામ, પ્ર. એ. વ.) **अशान्तस्य**–શાંતિરહિત પુરુષને (વિશેષણ, વિશેષ્ય **पुरुषस्य**) **कुतः**–ક્યાંથી (અવ્યય) **सुखम्**–સુખ (નામ, પ્ર. એ. વ પુ. **सुख**)

ભાવાર્થ–જેનું અંત.કરણ પ્રભુમાં જોડાયેલું નથી એવાને બુદ્ધિ–જ્ઞાન–પ્રકાશ નથી અને ભાવના (આસ્તિક ભાવ) નથી. આસ્તિક ભાવ વિનાનાને શાંતિ નથી તો અશાંતને સુખ ક્યાંથી હોય ? (૬૬)

વિવેચન–આ શ્લોકમાં કોઈ પ્રકારનું એવું સુખ છે જે નિત્યસુખ છે તેમાં દુઃખની થોડી પણ છાયા નથી. લોકમાં તો જ્યાં જ્યાં સુખ જણાય છે ત્યાં ત્યાં દુઃખમિશ્ર સુખનો અનુભવ થાય છે. દેખાવમાં સુખ છે, પરિણામમાં દુઃખ છે. અલૌકિક સુખનો અનુભવ કેવા પ્રકારનો છે, તે સમજાવવા આ શ્લોક છે. યુક્ત– જેનું ચિત્ત બ્રહ્મમાં લાગેલું છે, તેની બુદ્ધિ આમતેમ ભટકતી નથી, સ્થિર રહે છે. સ્થિર બુદ્ધિવાળાને વસ્તુમાં રહેલી અન્તઃશક્તિ સમજાય છે. આ અન્તઃશક્તિ ભાવરૂપ બ્રહ્મસ્વરૂપને સમજાવી શકે છે. જેને ભાવરૂપ સ્વરૂપનું જ્ઞાન થતું નથી, તેને શાન્તિ પણ હોતી નથી. જ્યાં શાન્તિ નથી ત્યાં સુખ નથી– નિત્ય સુખ નથી.

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥६७॥

અન્વયાર્થ–**इन्द्रियाणाम्**–ઇન્દ્રિયોનું (નામ, ષ. બ વ. નપું.) **हि**–નિશ્ચય (અવ્યય) **चरताम्**–ફરતી ઇન્દ્રિયો (વિશેષણ, વિશેષ્ય **इन्द्रियाणाम्**) **यद्**–જે (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય **मनः**) **मनः**–મન (નામ, પ્ર એ. વ. નપું.) **अनुविधीयते**–પકડાય છે (ક્રિ. કર્મણિ પ્રયોગ **अनु+वि+धा** ૩ જો પુ એ. વ. વ. કા.) **तत्**–તે ઇન્દ્રિય (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય **इन्द्रिय**) **अस्य**–આને (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય **पुरुषस्य**) **हरति**–હરે છે, ઘસડે છે (ક્રિ. વ. કા. ૩ જો પ એ વ. **हृ**

૧ લો ગણ) प्रज्ञाम्-બુદ્ધિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. प्रज्ञा) वायुः-વાયુ (નામ, પ્ર. એ. વ. પુ. वायु) नावम्-નાવડી (નામ, દ્વિ. એ. વ.) इव-માફક (અવ્યય) अम्भसि-જળમાં (નામ, ૭ મી એ. વ. નપું. अम्भस्)

ભાવાર્થ-વિચરતી ઇન્દ્રિયોમાંથી કોઈ એક ઇન્દ્રિય જે મનને પકડે છે તે (મનવાળા) ની પ્રજ્ઞાને તે ઇન્દ્રિય હરી લે છે, જેમ વાયુ પાણીમાં પડેલી નાવડીને ઘસડી જાય છે. (૬૭)

વિવેચન-એક જીવાત્માને સંસારરૂપ સમુદ્રમાંથી પાર ઉતરવા દેહરૂપ નૌકા આપવામાં આવી છે. અને તેની સાથે સાથે જોઈએ તેવાં સાધનો પણ આપ્યાં છે. તો પણ માયાના મોહમાં ફસાયેલી બુદ્ધિ વિષયોને ગ્રહણ કરી મનની સાથે જોડી દેહનૌકાને જેમતેમ ઘસડી જાય છે. તેમાંથી અગર જ્ઞાન-રૂપ સુકાનના આધારે ચિત્તને સાથે રાખી ધીમે ધીમે વિષયો તરફથી મનને પાછું હઠાવી આગળ આગળ ધ્યાનપૂર્વક નૌકાને ચલાવવામાં આવે, તો જીવ બ્રહ્મભાવરૂપ પારને પામી જાય.

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥

અન્વયાર્થ-तस्मात्-તે કારણે (અવ્યય) यस्य-જેની (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય पुरुषस्य) महाबाहो-મોટા બાહુવાળા, કીર્તિવાળા (સંબોધન) निगृहीतानि-ગ્રહણ કરાયેલા (વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) सर्वशः-બધી રીતે (અવ્યય) इन्द्रियाणि-ઇન્દ્રિયોને (નામ, પ્ર. બ. વ. નપું.) इन्द्रियार्थेभ्यः-ઇન્દ્રિયોના વિષયોમાંથી (નામ, પં. બ. વ.) तस्य-તેની (સર્વનામ, ષ. એ. વ. तद्) प्रज्ञा-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) प्रतिष्ठिता-સ્થિર થયેલી (વિશેષણ, વિશેષ્ય प्रज्ञा)

ભાવાર્થ-તેટલા માટે હે મહાબાહુ ! જે પુરુષની બધી રીતિએ ઇન્દ્રિયો કબજે થયેલી છે, તે ઇન્દ્રિયોના વિષયોમાંથી નિવૃત્ત થયેલી ઇન્દ્રિયો-વાળા પુરુષની પ્રજ્ઞા સ્થિર છે. (૬૮)

વિવેચન-બુદ્ધિ શબ્દ બુધ્ ધાતુ ઉપરથી થયો છે. બુધ્નો અર્થ જાણવું; સમજવું એવો થાય છે. બુદ્ધિનો અર્થ સમજણ બની શકે, પરંતુ

वेदान्तनी कक्षामा बुद्धिनो अर्थ प्रकाश थाय छे भाग ज्यां सुधी प्रकाश सत्य वस्तुनी समज आपतुं नथी त्यां सुधी वस्तुनुं स्वरूप समजातुं नथी एटले के एवी कोई जातनी समजण प्राप्त थवी जोईए, के द्वारा ए वस्तुने यथार्थ प्रकाशित करे, अने तेनुं रहस्य पण समजावे ज्यारे प्रकाश रहस्य समजाववा प्रवृत्त थाय छे, त्यारे बुद्धिने पर्यायवाचक प्रज्ञा शब्द व्यवहारमां बोलाय छे. अने वळी वस्तुनुं रहस्य समजाया पछी वस्तमां रहेवा आतरभावो परमार्थदर्शनमां प्रवृत्त थाय छे, त्यारे बुद्धिनो पर्याय – मेधा नामना शब्दथी बने छे बुद्धि जोनारनी साथे कलम (वस्तु) नुं भान करावे छे पछी तेना संबंधमा ते शानी छे अने तेना उपयोग संबंधी विचार प्रज्ञा नामथी ओळखाय छे परमार्थे उपयोग संबंधी विचार थाय त्यारे मेधा नामथी ओळखाय छे

या निशा सर्वभूतानां तस्यां जागर्ति सयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥

अन्वयार्थ–या–जे (सर्वनाम, प्र ए व स्त्री) निशा–रात्रि (नाम, प्र ए व स्त्री. निशा) सर्वभूतानाम्–सर्व प्राणीओनी (नाम, ष ब ) तस्याम्–तेमा (विशेषण, विशेष्य निशायाम् ७ मी ए व) जागर्ति–जागे छे (क्रि व का ३ जो पु ए व जागृ २ जो गण) संयमी–संयम राखनार (नाम, प्र ए व पु संयमिन्) यस्याम्–जेमा (सर्वनाम, ७ मी ए व स्त्री.) जाग्रति–जागे छे (क्रि व का जो पु ए व जागृ २ जो गण) भूतानि–प्राणीओ (नाम, प्र ब व) सा–ते (विशेषण, विशेष्य निशा) निशा–रात्रि (प्र ए व स्त्री निशा) पश्यतः–तत्त्वने समजी जोनार (क्रि व कृ विशेषण, विशेष्य मुने) मुनेः–मुनिनी (नाम, ष ए व पु मुनि)

भावार्थ–सर्वभूतोनी तमोमयी स्थिति होय छे, त्यारे सयमी जागृत बने छे, ज्यारे प्राणीओ तमोमय स्थितिमां प्रवृत्त थई क्रिया करे छे, ते ज्ञानीनी (मुनिनी) रात्रि छे तात्पर्य ए के तमोमय प्रवृत्तिथी दूर छे (६९)

विवेचन–आ श्लोकमा चार बाबतनो उकेल करवानो छे

१ मुनि २ अन्यभूतानि ३ रात्रि (अधकार) ४ जागरण (प्रकाश)

(૧) મુનિનો ધર્મ જે જે કાંઈ પણ જ્ઞાન દષ્ટ અથવા શ્રુત હોય તેને બારીકમા બારીક રીતે મનન કરવાનો છે. મનનશીલ મુનિ વસ્તુને બારીકાઈથી તપસી શકે છે અને તેમાંથી – વસ્તુમાંથી બ્રહ્મરસ મેળવે છે.

(૨) અન્યભૂતાનિ– બીજા કેટલાક જીવો- આ જીવો કરતાં- મનન શીલવાળા કરતાં વિચારશીલ નથી, એટલે માત્ર અનુકરણ કરવામાં જ પ્રવૃત્ત રહે છે સામાન્ય પ્રવાહે ચાલ્યા કરે છે, પરંતુ, કયાં જાય છે, શા માટે જાય છે, અને એમાં પોતાનો ઉદ્દેશ શું છે, તેની પણ એમને સમજ હોતી નથી આ બધા જીવોને કેવળ પ્રવાહમાં તણાતા કાષ્ટ જેવા કહીએ, તો કાંઈ વાંધો આવે તેમ નથી. આ પ્રકારના જીવોનો કોઈ પણ પ્રકારનો આદર્શ અથવા નિશ્ચય ન હોવાથી જેમતેમ પવનના તરંગોથી ઘસડાતી નાવની માફક તેઓ આખી જિંદગી બરબાદ કરે છે.

(૩) રાત્રિ– અંધકાર- અજ્ઞાન– તમિસ્રા– આસુરત્વ– આ બધા રાત્રિના પર્યાયવાચક શબ્દો છે. જ્યાં જ્યાં આસુરત્વ છે, ત્યાં ત્યાં માયા અને મોહ છે માયા અને મોહ જ્ઞાનને કોઈ પણ રીતે જીવની પાસે આવવા દેતાં નથી, અને પ્રાકૃત ભાવોને એવા સ્વરૂપમાં રજૂ કરે છે કે તે ભાવો તરફ ચિત્તને વધુને વધુ પ્રમાણમાં આકર્ષે છે, અને જીવને મોહાંધ બનાવે છે. મોહાંધ થયેલો જીવ બધા પ્રકારના દુર્ગુણો એક પછી એક સંગ્રહે છે, અને એ રીતે પોતે ગ્રહી બને છે. અને પોતાનો બ્રહ્મ સાથેનો સંબંધ છોડી દઈ પોતાના મૂળભાવોનો નાશ કરે છે.

(૪) રાત્રિના વિષયમાં જે કહ્યું તેનાથી જેટલું કાંઈ જુદું તે જાગરણ.

(૫) મુનિનું જાગરણ બ્રહ્મની સાથે મિલનમાં છે. અન્ય જીવોનું જાગરણ પ્રાકૃત ભાવોની સાથે સંબંધ કરી સુખદુ ખાદિનો અનુભવ કરવામાં છે.

(૬) મુનિનુ જાગરણ તે બીજા જીવોની રાત્રિ છે, અને મુનિની રાત્રિ તે બીજા જીવોનું જાગરણ છે. બન્ને એકબીજાથી વિરુદ્ધ કક્ષાના છે.

आपूर्यमाणमचलमतिष्ठितं
समुद्रमापः प्रविशन्ति यद्वत् ॥

तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥७०॥

અન્વયાર્થ-**आपूर्यमाणम्**-સર્વ તરફથી ભરપૂર (વિશેષણ, વિશેષ્ય **समुद्र**) **अचलप्रतिष्ठम्**-અચળ પ્રતિષ્ઠાવાળું (વિશેષણ, વિશેષ્ય **समुद्र**) **समुद्रम्**-સમુદ્રને (નામ, દ્વિ. એ. વ. પુ. **समुद्र**) **आपः**-જળ (નદીઓ) (નામ, પ્ર. બ. વ. સ્ત્રી. **आपस्**) **प्रविशन्ति**-પ્રવેશે છે, સમાય છે (વ. કા. ૩ જો પુ. બ. વ. **प्र+विश्** ૬ ગણ) **यद्वत्**-જેવી રીતે (અવ્યય) **तद्वत्**-તેવી રીતે (અવ્યય) **कामाः**-ઈચ્છાઓ, ભોગો (પ્ર. બ. વ. પુ. **काम**) **यम्**-જેને (વિશેષણ, વિશેષ્ય **पुरुषः** અધ્યાહાર) **प्रविशन्ति**-પ્રવેશે છે (વ. કા. ૩ જો પુ. બ. વ. **प्र+विश्** ૬ ગણ) **सर्वे**-બધા (વિશેષણ, વિશેષ્ય **कामाः**) **सः**-તે (વિશેષણ, વિશેષ્ય **पुरुषः**) **शान्तिम्**-શાન્તિને (દ્વિ. એ. વ. સ્ત્રી. **शान्ति**) **आप्नोति**-મેળવે છે (વ. કા. ૩ જો પુ. એ. વ. **आप्** ૫ મો ગણ) **न**-નહિ (અવ્યય) **कामकामी**-કામનાની ઇચ્છા રાખનારો (પ્ર. એ. વ. **कामान् कमते इति कामकामी** ઉ૫૫દ)

ભાવાર્થ-જેવી રીતે નદીઓ, સર્વ બાજુએથી પૂર્ણ થયેલા અને અચળ પ્રતિષ્ઠાવાળા સમુદ્રમાં સમાય છે, તેવી રીતે બધાં કામો (વાસનાઓ) જેમાં સમાય છે તે પુરુષ શાન્તિને પામે છે; કામનાઓની ઈચ્છા કરનારો શાન્તિ પામતો નથી. (૭૦)

વિવેચન-આ શ્લોકમાં સમુદ્રને રસમય બ્રહ્મ સાથે સરખાવવામાં આવે છે અને બધા પ્રકારના મનોભાવોને નદીઓના જળ તરીકે બતાવાયા છે. જેની પ્રજ્ઞાનું ધોરણ બ્રહ્મરસનું દોહન કરવા પ્રવૃત્ત થતું હોય, તેને આ શ્લોકમાં રહેલા રહસ્યનું તારતમ્ય સમજાય છે. અને કેટલાક શુદ્ધ નિખાલસ આનંદભાવો પ્રકટ કરે છે. બ્રહ્મ એ આનંદનો કોઈ મહાસાગર છે અને તેમાં સ્થિતપ્રજ્ઞ જ એકલો તરબોળ થાય છે અને એ રસનો- બ્રહ્મરસનો ઉઠાવ કરી શકે છે. બીજા બધા તો વ્યવહારના લાભાલાભમાં પડેલા હોવાથી આનંદ-ઘનનો આનંદ અનુભવી શકે જ નહીં; તેમજ તે નિતાંત રમણ કરી શકે જ નહીં. નિતાંત રમણને અહીં શાન્તિ તરીકે ઓળખવામાં આવી છે.

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहङ्कारः स शान्तिमधिगच्छति ॥७१॥

અન્વયાર્થ–विहाय–છોડી દઈને (વિધેય કૃદંત) कामान्–કામનાઓ (દ્વિ. બ. વ.) यः–જે (પ્ર. એ. વ. વિશેષણ, વિશેષ્ય पुमान्) सर्वान्–બધી (વિશેષણ, વિશેષ્ય कामान्) पुमान्–પુરૂષ (પ્ર. એ. વ. पुमान्) चरति–વિહરે છે, વિચરે છે, ચાલે છે (વ. કા. ૩ જો પુ. એ. વ. ૧ લો ગણ) निःस्पृहः–સ્પૃહા રહિત (વિશેષણ, વિશેષ્ય पुमान्) निर्ममः–મમતા રહિત (વિશેષણ, વિશેષ્ય पुमान्) निरहङ्कारः–અહંકાર વિનાનો (વિશેષણ, વિશેષ્ય पुमान्) सः–તે (અવ્યય) · વિશેષણ, વિશેષ્ય पुमान्) शान्तिम्–શાન્તિને (દ્વિ. એ. વ. સ્ત્રી. शान्ति) अधिगच्छति–મેળવે છે (વ. કા. ૩ જો પુ. એ. વ. अधिगम् ૧ લો ગણ)

ભાવાર્થ–જે પુરુષ બધી કામનાઓને છોડી દઈને નિ:સ્પૃહ, નિર્મમ અને નિરહંકાર ફરે છે, વિહરે છે, તે શાંતિને પ્રાપ્ત કરે છે. (૭૧)

વિવેચન– કામ શબ્દનો અર્થ ઐહિક અને પારલૌકિક ઇચ્છાઓ થાય છે. જીવનો સ્વભાવ એવો જ છે કે કોઇને કોઇ કામ કરવામાં પોતાનો લાભ ઢૂંઢતો રહે. લાભને ઢૂંઢના રહેવાની ટેવને સ્પૃહા કહેવામાં આવે છે. નિ:સ્પૃહતા તો સામાન્યત: જીવને હોતી નથી; પરંતુ પોતાનું આત્મહિત ક્યાં સમાયું છે એ સમજવાની જેને ટેવ પડે છે, તે તેવા જ પ્રકારના કલ્યાણમાર્ગમાં ચાલતાં ચાલતાં અનેક સ્થળેથી મળતાં વિવિધ સાધનોનો ઉપયોગ કરે છે. આ રીતે અનુભવ પ્રાપ્ત થતાં નિશ્ચય પર આવે છે. એ નિશ્ચય પર આધાર રાખી પોતાનો માર્ગ સ્થિર કરી લે છે. છેવટે બ્રહ્મરસનો પૂર્ણ અવબોધ પામે છે.

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामन्तकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥७२॥

અન્વયાર્થ–एषा–આ (પ્ર. એ. વ. एतद् સ્ત્રી. વિશેષણ, વિશેષ્ય स्थितिः) ब्राह्मी–બ્રહ્મભાવવાળી (વિશેષણ, વિશેષ્ય स्थितिः) स्थितिः–સ્થિતિ (નામ, પ્ર એ. વ. સ્ત્રી. स्थिति) पार्थ–અર્જુન (સંબોધન એ. વ.) न–નહિ (અવ્યય) एनाम्–એને (દ્વિ. એ. વ. एतद् સ્ત્રી.) प्राप्य–પામીને, પ્રાપ્ત કરીને (વિધેય કૃદંત प्र+आप्) विमुह्यति–વિશેષ મોહ કરે છે (वि+मुह् ૪ થો ગણ ૩ જો પુ. એ. વ.) स्थित्वा–રહીને (વિધેય કૃદંત स्था) अस्याम्–એમાં (સર્વનામ, ૭ મી એ. વ. इदम् સ્ત્રી.)

अन्तकाले-અન્તકાળમાં, મત્યુ સમયે (૭ મી એ ૧) अपि-પણ (અ૰૫૫) ब्रह्मनिर्वाणम्-બ્રહ્મસુખ, બ્રહ્માનંદ (ब्रह्म एव निर्वाणं इति) ऋच्छति-પામે છે ऋच्छ् ૧ લો ગણ ૩ જો પુ એ ૧)

ભાવાર્થ-આ બ્રહ્મમયી સ્થિતિ છે. હે પાર્થ ! એને પ્રાપ્ત કરીને જે મોહ પામતો નથી, તે આ બ્રહ્મમયી સ્થિતિમાં સ્થિર થઈ ને અંતકાળે મૃત્યુ સમયે પણ- બ્રહ્મસુખ- બ્રહ્માનંદને પ્રાપ્ત કરે છે.

વિવેચન-બ્રહ્મરસનો પૂર્ણ અવબોધ થતાં જીવ પોતે લીધેલુ શરીર (અન્નમય, દોષમય અને જળદોષમય) ત્યજે છે અને કોઈ બીજા પ્રકારનું શરીર ધારણ કરી લે છે. આ શરીર પણ આનંદમય છે. જ્યારે રસનું દાન કરવામાં આવે છે, અથવા રસ પ્રાપ્ત કરવામાં આવે છે, ત્યારે આનંદ શરીરના ખુલ્લા ભાવો અનુભવી શકે છે. તે વખતે તેને દેહભાવ હોતો નથી; પરંતુ તનુનવત્વ હોય છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिपत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगनाम द्वितीयोऽध्यायः ॥२॥



# अध्याय ३ — कर्मयोग

अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्माणि घोरे मां नियोजयसि केशव ॥१॥

અન્વયાર્થ-ज्यायसी-વધારે મોટી (વિશેષણ, વિશેષ્ય बुद्धिः, comparative) चेत्-જો (અવ્યય) कर्मणः-કર્મથી (નામ, પં એ. વ) ते (तव)-તારા વડે (સર્વનામ, ૫ એ વ युष्मत् નું) मता-માનેલી, મનાયેલી (કૃદંત, વિશેષણ, વિશેષ્ય बुद्धिः, मन् ધાતુનું ભૂ કૃદંત) बुद्धिः-બુદ્ધિ, સ્થિર બુદ્ધિ (નામ, પ્ર એ વ સ્ત્રી बुद्धि) जनार्दन-અર્જુન (સંબોધન, जनाम (अविद्यां) अर्दति इति) तत्-ત્યારે (અવ્યય) किम्-કેમ શા માટે ? (અવ્યય) कर्माणि-કર્મમાં (નામ, ૭ મી એ વ कर्मन् નું નપું ) घोरे-ઘોરમાં (વિશેષણ. વિશેષ્ય कर्मणि) माम्-મને (સર્વનામ. દ્વિ એ વ अस्मद् ) नियोजयसि-તું જોડે છે (દ્વિ વ કા ૨ જો પુ એ વ नि+युज् ૧૦ ગણ) केशव-કેશવ (સંબોધન, क=ब्रह्मा+ईश=શિવ+व=સુખ केशयोः च यस्मात् इति)

ભાવાર્થ-હે જનાર્દન ! તું જો કર્મયોગની પ્રવૃત્તિ કરતાં સ્થિર બુદ્ધિને મોટી માને તો ઘોરકર્મમાં મને શા માટે પ્રેરે છે ? (૧)

વિવેચન-આ શ્લોકમાં બુદ્ધિને પ્રકાશરૂપે બતાવવામાં આવે છે અર્જુનને સંદેહ થાય છે કે કર્મયોગની પ્રવૃત્તિ કરતાં સ્થિરબુદ્ધિનો મહિમા વિશેષ હોય તો ઘોરકર્મ કરવામા એને શા માટે પ્રવૃત્ત કરવામાં

અર્જુનને બીજા અધ્યાયમાં સાંખ્યશાસ્ત્રનો બોધ તો કર્યો; પરંતુ અર્જુન સમજી શકયો નથી કે પ્રકૃતિના ધર્મો અવશ્ય પ્રાકૃતભાવે કરવા પડે છે. આ કર્મ નિરુપાયે ઊભું થાય છે. પુરુષ તો નિર્લેપ છે. માત્ર પ્રકૃતિ જ કામ કરે છે. એટલું રહસ્ય અર્જુન સમજી શકયો ન હોવાથી પ્રશ્ન કરે છે.

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

અન્વયાર્થ-व्यामिश्रेण-સંશયવાળું (વિશેષણ, વિશેષ્ય वाक्येन) वाक्येन-વાકયથી (નામ, દ્વિ. એ. વ. નપું. वाक्य) बुद्धिम्-બુદ્ધિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. बुद्धि) मोहयसि-મોહ પમાડે છે (ક્રિ. વર્ત. કા. ૩ જો પુ. એ. વ. કારક ભેદ मुह् ૪ થો ગણ) इव-જેવું (અવ્યય) मे-મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मद्) तत्-તેથી (અવ્યય) एकम्-એક (સર્વનામ, દ્વિ. એ. વ. વિશેષણ, વિશેષ્ય वाक्यम्) वद-કહે (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ.) निश्चित्य-નિશ્ચય કરીને (વિધેય કૃદંત) येन-જેના વડે (સર્વનામ, તૃ. એ. વ. यत्) श्रेयः-કલ્યાણ (નામ, પ્ર. એ. વ.) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) आप्नुयाम्-મેળવું, પામું (ક્રિ. વિધ્યર્થ, ૧ પુ. એ. વ. आप् ૫ ગણ)

ભાવાર્થ-સંશય ભરેલા દ્વિઅર્થી મિશ્ર વાકયથી મારી બુદ્ધિને મોહ પમાડવા જેવું થાય છે, તેથી એક નિશ્ચય કરીને કહે, જે વડે હું કલ્યાણને પામું. (૨)

श्रीभगवानुवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥

અન્વયાર્થ-लोके-લોકમાં, સંસારમાં (નામ, ૭ મી એ. વ પુ. लोक) अस्मिन्-આમાં (સર્વનામ, ૭ મી એ. વ. इदम् પું) द्विविधा-બે પ્રકારની (વિશેષણ, વિશેષ્ય निष्ठा) निष्ठा-શ્રદ્ધા, આસ્તિકી બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. निष्ठा) पुरा-પહેલાં (અવ્યય) प्रोक्ता-કહેવાયેલી (ભૂ. કૃદંત, વિશેષણ, વિશેષ્ય निष्ठा) मया-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) अनघ-પાપરહિત (સંબોધન) ज्ञानयोगेन-જ્ઞાનયોગથી (નામ, તૃ. એ. વ. પુ.) सांख्यानाम्-સાંખ્યતત્ત્વ જાણનારાઓની (નામ,

પ..બ. વ. પુ.) **कर्मयोगेन**–કર્મયોગથી (નામ, તૃ. એ વ પુ.) **योगिनाम्**–યોગી-ઓની (નામ, ૧ બ. વ પુ. **योगिन्** )

ભાવાર્થ–હે અનઘ ! આ લોકમાં બે પ્રકારની નિષ્ઠા (આસ્તિકી બુદ્ધિ) આગળ ઉપર મારા વડે તને કહેવાયેલી છે: ૧. સાંખ્યતત્ત્વને સમજનારાઓની જ્ઞાનયોગ સાથેની બુદ્ધિ, ૨. કર્મ કરનારાઓની કર્મની કર્મના યોગ સાથેની બુદ્ધિ. (૩)

વિવેચન–નિષ્ઠા શબ્દમાં **नि** નામનો ઉપસર્ગ છે અને **स्था** નામનો ધાતુ (ક્રિયાપદ) છે **नितराम् स्थीयते यस्याम्** જેના પર ભાવિ ક્રિયા અવલબી રહે તેને નિષ્ઠા કહી શકાય. અથવા ક્રિયાના પૂર્વરૂપ અને ઉત્પત્તિભાવને નિષ્ઠા કહેવાય. શ્રેયમ્ માર્ગમાં નિષ્ઠાની ખાસ આવશ્યકતા છે. કેટલાએક જ્ઞાનને નિષ્ઠા તરીકે સ્વીકારે છે અને કેટલાએક કર્મમાં પોતાની નિષ્ઠા રાખે છે. જ્ઞાનમાં નિષ્ઠા રાખનાર સાખ્યના મત પ્રમાણે વ્યવહાર કરી શકે. કર્મમાં નિષ્ઠા રાખનાર કર્મયોગના હિસાબે પોતાની વ્યવસ્થા જમાવે.

જ્ઞાનયોગનો ખુલાસો બીજા અધ્યાયમાં છે. કર્મયોગનો ખુલાસો બારમા અધ્યાયમાં છે. જો કે ૩, ૪, ૫, ૬ અધ્યાયોમાં પણ કાંઈક કાંઈક મુદ્દાઓ દેખાય છે ખરા; પરંતુ એ અધ્યાયોમાં મર્યાદિત પક્ષમાં એ ખુલાસા જણાય છે. પૂર્ણતઃ ખુલાસો તો ૧૨ મા અધ્યાયમાંથી જ મેળવી શકાય છે. કારણ કે તેમાં કૃષ્ણને પ્રિય છે એવા કેટલાક જીવોનું સ્પષ્ટીકરણ કરેલું છે. જ્યાંસુધી અંશ અને અંશી એકબીજાની સાથે સ્વાભાવિક પ્રેમથી બધાતા નથી, ત્યાંસુધી અંશને (જીવને) પરમસિદ્ધિ, તાત્પર્ય કે એકબીજાની અદરના (અંશ અને અંશીના) વ્યવસાયરૂપ પરમસિદ્ધિ મળતી નથી. જ્ઞાનીની પરમસિદ્ધિ તો માત્ર ઐકયમાં જ બને છે. નિષ્કામ કર્મયોગની પરમસિદ્ધિ ભગવદ્ આવિર્ભાવ થતાં અતરમાં રમણનો ભાવ પણ અનુભવાય છે. ઐકયભાવ પણ સાથે સાથે પ્રાપ્ત થાય છે.

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥

અન્વયાર્થ–**न**–નહિ (અવ્યય) **कर्मणाम्**–કર્મોનું, (નામ, ૫

कर्मन्) अनारंभात्-કર્મના નહિ આરંભ કરવા વડે (નામ, પ. એ. વ.) नैष्कर्म्यम्-કર્મોનું ફળરહિતપણું (નામ, દ્વિ. એ. વ. પુ. नैष्कर्म्य) पुरुषः-પુરૂષ (નામ, પ્ર. એ. વ. પુ) अश्नुते-મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ એ વ अश् ૫ ગણ) न, च-અને, નહિ (અવ્યય) संन्यसनात्-છોડી દેવા વડે (નામ, પં. એ વં) एव-જ (અવ્યય) सिद्धिम्-સિદ્ધિને (નામ, દ્વિ. એ. વ સ્ત્રી. सिद्धि) समधिगच्छति-મેળવે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. सम्+अधि+गम् ૧ ગણ)

ભાવાર્થ-પુરુષ કર્મના આરંભ નહીં કરવા વડે નૈષ્કર્મ્ય પામતો નથી; તેમજ કર્મના છોડવા વડે સિદ્ધિ મેળવતો નથી. (૪)

વિવેચન-કેટલાએક જીવો એવું માને છે કે તદ્દન કર્મ કરીએ જ નહીં તો કોઈ પણ પ્રકારના કર્મના ભાગીદાર થઈએ નહીં. એટલે કર્મફલની આકાંક્ષા તેમજ પ્રાપ્તિ પણ સંભવે નહીં. કર્મ કરીને સહજફલની પ્રાપ્તિ થાય એ કારણે કર્મ ન કરવાં સારું છે; પણ તેમને ખબર નથી કે કાલવશાત (કર્મવશાત) ગતજન્મનાં કર્મ તેમજ સ્વભાવવશાત્ જીવને કાંઈ ને કાંઈ પણ કર્મ કરવાં પડે છે અને તેમાં સ્પૃહા પણ ઊભી થાય છે. આ સ્પૃહા જીવને કર્મબદ્ધ કરે છે. એ ઉપરથી એવું નિશ્ચિત થાય છે કે જીવ કર્મ કરવા બંધાયેલો છે માત્ર જો એ ત્યજી શકે તો સ્પૃહાને ત્યજી શકે ખરો. જો આટલું થાય તો જ કોઈ પણ જીવને પરમ સિદ્ધિમાં વિક્ષેપ આવે નહીં. કર્મત્યાગ કરવાથી તો કર્મબીજ રહી જાય છે અને તે એને (જીવને) સંદેહમાં રાખ્યા કરે છે ચિત્તને નિશ્ચિત થવા દે નહીં. માટે કર્મ કરવાની જરૂર છે; પણ ફલની સ્પૃહાની જરૂર નથી.

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥

અન્વયાર્થ-नहि-નહિ (અવ્યય) कश्चित्-કોઈક (સર્વનામ, પ્ર. એ. વ.) क्षणम्-ક્ષણ (નામ, દ્વિ. એ. વ પુ क्षण) अपि-પણ (અવ્યય) जातु-નક્કી (અવ્યય) तिष्ठति-ઊભો રહે છે (ક્રિ. વ કા. ૩ જો પુ. એ. વ स्था ૧ લો ગણ) अकर्मकृत्-કર્મ, નહીં કરનાર, કર્મ કર્યા વિનાનો (નામ, પ્ર એ વ.) कार्यते-કરાવે તે (ક્રિ. causal કારકભેદ વર્ત. કાળ, ૩ જો પુ. એ. વ. कृ ૮ ગણ અવ્યય) हि-નિશ્ચય (અવ્યય) अवशः-પોતાને વશ નહીં એવો (નામ, પ્ર. એ વ પુ.) कर्म-કર્મ

(નામ, દ્વિ. એ. વ નપું.) **सर्वः**-બધા (સર્વનામ, પ્ર એ વ) **प्रकृतिजैः**-પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા (નામ, તૃ બ વ) **गुणैः**-ગુણોથી (નામ, તૃ. બ વ)

ભાવાર્થ-કર્મ કર્યા વિનાનો કોઈ પણ (મનુષ્ય) ક્ષણ માત્ર પણ ટકી શકતો નથી; સર્વ અવશ પુરુષ પ્રકૃતિના ગુણો વડે પ્રેરાયેલા કર્મ કરે છે (૫)

વિવેચન-જીવ સ્વતંત્ર નથી એટલે પોતાનું તંત્ર જાતે ઘડી શકતો નથી. એ કારણે એને કોઈ કોઈનો પણ સંગ ધરવો – રાખવો પડે છે. પ્રથમ તો એને મુખ્ય સબંધ કાળ, કર્મ અને સ્વભાવની સાથે હોવાથી ગુણપ્રવાહમા આવતા જતા કર્મનો સંગ થાય છે અને તેની સાથે માયા અને મોહના સ્વાભાવિક ક્ષેત્રમાં પણ વિચરવું પડે છે એ કારણે કોઈ પણ ક્ષણે એ કર્મ વિનાનો તો રહી શકતો નથી પ્રત્યક્ષ શ્વાસોચ્છ્વાસની સાથે અનેક પ્રકારના તર્ક-વિતર્ક થતાં નવા કર્મનાં બીજ તૈયાર થાય છે. આવી પરિસ્થિતિમાં માત્ર એને સહાયક તરીકે કેટલાએક સદ્ભાવવાળા જીવો એને આગળ આગળ સારા કાર્યોમાં લઈ જઈ ધીમે ધીમે સ્પૃહારહિત કર્મ ઉપર આસક્તિ લગાડી તેને મુક્તિનો માર્ગ બતાવે છે.

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥

અન્વયાર્થ-**कर्मेन्द्रियाणि**-કર્મમાં પ્રવર્તતી ઇન્દ્રિયો (નામ. દ્વિ બ. વ. નપું) **संयम्य**-સંયમમાં રાખીને (વિધેય કૃદંત) **यः**-જે (સર્વનામ, પ્ર. એ વ) **आस्ते**-રહે છે, બેસે છે (ક્રિ. વ. કા ૩ જો પુ એ વ. **आस्** ૨ ગણ આત્મને.) **मनसा**-મનથી (નામ, તૃ એ. વ. **मनस्** નપું.) **स्मरन्**-સ ભા ળ તા (વ કૃદંત વિશેષણ, વિશેષ્ય **यः**) **इन्द्रियार्थान्**-ઇન્દ્રિયોના અર્થોને (નામ, દ્વિ બ વ. પુ) **विमूढात्मा**-વિશેષ મોહ પામેલો આત્મા જેનો (વિશેષણ, વિશેષ્ય **सः**) **मिथ्याचारः**-મિથ્યાચારવાળો (નામ, પ્ર. એ. વ વિશેષણ, વિશેષ્ય **सः**) **सः**-તે (સર્વનામ, પ્ર. એ વ પુ **तद्**) **उच्यते**-કહેવાય છે (ક્રિ વ કા. કર્મણિ ૩ જો પુ. એ. વ **वच्** ૨ ગણ)

ભાવાર્થ-કર્મેન્દ્રિયોને સંયમમાં રાખીને જે મનથી ઇન્દ્રિયોના લાભોને સ્મરતો રહે છે, તે મિથ્યાચારવાળો અને વિશેષ મોહ પામેલા અંતઃકરણ-

વાળો કહેવાય છે. (૬)

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥

અન્વયાર્થ-यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. यत्) तु-તો, અને (અવ્યય) इन्द्रियाणि-ઇન્દ્રિયો (નામ, દ્વિ. બ. વ. નપુ.) मनसा-મન વડે (નામ, તૃ એ. વ. मनस्) नियम्य-નિયમમાં રાખીને (વિધેય કૃદંત) आरभते-આરંભ કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. आ+रभ् ૧ ગણુ આત્મને.) अर्जुन-હે! અર્જુન (સંબોધન) कर्मेन्द्रियैः-કર્મેન્દ્રિયો વડે (નામ, તૃ. બ. વ.) कर्मयोगम्-કર્મયોગને (નામ, દ્વિ. એ. વ. પુ.) असक्तः-આસક્તિ વિનાનો (વિશેષણ, વિશેષ્ય सः) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ तद् પુ) विशिष्यते-વિશેષ છે, શ્રેષ્ઠ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. કર્મણિ वि+शिष् ૭ ગણુ)

ભાવાર્થ-જે ઇન્દ્રિયોને મનથી નિયમમાં રાખીને કર્મેન્દ્રિયો વડે આસક્તિ વિનાના કર્મયોગને આરંભે છે (આચરે છે) તે શ્રેષ્ઠ છે. (૭)

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

અન્વયાર્થ-नियतम्-કરેલું (વિશેષણ, વિશેષ્ય कर्म) कुरु-કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. कृ ૮ ગણુ) कर्म-કર્મ (નામ, દ્વિ. એ. વ. कर्मन् નપું.) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) कर्म-કર્મ (નામ, પ્ર. એ. વ) ज्यायः-શ્રેષ્ઠ (વિશેષણ, વિશેષ્ય कर्म) हि-નિશ્ચય (અવ્યય) अकर्मणः-નહિ કરેલાં કર્મ કરતાં (નામ, પં. એ. વ. अकर्मन् નપું.) शरीरयात्रा-શરીરનો નિર્વાહ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) अपि, च-અને, વળી (અવ્યય) ते-તારી (સર્વનામ, ષ. એ. વ. युष्मत्) न-નહિ (અવ્યય) प्रसिद्ध्येत्-પ્રસિદ્ધ થાય છે (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ. એ. વ. प्र+सिध् ૧ ગણુ) अकर्मणः-કર્મ નહિ કરતાં, કર્મ કર્યા વગર (નામ, પં. એ વ.)

ભાવાર્થ-તું કર્મ કર. વિધિથી કરેલું કર્મ નહિ કરવા કરતાં કર્મ કરવું વધારે સારૂં છે, કર્મ નહિ કરવામાં શરીર નિર્વાહ પણ તારો થઈ

શકશે નહીં. (૮)

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥९॥

અન્વયાર્થ-यज्ञार्थात्-યજ્ઞરૂપ પ્રયોજન દ્વારાએ (નામ, પં. એ. यज्ञः एव अर्थः इति કર્મધારય) कर्मणः-કર્મથી, કર્મ સિવાય (નામ, પં. એ. વ. નપું. कर्मन्) अन्यत्र-બીજું, બીજા કામમાં (અવ્યય) लोकः-લોક (નામ, પ્ર. એ. વ.) अयम्-આ (વિશેષણ, વિશેષ્ય लोकः) कर्मबन्धनः-કર્મ છે બંધન જેનું (નામ, પ્ર. એ. વ. વિશેષણ, कर्म एव बन्धनम् यस्य इति બહુ.) तदर्थम्-તેને માટે, યજ્ઞને માટે (તદ્ધિત, ચતુર્થી નિમિત્તક) कर्मः-કર્મ, કામ (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मन्) कौन्तेय-અર્જુન (સંબોધન) मुक्तसङ्गः-સંગથી છૂટી ગયો છે એવો (નામ, પ્ર. એ. વ. मुक्तः सङ्गः यस्य इति બહુ.) समाचर-વર્ત, આચરણ કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. सम्+आ+चर् ૧ ગણ)

ભાવાર્થ- યજ્ઞના અર્થ સિવાયના કોઈ પણ બીજા કામમાં જોડાયેલો આ લોક કર્મરૂપી બંધનવાળો છે (માટે) યજ્ઞના નિમિત્તનું કામ હે કૌન્તેય ! મુક્તસંગ થઈને તુ કર. (૯)

વિવેચન- શ્લોક ૬-૭-૮-૯ આ શ્લોકોમાં આવી પડેલાં કર્મ કરવાં પડે એવું ખાસ જણાય છે; પરંતુ કેટલોક જીવવર્ગ એવો દંભી બની ગયો છે કે બીજાના દેખતાં પોતે કર્મશુદ્ધ હોય એવો આડંબર કરે છે. કેટલોક જીવવર્ગ કર્મેન્દ્રિયોને માત્ર વ્રતને બહાને નિયમમાં રાખવા પ્રયત્ન કરતો હોય એવું જણાય છે અને તે રીતે મિથ્યાચારને ઊભો કરે છે. વળી એક વર્ગ એવો છે કે પોતે કર્મ કરવા પ્રયાસ કરતો નથી અને બીજાની પાસે કર્મ કરાવે છે અને લાભ પોતે ઉઠાવે છે આ પ્રકારના ત્રણ જીવો જો કે પોતે માની લે છે કે અમે નિષ્પાપ છીએ છતાં પણ સૂક્ષ્મતઃ જોઈએ તો કેવળ પાપમય દશામાં પોતાનું જીવન પસાર કરે છે અને પોતાના જ આત્માને ઠગે છે પરમેશ્વર પ્રીત્યર્થ કરેલાં કામ કોઈ પણ રીતિએ બાધક થતાં નથી પણ વિશેષ પ્રકારે સાધક બને છે. અંતઃકરણની શુદ્ધિ થતાં ચિત્તને વિરામમાં લઈ જઈ ભગવદ્ સન્મુખપણે કરે છે. આ પ્રકારે નૈષ્કર્મ્યફલસિદ્ધિ પ્રાપ્ત થઈ જાય છે.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥

અન્વયાર્થ–सहयज्ञाः–યજ્ઞોની સાથે (વિશેષણ, વિશેષ્ય प्रजाः, यज्ञेन सहिताः અવ્યયીભાવ) प्रजाः–પ્રજાને (નામ, દ્વિ. બ. વ. સ્ત્રી.) सृष्ट्वा–ઉત્પન્ન કરીને (વિધેય કૃદંત) पुरा–પહેલાં (અવ્યય) उवाच–બોલ્યા (ક્રિ. પૂર્ણ ભૂતકાળ ૩ જો પુ. એ. વ. वच् ૨ ગણ) प्रजापतिः–બ્રહ્મા (નામ, પ્ર. એ. વ) अनेन–આનાથી (સર્વનામ, તૃ. એ. વ. इदम् નું પુ.) प्रसविष्यध्वम्–વૃદ્ધિ પામો (ક્રિ. આજ્ઞાર્થ ૨ જો પુ. બ. વ. प्र+सू ભવિષ્યકાળ) एषः–એ (યજ્ઞ) (સર્વનામ, પ્ર. એ. વ एतद् નું પુ.) वः–તમને (સર્વનામ, ૪ બ. વ. युष्मद् ) अस्तु–હો, થાઓ (ક્રિ. આજ્ઞાર્થ ૩ જો પુ. એ. વ. अस् ૨ ગણ) इष्टकामधुक्–ઇચ્છેલા કામને આપનારો (વિશેષણ, વિશેષ્ય यज्ञः, इष्टान् कामान् दोग्धि इति ઉપપદ)

ભાવાર્થ–યજ્ઞ સાથે પ્રજા સર્જીને પ્રજાપતિએ અગાઉ કહ્યું: "આ યજ્ઞ દ્વારાએ તમે વૃદ્ધિને પામો અને આ તમારાં ઇચ્છિત કામો આપનારા થાઓ. (૧૦)

વિવેચન–આ શ્લોકમાં બ્રહ્માની સૃષ્ટિ બતાવવામાં આવી છે એટલે પ્રવૃત્તિમય સૃષ્ટિ અહીં જણાવવામાં આવી છે સામાન્યતઃ રજોગુણ વિના પ્રવૃત્તિ ઉભી થતી નથી એ કારણે બ્રહ્મા રજોગુણપ્રવર્તક ગણાય છે. પ્રજાને સર્જીને તેને પ્રવૃત્તિમાં યોજવા બ્રહ્માએ વેદના કર્મવિભાગને પ્રવૃત્ત કર્યો અને તેમાંથી ફલનિષ્પત્તિ બતાવી કર્મમાં પ્રેરણા કરી (रजः प्रवर्तको ब्रह्मा)

देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥११॥

અન્વયાર્થ–देवान्–દેવોને (નામ, દ્વિ. બ. વ. પુ. देव) भावयत–ભાવના કરો, સમૃદ્ધ કરો (ક્રિ કાળભેદ આજ્ઞાર્થ ૨ જો પુ. બ વ. भू ૧ ગણ) अनेन–એ વડે (સર્વનામ, તૃ. એ. વ. इदम् ) ते–તેઓ (સર્વનામ, પ્ર બ. વ વિશેષણ, વિશેષ્ય देवाः) देवाः–દેવો (નામ, પ્ર. બ. વ.) भावयन्तु–સમૃદ્ધ કરો (ક્રિ. આજ્ઞાર્થ કારક ૩ જો પુ બ. વ भू ૧ ગણ) वः–તમને (સર્વનામ, દ્વિ. બ. વ.) परस्परम्–

એકબીજાને (સર્વનામ, દ્વિ. એ. વ.) भावयन्तु–સમૃદ્ધ કરના (વિશેષણ, વિશેષ્ય वः) श्रेयः–કલ્યાણ (નામ, દ્વિ. એ. વ श्रेयस् નપું.) परम्–મોટા (સર્વનામ, દ્વિ. એ વ.) अवाप्स्यथ–પામશો, મેળવશો (ક્રિ. ભવિષ્યકાળ ૨ જો પુ. બ. વ. अव+आप् ૫ ગણ)

ભાવાર્થ–આ યજ્ઞ વડે દેવોને સમૃદ્ધ કરો, તે દેવો તમને સમૃદ્ધ કરે, દેવો અને તમે પરસ્પર સમૃદ્ધ કરનારા થઈને પરમ કલ્યાણ પામશો. (૧૧)

વિવેચન– આ શ્લોકમાં ક્રિયા દ્વારાએ કલ્યાણ પ્રાપ્ત થઈ શકે છે એમ બતાવ્યું છે. જીવ સામાન્યતઃ પ્રથમ તો ઐહિક સુખ ઇચ્છે છે અને તેવા પ્રકારનાં સુખ પ્રાપ્ત કરવા સાધ્ય દેવોને યજ્ઞ દ્વારાએ આરાધે છે. વળી કેટલાક જીવો પારમાર્થિક કલ્યાણમાં પ્રવૃત્તિ કરે છે. ત્યાં પણ યજ્ઞની અપેક્ષા રાખે છે. જો કે પારમાર્થિક કલ્યાણ સિદ્ધ કરવાને કેવળ કર્મ વિશેષ ઉપયોગી નીવડતું નથી. કારણ ત્યાં (પારમાર્થિક કલ્યાણમાં) બ્રહ્મજ્ઞાનની ખાસ જરૂર પડે છે. કેમકે જ્ઞાન વિના પારમાર્થિક કલ્યાણ (મોક્ષ) પ્રાપ્ત થઈ શકતું નથી. न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । જ્ઞાન જેવું પવિત્ર સાધન કોઈ બીજું નથી એ પ્રકારે કહેવા વડે સમન્વય છે કે કોઈ પણ કર્મમાં અપવિત્રતા તો રહે છે. એટલે કંઈ ને કંઈ દોષ તો હોય જ. એ બતાવવા ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते । જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરે છે. આ કહેવા દ્વારાએ કર્મ દોષમય તો છે જ; કેમકે જીવ ફલની આશાએ કર્મ કરે છે. જો કે કર્મ, ફલની આશા વિના થાય તો જ જીવ નિઃસ્પૃહ બને અને કર્તવ્યપરાયણ થાય. કર્તવ્યપરાયણતા એને (જીવને) ઉન્નતિમાર્ગમાં લઈ જાય છે. આ ઉન્નતિમાર્ગ છેવટે છેવટે બ્રહ્મધામનું સુખ આપી સંબંધભાવ ઊભો કરે અને ત્યારપછી સાક્ષાત્કાર થતાં બ્રહ્મરસનો અનુભવ કરે.

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥१२॥

અન્વયાર્થ–इष्टान्–ઇચ્છિત (વિશેષણ, વિશેષ્ય भोगान्) भोगान्–ભોગોને (નામ, દ્વિ. બ. વ પુ भोग) हि–નિશ્ચય (અવ્યય) वः–તમને (સર્વનામ, ૪ થી બ વ युष्मद्) देवाः–દેવો (નામ, પ્ર. બ. વ) दास्यन्ते– આપશે (ક્રિ. ભ. ૩ જો પુ. બ. વ. दा ૩ ગણ) यज्ञभाविताः–યજ્ઞની ભાવના વાળા,

થયેલા (ભૂ. કૃદંત, વિશેષણ, વિશેષ્ય देवाः) तैः-તેઓ વડે (સર્વનામ, તૃ. બ. વ. तद् પુ.) दत्तान्-આપેલા ભોગો (કૃદંત, વિશેષણ, વિશેષ્ય भोगान्) अप्रदाय-નહિ આપીને (વિધેય કૃદંત) एभ्यः-એઓને (સર્વનામ, ચ બ. વ. इदम् પુ.) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. यद् પુ) भुंक्ते-ભોગવે છે (ક્રિ. વ. કાળ ૩ જો પુ. એ. વ) स्तेनः-ચોર (નામ, પ્ર. એ. વ. પુ.) एव-જ (અવ્યય) सः-તે (સર્વનામ, પ્ર એ. વ. तद् પુ)

ભાવાર્થ- યજ્ઞથી સમૃદ્ધ થયેલા દેવો તમને ઇચ્છિત ભોગોને આપશે. તેના વડે અપાયેલા ભોગોને તેઓને આપ્યા વિના જે ભોગવે છે તે નિશ્ચય ચોર છે. (૧૨)

વિવેચન-કોઈ પણ કર્મનું જાણે કે અજાણે ફલ તો પ્રાપ્ત થાય છે. હવે જો સમજીને ક્રિયા કરવામાં આવે તો ક્રિયાપ્રવર્તક દેવ જીવને સારી રીતે સુખ પ્રદાન કરે. જ્યારે જીવને સુખ પ્રાપ્ત થાય ત્યારે જેના દ્વારા સુખ પ્રાપ્ત થાય છે તેને નિવેદન કરવું એ એનો (જીવનો) ખાસ ધર્મ છે; પરંતુ જીવ અતિ મોહમાં ઘસડાઈ જઈ નિવેદન કર્યા વિના કોઈ પણ વસ્તુનો ઉપયોગ કરે છે. એ રીતે ધર્મઠગ અથવા તો ચોર બને છે.

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥१३॥

અન્વયાર્થ-यज्ञशिष्टाशिनः-યજ્ઞથી શિષ્ટ થયેલું ખાનારાઓ (વિશેષણ, વિશેષ્ય ते, यज्ञस्य शिष्टं- यज्ञशिष्टं अश्नुवन्ति इति ઉપપદ) सन्तः-સંત પુરુષો (નામ, પ્ર. બ. વ. પુ. सत्) मुच्यन्ते-મુક્ત થાય છે (ક્રિ. વ. કાળ ૩ જો પુ. બ. વ. मुच् ૪ ગણ) सर्वकिल्बिषैः-બધાં પાપથી (નામ, તૃ. બ. વ. નપું. किल्बिष) भुञ्जते-ખાય છે, ભોગવે છે (ક્રિ. વ. કાળ ૩ જો પુ. બ. વ. भुज् ૭ ગણ) ते-તેઓ (સર્વનામ, પ્ર. બ વ. तत्) तु-તો (અવ્યય) अघम्-પાપને (નામ, દ્વિ. એ. વ.) पापाः-પાપીઓ (વિશેષણ, વિશેષ્ય ते) ये-જેઓ (સર્વનામ, પ્ર. બ વ.) पचन्ति-પકવે છે (ક્રિ. વ. કાળ ૩ જો પુ. બ. વ. पच् ૧ ગણ) आत्मकारणात्-શરીરપોષણ માટે (નામ, પં. એ. વ.)

ભાવાર્થ-યજ્ઞનું ઉચ્છિષ્ટ ખાનારાઓ સર્વ પ્રકારનાં પાપથી મુક્ત

થાય છે. જેઓ શરીરના પોષણને માટે જ રાંધે છે, તેઓ તો પાપી (થઈ ને) માત્ર પાપને જ ખાય છે. (૧૩)

વિવેચન–પૃથ્વીમાં જલના અને અન્નના દોષ ખાસ કરીને હોય છે. કારણ કે શરીર પૃથ્વીનું જ કોઈક જુદું સ્વરૂપ છે. તાત્પર્ય કે શરીર એ પૃથ્વીનો અંશ છે સમસ્ત પૃથ્વી જલ અને અન્નદોષથી ભરેલી છે. એ કારણે મૃત પિતૃને પણ જલ અને પિંડનું દાન કરવામાં આવે છે. તેમજ જીવંત પિતૃને માટે પણ અન્ન અને શુદ્ધ જળનો ઉપયોગ કરવામાં આવે છે. જલ અને અન્નને કેટલાક મંત્રોથી અભિમંત્રિત કરવામાં આવે છે અને ત્યારપછી અતિથિને સત્કારવામાં આવે છે. ઘરના સામાન્ય વ્યવહારમાં પણ શિષ્ટાચાર પ્રમાણે અન્ન અને જલને શુદ્ધ કરવામાં આવે છે. જ્યાંસુધી મંત્રથી શુદ્ધ થયેલું અન્નજલ બ્રહ્માને નિવેદિત થતું નથી, ત્યાંસુધી કોઈ ને કોઈ અંશે સૂક્ષ્મ દોષ રહી જાય છે ખરા. એ દોષને મટાડવા માટે યજ્ઞ (વિષ્ણુ–બ્રહ્મ) નું અવશિષ્ટ (બાકી રહેલું) પ્રસાદરૂપ લેતાં તદ્દન શુદ્ધ થાય છે. દેહમાં અન્ન અને જલની ખાસ આવશ્યકતા છે, એટલું તો નિર્વિવાદ છે અને જ્યારે દોષરહિત અન્ન અને જલ પ્રાપ્ત થાય તો અવનતિ થવાનો તદ્દન સંભવ રહેતો નથી. वन्दे श्रीकृष्णदेवं मुरनरकमिदम् । મુર=જલ; નરક= અન્ન. જલ અને અન્નના દોષનો નાશ કરનાર શ્રીકૃષ્ણદેવને હું વંદું છું. દેખીતા શરીરના ત્રણ વિભાગ પાડી શકાય છે: ૧. ખુલ્લો દેખીતો ભાગ, ૨. મન અને મનની સાથેનાં તત્ત્વો અને ૩. ગત જન્મોના કેટલાએ ભેગા થયેલા સંસ્કારો. ચોખ્ખા દેખાતા ભાગને સ્થૂલ શરીર–લિંગ શરીર કહે છે. બધાં શરીરોનો નાશ થતાં લિંગ શરીર તૈયાર થાય છે. આ લિંગ શરીર વાસના અને ભૂત તન્માત્રાનું બનેલું હોય છે. આ બધાં અતિ બારીક હોવાથી દૃષ્ટિગોચર થતાં નથી. માત્ર જેની મેધાશક્તિ સબળ હોય છે, તે અનુભવી શકે છે અને તે જ પુનર્ભવને સુધારી શકે છે અથવા તો લય કરી શકે છે.

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥

અન્વયાર્થ–अन्नात्–અન્નથી (નામ, પં. એ. વ. નપું. अन्न) भवन्ति–થાય છે (ક્રિ. વર્ત. કાળ, ૩ જો પુ. બ. વ. ભૂ ૧ ગણ) भूतानि–પ્રાણીઓ

(નામ, પ્ર બ વ. નપું) **पर्जन्यात्**–વરસાદથી (નામ, પં. એ વ.) **अन्नसंभवः**–અન્નનો સંભવ (પ્ર એ. વ. નામ) **यज्ञात्**–યજ્ઞથી (નામ, પં. એ. વ. પુ. यज्ञ) **भवति**–થાય છે (ક્રિ. વર્ત. કાળ ૩ જો પુ એ વ भू ૧ ગણ) **पर्जन्यः**–વૃષ્ટિ (નામ, પ્ર. એ વ પુ.) **यज्ञः**– યજ્ઞ (નામ, પ્ર એ વ પુ) **कर्मसमुद्भवः**–કર્મને ઉત્પન્ન કરવું તે (વિશેષણ, વિશેષ્ય यज्ञः)

ભાવાર્થ–અન્નથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, વરસાદથી અન્નનો સંભવ છે, યજ્ઞથી વરસાદ થાય છે, યજ્ઞ કર્મોથી ઉત્પન્ન થનારો છે. (૧૪)

વિવેચન–આ શ્લોકમાં ત્રણ વિભાવ છે : ૧ ભૂત, ૨. અન્ન અને ૩ પર્જન્ય. આ ત્રણે એક બીજાના પર આધાર રાખીને રહેલા છે. ભૂત ક્રિયાત્મક છે અને તે કારણે પ્રવૃત્તિ થઈ રહી છે. અન્ન પોષક ધર્મવાળું હોવાથી તેની (ભૂતની) પ્રવૃત્તિમાં સહાયક નીવડે છે અન્નને ઉત્પાદક રસ–પોષક રસ-પર્જન્ય આપે છે. કારણ કે એનો ધર્મ આસપાસથી ઉત્પન્ન કરવું અને ઉત્પન્ન કરેલા પદાર્થોનું પોષણ કરવાનો છે. એમા (પર્જન્ય)માં જલભાવ છે અને કાંઇક અગ્નિભાવ પણ છે અને કાંઇક શીતભાવ પણ છે. આ ત્રણ ભાવ જલમાં ગુપ્તપણે રહેલા છે એ કારણે વૃષ્ટિને પર્જન્ય-પરિજન્ય કહેવામાં આવે છે. પર્જન્યનો આધાર ઉષ્ણ હવા પર રહે છે જેમ જેમ ઉષ્ણ હવા એક ભાગમા ટોળે થાય છે, તેમ તેમ ત્યાના એકત્રિત થયેલા મેઘ ઉપર હવાની અસર જતાં વૃષ્ટિ રૂપે નીચે આવે છે ઉષ્ણ હવા તૈયાર કરવામાં યજ્ઞ સહાયક બને છે મુખ્ય સહાયક તો યજ્ઞમાં રહેલો અધિદેવ વિષ્ણુ છે વિષ્ણુ એ વ્યાપક બ્રહ્મ છે અને સત્ત્વપોષક છે એ કારણે એને યજ્ઞ સાથે નિકટ સંબંધ છે.

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षर समुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

અન્વયાર્થ–**कर्म**–કર્મ (નામ, દ્વિ. એ વ નપુ.) **ब्रह्मोद्भवम्**–બ્રહ્મથી ઉત્પન્ન થયેલુ (વિશેષણ, વિશેષ્ય कर्म) **विद्धि**–જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ જો પુ એ. વ. विद् ૨ ગણ) **ब्रह्माक्षरसमुद्भवम्**–અક્ષરબ્રહ્મમાથી ઉત્પન્ન થયેલુ (વિશેષણ, વિશેષ્ય कर्म) **तस्मात्**–તેથી (અવ્યય) **सर्वगतम्**–સર્વ સ્થળે પર જનાર, સર્વ-વ્યાપી (વિશેષણ, વિશેષ્ય ब्रह्म, सर्वस्मिन् गतम् ઉપપદ) **ब्रह्म**–બ્રહ્મ (નામ, પ્ર.

એ. વ. ब्रह्मन् નપું.) नित्यम्-હમેશાં (અવ્યય) यज्ञे-યજ્ઞમાં (નામ, સ. એ. વ. પુ. यज्ञ) प्रतिष्ठितम्-રહેલું (કૃદંત, વિશેષણ, વિશેષ્ય ब्रह्म)

ભાવાર્થ-કર્મને તું શબ્દબ્રહ્મમાંથી ઊભું થયેલું જાણ. તેથી બ્રહ્મ સર્વગત અને નિત્યમાં રહેલું જાણ. યજ્ઞ=શબ્દબ્રહ્મ પ્રતિપાદિત ક્રિયા. (૧૫)

વિવેચન-કર્મમાં મંત્રની ખાસ જરૂર પડે છે અને એ મંત્રો બ્રહ્માત્મક છે. કારણ કે તેને વેદ સાથે સંબંધ છે બ્રહ્મા વેદના પ્રણેતા હોવાથી મંત્ર રજોગુણનો આવિર્ભાવ કરે છે. યજ્ઞમાં વિષ્ણુનો આવિર્ભાવ થતાં રાજસ સાત્વિક કર્મપ્રધાન યજ્ઞ બને છે. આ પ્રકારનો યજ્ઞ નિર્દોષ થતાં પર્જન્ય, અન્ન અને ભૂત નિર્દોષ બને છે. નિર્દોષ પૂર્ણ ગુણક બને છે. અન્નનો ભાવ તામસ છે અને યજ્ઞનો ભાવ સાત્વિક છે. આ રીતે ભૂત સાત્વિક, રાજસ અને તામસભાવવાળા થાય છે; પરંતુ ઉપર બતાવેલી પ્રણાલિકા પ્રમાણે તૈયાર થયા હોવાથી નિર્દુષ્ટ રહે છે.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥

અન્વયાર્થ एवम्-એ પ્રકારે (અવ્યય) प्रवर्तितम्-ચાલેલું (ભૂ. કૃદંત વિશેષણ, વિશેષ્ય चक्रम्) चक्रम्-ચક્ર, કર્મરૂપ ચક્ર (નામ, દ્વિ. એ. વ. નપુ.) न-નહિ (અવ્યય) अनुवर्तयति-અનુસરે છે (ક્રિ. વ કાળ ૩ જો પુ. એ. વ. अनु+वर्त् ૧૦ ગણ) इह-અહીં, આ લોકમાં (અવ્યય) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. यद् પુ.) अघायुः-પાપમય વૃત્તિવાળો (વિશેષણ, વિશેષ્ય सः) इन्द्रियारामो-ઇન્દ્રિયલંપટ (વિશેષણ, વિશેષ્ય सः) मोघम्-નકામું, નિષ્ફળ (અવ્યય) पार्थ-અર્જુન (સંબોધન) स-તે (સર્વનામ, પ્ર. એ વ तद् પુ.) जीवति-જીવે છે (ક્રિ. વ. કાળ ૩ જો પુ. એ. વ. ૧ ગણ जीव्)

ભાવાર્થ-હે પાર્થ ! આ પ્રમાણે ચાલી રહેલા કર્મચક્રને જે અનુસરતો નથી તે પાપમય વૃત્તિવાળો અને ઇન્દ્રિયલંપટ પુરુષ નિષ્ફળ જીવે છે. (૧૬)

વિવેચન-પાછળના શ્લોક પ્રમાણે વર્તી શકાય તો જીવન સાર્થક

છે, નહિ તો નિરર્થક છે. જીવને લોલુપતા ખોટે રસ્તે ભમાવે છે અને ખોટા સુખમાં આનંદ મનાવે છે મિથ્યા આનંદથી જીવનો માર્ગ સુલભ થવાને બદલે અગવડતા ભરેલો બનતો જાય છે અને પાપમય જીવન પસાર કરે છે.

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥

અન્વયાર્થ–यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. यद् પુ.) तु–તો (અવ્યય) आत्मरतिः–આત્મામાં રતિવાળો (વિશેષણ, વિશેષ્ય मानवः) एव–જ (અવ્યય) स्यात्–હોય (દ્વિ. ૩ જો પુ. એ. વ. વિધેય કાળ अस् ૨ ગણ) आत्मतृप्तः–આત્મામાં કૃતાર્થ થયેલો (વિશેષણ, વિશેષ્ય मानवः) च–અને (અવ્યય) मानवः–મનુષ્ય (નામ, પ્ર. એ. વ. પુ) आत्मनि–આત્મામાં (નામ, ૭ મી એ. વ. आत्मन्) एव–જ (અવ્યય) च–વળી, અને (અવ્યય) संतुष्टः–સંતોષ પામેલો (વિશેષણ, વિશેષ્ય मानवः કૃદંત) तस्य–તેનો, તેનું (સર્વનામ, ૫. એ. વ. तद्) कार्यम्–કાર્ય (નામ, પ્ર. એ. વ. નપું.) न–નહિ (અવ્યય) विद्यते–જણાય છે (દ્વિ. કર્મણિ વ. કાળ ૩ જો પુ. એ. વ. विद् ૨ ગણ)

ભાવાર્થ–જે માણસ આત્મામાં રમણ કરનાર; આત્મામાં કૃતાર્થ થયેલો, આત્મામાં સંતુષ્ટ થયેલો છે તેને માટે કાર્ય જણાતું નથી. (૧૭)

વિવેચન– ૧. રતિ, ૨. તૃપ્તિ, ૩. સંતુષ્ટિ–સંતોષ. આ ત્રણ જગતના કોઈ પણ જીવને આનંદદાયક હોય છે. કોઈક વખતે રતિ આનંદદાયક બને છે. કોઈક વખતે તૃપ્તિ અને કોઈક વખતે સંતોષ આનંદદાયક થાય છે. રતિ એટલે ચિત્તને આનંદ આપવાને યોજાતી ક્રિયા. તૃપ્તિ એટલે આનંદના ભાવોથી ઉત્પન્ન શાન્તિ. સંતોષ એટલે ધારેલું કાર્ય સિદ્ધ થાય અગર ન પણ થાય તો પણ ચિત્તનો આનંદ. દરેક જીવ આનંદ મેળવવા પ્રયાસ કરે છે. એ આનંદ પછી લોકભાવે હોય કે પછી ક્રિયાફળભાવે હોય કે બ્રહ્મરસના શાન્તભાવે હોય. જ્યારે જ્યારે આનંદનાં તત્ત્વો આત્મવિકાસથી શુદ્ધ અને સંપૂર્ણ સ્ફુરે છે ત્યારે ત્યારે આત્મા સાથે રમણ થાય છે. તેમાં તૃપ્ત થાય છે અને તેમાં સંતોષ થાય છે. આ આત્માના આનંદતત્ત્વો સાત્ત્વિકભાવ વિના પ્રગટ થતા નથી અને સાત્ત્વિકભાવો તૈયાર કરવામાં શુદ્ધ બ્રહ્મજ્ઞાન અને શુદ્ધ બ્રહ્મકર્મની આવશ્યકતા છે.

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥

અન્વયાર્થ-न, एव-નહિ, જ (અવ્યય) तस्य-તેનું (સર્વનામ, ૫. એ. વ. तद्) कृतेन-કૃતિથી, કામથી (કૃદંત વિશેષણ, વિશેષ્ય कर्मणा) अर्थः-અર્થ, લાભ (નામ, પ્ર એ. વ. પુ. अर्थ) न-નહિ (અવ્યય) अकृतेन-નહિ કામ કરવા વડે (કૃદંત, વિશેષણ, વિશેષ્ય कर्मणा) इह-આ લોકમાં (અવ્યય) कश्चन-કોઈ પણ (વિશેષણ, વિશેષ્ય अर्थः) न-નહિ (અવ્યય) च-અને (અવ્યય) अस्य-એનું (સર્વનામ, ૫. એ. વ. इदम्) सर्वभूतेषु-બધા પ્રાણીઓમાં (નામ, ૭ મી બ. વ નપું.) कश्चित्-કોઈક, (વિશેષણ, વિશેષ્ય अर्थव्यपाश्रयः) अर्थव्यपाश्रयः-અર્થનો સબંધ (નામ, પ્ર એ. વ. પુ.)

ભાવાર્થ- તેને કામ કરવા વડે અથવા નહીં કરવા વડે કોઈ પણ પ્રકારનો લાભ અથવા હાનિ નથી. તેમ કોઈ પ્રાણી સાથે તેના લાભહાનિમાં કોઈ પણ પ્રકારનો સંબંધ નથી. (૧૮)

વિવેચન- ઉપરના શ્લોકમાં બતાવેલ આત્મતૃપ્ત એટલે પૂર્ણકામની વ્યવસ્થા થયેલી હોવાથી એ કર્મ કરે અથવા ન પણ કરે તો પણ એને કોઈ જાતનો પ્રત્યવાય-દોષ આવતો નથી કારણ એને કોઈ જાતનું હિત તેમજ અહિત પણ હોતું નથી. કેમકે એ પૂર્ણતમ છે. કોઈ પણ પ્રયોજનથી એ (આત્મતૃપ્ત) કામ કરતો નથી લોકબાવમાં રહેલા જીવને તો આવશ્યક કર્મ કરવાં જ જોઈએ અને ત્યાં વિધિ (વિધાન) નિષેધ (નકાર) સાચવવા પડે છે.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पुरुषः ॥१९॥

અન્વયાર્થ-तस्मात्-તેથી (અવ્યય) असक्तः-આસક્તિ વિનાનો (કૃદંત વિશેષણ, વિશેષ્ય त्वम्) सततम्-હંમેશાં (અવ્યય) कार्यम्-કાર્ય, કરવાનું (વિશેષણ, વિશેષ્ય कर्म) कर्म-કામ (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मन्) समाचर-સારીરીતે આચરણ કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ જો પુ. એ વ. सम्+आ+चर् ૧ ગણ) असक्तः-આસક્તિ વિનાનો (વિશેષણ, વિશેષ્ય पुरुषः) हि-નિશ્ચય (અવ્યય) आचरन्-આચરતો (વ. કૃ.

વિશેષણ, વિશેષ્ય पुरुषः) कर्म-કામ (નામ, દ્વિ. એ વ. નપું. कर्मन् ) परम्-પરમને (નામ, દ્વિ. એ. વ.) आप्नोति-મેળવે છે, પામે છે (ક્રિ. વર્ત. કાળ ૩ જો પુ. એ. વ. आप् ૫ ગણ) पुरुषः-મનુષ્ય (નામ, પ્ર. એ. વ.)

ભાવાર્થ- તેથી તું આસક્તિ વિનાનો થઈ હંમેશાં કરવાનું કામ કર, આસક્તિ વિનાનો પુરુષ કર્મ કરતો છતો પરમ મોક્ષને પામે છે. (૧૯)

વિવેચન-આ શ્લોકમાં કંઈક માયાને તરી ગયેલા જીવનો વિષય ગોઠવાએલો જણાય છે. માયાબદ્ધ જીવ તો આત્મતૃપ્ત થઈ શકતો નથી અને જુદા જુદા માયાના રૂપરંગમાં ફસાયેલો રહે છે. માયાના રૂપરંગને માયાથી અલિપ્ત પુરુષને કાંઈ સંબંધ હોતો નથી. જો કે એ પ્રકારનો પુરુષ કર્મ કરે છે ખરો પણ પુરુષ હોવાથી એને ફલની સ્પૃહા હોતી નથી. કારણ કે એને કોઈ જાતનો મોહ નથી. નિઃસ્પૃહ પુરુષ આત્મતૃપ્ત અથવા પૂર્ણકામ બની શકે છે ભગવત્કૃપા સિવાય નિઃસ્પૃહતા થતી નથી.

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥

અન્વયાર્થ-कर्मणा-કર્મથી (નામ, તૃ. એ વ. कर्मन् ) एव-જ (અવ્યય) संसिद्धिम्-સિદ્ધિ, મોક્ષ (નામ, દ્વિ. એ વ) आस्थिताः-મેળવેલા (વિશેષણ, વિશેષ્ય जनकादयः) जनकादयः-જનક અને બીજા (નામ, પ્ર. બ. વ. પુ.) लोकसंग्रहम्-લોકહિતને (નામ, દ્વિ. એ. વ) एव, अपि-જ, વળી (અવ્યય) संपश्यन्-જોતો (વ. કૃદંત, વિશેષણ, વિશેષ્ય त्वम् ) कर्तुम्-કરવાને (હેત્વર્થ કૃદંત) अर्हसि-યોગ્ય છે (ક્રિ. વ. કાળ ૨ જો પુ. એ. વ अर्ह् ૧ ગણ)

ભાવાર્થ-જનકાદિ (આસક્તિ રહિત) કર્મ વડે જ મોક્ષને પ્રાપ્ત થયા (તેથી) લોકસંગ્રહને જોતાં પણ તું કામ (વૈદિકકર્મ) કરવાને યોગ્ય છે. (૨૦)

વિવેચન-આ શ્લોકમાં વ્યવહારમાં રહેતાં રહેતાં કેવી રીતે નિઃસ્પૃહ રહી શકાય તેનો માર્ગ બતાવવામાં આવ્યો છે. જનકે પોતાનું રાજ્ય સંભાળ્યું અને સાથે સાથે ભગવદ્ભાવને પણ કેળવ્યો. આ કરવામાં ભગવાનની સહાય એટલી જ હતી કે એના હૃદયમાં યોગ્યાયોગ્યની ધમપછાડ થતી નડતી અને ક્રિયા અને ભક્તિને સાથે સાથે સ્થિર કરી શકે. તાત્પર્ય કે એને પુણ્ય

અથવા પાપ ઊભું થાય છે અને તેનો ફલભાગી હું થાઉં છું – એવો પ્રકાર એના હૃદયમાં નહોતો. કારણ બધાં કર્મો ભગવદર્પણ કરી તેમાંથી ફલ ઉપાર્જન કરવાની આસક્તિ રાખેલી નહોતી. આ પ્રકારની આસક્તિ નહીં રાખવી તેને અનાસક્ત કર્મયોગ કહેવામાં આવે છે; અથવા નિષ્કામ કર્મયોગ કહેવામાં આવે છે અર્જુનને ભગવાને જનકની જેમ કર્મ કરવા સૂચન કર્યું. એ પ્રકારનો માર્ગ દેખાડ્યો. આમ માર્ગ બતાવવો એ જ ભગવાનનું કૃપાદાન છે. આ પ્રકારના કર્મને લોકસંગ્રહાર્થ કર્મ કહેવામાં આવે છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥

અન્વયાર્થ– **यद्यद्**–જે, જે (સર્વનામ, દ્વિ. એ. વઃ यद् નપું.) **आचरति**–આચરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **आ+चर् १** ગણ) **श्रेष्ठः**–ઉત્તમ (વિશેષણ, વિશેષ્ય **जनः**) **तद्तद्**–તે, તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **इतरः**–બીજો (સર્વનામ, વિશેષણ, વિશેષ્ય **जनः**) **जनः**–માણસ (નામ, પ્ર. એ. વ) **सः**–તે (સર્વનામ, પ્ર. એ. વ. **तद्** પુ.) **यत्**–જે, કાંઈક (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **प्रमाणम्**–પ્રમાણ (નામ, દ્વિ. એ. વ) **कुरुते**–કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **कृ** ૮ ગણ) **लोकः**–લોક (નામ, પ્ર. એ. વ.) **तद्**–તેને (સર્વનામ, દ્વિ. એ. વ. **तद्** નપું.) **अनुवर्तते**–અનુસરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ એ. વ. **अनु+वृत्** ૧ ગણ)

ભાવાર્થ– ઉત્તમ પુરુષ જે જે આચરણ કરે છે તે તે આચરણને બીજો પુરુષ અનુસરે છે; તે (શ્રેષ્ઠ પુરુષ) જેને પ્રમાણ માને છે (કરે છે) તેને (પ્રમાણ કર્મને) લોક અનુવર્તે છે. (૨૧)

વિવેચન– આ શ્લોકમા લોકસંગ્રહની વ્યાખ્યા સમજાવે છે. કોઈક પૂર્ણભાવ પ્રાપ્ત થયેલો જીવ હોય તેને કર્મની આવશ્યકતા નથી અને તે કારણે કર્મ તરફ બેદરકાર પણ રહે. આ પ્રકારની એની બેદરકારી અલ્પભાવવાળા જીવોને આળસુ બનાવે. એ પ્રકારનું આળસ ન થાય તેથી પૂર્ણભાવવાળા પણ જો કાંઈ ને કાંઈ ભગવત્કર્મ કરતા રહે તો અલ્પજીવો પણ તેની પાછળ પાછળ અનુસરતા ક્રિયાવાન બને અને પોતાની ઉન્નતિ સિદ્ધ કરે.

૧ वृत् ૧ ગણ) जातु–નક્કી (અવ્યય) कर्मणि–કર્મમાં (નામ, ૭ મી એ. વ. कर्मन् નપું.) अतन्द्रितः–સાવધ રહી, આળસ રહિત (વિશેષણ, વિ तद्रम्) मम–મારે (સર્વનામ, ૧ એ. વ. अस्मद्) वर्त्म–માર્ગ (નામ, દ્વિ. એ. વ, નપું.) अनुवर्तन्ते–ચાલે, અનુસરે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ વ अनु+वृत् ૧ ગણ) मनुष्याः–માણસો (પ્ર. બ. વ પુ. मनुष्य) पार्थ–અર્જુન (સંબોધન) सर्वशः–બધી રીતે (અવ્યય)

ભાવાર્થ–જો કદાચ હું આળસ વિનાનો સાવધ થઈને કર્મ ન કરું તો હે પાર્થ ! તો બધા માણસો બધી રીતે મારા જ વર્તનને અનુસરે જ (કર્મને ન કરતાં તેઓ દોષભાગ થાય). (૨૩)

વિવેચન– આ શ્લોક સમજાવે છે કે અતદ્રિત જીવ (સાવધાનપણામાં રહેલા જીવે) પોતાનું ધ્યેય સિદ્ધ કરવા અથવા ન કરવાના યોગમાં પણ કર્મથી ભ્રષ્ટ થવું નહીં. કારણ એનું અકર્મણ્ય (નહીં કરવાનું) વર્તન જોઈ બીજા અલ્પ જીવો પણ પોતાનું સામાન્ય કર્મ કરવાનું પણ છોડી દે; અને એ રીતે સામાન્ય વ્યવસ્થાનો ભંગ થાય. એ પ્રકારનો દોષ સાવધાનવાળા જીવને લાગે. સાવધાન જીવને દોષ હોવો જોઈએ નહીં.

તંદ્રા નામની કોઈ ભગવત્શક્તિ છે. એ શક્તિ જીવની સાથે કોઈ વખતે સંબંધ કરે છે. જ્યારે જીવની જ્ઞાનમય શક્તિઓ પર કોઈક પ્રકારનો વિલક્ષણ બોજો આવે છે તે વખતે આ તંદ્રા બોજો દૂર કરવામાં મદદગાર થાય છે. માણસ કામ કરતાં કરતાં થાકી જાય છે. મગજ કામ કરી શકતું નથી ત્યારે ઝોકું લે છે એટલે વિચાર કરવાનું થોડીવાર છોડી દે છે. પછી જાગૃત થઈ કામ કરવા માંડે છે. यदा भारं तंद्रयते स भर्तुम् निधाय भारं पुनरस्तमेति । જ્યારે ભાર ઊંચકતા થાકી જાય છે ત્યારે ભારને બાજુએ મૂકી વિચારનો અસ્ત કરે છે.

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
सङ्करस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

અન્વયાર્થ–उत्सीदेयुः–ઉચ્છેદ થાય, ભ્રષ્ટ થાય (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ. બ. વ. उत्+सीद् પરસ્મૈ) इमे–આ (સર્વનામ, પ્ર. બ. વ. इदम् પુ) लोकाः–લોકો (નામ, પ્ર. બ વ.) न–નહિ (અવ્યય) कुर्याम्–કરું (ક્રિ. વિધ્યર્થ ૧ લો પુ.

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥

અન્વયાર્થ–न–નહિ (અવ્યય) मे– (मह्यम्) મારે માટે (સર્વનામ, ચ. એ. વ. अस्मद्) पार्थ–અર્જુન (સંબોધન) अस्ति–છે (ક્રિ. વ. કા ૩ જો પુ. એ. વ. अस् ૨ ગણ) कर्तव्यम्–કામ (નામ, પ્ર. એ. વ) त्रिषु–ત્રણમાં (વિશેષણ, વિ. लोकेषु) लोकेषु–લોકોમાં (નામ, ૭ મી બ. વ.) किञ्चन–કોઈપણ (વિશેષણ, વિ. कर्तव्य) न–નહિ (અવ્યય) अनवाप्तम्–નહિ મેળવેલું (વિશેષણ, વિ. कर्तव्यम्) वर्ते–હુ વર્તું છું. (ક્રિ. વ. કા. ૧ લો પુ. એ. વ. वृत् ૧ ગણ) एव–જ, માત્ર (અવ્યય) च–અને (અવ્યય) अवाप्तव्यम्–પ્રાપ્ત કરવા યોગ્ય (વિશેષણ, વિ. कर्तव्यम्) कर्मणि–કર્મમાં (નામ, ૭ મી એ. વ.)

ભાવાર્થ–હે પાર્થ ! ત્રણે લોકમાં મારે માટે નહીં કરાયેલું અને કરવા જેવું કર્તવ્ય નથી. માત્ર કર્મમાં જ હું વર્તું છું. (કર્મમાં મોહ રાખ્યા વિના હું કર્મ કરું છુ) (૨૨)

વિવેચન–આ શ્લોક સિદ્ધ પુરુષનો પ્રકાર બતાવે છે. જેને પરમસિદ્ધિ પ્રાપ્ત થઈ છે તેને કાંઈ કર્તવ્ય રહેતું નથી. તેને કાંઈપણ પ્રાપ્તિ નહીં થાય તેવી વસ્તુ નથી. કારણ કે સમસ્ત વસ્તુનો અંતર્ભાવ તો પરમતત્ત્વ કૃષ્ણરૂપે એને પ્રાપ્ત થયા કરે છે. તો પણ એ (સિદ્ધ) એનાં કર્મોને વહ્યા કરે છે. કારણ માત્ર કે એના આધાર પર રહી અન્ય જીવો પ્રવૃત્તિ કરે અને આગળ વધ્યા કરે. ક્રિયા હંમેશાં ઉપકારક હોવી જોઈએ. જો ઉપકારક ક્રિયા ન થાય તો તે ક્રિયા દોષવાન છે. સ્વાર્થ સિદ્ધ કરવા માટે કરેલી ક્રિયા પાપમય છે. દેખાવમાં કદાચ લાભ દેખાય છે પણ બારીક તપાસ કરીએ છીએ તો ત્યાં ફલાસક્તિ હોવાને કારણે દોષવાન બને છે અને દોષમય હોવાથી અન્યને ઉપકારક નથી.

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥

અન્વયાર્થ–यदि–જો (અવ્યય) हि–નિશ્ચય (અવ્યય) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) न–નહિ (અવ્યય) वर्तेयम्–હું વર્તું (ક્રિ. વિધ્યર્થ ૧ પુ. એ.

વ વૃત્ ૧ ગણ) जातु-નક્કી (અવ્યય) कर्मणि-કર્મમાં (નામ, ૭ મી ને. વ कर्मन् નપું.) अतन्द्रितः-સાવધ રહી, આળસ રહિત (વિશેષણ, વિ अहम्) मम-મારા (સર્વનામ, ષ એ. વ. अस्मद्) वर्त्म-માર્ગ (નામ, દ્વિ. એ વ, નપું.) अनुवर्तन्ते-ચાલે, અનુસરે (ક્રિ. ન. કા. ૩ જો પુ બ વ अनु+वृत् ૧ ગણ) मनुष्याः-માણસો (પ્ર બ. વ પુ मनुष्य) पार्थ-અર્જુન (સંબોધન) सर्वशः-બધી રીતે (અવ્યય)

ભાવાર્થ-જો કદાચ હું આળસ વિનાનો સાવધ થઈને કર્મ ન કરું તો હે પાર્થ ! તો બધા માણસો બધી રીતે મારા જ વર્તનને અનુસરે જ (કર્મને ન કરતાં તેઓ દોષભાગ થાય). (૨૩)

વિવેચન- આ શ્લોક સમજાવે છે કે અતદ્રિત જીવ (સાવધાનપણામાં રહેલા જીવે) પોતાનું ધ્યેય સિદ્ધ કરવા અથવા ન કરવાના યોગમાં પણ કર્મથી ભ્રષ્ટ થવું નહીં. કારણ એનું અકર્મણ્ય (નહીં કરવાનું) વર્તન જોઈ બીજા અલ્પ જીવો પણ પોતાનું સામાન્ય કર્મ કરવાનું પણ છોડી દે; અને એ રીતે સામાન્ય વ્યવસ્થાનો ભંગ થાય. એ પ્રકારનો દોષ સાવધાનવાળા જીવને લાગે. સાવધાન જીવને દોષ હોવો જોઈએ નહીં.

તદ્રા નામની કોઈ ભગવત્શક્તિ છે. એ શક્તિ જીવનો સાથે કોઈ વખતે સંબંધ કરે છે. જ્યારે જીવની જ્ઞાનમય શક્તિઓ પર કોઈક પ્રકારનો વિલક્ષણ બોજો આવે છે તે વખતે આ તંદ્રા બોજો દૂર કરવામાં મદદગાર થાય છે. માણસ કામ કરતાં કરતાં થાકી જાય છે. મગજ કામ કરી શકતું નથી ત્યારે ઝોકું લે છે એટલે વિચાર કરવાનું થોડીવાર છોડી દે છે. પછી જાગૃત થઈ કામ કરવા માંડે છે. यदा भारं तंद्रयते स भर्तुम् निधाय भारं पुनरस्तमेति । જ્યારે ભાર ઊંચકતા થાકી જાય છે ત્યારે ભારને બાજુએ મૂકી વિચારનો અસ્ત કરે છે.

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
सङ्करस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

અન્વયાર્થ-उत्सीदेयु.-ઉચ્છેદ થાય, ભ્રષ્ટ થાય (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ. બ. વ. उत्+सीद् પરસ્મૈ) इमे-આ (સર્વનામ, પ્ર. બ. વ. इदम् પુ) लोकाः-લોકો (નામ, પ્ર બ. વ.) न-નહિ (અવ્યય) कुर्याम्-કરું (ક્રિ. વિધ્યર્થ ૧ લો પુ.

એ વ કૃ ૮ ગણ) कर्म-કામ (નામ, દ્વિ એ વ कर्मन् નપુ ) चेत्-જો (અવ્યય) अहम्-હુ (સર્વનામ, પ્ર એ વ अस्मद् ) सङ्करस्य-વર્ણસકરનો, મિશ્રનો (નામ, ષ એ વ પુ सङ्कर) च-અને (અવ્યય) कर्ता-કર્તા (નામ, પ્ર એ. વ પુ कर्तृ) स्याम्-થાઉ (ક્રિ વિધ્યર્થ ૧ લો પુ એ વ अस् ૨ ગણ) उपहन्याम्-નાશ કરૂ (ક્રિ વિધ્યર્થ ૧ લો પુ એ વ उपहन् ૨ ગણ પરસ્મૈ) इमा:-આ (સર્વનામ દ્વિ બ વ. સ્ત્રી इदम्) प्रजा:-પ્રજા (નામ, દ્વિ બ વ સ્ત્રી प्रजा)

ભાવાર્થ– જો હુ કર્મ ન કરુ તો આ લોકો ભ્રષ્ટ થાય અને વર્ણ-સકરનો ઉત્પાદક હુ થાઉં, અને આ પ્રજાને હુ હણનાર થાઉ (૨૪)

વિવેચન-બ્રહ્મભાવ ખીલવવા માટે મહાપુરુષે તો ખાસ કર્મ કરવા જોઈએ, અને તે કર્મોનો વિકાસ સપ્તલોક પર્યત હોવો જોઈએ તાત્પર્ય કે સપ્તલોકમા બ્રહ્મભાવ પ્રગટ થવો જોઈએ દરેક શરીરમા સાત લોક સમાયેલા છે भू:, भुव:, स्व:, मह , जन , तप , सत्यम् આ સાત લોક ॐ ની અદર સમાયેલા છે

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥

અન્વયાર્થ– सक्ता:-આસક્તિવાળા (વિશેષણ, વિશેષ્ય अविद्वांसः) कर्मणि-કર્મમા (નામ, ૭ મી એ વ कर्मन् નપુ ) अविद्वांस:-અવિદ્વાન, મૂર્ખ (નામ, પ્ર બ વ विद्वन् પુ ) यथा-જેવી રીતે (અવ્યય) कुर्वन्ति-કરે છે (ક્રિ વ. કા ૩ જો પુ બ. વ કૃ ૮ ગણ પરસ્મૈ ) भारत-અર્જુન (સબોધન) कुर्यात्-કરે (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ એ વ કૃ ૮ ગણ પરસ્મૈ) विद्वान्-વિદ્વાન (નામ, પ્ર એ વ विद्वन् પુ) तथा-તેવી રીતે (અવ્યય) असक्त:-આસક્તિ વિનાનો (વિશે-ષણ, વિશેષ્ય विद्वान्) चिकीर्षु:-ઇચ્છતો (ઇચ્છાદર્શક વિશેષણ વિ विद्वान्) लोकसंग्रहम्-લોકસગ્રહને (નામ, દ્વિ એ વ પુ लोकसग्रह)

ભાવાર્થ-કર્મમા આસક્તિ સહિત મૂખજનો જેવીરીતે કર્મ કરે છે તેવીરીતે હે ભારત! વિદ્વાન આસક્તિ વિનાનો અને લોકસગ્રહને ઇચ્છતો કર્મ કરે છે (૨૫)

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

અન્વયાર્થ–न–નહિ (અવ્યય) बुद्धिभेदम्–બુદ્ધિનો ભ્રમ, બુદ્ધિમાં ભ્રમ–અશ્રદ્ધા ધર્મમાં કરવી તે (નામ, દ્વિ. એ. વ પુ. बुद्धौ भेदः સપ્તમી તત્પુરુષ) जनयेत्–ઉત્પન્ન કરે (ક્રિ. વિધ્યર્થ કાળ ૩ જો પુ. એ. વ जन् ૪ ગણ કારકભેદ પરસ્મૈ.) अज्ञानाम्–અજ્ઞાનીઓનો (નામ, ષ. બ. વ. નપું. अज्ञान) कर्मसङ्गिनाम्–કર્મમાં આસક્તિવાળા (નામ, ષ. બ. વ. પુ कर्मसङ्गिन्) जोषयेत्–પ્રવૃત્તિ કરાવવી (ક્રિ. કારકભેદ વિધ્યર્થ કાળ ૩ જો પુ એ. વ. जुष् ૧૦ ગણ પરસ્મૈ.) सर्वकर्माणि–બધા કર્મનો (નામ, દ્વિ. બ. વ. નપું.) विद्वान्–વિદ્વાન (નામ, પ્ર. એ. વ. પુ विद्वन्) युक्तः–યોગ્ય–સ્વરૂપમાં યોગ્ય (વિશેષણ, વિ. विद्वान्) समाचरन्–સારી રીતે કર્મ કરતો (વ. કૃ. વિશેષણ, વિ विद्वान्)

ભાવાર્થ– જ્ઞાની પુરુષે સ્વરૂપમાં સ્થિત થઈ સારી રીતે કર્મ કરતા રહીને બધા કર્મોમાં અજ્ઞાનીની અને કર્મમાં આસક્તિવાળાની બુદ્ધિમાં ભ્રમ પેદા નહીં કરતાં કર્મ કરાવવાં. (૨૬)

વિવેચન– આ શ્લોકમાં વિદ્વાન–જ્ઞાની પુરુષ કર્મફળની ઇચ્છા વગર કર્મ કરે છે અને અજ્ઞાની પુરુષ ફળની આશાએ કર્મ કરે છે એમ બતાવ્યું છે. અજ્ઞાની પુરુષને જ્ઞાની પુરુષે કર્મ કરતો અટકાવવો જોઈએ નહીં; કારણ તેમ કરવાથી તે કર્મભ્રષ્ટ થશે. તેને જ્ઞાન તો પ્રાપ્ત થવાનું નથી એટલે કર્મભ્રષ્ટનું સમસ્ત જીવન વૃથા જાય છે. તેનું જીવન વૃથા થાય તેના કરતાં તે કોઈને કોઈ આશાએ જીવન ખેડે તે વધારે સારું છે. અજ્ઞાનીના કર્મમાં વિક્ષેપ નાખવો નહીં. એનાં કર્મમાં ભ્રમ કરાવવો નહીં. જ્ઞાનીનો અર્થ અહીં કર્મને યથાર્થ સમજનાર; પરંતુ પરમતત્ત્વને યથાર્થ નહીં જાણનાર. युक्तः = ઉપાસના કર્મમાં– નામવાળા, કર્મમાં જેનું ચિત્ત ગુંથાયેલું છે તેઓ.

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥

અન્વયાર્થ– प्रकृतेः–પ્રકૃતિના (નામ, ષ. એ. વ. સ્ત્રી. प्रकृति)

**क्रियमाणानि**-કરેલા (વિશેષણ, વિશેષ્ય **कर्माणि**) **गुणैः**-ગુણો વડે (નામ, તૃ. બ. વ. પુ. **गुण**) **कर्माणि**-કર્મો (નામ, પ્ર. બ. વ. નપું. **कर्मन्**) **सर्वशः**-બધી રીતિએ (અવ્યય) **अहङ्कारविमूढात्मा**-અહંકારથી વિશેષ મોહિત થઇ ગયો છે આત્મા જેનો (**अहङ्कारेण विमूढा आत्मा यस्य सः इति** બહુવ્રીહિ વિશેષણ, વિશેષ્ય **पुरुषः**) **कर्ता**-કરનાર. (વિશેષણ, વિશેષ્ય **अहम्**) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मद्**) **इति**-એમ (અવ્યય) **मन्यते**-માને છે (ક્રિ. ૩ જો પુ. એ વ. **मन्** ૪ ગણ આત્મને.)

ભાવાર્થ- કરેલાં કર્મો સંપૂર્ણ રીતિએ પ્રકૃતિના ગુણો વડે જ છે (છતાં) અહંકારથી વધારે મોહિત થયેલો આત્માવાળો (પુરુષ) હું કર્તા છું (એમ માને છે). (૨૭)

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥२८॥

અન્વયાર્થ-**तत्त्ववित्**-તત્ત્વને જાણનાર (**तत्त्वं वेत्ति इति** ઉપપદ. નામ, પ્ર. એ વ. પુ) **तु**-પરંતુ (અવ્યય) **महाबाहो**-અર્જુન (સંબોધન) **गुणकर्मविभागयोः**-ગુણ અને કર્મના વિભાગને (નામ, ષ. દ્વિવચન) **गुणाः**-ગુણો (નામ, પ્ર. બ. વ. પુ.) **गुणेषु**-ગુણોમાં (નામ, ૭ મી બ. વ. પુ.) **वर्तन्ते**-વર્તે છે (ક્રિ. વ. કા: ૩ જો પુ. બ. વ. **वर्त्** ૧ ગણ આત્મને.) **इति**-એ પ્રમાણે (અવ્યય) **मत्वा**-માનીને (સંબંધક ભૂતકૃદંત) **न**-નહિ (અવ્યય) **सज्जते**-તૈયાર થાય છે, આસક્ત થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **सज्ज्** ૧ ગણ આત્મને.)

ભાવાર્થ- પરંતુ હે મહાબાહો ! ગુણવિભાગ અને કર્મવિભાગને જાણનાર ગુણોમાં ગુણો પ્રવૃત્ત થાય છે એમ માનીને આસક્ત થતો નથી. (૨૮)

વિવેચન-અહંભાવ-કર્તા. પ્રકૃતિ-માયા. અહંભાવને પ્રકૃતિ સાથે સંબંધ થાય છે એ કારણે પ્રકૃતિમાં રહેલા ગુણોમાંથી કોઈ ને કોઈ ગુણનો સંબંધ અહંભાવને થાય છે. કામવશાત્ પ્રકૃતિમાંથી કોઈ ને કોઈ ગુણની અભિવ્યક્તિ (ખુલ્લો ભાવ) જણાય છે. આ પ્રકારની અભિવ્યક્તિ કર્મના રૂપમાં ફેરવાય છે, એથી પ્રકૃતિમાં રહેલા ગુણવિભાગ અને કર્મવિભાગ સ્પષ્ટતઃ સમજી શકાય છે. ઉપસ્થિત થતા ગુણને અનુગુણ (તેના જેવા

ગુણવાળુ) કર્મ હોય છે. અહંભાવ ક્રિયાવાન બને છે. જીવ સ્વતઃ ક્રિયાવાન નથી; પરંતુ અહંભાવને આધારે પોતે ક્રિયાવાન છે એમ જીવ સ્વીકારે છે.

प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥

અન્વયાર્થ-**प्रकृतेः**-પ્રકૃતિના (નામ, ૬. એ. વ સ્ત્રી. **प्रकृति**) **गुणसंमूढाः**-ગુણ વડે સારી રીતે મોહ પામેલા (વિશેષણ, વિશેષ્ય **पुरुषाः**) **सज्जन्ते**-આસક્ત થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. **सज्ज्** ૧ ગણ આત્મને.) **गुणकर्मसु**-ગુણ અને કર્મોમાં (નામ, ૭ મી બ. વ) **तान्**-તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. **तद्** પુ) **अकृत्स्नविदः**-બધું નહીં જાણનાર (વિશેષણ, વિશેષ્ય **पुरुषाः**) **मन्दान्**-મૂર્ખ, મૂઢ, આળસુ (વિશેષણ, વિશેષ્ય **पुरुषान्**) **कृत्स्नविद्**-બધુ જાણનાર વિશેષણ, વિશેષ્ય **पुरुषः**) **न**-નહિ (અવ્યય) **विचालयेत्**-ચલાયમાન કરે (ક્રિ. કારકભેદ વિધ્યર્થ, ૩ જો પુ. એ. વ. **वि-चल्** ૧ ગણ)

ભાવાર્થ- પ્રકૃતિના ગુણો વડે સારીરીતે એ મોહ પામેલા ગુણ અને કર્મમાં આસક્ત થાય છે. બધું (બ્રહ્મને) જાણનાર, તેઓને સારી રીતે નહીં જાણનારને, મૂર્ખ આળસુ મનુષ્યોને ચલિત કરતો નથી. (૨૯)

વિવેચન- બ્રહ્મને યથાર્થ સમજવા માટે મોહને તજવો જોઈએ. બ્રહ્મને યથાર્થ સમજનારને કૃત્સ્નવિત્ કહે છે. કૃત્સ્ન એટલે આખું - અખિલ પાપ અથવા દોષરહિત.

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥३०॥

અન્વયાર્થ-**मयि**-મારામા (સર્વનામ, ૭ મી એ. વ. **अस्मद्** પુ.) **सर्वाणि**-બધા (વિશેષણ, વિશેષ્ય **कर्माणि**) **कर्माणि**-કર્મોને (નામ, દ્વિ બ. વ નપું) **संन्यस्य**-ત્યાગ કરીને, સમર્પણ કરીને (વિધ્યર્થ કૃદત **सम्-नि-अस्**) **आध्यात्मचेतसा**-આધ્યાત્મ વૃત્તિથી, આધ્યાત્મ ચિત્તથી (નામ, તૃ. એ. વ. નપું. **चेतस्**) **निराशीः**-આશા વગરનો (**निगता आशा यस्य इति** બહુવ્રીહિ વિશેષણ, વિશેષ્ય

પુરુષઃ) निर्ममः-મમતા રહિત (निर्गतः ममत्व यस्य इति બહુ૦ વિશેષણ, વિશેષ્ય પુરુષઃ) भूत्वा-થઈને (વિધ્યર્થ કૃદંત) युध्यस्व-યુદ્ધ કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. युध् ૪ ગણ આત્મને૦) विगतज्वरः-સંતાપ વિનાનો (विगतः ज्वरः यस्य इति બહુ૦ વિશેષણ, વિશેષ્ય પુરુષઃ)

ભાવાર્થ-ધ્યાનયુક્ત ચિત્તથી મારામાં બધાં કર્મો સમર્પીને આશારહિત, મમતારહિત થઈને તેમજ સંતાપરહિત થઈને યુદ્ધ કર. (૩૦)

વિવેચન- જીવનો સ્વાભાવિક ધર્મ તો કરેલાં કર્મનો ઉપભોગ કરવાનો હોય છે. જીવ વાસનામય છે એટલે એનાં કર્મો સામાન્ય રીતે દોષમય હોય છે. દોષમય કર્મનાં ફળ પણ દોષમય બને છે. એથી જીવ હંમેશાં દોષબદ્ધ જ રહે. જ્યાંસુધી જીવ દોષબદ્ધ હોય ત્યાંસુધી મુક્ત થવાની આશા રાખવી વ્યર્થ છે એ કારણે જીવ કોઈ પણ જાતની આશા રાખ્યા વિના; તેમજ મમત્વનો ત્યાગ કરીને શુદ્ધ-નિખાલસ ચિત્તથી પોતાનાં કરેલાં કર્મને ભગવાનને સમર્પણ કરે તો દોષરહિત બની શકે છે અને કર્મબંધનમાંથી મુક્ત થાય છે. સંતાપ હંમેશાં કર્મમાંથી ઊભો થાય છે. કર્મ અર્પણ કર્યા પછી સંતાપ રહેતો નથી; કારણ કે કર્મ દેવાધિદેવને અર્પણ કરેલ છે. દેવાધિદેવ શુદ્ધ ચિત્તવાળાના સમસ્ત દોષ દૂર કરવા સામર્થ્ય ધરાવે છે. જીવ પરતંત્ર છે પણ ભગવાન સ્વતંત્ર છે. પરતંત્રનો ધર્મ માત્ર સ્વતંત્રને સર્વ નિવેદન કરવાનો છે.

ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥३१॥

અન્વયાર્થ-ये-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. यत् પુ.) मे-મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मद् પુ) मतम्-મતને (નામ, દ્વિ. એ. વ નપું.) इदम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ. इदम् નપું) नित्यम्-હંમેશાં (અવ્યય) अनुतिष्ठन्ति-અનુસરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ એ. વ. अनु+स्था ૧ ગણ પરસ્મૈ.) मानवाः-માણસો (નામ, પ્ર બ વ. પુ. मानव) श्रद्धावन्तः-શ્રદ્ધાવાળાઓ (વિશેષણ, વિ. मानवाः) मुच्यन्ते-મુક્ત થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. मुच् ૪ ગણ આત્મને૦) ते-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. तद् પુ) अपि-પણ (અવ્યય) कर्मभिः-કર્મોથી

નામ, તૃ. બ. વ. નપું. कर्मन्)

ભાવાર્થ- જે માણસો નિત્ય મારા મતને અનુસરે છે, તેઓ પણ શ્રદ્ધાયુક્ત થઈને અને દોષબુદ્ધિથી રહિત થઈને કર્મોથી મુક્ત થાય છે. (૩૧)

વિવેચન-સંશયવાળા ચિત્તથી કરેલું સમર્પણ શુભફલજનક બનતું નથી. શ્રદ્ધાથી સંશય દૂર થાય છે. શ્રદ્ધા વિશ્વાસને ઊભો કરે છે વિશ્વાસ દેવાધિદેવ પર મૂકવો. બધી રીતે શુભ ભાવનાવાળો બનતાં ક્રિયાના પરિણામમાં મદદરૂપ બને છે.

ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥

અન્વયાર્થ-ये-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. यत् પુ) तु-પણ (અવ્યય) एतद्-તે, આ (સર્વનામ, દ્વિ એ. વ. નપું) अभ्यसूयन्तः-દોષબુદ્ધિવાળા (વિશેષણ, વિશેષ્ય पुरुषाः) न-નહિ (અવ્યય) अनुतिष्ठन्ति-અનુસરે છે (ક્રિ. વ. કા ૩ જો પુ. બ. વ. अनु+स्था ૧ ગણ પરસ્મૈ.) मे-મારા (સર્વનામ, ષ. એ વ. अस्मद्) मतम्-મતને (નામ, દ્વિ. એ. વ. નપું.) सर्वज्ञानविमूढान्-બધા જ્ઞાનમાં મોહવાળા બનેલા છે (વિશેષણ, વિશેષ્ય तान्) तान्-તેઓ (સર્વનામ, દ્વિ. બ વ. तद् પુ) विद्धि-જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ એ. વ. विद् ૨ ગણ આત્મને૦) नष्टान्-નાશ પામેલા (વિશેષણ, વિશેષ્ય पुरुषान्) अचेतसः-મૂર્ખ (વિશેષણ, વિશેષ્ય पुरुषान्)

ભાવાર્થ-જેઓ મારા મતને દોષબુદ્ધિવાળા થઈને અનુસરતા નથી તેઓને તું સર્વજ્ઞાનમાં મોહચિત્તવાળા, નાશ પામેલા (ભ્રષ્ટ થયેલા) તું જાણ. (૩૨)

વિવેચન- આ શ્લોકમાં ભગવાન જીવને પોતાનો જાણી કાંઈક વિશેષ પ્રકારે બોધ કરે છે. જીવમાં સ્વાભાવિક દોષ તરીકે આશા, મમતા અને અસૂયા છે. એ સિવાય બીજા દોષો પણ ખરા. પરંતુ આ ત્રણે દોષ એને આગળ વધવાની સામગ્રી તૈયાર કરવામાં નડતરરૂપ બને છે. તે કારણે અહીં ભગવાન કહે છે કે આ ત્રણ દોષને જીવે દૂર કરવા જોઈએ અને મ

અચળ શ્રદ્ધા રાખી પોતાનું સ્વાભાવિક કામ કરતાં કરતાં જો દોષ થઈ જશે તો પણ તેને દૂર કરવા શ્લોક ૩૧ મા કહેલી પ્રતિજ્ઞા પ્રમાણે કર્મ સમર્પિત થતાં ભગવાન સમર્થ બને છે.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥३३॥

અન્વયાર્થ–सदृशम्–પ્રમાણે, જેવુ (અવ્યય) चेष्टते–ચેષ્ટા કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ એ વ. चेष्ट् ૧ ગણ) स्वस्याः–પોતાની (સર્વનામ, ૫ એ. વ સ્ત્રી.) प्रकृतेः–પ્રકૃતિના (નામ, ૫. એ વ સ્ત્રી) ज्ञानवान्–જ્ઞાનવાળો (વિશેષણ, વિશેષ્ય પુરુષઃ) अपि–પણ (અવ્યય) प्रकृतिम्–પ્રકૃતિને (નામ, દ્વિ એ. વ સ્ત્રી प्रकृति) यान्ति–જાય છે (ક્રિ વ કા ૩ જો પુ બ વ या ૨ ગણ પરમૈ) भूतानि–પ્રાણીઓ (નામ, પ્ર. બ. વ નપુ. भूत) निग्रह–રોકાણ (નામ, પ્ર. એ વ. પુ निग्रह) किम्–કેમ, શું (અવ્યય) करिष्यति–કરશે (ક્રિ. ભવિ. કાળ ૩ જો પુ. એ. વ कृ ૮ ગણ પરસ્મૈ૦).

ભાવાર્થ– જ્ઞાનવાન પણ પોતાની બુદ્ધિ પ્રમાણે ચેષ્ટા કરે છે. પ્રાણીઓ પણ પ્રકૃતિને વશ થાય છે. નિગ્રહ (તેને) શું કરશે ? (૩૩)

વિવેચન– ક્રિયાભાવના કરતાં શરણભાવના જેટલા પ્રમાણમાં વધારે હોય છે તેટલા પ્રમાણમાં પ્રકૃતિ–સ્વભાવ ઉપર નિગ્રહ મૂકી શકાય છે. શરણભાવના વિના પ્રકૃતિ ઉપર મૂકેલો નિગ્રહ નિરૂપયોગી બને છે, એટલુ જ નહીં પણ પ્રકૃતિ પોતાની બલવત્તર સત્તા જીવ પર મૂકી જીવને વધારે પ્રમાણમાં હંફાવે છે. શરણભાવના–ભગવત્શરણભાવના. ભગવાનને શરણે હું છુ એ પ્રકારની ભાવના કર્યા કરવી.

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥३४॥

અન્વયાર્થ–इन्द्रियस्य–ઇન્દ્રિયનુ (નામ, ૫. એ. વ નપુ. इन्द्रिय) इन्द्रियस्य–ઇન્દ્રિયનું (નામ, ૫ એ વ. નપું. इन्द्रिय) अर्थे–અર્થમાં, ભોગમાં

(નામ, ૭ મી એ. વ. પુ. अर्थ) रागद्वेषौ–રાગ અને દ્વેષ (નામ, પ્ર. દ્વિવચન) व्यवस्थितौ–રહેલા (વિશેષણ, વિશેષ્ય रागद्वेषौ) तयोः–તે બન્નેના (સર્વનામ, ૫. દ્વિવચન तद् પુ) न–નહિ (અવ્યય) वशम्–વશ (નામ, દ્વિ. એ. વ. પુ.) आगच्छेत्–આવવું જોઈએ (ક્રિ. વિધ્યર્થ, ૩ જો પુ. એ. વ. आ+गम् ૧ ગણ પરસ્મૈ૦) तौ–તે બન્ને (સર્વનામ, પ્ર દ્વિવચન પુ.) हि–ચોક્કસ (અવ્યય) अस्य–આના (સર્વનામ, ૫ એ. વ. इदम् ) परिपन्थिनौ–વિઘ્ન કરનાર (વિશેષણ, વિશેષ્ય रागद्वेषौ)

ભાવાર્થ– ઇંદ્રિયોમાં રહેલા રાગ અને દ્વેષ ઇંદ્રિયોના ભાગોમાં વર્તે છે. તે બન્નેના વશમાં આવવું નહીં. મનુષ્યના આ બન્ને (રાગ, દ્વેષ) વિઘ્ન કરનાર છે. (૩૪)

વિવેચન–જીવના બે શત્રુઓ રાગ અને દ્વેષ પ્રકૃતિના ગુણભાવે ઊભા થાય છે. આ રાગ અને દ્વેષનો ઉપયોગ પોતાના ઐહિક ઇંદ્રિયોના હિતને માટે ઉપયોગમાં લે છે. એ (જીવ) એમ માને છે કે રાગથી હું ઇંદ્રિયસુખ મેળવી શકું છું અને બીજાનાં સુખને પોતાની પાસે રહેલા દ્વેષ નામના શત્રુથી બીજાનું સુખ છીનવી લઈ પોતે વધારે સુખી થઈ શકે છે. આ પ્રકારે પ્રાપ્ત કરેલા સુખમાં રાગ અને દ્વેષ કારણભૂત થાય ખરા; પણ એ સુખ એનું ક્ષણિક હોવાથી તેમજ એના હવે પછીના માર્ગમાં અવરોધ કરનારું હોવાથી સુખ પોતે પણ દુઃખરૂપ થાય છે. એ કારણે રાગ અને દ્વેષને જીવના શત્રુ-રૂપે અહીં વર્ણવેલા છે. અંતઃકરણમાં મોહ, કામ અને ક્રોધ રહેલા છે. કામને મોહ નામથી પણ ઓળખી શકાય છે. ક્રોધને રોષ નામથી પણ ઓળખાય છે ઇંદ્રિયોના ધર્મો તો ઇંદ્રિયોના પ્રયોજનમાં ઉપયોગમાં આવે છે. તાત્પર્ય કે ઇંદ્રિયોનો સ્વાભાવિક ધર્મ તો ચાલુ રહેવાનો. અને એ ચાલુ રહેતાં જે વસ્તુની સાથે ક્રિયાધર્મ યોજાય છે તે વસ્તુ સાથે રાગ અથવા દ્વેષ ઊભો થાય છે. રાગ અને દ્વેષ બાહ્યભાવ છે. એ અંતઃકરણમાં રહેલા કામ અને ક્રોધને સતેજ કરે છે. આ રીતે ગુણક્ષોભ થતાં જીવ સ્વભાવતઃ ઉન્નતિમાર્ગમાં જનાર હોવા છતાં આ બે (રાગ અને દ્વેષ અથવા કામ અને ક્રોધ) અટકાવનાર બને છે. તે કારણે તેઓ જીવના શત્રુ છે. પ્રકૃતિ અને તેનાં ગુણો પણ જીવના શત્રુરૂપે બને છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥

અન્વયાર્થ-श्रेयान्-શ્રેય, વધારે સારો (વિશેષણ, વિશેષ્ય स्वधर्मः) स्वधर्मः-પોતાનો ધર્મ (નામ, પ્ર. એ. વ. પુ.) विगुणः-ગુણ વિનાનો (વિશેષણ, વિશેષ્ય स्वधर्म) परधर्मात्-બીજાના ધર્મથી (નામ, ૫. એ. વ. પુ. परधर्म) स्वनुष्ठितात्-સારી રીતે અનુસરાયેલા (કૃ. વિશેષણ, વિશેષ્ય परधर्मात्) स्वधर्मे-પોતાના ધર્મમાં. (નામ, ૭ મી એ. વ. પુ.) निधनम्-નાશ (નામ, પ્ર. એ. વ નપું.) श्रेयः-સારું (વિશેષણ, વિશેષ્ય निधनम्) परधर्मः-બીજાનો ધર્મ (નામ, પ્ર. એ. વ. પું.) भयावहः-ભય આપનારો, ભય ઉત્પન્ન કરનારો (વિશેષણ, વિશેષ્ય परधर्मः)

ભાવાર્થ- સારી રીતે અનુસરાયેલા બીજાના ધર્મ કરતાં પોતાનો ગુણરહિત ધર્મ વધારે સારો છે. પોતાના ધર્મમાં નાશ કલ્યાણકારક છે. બીજાનો ધર્મ ભય ઉત્પન્ન કરનારો છે. (૩૫)

વિવેચન- આ શ્લોકમાં ખુલ્લે ખુલ્લો અર્થ તો દેહના સંબંધે 'સ્વ' અને 'પર' નો કરેલો છે.

અર્જુનનો દેહ ક્ષત્રિય હોવાથી ક્ષત્રિયધર્મ કરતાં પણ કાંઈક સારો ધર્મ બ્રાહ્મણનો અથવા સંન્યાસીનો જણાય છે. તો પણ તે ધર્મનો અંગીકાર કરવાની જરૂર નથી એવું સૂચન થાય છે ખરું.

ઉપલક દૃષ્ટિએ જોતાં આ અર્થ નીકળે છે પણ વસ્તુતઃ વિચારીએ તો અર્જુન-નર-જીવ છે અને તેનો ઉપદેષ્ટા વાસુદેવ-નારાયણ છે એટલે અર્જુનનો સ્વધર્મ તો જીવ થાય છે એટલે વાસુદેવ-ગુરુ એને પ્રાકૃત (પ્રકૃતિવશ) શિષ્ય તરીકે ન ગણતાં અપ્રાકૃત ભાવમાં લઈ જવા તેને આજ્ઞા કરે છે કે તું તારા જીવધર્મ (ભગવદંશધર્મ) બરાબર રીતે સાચવી અંશી સાથેનો તારો સંબંધ કાયમ રાખ અને તેની આજ્ઞાનુસાર યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના વર્તન કર. કદાચ તારા પ્રકૃતિધર્મના યોગે અયુક્ત લાગે છતાં પણ વર્તન કર.

अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥

અન્વયાર્થ–अथ–ત્યાર પછી (અવ્યય) केन–કોના વડે (સર્વનામ, તૃ. એ. વ. किम् પુ.) प्रयुक्त–પ્રેરાયેલો (વિશેષણ, વિશેષ્ય पुरुष) अयम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ.) चरति–આચરણ કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. चर् ૧ ગણ પરસ્મૈ૰) पुरुषः–પુરુષ (નામ, પ્ર. એ. વ પુ) अनिच्छन्–નહિ ઇચ્છતો (વ. કૃ. વિશેષણ, વિશેષ્ય पुरुषः) अपि–છતાં (અવ્યય) वार्ष्णेय–કૃષ્ણ (સંબોધન) बलात्–બળથી, પરાણે (નામ, પં. એ. વ.) इव–જાણે, કે (અવ્યય) नियोजितः–જોડાયેલો (કૃ. વિશેષણ, વિ. पुरुषः)

ભાવાર્થ– હે કૃષ્ણ ! ત્યારપછી કોનાથી પ્રેરાયેલો આ પુરુષ નહીં ઇચ્છતો; છતાં પરાણે જોડાયેલો હોય તેમ પાપકર્મ આચરે છે. (૩૬)

વિવેચન–જીવનું આચરણ પોતાની ઇચ્છાથી બનતું નથી. તેનું આચરણ પ્રકૃતિના ગુણભાવથી બને છે. પ્રકૃતિ અને તેના ગુણભાવ સામાન્યતઃ દોષમય હોવાને કારણે જીવ દોષમય કર્મ તરફ આસક્તિ ધરાવે છે અને આ આસક્તિ પાપાચરણ કરાવે છે. આવા પ્રસંગમાં જીવની બ્રહ્મનિષ્ઠા અથવા ભગવાનનિષ્ઠા એના માર્ગમાં સહાયક નીવડે છે અને ધીમે ધીમે પ્રકૃતિના ધર્મો સમજાવતાં સમજાવતાં નિર્દોષ ભાવો તરફ લઈ જાય છે અને તે ભાવોમાં આસક્તિ કરાવી નિર્મુક્ત કરે છે.

श्रीभगवानुवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥३७॥

અન્વયાર્થ–कामः–કામ (નામ, પ્ર. એ. વ. પુ. काम) एषः–આ (સર્વનામ, પ્ર. એ. વ. एतद् પુ.) क्रोधः–ક્રોધ (નામ, પ્ર. એ. વ. પુ.) एषः–આ (સર્વનામ, પ્ર. એ. વ. एतद् પુ) रजोगुणसमुद्भवः–રજોગુણથી ઉત્પન્ન થયેલ (વિશેષણ, વિશેષ્ય काम) महाशनः–મહા અશન, ઘણું ખાનારો, ખાઈ જનારો અગ્નિરૂપ (महत् अशनम् यस्य इति બહુવ્રીહિ. વિશેષણ, વિશેષ્ય काम) महापाप्मा–મહાપાપી (महत् पापम् विद्यते यस्मिन् इति બહુ૰ વિશેષણ, વિશેષ્ય काम) विद्धि–જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ. विद् આત્મને૰ ૨ ગણ) एनम्–એને જ (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् પુ.) इह–અહીં, આ બાબતમાં

(અવ્યય) वैरिणम्–શત્રુ (નામ, દ્વિ એ. વ. પુ)

ભાવાર્થ–રજોગુણથી ઉત્પન્ન થયેલો કામ (જ) ક્રોધ (છે). એ મહા-અગ્નિ જેવો (ભોગોથી તૃપ્ત ન થાય એવો) મહાપાપી છે. એ બાબતમાં એને જ (કામને) શત્રુ જાણ. (૩૭)

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥

અન્વયાર્થ–धूमेन–ધુમાડાથી (નામ, તૃ. એ વ. धूम પુ) आव्रियते–ઢંકાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ એ. વ કર્મણિપ્રયોગ आ+वृ ૫ ગણ) वह्नि–અગ્નિ (નામ, પ્ર. એ વ. પુ. वह्नि) यथा–જેવી રીતે (અવ્યય) आदर्शः–દર્પણ (નામ, પ્ર. એ. વ.) मलेन–મેલથી (નામ, તૃ. એ. વ. પુ. मल) च–અને (અવ્યય) यथा–જેવી રીતે (અવ્યય) उल्बेन–ઓરથી, (ચામડી, એક જાતનું ઢાંકણ) (નામ, તૃ. એ. વ. નપું.) आवृतः–ઢંકાયેલો (વિશેષણ, વિશેષ્ય गर्भ) गर्भः–ગર્ભ (નામ, પ્ર. એ. વ. પુ. गर्भ) तथा–તેવી રીતે (અવ્યય) तेन–તેના વડે (સર્વનામ, તૃ. એ. વ. तद् પુ) इदम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) आवृतम्–ઢંકાયેલુ (વિશેષણ, વિશેષ્ય ज्ञान)

ભાવાર્થ– જેવી રીતે ધુમાડા વડે અગ્નિ અને મેલથી આરસો ઢંકાય છે (તથા) જેવી રીતે ઓર વડે ગર્ભ ઢંકાયેલો રહે છે તેની જ રીતે તેના વડે (કામ વડે) આ (જ્ઞાન) ઢંકાયેલું છે. (૩૮)

વિવેચન– જે જેનો અંશ હોય છે તેને તેનું જ્ઞાન સ્વાભાવિક રીતે હોય જ. કારણ કે અંશને તેના અંશી સાથે નિત્ય સંબંધ છે. આ સંબંધ બધી રીતે છે એ કારણે નવો સંબંધ કાંઈ ઉત્પન્ન કરવાનો નથી. માત્ર કોઈક આસપાસના અજ્ઞાનના ભાવથી પોતાના નિત્ય સબંધનું ભાન જીવને રહેતું નથી પણ જ્યારે તેને ખબર પડે છે કે માત્ર અજ્ઞાનના થરથી તેનું સ્વાભાવિક જ્ઞાન લુપ્ત થઈ ગયું છે ત્યારે એ લુપ્ત થઈ ગયેલા જ્ઞાનને મેળવવા પ્રયત્ન કરી લે છે અને પોતાનો સંબધ સુધારી લે છે. આત્માના સાત વિભાગ છે. તે દરેકની સાથે જ્યાં જ્યાં અજ્ઞાનનો સંયોગ થાય છે ત્યાં ત્યાં કોઈ ને કોઈ પ્રકારનાં ખોટાં આવરણો આવીને ઊભાં રહે છે. આવરણો દૂર થતાં

સત્ય અને શુદ્ધનો આવિર્ભાવ થાય છે. સત્ય અને શુદ્ધ આવિર્ભાવને જ્ઞાન કહેવામાં આવે છે. જેમ જેમ ચિત્તમાં નિષ્કપટતા વધતી જાય છે તેમ તેમ આવરણો ઓછાં થતાં જાય છે. એ હેતુમાં શુદ્ધ કર્મની જરૂર છે. ભક્તિ અને શ્રદ્ધા સાથે કર્મ હોવું જોઈએ.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥३९॥

**અન્વયાર્થ**– **आवृतम्**–ઢંકાયેલું (કૃ. વિશેષણ, વિશેષ્ય **ज्ञानम्**) **ज्ञानम्**–જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. ज्ञान) **एतेन**–એના વડે (સર્વનામ, તૃ. એ. વ. **एतद्**) **ज्ञानिनः**–જ્ઞાનીનું (વિશેષણ, વિશેષ્ય **पुरुषः**) **नित्यवैरिणा**–નિત્ય વૈરી વડે (નામ, તૃ. એ. વ. વિશેષણ, વિશેષ્ય **अनलेन; नित्यं वैरं यस्य इति** બહુ૦) **कामरूपेण**–કામરૂપી (**कामः रूपं यस्य इति तेन** બહુ૦ વિશેષણ, વિશેષ્ય **अनल**) **कौन्तेय**–કુન્તાના પુત્ર (સંબો. એ. વ.) **दुष्पूरेण**–પૂર્ણ ન થાય એવું (વિશેષણ, વિશેષ્ય **अनलेन**) **अनलेन**–અગ્નિથી (નામ, તૃ. એ. વ. પુ. **अनल**) **च**–અને (અવ્યય)

**ભાવાર્થ**– હે કૌન્તેય ! જ્ઞાનીનું જ્ઞાન, નિત્યવૈરી, દુઃખથી પૂર્ણ થાય એવું કામરૂપ અગ્નિથી ઢંકાયેલું છે. (૩૯)

**વિવેચન**– આ શ્લોકમાં ઉચ્ચતમ કોટિના જ્ઞાનીની સ્થિતિને સમજાવે છે. જેને ભાવનામય શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવું છે તેવા જિજ્ઞાસુને પ્રથમ તો કામ હોવો જોઈએ નહીં; છતાં પણ સ્વભાવતઃ કામનો આવેશ તો બને જ તો ત્યાં તેણે સમજી લેવું જોઈએ કે કોઈ પણ વખતે કોઈનો એ કામ પૂર્ણ થયો નથી. એ કારણે ચિત્તવૃત્તિનો નિરોધ કરી, એવા આવતા પ્રસંગો દૂર રહેવું. આ રીતે વહીવટ પાડતાં ચિત્તનિરોધ સંપૂર્ણ થતાં [illegible] અગવડતા આવતી નથી. કામને જેમ જેમ સાધન મળતાં જાય છે તેમ તે વધતો જાય છે. માટે જેમ બને તેમ ઓછાં સાધન મળે તેવી [illegible] કરવી જરૂરની છે. કામ હંમેશાં કૃપણતા અને હીનતા ઉભી કરે [illegible] ઉત્તમ ભાવોને મારી નાખે છે. માટે સાવધ રહેવું. 'સાવધ [illegible]' એવા શબ્દો તો જ્યાં ત્યાં સાંભળ્યા કરીએ છીએ પણ

લોભને લઈ સાવધ થઈ શકતા નથી.

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठान मुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥

અન્વયાર્થ-इन्द्रियाणि-ઇન્દ્રિયો (નામ, પ્ર. બ. વ. નપું.) मनः-મન (નામ, પ્ર. એ. વ. નપું. मनस्) बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર એ. વ. સ્ત્રી. बुद्धि) अस्य- (कामस्य) જેનું (કામનું) (નામ, ષ. એ. વ. इदम्) अधिष्ठानम्-રહેઠાણ (નામ, પ્ર. એ. વ. નપું. अधिष्ठान) उच्यते-કહેવાય છે (કર્મણિપ્રયોગ ૩ જો પુ. એ. વ. वच् ૨ ગણ) एतैः-એઓના વડે (સર્વનામ, તૃ. બ. વ. एतद्) विमोहयति-વિશેષ મોહ પમાડે છે (પ્રેરક, ૩ જો પુ. એ. વ. વ. કા. वि+मोह् ૪ ગણ પરસ્મૈ૦) एषः-આ (સર્વનામ, પ્ર. એ. વ. एतद्) ज्ञानम्-જ્ઞાનને (નામ, દ્વિ. એ. વ. નપું. ज्ञान) आवृत्य-ઘેરીને, ઢાંકીને (વિધ્યર્થ કૃદંત आ+वृ) देहिनम्-દેહીને (નામ, દ્વિ. એ. વ. પુ. देहिन्)

ભાવાર્થ- ઇંદ્રિયો, મન, બુદ્ધિ આ કામનાં રહેઠાણ કહેવાય છે. એના વડે આ કામ જ્ઞાનને ઢાંકીને દેહીને (માણસને) મોહ પમાડે છે. (૪૦)

વિવેચન- કામ શબ્દ कम् ધાતુથી બનેલો છે. कम् ધાતુનો અર્થ ચાહવું થાય છે. કામ શબ્દનો અર્થ ચાહના અથવા પ્રેમ. એને શરીરરૂપી ઘરમાં સ્થાન લેવું છે ત્યારે એ પાંચ જ્ઞાનેન્દ્રિય અને છઠ્ઠા મનમાં સ્થાન કરે છે. આ પ્રકારે સ્થાન પ્રાપ્ત થયા પછી અનલની ભાવના ધારણ કરે છે અને જે જે શુભાશુભ ભાવ આવે છે તે બધાને ખાઈ જાય છે અને તેના ફલમાં જેમ અગ્નિ અંતમાં રાખોડી આપે છે તેમ એ પણ કોઈ પણ જાતના વિકાસમાં સહાય કર્યા વિના પ્રત્યેક ઇંદ્રિયને આસક્ત બનાવે છે.

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥

અન્વયાર્થ-तस्मात्-તેથી (અવ્યય) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मद्) इन्द्रियाणि-ઇન્દ્રિયોને (નામ, દ્વિ. બ. વ. નપું.) आदौ-શરૂઆતમાં (નામ,

સ એ વ आदि) नियम्य–નિયમમાં રાખીને (વિધ્યર્થ કૃદંત नि+यम्) भरतर्षभ–ભરતશ્રેષ્ઠ (સંબોધન, એ. વ) पाप्मानं–પાપીને (વિશેષણ, વિશેષ્ય काम) प्रजहि–નાશ કર (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ. ૩ ગણ प्र+हा) हि–નિશ્ચય (અવ્યય) एनम्–એને (દ્વિ. એ. વ) ज्ञानविज्ञाननाशनम्–જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર (દ્વિ. એ. વ. ज्ञानं च विज्ञानं च ज्ञानविज्ञाने; तयोः नाशनम् इति તત્પુરુષ).

ભાવાર્થ- તેથી હે ભરતર્ષભ ! તું પ્રથમ ઇંદ્રિયોને નિયમમાં રાખીને એ પાપી અને જ્ઞાનવિજ્ઞાનનો નાશ કરનાર કામનો નાશ કર. (૪૧)

વિવેચન- વસ્તુજ્ઞાન દષ્ટિ દ્વારા અથવા સામાન્ય ક્રિયા દ્વારા થાય છે. વસ્તુના આંતર વિચાર દ્વારા કોઈક વિશેષ પ્રકારે જ્ઞાન થાય છે તેને વિજ્ઞાન કહે છે ઇંદ્રિયોનું નિયમન કહ્યું; દમન કહ્યું નથી; છતાં દમનની જરૂર છે, એમ જણાય છે. કારણ કે કામનું નિર્વહન ઇંદ્રિયો દ્વારા થાય છે. ઇંદ્રિયો કામનાનિર્વાહક હોવાથી ઇંદ્રિયોને રોકવાથી કામને પણ રોકી શકાય છે. એને રોકવામાં મનોનિગ્રહની વધુ પ્રમાણમાં જરૂર છે જ્યા મનોનિગ્રહ ઓછા પ્રમાણમાં હોય ત્યાં નિયમનની જરૂર છે. કોઈ પણ રસ્તે ઇંદ્રિયોના નિગ્રહની આવશ્યકતા તો છે જ. હઠયોગમાં દમન છે અને રાજયોગમાં નિયમન છે. અર્જુન ક્ષત્રિય એટલે રજોગુણી. અર્થાત્ વિલાસી હોવાથી દમન શબ્દનો ઉપયોગ ન કરતાં નિયમન શબ્દનો ઉપયોગ કર્યો છે.

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु पराबुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥

અન્વયાર્થ–इन्द्रियाणि–ઇન્દ્રિયો (નામ, દ્વિ. બ. વ. નપું.) पराणि–શ્રેષ્ઠ (સૂક્ષ્મ) (વિશેષણ, વિશેષ્ય इन्द्रियाणि) आहुः–કહે છે (ક્રિ. ૩ જો પુ. બ. વ. વ. કા બ્રૂ ૨ ગણ) इन्द्रियेभ्यः–ઇન્દ્રિયો કરતાં (નામ, ૫. બ વ.) परम्–શ્રેષ્ઠ (વિશેષણ, વિશેષ્ય मनः) मनः–મન (પ્ર એ વ.) मनसः–મન કરતાં (નામ, પં. એ. વ. मनस् નપું) तु–વળી, અને (અવ્યય) परा–શ્રેષ્ઠ (વિશેષણ, વિશેષ્ય बुद्धि) बुद्धिः–બુદ્ધિ (નામ, પ્ર. એ વ. સ્ત્રી. बुद्धि) यः–જે (સર્વનામ, પ્ર એ. વ. यत् પુ) बुद्धेः–બુદ્ધિ કરતાં (નામ, પં એ વ. સ્ત્રી बुद्धि) परतः–પર, સર્વશ્રેષ્ઠ (વિશેષણ, વિશેષ્ય बुद्धि) तु–વળી (અવ્યય) सः–તે (પ્ર. એ. વ तत्)

ભાવાર્થ- ઇંદ્રિયોને શ્રેષ્ઠ (સૂક્ષ્મ) કહે છે. ઇંદ્રિયો કરતાં મન શ્રેષ્ઠ છે. મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે. બુદ્ધિથી શ્રેષ્ઠ છે તે આત્મા છે. (૪૨)

વિવેચન- આ શ્લોકમાં શ્રેષ્ઠતા આત્માની બતાવી છે. આત્માને સાધનરૂપે મન, બુદ્ધિ, ઇંદ્રિયો અને દેહ આપવામાં આવ્યાં છે. દેહ કરતાં ઇંદ્રિયો પ્રબળ છે અને ઇંદ્રિયો કરતાં મન પ્રબળ છે અને મન કરતાં બુદ્ધિ પ્રબળ છે. બુદ્ધિ કરતાં આત્મા પ્રબળ છે અધિકાધિક પ્રાબલ્યનો વિચાર કરી તેમાં ચિત્તને રોકવું જરૂરનું હોવાથી આત્મનિગ્રહ વધારે ઉપયોગી છે. આત્માને જો ભગવત્સંગ બને તો જ તેનો નિગ્રહ થાય. આ નિગ્રહ દ્વારા સર્વ નિગ્રહ આવી જાય છે.

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

અન્વયાર્થ-**एवम्**-એ પ્રકારે (અવ્યય) **बुद्धेः**-બુદ્ધિથી (નામ, પં. એ. વ. સ્ત્રી) **परम्**-શ્રેષ્ઠ (સૂક્ષ્મ) (દ્વિ. એ. વ. વિશેષણ, વિશેષ્ય **आत्मानम्**) **बुद्ध्वा**-જાણીને (વિધેય કૃદંત) **संस्तभ्य**-વશમાં રાખીને (વિધેય કૃદંત) **आत्मानम्**-આત્માને, મનને (નામ, દ્વિ. એ. વ. પુ. **आत्मन्**) **आत्मना**-આત્માથી, બુદ્ધિથી (નામ, તૃ. એ. વ. પુ. **आत्मन्**) **जहि**-નાશ કર (ક્રિ. આજ્ઞાર્થ, ૩ જો પુ. એ. વ. **हन्** ૨ ગણ આત્મને૦) **शत्रुम्**-શત્રુને (નામ, દ્વિ. એ. વ. પુ **शत्रु**) **महाबाहो**-અર્જુન (સંબોધન, એ. વ.) **कामरूपं**-કામરૂપને (વિશેષણ, વિશેષ્ય **शत्रुम्**) **दुरासदम्**-શાંત ન પડે એવા તે (વિશેષણ, વિશેષ્ય **शत्रुम्**).

ભાવાર્થ- એ પ્રકારે બુદ્ધિથી સૂક્ષ્મ આત્માને જાણીને બુદ્ધિ વડે મનને વશમાં રાખીને હે મહાબાહુ (અર્જુન) ! કામરૂપી અને નહીં શાંત પડે એવા કામ-શત્રુનો નાશ કર. (૪૩)

વિવેચન- આ શ્લોકમાં કામરૂપી શત્રુનો નાશ કરવામાં મુખ્ય સાધન-રૂપ આત્માને માને છે અને તેની મદદમાં બુદ્ધિ ઇત્યાદિને ગણે છે. આત્માને

ભગવત્સંગ થવાથી આત્મા નિગ્રહ કરી શકે છે. આ રીતે નિગ્રહ દ્વારા કામ નામના મુખ્ય શત્રુ પર જય પ્રાપ્ત કરી શકાય છે.

ભગવત્સંગ જેટલા અંશે તેટલા અંશે જય.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥



# अध्याय ४ – कर्मब्रह्मार्पणयोग

श्रीभगवानुवाच ।

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥

શબ્દાર્થ–इमम्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. इदम् પુ.) विवस्वते–વિવસ્વાનને, (માટે) સૂર્યને (નામ, ચ. એ. વ. वसति इति विवस्वान्) योगम्–યોગને (નામ, દ્વિ. એ. વ.) प्रोक्तवान्–કહ્યો (વ. કૃ. વિશેષણ, વિશેષ્ય अहम्) अव्ययम्–જેમાં વ્યય નથી તે (અવ્યય) विवस्वान्–સૂર્ય (નામ, પ્ર. એ. વ.) मनवे–મનુને (નામ, ચ. એ. વ.) प्राह–કહ્યું (ક્રિ. અદ્યતન ભૂ કાળ, ૩ જો પુ. એ. વ. બ્રૂ ૨ ગણ આત્મને૦) मनुः–મનુ (નામ, પ્ર. એ. વ) इक्ष्वाकवे–ઇક્ષ્વાકુને (નામ, ચ. એ. વ.) अब्रवीत्–કહ્યું (ક્રિ. અદ્યતન ભૂ કાળ, ૩ જો પુ. એ. વ. બ્રૂ ૨ ગણ).

ભાવાર્થ– મેં આ અવિનાશી યોગ વિવસ્વાનને (સૂર્યને) કહ્યો, વિવસ્વાને મનુને કહ્યો, મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. (વિવસ્વાનનો પુત્ર મનુ. મનુનો પુત્ર ઇક્ષ્વાકુ). (૧)

વિવેચન– યોગ– જીવભાવનો ભગવદ્ભાવ સાથે યોગ; કોઈ પણ એવા પ્રકારનું જ્ઞાન, જે દ્વારા જીવને ભગવાનનો સંબંધ થાય. જીવ વિખુટો પડેલો વિસ્ફુલિંગ એટલે તણખો છે અગ્નિનો સમૂહ ભગવાન છે. સ્વાભાવિક રીતે જ અગ્નિ પોતાનો ભાવ જીવને આપે અને પ્રકાશમાન જીવને પોતાનો

ભાવ આપવાની વિશેષ ઇચ્છા કરે એ કારણે આ જ્ઞાન વિવસ્વાનને આપે છે. વિવસ્વાન એટલે સૂર્ય. સૂર્ય કાલાધિપતિ છે અને એ કારણે તેને જ્ઞાન આપવામાં આવે છે. આ પ્રકારે શિષ્યપરંપરાએ અથવા પુત્રપરંપરાએ એ જ્ઞાન આગળ ઉપર ચાલ્યા કર્યું; પણ પછી કાલક્રમે લુપ્ત થયું અર્જુનને એ જ્ઞાન કહેવામાં આવતાં શંકા થાય છે. અર્જુન માને છે કે કૃષ્ણ એના જેવો અને સરખી વયનો છે. એટલે એ સૂર્યને,જ્ઞાન ક્યાંથી આપી શકે? કારણ સૂર્યજન્મ ઘણો જ પહેલાંનો છે અને કૃષ્ણજન્મ અર્જુનના માનવા પ્રમાણે સમકાલીન છે. અર્જુન સખા ખરો, ભક્ત ખરો પણ એનામાં લૌકિક-ભાવ (દેહભાવ) હોવાથી તે આ મુજબ માને છે. જો એને ભગવદ્‌ભાવ સ્ફુર્યો હોત તો આ પ્રશ્ન ઉપસ્થિત થાત નહીં. ખુલાસો તો શ્રીકૃષ્ણ આપે છે ખરા; પરંતુ એનામાં ભગવદ્‌ભાવ સ્ફુરે એવા લક્ષણોનું દાન આ જગ્યાએ ભગવાન કરતા નથી. વિરાટ સ્વરૂપનું દર્શન ભગવન્માહાત્મ્ય સૂચક છે. એ માહાત્મ્ય-ભાવ અને સખામય સ્નેહભાવ ભગવદ્‌સ્વરૂપનું કાંઈ વિશેષ દર્શન કરાવે છે આ સ્વરૂપ દૃષ્ટ થાય છે અને ધ્યાનમાં પણ ઉતારી શકાય છે. યોગમાં પ્રવેશનારને આ સ્વરૂપની ખાસ જરૂર છે

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥

શબ્દાર્થ-एवम्-એ પ્રમાણે (અવ્યય) परंपराप्राप्तम्-પરંપરાથી મેળવેલુ (વિશેષણ, વિ. योगम्) इमम्-આ (સર્વનામ, દ્વિ એ વ. इदम् પુ) राजर्षयः-રાજર્ષિઓ (નામ, પ્ર. બ. વ. પુ) विदुः-જાણ્યો (ક્રિ વર્તમાન કાળ, ૩ જો પુ. બ. વ. विद् ૨ ગણ) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. तद् પુ) कालेन-કાળથી (નામ, તૃ એ. વ. પુ काल) इह-આ (લોકમાં) (અવ્યય) महता-મોટા (વિશેષણ, વિશેષ્ય कालेन) योगः-યોગ (નામ, પ્ર. એ વ. પુ योग) नष्टः-નાશ પામેલા (ભૂ. કૃ. વિશેષણ, વિશેષ્ય योगः) परंतप-અર્જુન (સંબોધન, એ. વ)

ભાવાર્થ- આ પ્રકારે પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓએ આ લોકમાં જાણ્યો. હે પરંતપ (અર્જુન)! તે યોગ ઘણા કાલે નાશ પામ્યો. (૨)

# अध्याय ४ – कर्मब्रह्मार्पणयो

श्रीभगवानुवाच ।

इमं विवस्वते योगं प्रोक्तवानहम्
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवे

शब्दार्थ-इमम्-આ (સર્વનામ, દ્વિ એ. વ
વિવસ્વાનને, (માટે) સૂર્યને (નામ, ચ એ વ
योगम्-યોગને (નામ, દ્વિ. એ. વ) प्रोक्तवान्-
अहम्) अव्ययम्-જેમાં વ્યય નથી તે (અવ્યય) f
વ) मनवे-મનુને (નામ, ચ એ વ) प्राह-કહ્યું (
એ વ. બ્રૂ ૨ ગણ આત્મને૦) मनुः-મનુ (નામ, ¹
(નામ, ચ એ. વ) अब्रवीत्-કહ્યુ (ક્રિ અઘતન
૨ ગણ)

ભાવાર્થ- મે આ અવિનાશી ે
વિવસ્વાને મનુને કહ્યો, મનુએ ઇક્ષ્વા
મનુનો પુત્ર ઇક્ષ્વાકુ). (૧)

વિવેચન- યોગ- જીવભાવનો
એવા પ્રકારનુ જ્ઞાન, જે દ્વારા જીવને
પડેલો વિસ્ફુલ્લિંગ એટલે તણખો છે
રીતે જ અગ્નિ પોતાનો ભાવ જીવને

પહેલાંનો છે. (તો) તમે આદિમાં આ યોગ વિવસ્વાનને કહ્યો હતો તે હું કેવી રીતે જાણું ? (૪)

श्रीभगवानुवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥

શબ્દાર્થ–बहूनि–ઘણા (વિશેષણ, વિ. जन्मानि) मे–મારા (સર્વનામ, ૫. એ. વ अस्मद्) व्यतीतानि–પસાર કરેલા (ભ. કૃ. વિશેષણ, વિ जन्मानि) जन्मानि–જન્મો (નામ, પ્ર. બ વ નપુ. जन्म) तव–તારા (સર્વનામ, ૫. એ. વ. युष्मद्) च–અને (અવ્યય) अर्जुन–અર્જુન (સંબોધન) तानि–તેઓને (સર્વનામ, દ્વિ બ વ. तद् નપું) अहम्–હું (સર્વનામ, પ્ર એ. વ. अस्मद्) वेद–જાણું છું (ક્રિ. વ કા. ૧ લો પુ એ. વ विद् ૨ ગણ) सर्वाणि–બધા (સર્વનામ, દ્વિ. બ. વ. सर्व નપું) न–નહિ (અવ્યય) त्वम्–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मद्) वेत्थ–જાણે છે (ક્રિ. વ. કા. ૨ જો પુ. એ. વ. विद् ૨ ગણ) परंतप–અર્જુન (સંબોધન).

ભાવાર્થ– મારા અનેક જન્મ વ્યતીત થયા અને હે અર્જુન, તારા પણ તે બધાને હું જાણું છું, હે પરંતપ ! તે તું જાણતો નથી (૫)

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥

શબ્દાર્થ–अजः–અજન્મ (વિશેષણ, વિ. अहम्) अपि–પણ (અવ્યય) सन्–હોવું, છતાં (વ. કૃ. વિશેષણ, વિ अहम्, अस् ૨ ગણ) अव्ययात्मा–શાશ્વત આત્મા (વિશેષણ, વિ अहम्) भूतानाम्–પ્રાણીઓના (નામ, ૫. બ. વ) ईश्वरः–ઈશ્વર (પ્ર. એ વ વિશેષણ, વિ. अहम्) अपि–પણ (અવ્યય) सन्–છતાં (વ. કૃ. વિશેષણ, વિશેષ્ય अहम्) प्रकृतिम्–પ્રકૃતિને (નામ, દ્વિ. એ વ સ્ત્રી) स्वाम्–પોતાની (વિશેષણ, વિ प्रकृतिम्) अधिष्ठाय–આધીન રાખીને (વિધેય કૃદંત, अधि+स्था ૧ ગણ) संभवामि–ઉત્પન્ન થાઉં છું (ક્રિ વ. કા. ૧ લો પુ એ. વ. सम्+भू. ૧ ગણ પરસ્મૈ०) आत्ममायया–આત્મમાયા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી.

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥

શબ્દાર્થ–सः–તે (સર્વનામ, પ્ર. એ. વ. तद् પુ.) एव–જ (અવ્યય) अयम्–આ (સર્વનામ, પ્ર એ. વ. इदम् પુ.) मया–મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मद् પુ.) ते–તને (સર્વનામ, ચ. એ. વ. युष्मद् ) योगः–યોગ (નામ, પ્ર. એ. વ. પુ.) प्रोक्तः–કહેલો (કર્મણિ ભૂ. કૃ. વિશેષણ, વિશેષ્ય योगः) पुरातनः–પુરાણો (વિશેષણ, વિશેષ્ય योगः) भक्तः–ભક્ત (નામ, પ્ર. એ. વ. પુ ) असि–તુ છે (ક્રિ. વ. કા. ૨ જે પુ. એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ०) मे–મારા (સર્વનામ, ષ. એ. વ. अस्मद् ) सखा–સખા, પ્રિય (નામ, પ્ર. એ. વ. सखिन् ) च–અને (અવ્યય) इति–એથી (અવ્યય) रहस्यम्–રહસ્યને (યોગનું ગુપ્ત હિત) (નામ, દ્વિ. એ. વ. નપું. रहस्य) हि–ચોક્કસ (અવ્યય) एतद्–તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપુ.) उत्तमम्–ઉત્તમ (વિશેષણ, વિશેષ્ય रहस्यम् ).

ભાવાર્થ– આ પુરાતન યોગને મેં તને આજે કહ્યો. આ ઉત્તમ રહસ્ય તું મારો ભક્ત અને પ્રિય સખા છે, (તેથી) હું તને કહું છું. (૩)

अर्जुन उवाच ।

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

શબ્દાર્થ–अपरम्–પછીનુ, આધુનિક (વિશેષણ, વિશેષ્ય जन्म) भवतः–આપનો (સર્વનામ, ષ. એ. વ. भवत् ) जन्म–જન્મ (નામ, પ્ર. એ. વ. નપું. जन्म) परम्–આગળ (પૂર્વનું) (વિશેષણ, વિશેષ્ય जन्म) विवस्वतः–વિવસ્વાનનો (નામ, ષ. એ. વ. विवस्वत् ) कथम्–કેવી રીતે (અવ્યય) एतद्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. एतद् નપું.) विजानीयाम्–હું જાણુ (ક્રિ. વિધ્યર્થ, ૧ લો પુ. એ. વ. विज्ञा ૯ ગણ) त्वम्–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मद् ) आदौ–આદિ કાળમાં (નામ, સ. એ. વ. સ્ત્રી. आदि) प्रोक्तवान्–કહેલો (કર્તરી ભૂ. કૃ. પ્ર. એ. વ. વિશેષણ, વિ. त्वम् ) इति–એમ (અવ્યય).

ભાવાર્થ– આપનો જન્મ પછીનો, (અને) વિવસ્વાન–સૂર્યનો જન્મ

પહેલાંનો છે. (તો) તમે આદિમાં આ યોગ વિવસ્વાનને કહ્યો હતો તે હું કેવી રીતે જાણું ? (૪)

श्रीभगवानुवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥

શબ્દાર્થ–बहूनि–ઘણા (વિશેષણ, વિ. जन्मानि) मे–મારા (સર્વનામ, ષ. એ. વ. अस्मद्) व्यतीतानि–પસાર કરેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. जन्मानि) जन्मानि–જન્મો (નામ, પ્ર. બ. વ નપું. जन्म) तव–તારા (સર્વનામ, ષ. એ. વ. युष्मद्) च–અને (અવ્યય) अर्जुन–અર્જુન (સંબોધન) तानि–તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. तद् નપું.) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) वेद–જાણું છું (ક્રિ. વ. કા. ૧ લો પુ. એ. વ. विद् ૨ ગણ) सर्वाणि–બધા (સર્વનામ, દ્વિ. બ. વ. सर्व નપું.) न–નહિ (અવ્યય) त्वम्–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मद्) वेत्थ–જાણે છે (ક્રિ. વ. કા. ૨ જો પુ. એ. વ. विद् ૨ ગણ) परंतप–અર્જુન (સંબોધન).

ભાવાર્થ– મારા અનેક જન્મ વ્યતીત થયા અને હે અર્જુન, તારા પણ. તે બધાને હું જાણું છું; હે પરંતપ ! તે તું જાણતો નથી. (૫)

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वा म धि ष्ठा य संभवाम्यात्ममायया ॥६॥

શબ્દાર્થ–अजः–અજન્મ (વિશેષણ, વિ. अहम्) अपि–પણ (અવ્યય) सन्–હોવું, છતાં (વ. કૃ. વિશેષણ, વિ अहम्, अस् ૨ ગણ) अव्ययात्मा–શાશ્વત આત્મા (વિશેષણ, વિ. अहम्) भूतानाम्–પ્રાણીઓના (નામ, ષ. બ. વ) ईश्वरः–ઈશ્વર (પ્ર. એ. વ. વિશેષણ, વિ. अहम्) अपि–પણ (અવ્યય) सन्–છતાં (વ. કૃ. વિશેષણ, વિશેષ્ય अहम्) प्रकृतिम्–પ્રકૃતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) स्वाम्–પોતાની (વિશેષણ, વિ. प्रकृतिम्) अधिष्ठाय–આધીન રાખીને (વિધ્યર્થ કૃદંત, अधि+स्था ૧ ગણ) संभवामि–ઉત્પન્ન થાઉં છું (ક્રિ. વ. કા. ૧ લો પુ. એ. વ. सम्+भू. ૧ ગણ પરસ્મૈ૦) आत्ममायया–આત્મમાયા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી.

आत्ममाया)

ભાવાર્થ– હું અજન્મ હોવા છતા, અવ્યય આત્મા હોવા છતા, પ્રાણીઓનો ઈશ્વર હોવા છતા, મારી પોતાની પ્રકૃતિને આધીન રાખીને આત્મમાયાથી પ્રકટ થાઉં છુ (૬)

વિવેચન– માયાનો સબંધ જીવ સાથે છે અને આત્મમાયાનો સબધ ભગવદ્‌ સાથે છે આત્મમાયા ભગવાનમાથી ઊભી થાય છે એ એની શક્તિ છે આત્મમાયામાથી એક અધ્યાત્મિક માયા પ્રકટ થાય છે અને એક ભૌતિક માયા પ્રકટ થાય છે જીવ કોઈક વખત ભૌતિક માયા સાથે સબધ કરે છે અને કોઈક વખતે આધ્યાત્મિક માયા સાથે સબધ કરે છે. ભૌતિક માયામા સસાર રચના છે આધ્યાત્મિક દ્વારા જીવ ઉન્નતિનો ક્રમ આદરે છે એ ઉન્નતિભાવો આગળ ઉપર જતા જતા બ્રહ્મની સાથે સબધકર્તા થાય છે લૌકિક માયામા તામસ લક્ષણ છે એટલે ભૌતિક જ્ઞાન જ જીવને હોય છે, જ્યા જડભાવ વધારે છે એ જ્ઞાનથી જડસૃષ્ટિ ઓળખતા આવડે ખરુ આધ્યાત્મિક માયા ચૈતન્યસૃષ્ટિને સમજાવવામા મદદગાર થાય છે આ પ્રસગે કોઈક વખતે જીવને મૂળમાયા ( આત્મમાયા ) નો સસગ થાય છે આ સસર્ગ જો વધારે પ્રમાણમા કાયમ રહે તો એને ભગવત્સ્વરૂપજ્ઞાનનો આવિર્ભાવ થતા તે તે સ્વરૂપના ભાગમા પોતાનો પ્રવેશ કરે છે યોગી પણ આ જ સ્થિતિમા આવો જ અનુભવ કરે છે સામાન્ય જીવ કરતા એનો અનુભવ ઘણા કાળનો હોવાથી વિશેષ લાભ તે પ્રાપ્ત કરે છે

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥

*શબ્દાર્થ*–**यदा यदा**–જ્યારે જ્યારે (અવ્યય) **हि**–ચોક્કસ (અવ્યય) **धर्मस्य**–ધર્મની (નામ, ષ એ વ ) **ग्लानिः**–હ્રાસ, હાનિ (નામ, પ્ર એ વ પુ) **भवति**–થાય છે (ક્રિ વ કા ૩ જા પુ એ વ भू ૧ ગણ પરસ્મૈ૦) **भारत**–અ (સબોધન) **अभ्युत्थानम्**–વધવુ તે, વૃદ્ધિ (નામ, દ્વિ એ વ નપુ ) **अधर्मस्य**–અધર્મની (નામ, ષ એ વ પુ अधर्म) **तदा**–ત્યારે (અવ્યય) **आत्मानम्**–આત્મરૂપને (નામ, દ્વિ એ વ પુ आत्मन्) **सृजामि**–સર્જુ છુ (ક્રિ વ કા ૧ લ

એ. વ. सृज् ૧ ગણ, પરસ્મૈ૦) अहम्–હું (સર્વનામ, પ્ર એ વ. अस्मद्).

ભાવાર્થ– હે ભારત જ્યારે જ્યારે ધર્મની પડતી (હાનિ) થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે મારા રૂપને હું પ્રકટ કરું છું (૭)

વિવેચન– જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે મૂળ સ્વરૂપઅંશ કલા અથવા અવતાર રૂપે જેવી જરૂર હોય તે પ્રકારે આવિર્ભૂત થાય છે.-

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥

શબ્દાર્થ–परित्राणाय–રક્ષણને માટે (નામ, ચ. એ. વ. નપું.) साधूनाम्–સાધુ પુરુષોનું (નામ, ષ. બ. વ. પુ. साधु) विनाशाय–વિનાશને માટે (નામ, ચ. એ. વ. પુ. विनाश) च–અને (અવ્યય) दुष्कृताम्–દુષ્કર્મ કરનારાઓના (નામ, ષ. બ. વ. સ્ત્રી. दुष्कृति) धर्मसंस्थापनार्थाय–ધર્મ સ્થાપન કરવા માટે (નામ, ચ. એ. વ. પુ.) संभवामि–પ્રકટ થાઉં છું (ક્રિ. વ. કા. ૧ લો પુ. એ. વ. सम्+भू, ૧ ગણ પરસ્મૈ૦) युगे युगे–યુગ યુગમાં (નામ, સ. એ. વ. પુ. युग).

ભાવાર્થ– સાધુ પુરુષોના રક્ષણને માટે, દુષ્કર્મ કરનારાઓના નાશ માટે ધર્મસંસ્થાપનના કારણે યુગે યુગે હું પ્રકટ થાઉં છું. (૮)

વિવેચન– ભગવાનનો જ્યારે જ્યારે જ્યાં જ્યાં અવતાર થાય ત્યાં ત્યાં ત્યારે ત્યારે તેમનાં કર્મને જીવભાવે ન જોતાં ભગવત્‌ભાવે જોવાં અને તે પ્રકારે તેમાથી લીલામય ભાવો કેળવવા અને તન્મય–તે સ્વરૂપભાવમય થવું.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥

શબ્દાર્થ–जन्म–જન્મ (નામ, દ્વિ. એ. વ. जन्मन् નપું. जन्म) कर्म–કર્મ (નામ, દ્વિ. એ. વ. कर्मन् નપું.) च–અને (અવ્યય) मे–મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मद्) दिव्यम्–દિવ્ય, અલૌકિક (વિશેષણ, વિશેષ્ય जन्म, कर्म) एवम्–

એ પ્રમાણે (અવ્યય) यः–જે (સર્વનામ, પ્ર. એ વ यत् પુ) वेत्ति–જાણે છે (ત્રિ. વ કા ૩ જો પુ એ વ. विद् ૨ ગણ પરસ્મૈ.) तत्त्वतः–તત્ત્વથી (નામ, પ. એ વ) त्यक्त्वा–છોડીને (વિધેય કૃદંત) देहम्–દેહને (નામ, દ્વિ. એ વ પુ देह) पुनर्जन्म–પુનર્જન્મ (નામ, દ્વિ એ વ નપું. पुनर्जन्मन्) न–નહિ (અવ્યય) एति–જાય છે, પ્રાપ્ત કરે છે (ત્રિ વ. કા ૩ જો પુ એ વ इ ૨ ગણ પરસ્મૈ.) माम्–મને (સર્વનામ, દ્વિ એ વ अस्मद्) एति–પામે છે (ત્રિ. વ કા ૩ જો પુ એ વ इ ૨ ગણ પરસ્મૈ.) सः–તે (સર્વનામ, પ્ર એ तद् પુ) अर्जुन–અર્જુન (સંબોધન)

ભાવાર્થ- હે અર્જુન ! મારા દિવ્ય જન્મ અને કર્મને જે તત્ત્વથી જાણે છે તે દેહને તજીને પુનર્જન્મ પામતો નથી, મને જ પામે છે. (૯)

વિવેચન-ભગવદ્‌જન્મ અને ભગવત્કાર્ય (કર્મ) લૌકિક હોતાં નથી. આ જન્મ અને કર્મ કોઈ પણ અવતારનાં હોય તો પણ તે અલૌકિક જ હોય છે જીવની સાથે લૌકિક કર્મનો સંબધ છે અને એ કારણે કોઈ પણ અવતારલીલાનુ સ્વરૂપ જીવને ગ્રાહ્ય છે, ચહાય તો અવતારનું સ્વરૂપ અંશભાવે, કલાભાવે અથવા પૂર્ણભાવે હોય. પૂર્ણભાવવાળા સ્વરૂપ સાથે જીવ સંબધ કરે તો એને સર્વજ્ઞાન થાય છે. અંશ અને કલાવાળા સ્વરૂપના સંબધમાં કાંઈક અપૂર્ણ જ્ઞાન રહેશે તો પણ તે હિતકારી તો બનશે જ. કારણ કે કોઈ પણ ભગવત્સ્વરૂપ જીવ કરતાં તો ઉન્નત છે જ. જીવની પાસે ભલે સાધન સામગ્રી ન હોય તો પણ કોઈ પણ ભગવત્સ્વરૂપના જન્મ અને કર્મની અલૌકિકતાનો તે અનુભવ કરતો રહેશે તો તે કૃતાર્થ થશે.

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥

શબ્દાર્થ–वीतरागभयक्रोधाः–રાગ, ભય અને ક્રોધથી રહિત (વિશેષણ, વિ पुरुषाः, वीताः रागः भयः क्रोधश्च यस्य इति બહુ૦) मन्मया–મારામાં સ્થિત રહેલા (વિશેષણ, વિશેષ્ય पुरुषाः) माम्–મને (સર્વનામ, દ્વિ એ વ. अस्मद्) उपाश्रिताः–શરણે ગયેલા (ભૂ કૃ. વિશેષણ, વિ पुरुषाः) बहवः–ઘણા (પ્ર બ વ बहु) ज्ञानतपसा–જ્ઞાનરૂપી તપથી (નામ, તૃ એ. વ નપું तपस्, ज्ञानं एव

તપઃ કર્મધારય) पूताः–પવિત્ર થયેલા (વિશેષણ, વિ. પુરુષાઃ) मद्भावम्–મારા ભાવને, મારા સ્વરૂપને (નામ, દ્વિ એ. વ.) आगताः–આવેલા, થયેલા (ભૂ કૃ. વિશેષણ, વિ. पुरुषाः).

ભાવાર્થ– રાગ, ભય અને ક્રોધથી રહિત, મારામાં અનન્યતાથી સ્થિત થયેલા અને મારા શરણે આવેલા ઘણા પુરુષો, જ્ઞાનરૂપ તપ વડે પવિત્ર થયેલા, મારા સ્વરૂપને પ્રાપ્ત થયેલા છે. (૧૦)

વિવેચન– આ શ્લોકમાં ભગવન્મિલન કેવી રીતે થઈ શકે છે તે સમજાવવામાં આવે છે. પહેલાં તો રાગ, ભય અને ક્રોધ હોવા ન જોઈએ. પોતાથી કોઈ જુદો હોય છે એવું જ્યારે માનીએ છીએ ત્યારે રાગ, ભય અને ક્રોધ ઉત્પન્ન થાય છે. બીજાની સાથે સમભાવ ધારણ કરીએ ત્યારે રાગ, ભય અને ક્રોધ હોતાં નથી. જો કે ત્યાં સમભાવમાં મુખ્ય પ્રેમ (નિઃસ્વાર્થી) પ્રેમ હોય છે. આ પ્રેમનું જે સ્વરૂપ છે તે ભગવાનમય હોવાથી સમભાવ, ભગવદ્દર્શનમાં મદદ કરે છે. આ સમભાવ વધારે પ્રમાણમાં ખેડાય ત્યારે ભગવત્ભાવ અંકુરરૂપે સ્ફુરે અને એ અંકુરરૂપે સ્ફુરેલું ભગવદ્તત્ત્વ, ભગવત્ભાવરૂપે પ્રકટ થાય છે.

આ અંકુરિત વિભાવને જ્ઞાન અને તપરૂપી જલથી સિંચન કરતાં કરતાં ભગવત્ભાવ વૃદ્ધિ પામે છે અને તેનો નાશ ન થાય તેવી રીતે તે તૈયાર થાય છે. આ પ્રમાણે થતાં થતાં છેવટે મારા ભાવને તે પામી જાય છે.

અંકુરને ભાવમય પોષણની અપેક્ષા રહે છે જ્યાંસુધી શરણુ પૂરતા પ્રમાણમાં બનતું નથી ત્યાંસુધી ભાવમય દશા પૂર્ણભાવે ખીલતી નથી. આ ભાવમય દશા આગળ જતા અંતઃકરણમાં સ્થિત થાય છે અને એ વૃક્ષરૂપે ફાલેફુલે છે.

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहं ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११॥

શબ્દાર્થ-ये–જેઓ, (સર્વનામ, પ્ર. બ. વ. પુ) यथा–જેવી રીતે (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) प्रपद्यन्ते–શરણે છે, ભજે છે (

કા. ૩ જો પુ. બ. વ. प्र+पद् ૪ ગણ આત્મને૦) **तान्**-તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. પુ.) **तथा**-તેવી રીતે (અવ્યય) **एव**-જ (અવ્યય) **भजामि**-ભજું છું (ક્રિ. વ. કા. ૧ લો પુ. એ. વ. भज् ૧ ગણ પરસ્મૈ૦) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) **मम**-મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मद्) **वर्त्म**-માર્ગ (નામ, દ્વિ. એ. વ. નપું. वर्त्मन्) **अनुवर्तन्ते**-અનુસરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ अनु+वर्त् આત્મને૦ ૧ ગણ) **मनुष्याः**-માણસો (નામ, પ્ર. બ વ. પુ) **पार्थ**-અર્જુન (સંબોધન) **सर्वशः**-બધી રીતે (અવ્યય)

ભાવાર્થ- હે અર્જુન ! જેઓ મને જેવી રીતે ભજે છે તેવી જ રીતે તેઓને હું ભજું છું. મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે છે. (૧૧)

વિવેચન- આ શ્લોકમાં સકામ ઉપાસનાવાળો જીવ જેવી જેવી કામના ધારણ કરે છે તેવી તેવી તેની કામના પૂર્ણ કરવા ભગવાન વ્યવસ્થા કરે છે એમ સમજાવ્યું છે. કોઈ પણ ઉપાસકને એમ ન લાગવું જોઈએ કે ભગવાન કરતા કારવતા છતાં તેના તરફ બેદરકાર રહે છે. ભગવાન અખિલ લોકનાયક છે એટલે જ્યારે એ નાયકનું રૂપ અંગીકાર કરે છે ત્યારે પોતાના અંશરૂપ જીવોને યોગ્ય માર્ગે લગાડી દેવા પ્રવૃત્ત રહે છે.

ભગવાનનો આ સ્વતઃસિદ્ધ સ્વભાવ છે. માત્ર જીવે પોતા તરફ આવેલી ફરજ અદા કરવાની રહે છે. જેટલી અદા કરવામાં કસર એટલો જ ભગવદ્ સાથેનો સબંધ ઓછો. ભ ગ વ ત્મા ર્ગ = અંતઃકરણની શુદ્ધતા, ચિત્તની સ્થિરતા, બુદ્ધિનો વિકાસ અને નિશ્ચય, મનનું એકપણું, અહંતા-મમતાનો નાશ, જેના જેનામાં દેખાય તે ભગવન્માર્ગ છે એમ જાણવું.

कांक्षंतः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

શબ્દાર્થ-**कांक्षंतः**-ઇચ્છા રાખતા (વિશેષણ, વિ. जनाः) **कर्मणाम्**-કર્મોની (નામ, ષ બ. વ. નપુ. कर्मन्) **सिद्धिम्**-ફળ (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. सिद्धि) **यजन्ते**-પૂજે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. यज् ૧ ગણ આત્મને૦)

**इह**-આ લોકમાં, અહીં (અવ્યય) **देवताः**-દેવતા (નામ, દ્વિ બ. વ. સ્ત્રી.) **क्षिप्रम्**-ઉતાવળથી (અવ્યય) **हि**-ચોક્કસ (અવ્યય) **मानुषेलोके**-(નામ, સ. એ. વ.) **सिद्धिः**-સિદ્ધિ, ફળ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) **भवति**-થાય છે (ક્રિ. વ કા. ૩ જો પુ. એ. વ भू ૧ ગણ પરસ્મૈ૦) **कर्मजा**-કર્મથી ઉત્પન્ન થનારી (વિશેષણ, વિ. सिद्धि).

ભાવાર્થ- કર્મોની સિદ્ધિને ઈચ્છતા મનુષ્યો આ લોકમાં દેવતાઓને પૂજે છે અને તે કર્મોથી ઉત્પન્ન થયેલી સિદ્ધિ મનુષ્યલોકમાં જલદીથી થાય છે (૧૨)

વિવેચન- આ શ્લોકમાં જીવસૃષ્ટિ અથવા મનુષ્યસૃષ્ટિ નવ પ્રકારની છે. નવ પ્રકારની કહેવા દ્વારા ત્રણ ગુણ (સત્ત્વ, રાજસ્ અને તમસ્) એક બીજાની સાથે મિશ્ર થતાં નવ થાય છે. એ પ્રકારે નવધા સૃષ્ટિ બને છે. એક તદ્દન નિરાળી સૃષ્ટિ છે, જે નિર્ગુણ ભાવાત્મક છે. સામાન્યજગત સર્વ મનુષ્યસૃષ્ટિને એક પ્રકારની માને છે. કારણ કે તેની એકલી બહિર્ દૃષ્ટિ છે. આંતરદૃષ્ટિનો વિકાસ થતાં આ પ્રકારે દશધા સૃષ્ટિનો ખ્યાલ આવે છે. એ હેતુથી જુદા જુદા ગુણવાળી સૃષ્ટિ જુદા જુદા ગુણવાળા દેવોને ભજે છે અને તે તે પ્રમાણે તેને (ભજનારને) તેવું ફળ પ્રાપ્ત થાય છે. નિર્ગુણ સૃષ્ટિમાં જ્યાંસુધી પ્રવેશ થાય નહીં ત્યાંસુધી કેવળ બ્રહ્મરસનો અનુભવ બનતો નથી. તેથી આ શ્લોકમાં કહ્યું છે કે 'ભજનારાઓ મને પામે છે. દેવોને ભજનારાઓ કર્મફલને પામે છે.'

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥

શબ્દાર્થ-**चातुर्वर्ण्यम्**-ચાર વર્ણનો સમૂહ (નામ, પ્ર. એ. વ. **चतुर्णाम् वर्णानाम् समाहारः इति** દ્વિગુ૦) **मया**-મારા વડે (તૃ એ. વ. **अस्मद्**) **सृष्टम्**-ઉત્પન્ન થયેલ (ભૂ કૃ વિશેષણ, વિ. **चातुर्वर्ण्यम्**) **गुणकर्मविभागशः**-ગુણ અને કર્મના વિભાગથી (નામ, પં. એ. વ. પુ.) **तस्य**-તેનો (સર્વનામ, ષ. એ. વ. **तद्**) **कर्तारम्**-કર્તા (નામ, દ્વિ. એ. વ. **कर्तृ**) **अपि**-પણ, છતાં પણ (અવ્યય) **माम्**-મને (સર્વનામ, (દ્વિ એ વ. **अस्मद्**) **विद्धि**-જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ.

કા. ૩ જો પુ. બ. વ. प्र+पद् ૪ ગણ આત્મને૦) तान्–તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. પુ) तथा–તેવી રીતે (અવ્યય) एव–જ (અવ્યય) भजामि–ભજું છું (ક્રિ. વ કા. ૧ લો પુ. એ. વ. भज् ૧ ગણ પરસ્મૈ૦) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) मम–મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मद्) वर्त्म–માર્ગ (નામ, દ્વિ. એ. વ. નપું. वर्त्मन्) अनुवर्तन्ते–અનુસરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ अनु+वर्त् આત્મને૦ ૧ ગણ) मनुष्याः–માણસો (નામ, પ્ર. બ વ. પુ) पार्थ–અર્જુન (સંબોધન) सर्वशः–બધી રીતે (અવ્યય)

ભાવાર્થ- હે અર્જુન ! જેઓ મને જેવી રીતે ભજે છે તેવી જ રીતે તેઓને હું ભજું છું. મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે છે. (૧૧)

વિવેચન- આ શ્લોકમાં સકામ ઉપાસનાવાળો જીવ જેવી જેવી કામના ધારણ કરે છે તેવી તેવી તેની કામના પૂર્ણ કરવા ભગવાન વ્યવસ્થા કરે છે એમ સમજાવ્યું છે. કોઈ પણ ઉપાસકને એમ ન લાગવું જોઈએ કે ભગવાન કરતા કારવતા છતાં તેના તરફ બેદરકાર રહે છે. ભગવાન અખિલ લોકનાયક છે એટલે જ્યારે એ નાયકનું રૂપ અંગીકાર કરે છે ત્યારે પોતાના અંશરૂપ જીવોને યોગ્ય માર્ગે લગાડી દેવા પ્રવૃત્ત રહે છે.

ભગવાનનો આ સ્વતઃસિદ્ધ સ્વભાવ છે. માત્ર જીવે પોતા ર આવેલી ફરજ અદા કરવાની રહે છે. જેટલી અદા કરવામાં કસર ર જ ભગવદ્ સાથેનો સંબંધ ઓછો. ભ ગ વ ત્મા ર્ગ = અંતઃકરણની ' ચિત્તની સ્થિરતા, બુદ્ધિનો વિકાસ અને નિશ્ચય, મનનું એકપણું, મમતાનો નાશ, જેના જેનામાં દેખાય તે ભગવન્માર્ગ છે એમ જાણ

काङ्क्षंतः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ।।

શબ્દાર્થ–काङ्क्षंतः–ઇચ્છા રાખતા (વિશેષણ, પ્ર. : . કર્મોની (નામ, ષ બ. વ. નપુ. कर्मन्,) सिद्धिम्–ફળ (નામ सिद्धि) यजन्ते–પૂજે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ બ. વ. य

એ. વ. સ્ત્રી. स्पृहा) इति–એ પ્રમાણે (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. यत् પુ.) अभिजानाति–જાણે છે, સમજે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. अभि+ज्ञा ૨ ગણ પરસ્મૈ૦) कर्मभिः–કર્મોથી (નામ, તૃ બ. વ. નપું. कर्मन्) न–નહિ (અવ્યય) सः–તે (સર્વનામ, પ્ર. એ. વ. तद् પુ.) बध्यते–બંધનકર્તા છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. કર્મણિ પ્રયોગ, बध् ૯ ગણ).

ભાવાર્થ– કર્મો મને લેપ કરતા નથી, તેમજ કર્મના ફળમાં સ્પૃહા નથી. એ પ્રમાણે જે મને સમજે છે, તે કર્મો વડે બંધાતો નથી. (૧૪)

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥

શબ્દાર્થ–एवम्–એ પ્રમાણે (અવ્યય) ज्ञात्वा–જાણીને (વિધેય કૃદંત) कृतम्–કરેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. कर्म) कर्म–કર્મ (નામ, દ્વિ. એ. વ. कर्मन् નપું.) पूर्वैः–પહેલાં (વિશેષણ, વિશેષ્ય मुमुक्षुभिः) कुरु–કર (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ. कृ ૮ ગણ પરસ્મૈ૦) एव–જ (અવ્યય) तस्मात्–તેથી (અવ્યય) त्वम्–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मद्) पूर्वैः–પહેલાંઓ વડે, પૂર્વજો વડે (નામ, તૃ. બ. વ.) पूर्वतरम्–આગળ, પૂર્વકાળનું (વિશેષણ, વિશેષ્ય कर्म) कृतम्–કરેલું (ભૂ કૃ. વિશેષણ, વિ. कर्म).

ભાવાર્થ– પૂર્વના મુમુક્ષુઓ વડે પણ એ પ્રમાણે કર્મ કરાયેલું જાણીને પૂર્વજો વડે પરાપૂર્વથી કરાયેલા કર્મને તેટલા માટે જ તું કર. (૧૫)

વિવેચન– શ્લોક ૧૪-૧૫– આ શ્લોકોમાં સમજાવે છે કે કર્મ કેવી રીતે કરવું. કર્મના ફળની સ્પૃહા વિના કરેલાં કર્મનો પ્રત્યવાય કોઈ પણ જાતનો લાગતો નથી. જ્યાં ફળની સ્પૃહા હોય છે ત્યાં કર્મ દોષમય બને છે. નિર્લેપ કર્મ ફળની સ્પૃહા વિનાનું હોય છે. ફળની સ્પૃહા વિનાનાં કરેલાં કર્મથી બ્રહ્માનંદ જાગૃત થાય છે.

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥

એ. વ. विद् ૨ ગણ) अकर्तारम्–અકર્તા (નામ, દ્વિ. એ. વ. પુ. अकर्तृ) अव्ययम्–અવ્યય, અવિનાશ (અવ્યય)

ભાવાર્થ– ગુણો અને કર્મોના વિભાગથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણ મારા વડે સર્જાયા છે. તેમાં મને કર્તા છતાં પણ અવ્યય અને અકર્તા માન. (૧૩)

વિવેચન– જો કે ચારે વર્ણ મારા દ્વારા સર્જાયા તો ખરા પણ એ સર્જન મારે માટે નિર્લેપ હોવાથી મને અકર્તા તરીકે માનવો. કારણ કે એ સર્જનમાં ગુણ અને કર્મનો વધારે હિસ્સો પડે છે. ત્રણ ગુણ (સત્ત્વ, રજસ્ અને તમસ્) અને તેવાં જ કર્મો સૃષ્ટિને તૈયાર કરવામાં ઉપયોગી થાય છે. એટલે હું અકર્તા છું.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ પ્રકારે ગુણકર્મથી ચાર વિભાગ પડયા. એમાં બ્રાહ્મણ સાત્ત્વિક ગુણમય, ક્ષત્રિય રાજસ ગુણમય, વૈશ્ય રાજસ અને તામસ ગુણમય, શૂદ્ર તામસ ગુણમય છે. સાત્ત્વિક ગુણમય અવસ્થા પ્રાપ્ત થતાં કોઈક કાળે નિર્ગુણ અવસ્થાનો અંગીકાર થાય છે અને એ અવસ્થા બ્રહ્મદર્શનમાં સહાયક છે.

નિર્ગુણ અવસ્થાનો અર્થ એવો થતો નથી કે કેવળ ગુણરાહિત્ય. નિર્ગુણભાવમાં બધા ગુણો સમાઈ જાય એ પ્રકારની સ્થિતિ નિર્ગુણ અવસ્થા તરીકે ઓળખાય છે.

निर्गच्छन्ति सर्वे गुणाः यस्मात् इति निर्गुणः ।

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥१४॥

શબ્દાર્થ–न–નહિ (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) कर्माणि–કર્મો (નામ, પ્ર. બ. વ. નપું.) लिम्पन्ति–લેપ કરતા (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. लिप् ૬ ગણ) न–નહિ (અવ્યય) मे–મારી (સર્વનામ, ષ. એ વ. अस्मद्) कर्मफले–કર્મફલમાં (નામ, સ. એ. વ. નપું.) स्पृहा–ઇચ્છા (નામ, પ્ર.

એ. વ. સ્ત્રી. **स्पृहा**) **इति**–એ પ્રમાણે (અવ્યય) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मद्** ) **यः**–જે (સર્વનામ, પ્ર. એ. વ. **यत्** પુ) **अभिजानाति**–જાણે છે, સમજે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **अभि+ज्ञा** ૨ ગણ પરસ્મૈ૦) **कर्मभिः**–કર્મોથી (નામ, તૃ બ. વ. નપું. **कर्मन्** ) **न**–નહિ (અવ્યય) **सः**–તે (સર્વનામ, પ્ર. એ. વ. **तद्** પુ.) **बध्यते**–બંધનકર્તા છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. કર્મણિ પ્રયોગ, **बध्** ૯ ગણ).

ભાવાર્થ– કર્મો મને લેપ કરતા નથી, તેમજ કર્મના ફળમાં સ્પૃહા નથી. એ પ્રમાણે જે મને સમજે છે, તે કર્મો વડે બંધાતો નથી. (૧૪)

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥

શબ્દાર્થ–**एवम्**–એ પ્રમાણે (અવ્યય) **ज्ञात्वा**–જાણીને (વિધેય કૃદંત) **कृतम्**–કરેલુ (ભૂ. કૃ. વિશેષણ, વિ. **कर्म**) **कर्म**–કર્મ (નામ, દ્વિ. એ. વ. **कर्मन्** નપું.) **पूर्वैः**–પહેલાં (વિશેષણ, વિશેષ્ય **मुमुक्षुभिः**) **कुरु**–કર (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ. **कृ** ૮ ગણ પરસ્મૈ૦) **एव**–જ (અવ્યય) **तस्मात्**–તેથી (અવ્યય) **त्वम्**–તું (સર્વનામ, પ્ર. એ. વ. **युष्मद्** ) **पूर्वैः**–પહેલાંઓ વડે, પૂર્વજો વડે (નામ, તૃ. બ વ.) **पूर्वतरम्**–આગળ, પૂર્વકાળનું (વિશેષણ, વિશેષ્ય **कर्म**) **कृतम्**–કરેલું (ભૂ કૃ. વિશેષણ, વિ. **कर्म**).

ભાવાર્થ– પૂર્વના મુમુક્ષુઓ વડે પણ એ પ્રમાણે કર્મ કરાયેલું જાણીને પૂર્વજો વડે પરાપૂર્વથી કરાયેલા કર્મને તેટલા માટે જ તું કર. (૧૫)

વિવેચન– શ્લોક ૧૪-૧૫– આ શ્લોકોમાં સમજાવે છે કે કર્મ કેવી રીતે કરવું. કર્મના ફળની સ્પૃહા વિના કરેલાં કર્મનો પ્રત્યવાય કોઈ પણ જાતનો લાગતો નથી. જ્યાં ફળની સ્પૃહા હોય છે ત્યાં કર્મ દોષમય બને છે. નિર્લેપ કર્મ ફળની સ્પૃહા વિનાનું હોય છે. ફળની સ્પૃહા વિનાનાં કરેલાં કર્મથી બ્રહ્માનંદ જાગૃત થાય છે.

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥

શબ્દાર્થ–**किम्**–શું (સર્વનામ, પ્ર. એ. વ. નપું. किम्) **कर्म**–કર્મ (નામ, પ્ર. એ વ. નપુ. कर्मन्) **किम्**–શું (સર્વનામ, પ્ર. એ. વ. નપું) **अकर्म**–અકર્મ (નામ, પ્ર. એ. વ. પુ.) **इति**–એ પ્રમાણે (અવ્યય) **कवयः**–બુદ્ધિમાન પુરુષો (નામ, પ્ર. બ વ. પુ. कवि) **अपि**–પણ (અવ્યય) **अत्र**–અહીંઆ (અવ્યય) **मोहिताः**–મોહ પામેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. कवयः) **तत्**–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. तद्) **ते**–તારે, તને (સર્વનામ, ચ એ. વ. युष्मद्) **कर्म**–કર્મ (નામ, પ્ર. એ. વ. નપુ. कर्मन्) **प्रवक्ष्यामि**–કહીશ (ક્રિ. ભ. કા. ૧ લો પુ એ. વ. प्र+वच् ૨ ગણ પરસ્મૈ૦) **यत्**–જે (સર્વનામ, દ્વિ. એ. વ. यत् નપું.) **ज्ञात्वा**–જાણીને (વિધેય કૃદંત) **मोक्ष्यसे**–છૂટી જશે (ક્રિ. ભવિ. કાળ ૨ જો પુ. એ. વ. मुच् આત્મને૦ ૬ ગણ) **अशुभात्**–અશુભથી, સંસારથી (નામ, પં. એ. વ. अशुभ).

ભાવાર્થ– કર્મ શું, અકર્મ શુ ? આ વિષયમાં બુદ્ધિમાન પુરુષો પણ મોહ પામેલા છે. તેથી તને કર્મ (કર્મતત્ત્વ) હું કહીશ. જે જાણીને સંસારથી તું છૂટી જશે. (૧૬)

વિવેચન– આ શ્લોકમાં ઘણા બુદ્ધિશાળી જીવો કર્મ અને અકર્મને યથાર્થ રીતે સમજી શકતા નથી એવું કહે છે. કારણ કે કર્મવાદ ઘણોખરો સ્વાર્થદૃષ્ટિએ તૈયાર થયેલો જણાય [illegible] તે કારણે [illegible] જાદાં વિધાન પણ ત્યાં મૂકાયેલાં છે. કેટલીક જગ્યાએ [illegible] પણ સમ[illegible] નહીં કરવા જેવાં કામોને પણ મહત્ત્વ આપી [illegible] તરીકે [illegible] છે. એથી કર્મવાદ કેટલીક વખતે બ્રહ્મવાદ [illegible] કારણે [illegible]નો વિચાર [illegible]

कर्मणः-કર્મની (નામ, ષ એ વ) गतिः-ગતિ (નામ, પ્ર એ વ. સ્ત્રી)

ભાવાર્થ– કર્મના, વિકર્મના અને અકર્મના તત્ત્વને જાણવું જોઈએ. કર્મની ગતિ મહાન છે (૧૭)

વિવેચન– ત્રણ પ્રકારના કર્મ છે : કર્મ, અકર્મ અને વિકર્મ (નિષિદ્ધ કર્મ) કર્મ એટલે ઉત્તમ ભાવોને પોષનારાં કર્મ; અકર્મ એટલે મધ્યમ ભાવોને પોષનારાં કર્મ અને વિકર્મ એટલે હીન ભાવોને પોષનારાં કર્મ. કોઈ પણ કામ કરનારે એટલો તો વિચાર કરવાની જરૂર છે કે, ઉત્તમ ભાવો જેનાથી પોષાતા હોય તેવાં કર્મોને આગળ કરવાં જોઈએ જો આ ન બની શકે તો મધ્યમ ભાવવાળાં કર્મ અંગીકાર કરાય, પણ હીન ભાવવાળાં કર્મ એટલે નિષિદ્ધ કર્મો તો સેવાય નહી

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥

શબ્દાર્થ–कर्मणि–કર્મમા, અહંકારરહિત કરેલા કર્મમાં (નામ, સ. એ. વ નપું.) अकर्मः–અકર્મ (નામ, દ્વિ. એ. વ. નપું.) यः–જે (સર્વનામ, પ્ર. એ વ. यत्) पश्येत्–જુવે (ક્રિ વિધ્યર્થ, ૩ જો પુ. એ વ पश् ૬ ગણ પરસ્મૈ०) अकर्मणि–અજ્ઞાની પુરુષો વડે કરેલ ત્યાગરૂપ કર્મ (નામ, સ એ વ) च–અને (અવ્યય) कर्म–ત્યાગરૂપ ક્રિયા (નામ, દ્વિ. એ. વ. નપું.) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. यत् પુ) सः–તે (સર્વનામ, પ્ર એ વ तत्) बुद्धिमान्–બુદ્ધિવાળા (વિશેષણ, વિ सः) मनुष्येषु–માણસોમા (નામ, સ બ વ પુ मनुष्य) सः–તે (સર્વનામ, પ્ર. એ વ तत् પુ) युक्तः–યોગયુક્ત (યોગી) (ભૂ કૃ વિશેષણ, વિ सः) कृत्स्न-कर्मकृत्–સંપૂર્ણ કર્મ કરનારો (વિશેષણ, વિ सः)

ભાવાર્થ– જે (પુરુષ) કર્મમાં (અહંકારરહિત કરેલી ચેષ્ટાઓમાં) અકર્મ (વાસ્તવમા ચેષ્ટાઓનું નહીં થવાપણું) જુવે છે અને જે અકર્મમાં (અજ્ઞાની પુરુષ વડે કરાયેલા ક્રિયાઓના ત્યાગમાં) કર્મને (ત્યાગરૂપ ક્રિયાને) જુવે છે તે પુરુષ મનુષ્યોમાં બુદ્ધિમાન છે તે યોગયુક્ત છે અને સંપૂર્ણ કર્મનો કરનારો (ભગવત્તત્ત્વ જાણનારો) છે (૧૮)

વિવેચન– આ શ્લોકમાં જીવના બે પ્રકાર બતાવ્યા છે. એ બન્ને કર્મ કરનાર છે. એક વર્ગ એવા પ્રકારે કર્મ કરે છે કે જેમાં એને કર્મનું જ્ઞાન છે પણ અહંભાવ નથી. બીજો વર્ગ કર્મ કરે છે પણ તેમાં વિશેષ પ્રકારનું જ્ઞાન ધરાવતો નથી. સાથે સાથે અહંભાવ પણ રાખે છે. આ બન્ને વર્ગના જીવોમાં પહેલા વર્ગનો જીવ અખિલ કર્મરૂપી ગણાયો. કારણ કે એના કર્મમાં અહંભાવનો દોષ નથી. અખિલ એટલે દોષરહિત. ઉપર બે પ્રકારના જીવો બતાવ્યા, પણ એક ત્રીજા પ્રકારનો જીવવર્ગ પણ છે. આ ત્રણેને ઓળખવાને માટે તેનાં કર્મોથી કયા પ્રકારના જીવવર્ગમાં તેની ગણતરી કરી શકાય તે સમજાવે છે.

૧. કર્મ કરવામાં અહંભાવ રાખતો નથી તેવો વર્ગ.

૨. અહંભાવ સાથે ફલની આસક્તિવાળો વર્ગ.

૩. પોતાને પણ નુકશાન થાય અને બીજાને અગવડ થાય તેવો અવિચારી વર્ગ.

કદાચ આવા જીવના વર્ગોના કાર્યોમાં લાભ પણ બની જાય; પરંતુ તે અવિચારી કર્મ હોવાથી પરિણામે લાભ હાનિરૂપ થાય છે. તત્કાલ લાભ તો દેખાય છે; પરિણામે હાનિ છે.

यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥१९॥

શબ્દાર્થ-यस्य-જેનો (સર્વનામ, ષ. એ. વ. यत् પુ.) सर्वे-બધા (સર્વનામ, પ્ર. બ. વ. सर्व પુ) समारम्भाः-કાર્યો (નામ, પ્ર. બ. વ. પુ. समारम्भ) कामसङ्कल्पवर्जिताः-કામ અને સંકલ્પથી વર્જિત-રહિત (વિશેષણ, વિ. समारम्भाः) ज्ञानाग्निदग्धकर्माणम्-જ્ઞાનરૂપ અગ્નિથી ભસ્મ થઈ ગયાં છે કર્મ જેનાં (ज्ञानम् एव अग्निः तेन दग्धानि यस्य कर्माणि तम् બહુવ્રીહિ) तम्-તેને (સર્વનામ, દ્વિ. એ. વ. तद् પુ) आहुः-કહે છે (ક્રિ. વ. કાળ ૩ જો પુ. બ. વ. ब्रू ૨ ગણ) पण्डितम्-પંડિત (નામ, દ્વિ. એ. વ. પુ. पण्डित) बुधाः-જ્ઞાનીઓ (નામ, પ્ર. બ. વ. પુ. बुध).

ભાવાર્થ- જેનાં બધાં કર્મો કામના અને સંકલ્પથી રહિત છે એવા જ્ઞાનરૂપ અગ્નિથી ભસ્મ થઈ ગયેલા છે જે. આવા પુરુષને જ્ઞાનીઓ પણ પંડિત કહે છે. (૧૯)

વિવેચન- આ શ્લોકમાં बुध અને पण्डित એ બે શબ્દની યોજના કરેલી છે बुध એટલે વિદ્વાન અને पण्डित એટલે વિદ્વાન. बुध पण्डितને (અમુક પ્રકારે તૈયાર થયેલા હોય તેને) માન્ય ગણે છે. આનો ભાવાર્થ એવો સમજાય છે કે, बुधની પાસે કાંઈક બુદ્ધિબળ વિશેષ છે. એટલે તુલના કરવાની શક્તિ ધારણ કરે છે पण्डित છે તેની પાસે पण्डा – આત્મવિદ્યા – વસ્તુ – નિર્દેશ– સ્વરૂપજ્ઞાન છે આ સ્વરૂપજ્ઞાન વડે પોતાના બદ્ધ સસ્કારો (કર્મો) તે બાળી નાખે છે. પંડિતનાં બધાં કર્મો કામ અને સંકલ્પ વિનાનાં હોય છે. તે કર્મનો આરંભ પણ કામ અને સંકલ્પરહિત કરે છે એ કારણે કોઈ પણ વખતે તે સકામ ક્રિયા કરતો નથી. સકામ ક્રિયા નહીં કરનાર આધ્યાત્મભાવમાં જલદીથી પ્રવેશ કરી શકે છે અને તે દ્વારા વસ્તુસ્વરૂપ – બ્રહ્મસ્વરૂપ – ભગવત્સ્વરૂપને યથાથ અનુભવી શકે છે. આ અનુભવાત્મક જ્ઞાન પૂર્વના બધા દોષોને નિર્મૂળ કરે છે. એ કારણે बुध એની પ્રશંસા કરે છે.

त्यक्त्वा कर्मफलसङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित्करोति सः ॥२०॥

શબ્દાર્થ–त्यक्त्वा-તજીને (વિધેય કૃદંત) कर्मफलसङ्गम्-કર્મોનું ફળ અને સંગ (અભિમાન) (નામ, દ્વિ. એ. વ. પુ.) नित्यतृप्तः-સદા તૃપ્ત, પરમાનંદમાં વિલસતા (ભૂ. કૃ. વિશેષણ, વિ. सः) निराश्रयः-આશ્રય વિનાનો (વિશેષણ, વિ. सः) कर्मणि-કર્મમાં (નામ, સ. એ વ. નપું.) अभिप्रवृत्तः-સારી રીતે પ્રવૃત્ત થયેલાં (ભૂ. કૃ. વિશેષણ, વિ सः) अपि-પણ (અવ્યય) न-નહિ (અવ્યય) एव-જ (અવ્યય) किञ्चित्-કોઈ પણ, કશું પણ (સર્વનામ, દ્વિ એ વ किम्+चित् નપું.) करोति-કરે છે (ક્રિ. વ કા ત્રી એ પુ એ વ. कृ ૮ ગણ પરસ્મૈ૦) सः-તે (સર્વનામ, પ્ર એ વ. तद् પુ)

ભાવાર્થ- તે સાંસારિક આશ્રય વિનાનો, સદા પરમાનંદમાં વિલસતો કર્મોનું ફળ અને સંગ (અભિમાન) ને તજીને કર્મમાં સારી રીતે પ્રવૃત્ત થયેલો પણ કાંઈ પણ કરતો નથી. (૨૦)

વિવેચન– ફલની આસક્તિ વિના કરેલાં કર્મો નિત્ય તૃપ્તિમાં લઈ જાય છે એટલે હંમેશાં તૃપ્તિવાળો જ આ પ્રકારનાં કર્મ કરનારો બને છે. નિત્યતૃપ્તિ થયા પછી ફાવે તે કર્મ કરે છે તો પણ એ કર્મ કરતો નથી એવી સ્થિતિમાં તે ગણાય છે. તાત્પર્ય કે એ નિર્લેપ રહે છે. આ પ્રકારના જીવની તૃપ્તિ પરમાત્મામાં રહે છે–હોય છે.

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥

શબ્દાર્થ– निराशीः–આશા રહિત (निर्गता आशा यस्मात् इति બહુ૰ વિશેષણ, વિ. पुरुषः) यतचित्तात्मा–અંતઃકરણ જેણે જીત્યું છે તે (વિશેષણ, વિ. पुरुषः; यतम् चित्तम् आत्माय येन इति બહુવ્રીહિ) त्यक्तसर्वपरिग्रहः–બધા ભોગોને છોડ્યા છે જેણે (त्यक्ताः सर्वे परिग्रहाः येन બહુ૰ વિશેષણ, વિ. पुरुषः) शारीरम्–શરીર સબંધી (વિશેષણ, વિ. कर्म) केवलम्–માત્ર (અવ્યય) कर्म–કર્મ (નામ, દ્વિ. એ. વ. નપું.) कुर्वन्–કરતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) आप्नोति–મેળવે છે (ક્રિ. વ. કાળ, ૩ જો પુ. એ. વ. आप् ૫ ગણ) न–નહિ (અવ્યય) किल्बिषम्–પાપને (નામ, દ્વિ. એ. વ. નપું. किल्बिष).

ભાવાર્થ– જેણે આશાઓ ત્યજી છે, ચિત્ત અને અંતઃકરણ જીત્યાં છે, સંપૂર્ણ ભોગોની સામગ્રી ત્યજી દીધી છે (એવો) કેવળ શરીર સંબંધી કર્મ કરવા છતાં પાપને પ્રાપ્ત કરતો નથી. (૨૧)

વિવેચન– આરૂઢ જ્ઞાની, આરૂઢ ભક્ત અને આરૂઢ કર્મઠ આ ત્રણે પોતપોતાના ક્ષેત્રમાં– તાત્પય કે જ્ઞાનમાં, ભક્તિમાં અને કર્મમાં પ્રવર્તે છે; પણ એ આરૂઢ હોવાથી એમની પ્રવૃત્તિ લૌકિક આશા વિનાની; અંતઃકરણની ભાવના નિર્દોષ અને શુભ કરનારી અને માત્ર શરીરના સામાન્ય નિર્વાહ સિવાય બીજું કાંઈ પણ વધારે પડતું ઉપાર્જન નહીં કરનારી અને સામાન્ય શરીરવ્યવહારમાં રહેનારી હોવાથી સામાન્ય કર્મો કરનારી હોવા છતાં પણ તેઓ (ત્રણે આરૂઢ) નિર્દોષ રહે છે.

यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२॥

**શબ્દાર્થ– यदृच्छालाभसंतुष्टः**–એની મેળે જ જે પ્રાપ્ત થાય તેમાં જ સંતુષ્ટ રહેનારો (ભૂ કૃ. વિશેષણ, વિ. पुरुषः) **द्वन्द्वातीतः**–હર્ષ-શોકાદિ લાભાલાભ, સુખ-દુઃખ વગેરેથી રહિત (વિશેષણ, વિ. पुरुषः; द्वन्द्वात् अतीतः તત્પુરુષ) **विमत्सरः**–ઈર્ષ્યા રહિત (વિશેષણ, વિ. पुरुषः; विगतः मत्सरः यस्मिन् इति બહુ૦) **समः**–સરખો, સમભાવવાળો (વિશેષણ, વિ. पुरुषः) **सिद्धौ**–સિદ્ધિમાં (નામ, સ. એ વ. સ્ત્રી. सिद्धि) **असिद्धौ**–અસિદ્ધિમાં (નામ, સ. એ. વ) **च**–અને (અવ્યય) **कृत्वा**–કરીને (વિધેય કૃદંત) **अपि**–પણ (અવ્યય) **न**–નહિ (અવ્યય) **निबध्यते**–બંધાતો (ક્રિ. વ. કાળ, કર્મણિ ૩ જો પુ. એ. વ. नि+बध् ૯ ગણ).

**ભાવાર્થ–** પોતાની મેળે જે કાંઈ લાભ પ્રાપ્ત થાય તેમાં જ સંતુષ્ટ, હર્ષ, શોક ઇત્યાદિ દ્વંદ્વથી અતીત, ઈર્ષ્યાથી રહિત, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમભાવવાળો પુરુષ કર્મો કરીને પણ બંધાતો નથી. (૨૨)

**વિવેચન–** રાગ, લોભ અને મોહરહિત શુદ્ધભાવે કરેલાં કર્મો જીવને બંધનકર્તા થતાં નથી.

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥

**શબ્દાર્થ–गतसङ्गस्य**–સંગ રહિત આસક્તિ રહિત (વિશેષણ, વિ. मुक्तस्य) **मुक्तस्य**–મુક્ત પુરુષનું (નામ, ષ. એ. વ.) **ज्ञानावस्थितचेतसः**–જ્ઞાનમાં સ્થિત ચિત્તવાળાનું (વિશેષણ, વિ. मुक्तस्य; ज्ञाने अवस्थितम् चेतः यस्य इति બહુ૦) **यज्ञाय**–યજ્ઞને માટે (નામ, ચં. એ. વ. પુ. यज्ञ) **आचरतः**–આચરણ કરનારનું (વિશેષણ, વિ. मुक्तस्य) **कर्म**–કર્મ (નામ, પ્ર. એ. વ. નપું. कर्मन्) **समग्रम्**–બધું (વિશેષણ, વિ. कर्म) **प्रविलीयते**–નષ્ટ થઈ જાય છે. (ક્રિ. વ. કાળ, કર્મણિ ૩ જો પુ. એ. વ. ૯ ગણ वि+लि).

**ભાવાર્થ–** આસક્તિ રહિત જ્ઞાનમાં સ્થિત ચિત્તવાળા યજ્ઞને માટે આચરણ કરનારા મુક્ત પુરુષનું બધું કર્મ નષ્ટ થઈ જાય છે. (કર્મ આ પ્રકારના મનુષ્યને નથી.) (૨૩)

**વિવેચન–** ક્રિયા કરનારની ભાવના પરમાર્થી હોવી જોઈએ. આસક્તિ

વિનાની જોઈએ કર્મને યથાર્થ સમજીને અચ્યુતની ભાવના ધારણ કરી, મોક્ષગામિની હોવી જોઈએ. આ પ્રકારની ક્રિયા કોઈ પણ વખતે બંધનકારક બનતી નથી; કારણ તે નિઃસ્પૃહ છે

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥

શબ્દાર્થ–**ब्रह्म**–બ્રહ્મ (નામ, પ્ર એ. વ ब्रह्मन् નપું) **अर्पणम्**–અર્પણ (નામ, પ્ર. એ. વ) **ब्रह्म**–બ્રહ્મ (નામ, પ્ર એ વ ब्रह्मन् નપું) **हविः**–હવિ (નામ, પ્ર. એ. વ નપું) **ब्रह्माग्नौ**–બ્રહ્માગ્નિમા (નામ, સ એ. વ.) **ब्रह्मणा**–બ્રહ્મથી (નામ, તૃ એ. વ. નપું. ब्रह्मन्) **हुतम्**–હોમાયેલુ (નામ, પ્ર એ. વ. નપું. हुत) **ब्रह्म**–બ્રહ્મ (નામ, પ્ર. એ. વ. નપું. ब्रह्मन्) **एव**–જ (અવ્યય) **तेन**–તેના વડે (સર્વનામ, તૃ એ. વ. तद्) **गन्तव्यम्**–જવુ જોઈએ (વિધેય કૃદંત) **ब्रह्मकर्मसमाधिना**–બ્રહ્મકર્મરૂપ સમાધિ (નામ, તૃ. એ વ.)

ભાવાર્થ– અર્પણ (સાધનો સાથે) બ્રહ્મ છે, હોમ દ્રવ્યબ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ કર્તા વડે હોમાયેલુ બ્રહ્મ છે. બ્રહ્મરૂપ કર્મમા સમયુક્ત ચિત્તવાળા વડે– તાત્પર્ય કે તેવા પુરુષ વડે (પ્રાપ્ત કરવા યોગ્ય) જવા યોગ્ય બ્રહ્મ છે. (૨૪)

વિવેચન– સર્વ કર્તા, કરણ, અધિકરણ તેમજ સર્વ પ્રકારના નિમિત્તભાવો આ સર્વ બ્રહ્મરૂપ હોવાથી ક્રિયા કરનાર તેમજ કર્મ પણ બ્રહ્મભાવમય થતાં બ્રહ્મસ્વરૂપમય બની જાય છે. કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, સંબંધ, અધિકરણ આ સાતે બ્રહ્મભાવો છે એ કારણે સમસ્ત ક્રિયામા આવતા બધા જ વિષયો સાધન અથવા પ્રકાર જે કાંઈ પણ હોય તે સર્વ 'બ્રહ્મ' જ છે, કારણ 'બ્રહ્મ' સિવાય કોઈ, પણ બીજી વસ્તુ જ નથી.

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥

શબ્દાર્થ–**दैवम्**–દેવ સંબંધી–પૂજન (નામ, દ્વિ. એ. વ. નપું. दैव) **एव**–

જ (અવ્યય) अपरे-બીજા (સર્વનામ, પ્ર બ. વ) यज्ञम्-યજ્ઞને (નામ, દ્વિ એ. વ. પુ यज्ञ) योगिनः-યોગીઓ (નામ, પ્ર બ વ પુ) पर्युपासते-સારી રીતે ઉપાસના કરે છે (ક્રિ. વ. કા ૩ જો પુ બ વ परि+उप+आस् આત્મને૦) ब्रह्माग्नौ-પરબ્રહ્મરૂપ અગ્નિમાં (નામ, સ એ વ अग्नि) अपरे-બીજા (સર્વનામ, પ્ર બ. વ) यज्ञम्-યજ્ઞને (નામ, દ્વિ. એ. વ પુ यज्ञ) यज्ञेन-યજ્ઞ વડે (નામ, તૃ. એ. વ) एव-જ (અવ્યય) उपजुह्वति-હોમે છે (ક્રિ વ. કા ૩ જો પુ બ. વ उप+हु ૩ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ– બીજા યોગીઓ દેવના પૂજન સબંધી યજ્ઞને જ સારી રીતે ઉપાસે છે, (વળી) બીજાઓ પરબ્રહ્મરૂપ અગ્નિમાં યજ્ઞ વડે જ યજ્ઞને હોમે છે (૨૫)

વિવેચન– ઉપરના શ્લોકમાં બતાવેલી પ્રક્રિયા કોઈક વિલક્ષણ પ્રકારના ટોચ ઉપર આવી રહેલા આરૂઢ જ્ઞાનીને માટે જણાય છે. આરૂઢ ભક્તની સ્થિતિ તેમજ આરૂઢ કર્મીની સ્થિતિ આ શ્લોકમાં સમજાવે છે આરૂઢ ભક્ત ઉપાસનામાર્ગમા પ્રવેશી કોઈ ને કોઈ દેવના અર્ચન-પૂજન દ્વારા પોતાની સમસ્ત ક્રિયા તેને અર્પણ કરે છે. આરૂઢ કર્મી સામાન્યતઃ પોતાનાં નિત્યકર્મ અને નૈમિત્તિકકર્મ વેદાદિ મંત્રો દ્વારા કરે છે. એ કર્મોમાં પણ જુદા જુદા સમયે જુદા જુદા દેવો, નિમિત્ત આહુતિ પોતાના ઠેરવેલા અગ્નિમાં પંચવિધિથી પોતાની ક્રિયા પૂર્ણ કરે છે અને શિષ્ટ આહુતિ અચ્યુતના ભાવથી અગ્નિને અર્પણ કરે છે. કર્મમાં કોઈ જાતની ખામી ન આવે એ હેતુથી આ શિષ્ટ આહુતિ અપાય છે. આ પ્રકારે પોતાની ક્રિયા ચાલુ રાખતા યજ્ઞભગવાન સાથે નિકટ પરિચયમાં આવી જાય છે અને પછી એ રીતે ધીમે ધીમે મુક્ત પણ થાય છે. આ બધાની આરૂઢ દશા હોવાથી પૂર્ણભાવે પોતાની ક્રિયા કરે છે.

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥२६॥

શબ્દાર્થ-श्रोत्रादीनि-શ્રોત્ર ઇત્યાદિ (નામ, દ્વિ બ વ. નપું. श्रोत्र) इन्द्रियाणि-ઇન્દ્રિયો (નામ, દ્વિ બ. વ નપુ. इन्द्रिय) अन्ये-બીજા (નામ, પ્ર

બ. વ પુ) **संयमाग्निषु**–સંયમરૂપી અગ્નિઓમાં (નામ, સ. બ. વ પુ. अग्नि) **जुह्वति**–હોમે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. हु ૩ ગણ પરસ્મૈ૦) **शब्दादीन्**–શબ્દ વગેરે (નામ, દ્વિ. બ વ પુ.) **विषयान्**–વિષયોને (નામ, દ્વિ. બ. વ પુ विषय) **अन्ये**–બીજાઓ (નામ, પ્ર.બ. વ. પુ) **इन्द्रियाग्निषु**–ઇન્દ્રિયરૂપી અગ્નિઓમાં (નામ, સ. બ. વ. પુ अग्नि) **जुह्वति**–હોમે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. हु ૩ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ– બીજા (યોગીઓ) કાન વગેરે ઇન્દ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે. (ઇન્દ્રિયોને વિષયોમાંથી રોકી વશ કરે છે) (અને) બીજા (યોગીઓ) શબ્દાદિ વિષયોને ઇન્દ્રિયરૂપી અગ્નિમાં હોમે છે. (રાગદ્વેષ રહિત થઈને ઇન્દ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ કરે છે પણ ભસ્મરૂપ જ વિષયોને બનાવે છે. (૨૬)

વિવેચન– આ શ્લોક યોગ પરિચર્યાનો વિષય સમજાવે છે. એ વર્ગનો સ્વીકૃત પક્ષ એવો હોય છે કે શરીરના પ્રત્યેક વિભાગો તેમજ આંતરઇન્દ્રિયોના સંયમ દ્વારા પોતાની ઇષ્ટ સિદ્ધિ કરવામાં તે તે દેવો મદદરૂપ થાય છે અને પોતાના નિત્ય વ્યવહાર તેમજ નૈમિત્તિક વ્યવહારમાં તે દેવોની સહાયતા લેવામાં આવે છે. ઇષ્ટ સિદ્ધિ જ્યારે પૂર્ણભાવે આવે છે ત્યારે આ બધા દેવો મુખ્યદેવ બ્રહ્મના અંગભાવે હોવાથી બ્રહ્મમાં યોગની પૂર્ણતા થાય છે.

શ્લોક ૨૫ થી ૩૦ યોગવિષયક છે. જુદા જુદા પ્રકારે તેમાં પ્રવૃત્ત થતાં યોગીઓની પરિસ્થિતિ સમજાવે છે. જો કે પ્રકાર તો જુદા જુદા જણાય છે પણ વાસ્તવિક રીતે દરેક પ્રકાર બ્રહ્મની સાથે સંબંધ કરવામાં ઉપયોગી નીવડે છે. આ વર્ગને કોઈ પણ બાહ્ય પદાર્થની અપેક્ષા પડતી જણાતી નથી. માત્ર નિયમન ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે અને એ નિયમન દ્વારા અંતઃકરણની શુદ્ધિ થતાં થતાં પરમાત્મભાવને અંગીકાર કરવો પડે છે. અહીં પરમાત્મા બ્રહ્મવાચક છે. યજ્ઞના અનેક પ્રકાર છે. યજ્ઞનો ઉપયોગ માત્ર પરમાત્માની સંતુષ્ટિ માટે છે. એટલે જેવી જેની શક્તિ અને ગતિ તે પ્રમાણે તે તેની નિયત યજ્ઞક્રિયામાં જોડાઈ પૂર્ણભાવે યજ્ઞરૂપ પરમાત્મામાં પોતાનો વિનિમય કરે છે. ધ્યાનમાં એટલું જ રાખવાની જરૂર છે કેઃ- (૧) ભૂત

(૨) માત્રા (૩) ઇન્દ્રિય (૪) ક્રિયા (૫) મનચતુષ્ટય (૬) જીવ. આ ૬ નો વિનિયોગ પરમાત્મામાં કરવાનો છે. આટલું થયે સર્વકાર્ય સિદ્ધ થાય છે.

(૧) ભૂતમાં પંચમહાભૂત (૨) માત્રામાં પંચતન્માત્રા (૩) ઇન્દ્રિયમાં પંચકર્મેન્દ્રિય (૪) ક્રિયામાં પંચપરિણામભાવો (૫) મનચતુષ્ટયમાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર (૬) જીવ-જીવનભાવ (૭) ગુણત્રય (૮) પ્રકૃતિ (૯) ઈશ્વર (૧૦) ગુણાધિષ્ઠાત્રી દેવતા

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥

શબ્દાર્થ-सर्वाणि-બધાં (સર્વનામ, દ્વિ. બ. વ. નપુ.) इन्द्रियकर्माणि-ઇન્દ્રિયકર્મો-ચેષ્ટાઓ (નામ, દ્વિ. બ વ. નપું.) प्राणकर्माणि-પ્રાણના કર્મોને (નામ, દ્વિ. બ વ. નપું.) च अपरे-અને, બીજા (સર્વનામ, પ્ર. બ. વ.) आत्मसंयमयोगाग्नौ-આત્માના સંયમરૂપ યોગમય અગ્નિમાં (નામ, સ એ. વ. પુ) जुह्वति-હોમે છે (ક્રિ. વ કા. ૩ જો પુ. બ. વ. हु ૩ ગણ પરસ્મૈ૦) ज्ञानदीपिते-જ્ઞાન વડે પ્રદીપ્ત થયેલ (વિશેષણ, વિ. योगाग्नौ).

ભાવાર્થ- બીજા (યોગીઓ) બધી ઇન્દ્રિયોની ચેષ્ટાઓને તથા પ્રાણના કર્મોને જ્ઞાન વડે પ્રદીપ્ત થયેલ આત્મસંયમરૂપ યોગમય અગ્નિમાં (પરમાત્મામાં સ્થિતરૂપ અગ્નિમાં) હોમે છે. (૨૭)

વિવેચન- આ શ્લોકમાં બતાવેલા યોગીઓ પોતાની સર્વ ચેષ્ટાઓ કરતાં છતાં પણ આત્મસંયોગ (આત્માની સાથે ઐક્યભાવનો અથવા સમભાવનો સંબંધ) બનાવે છે અને તેમાં પોતાની સમસ્ત શક્તિઓને આત્મવિલાસમાં યોજે છે. આ પ્રક્રિયાને 'આત્મરમણ' નામથી ઓળખી શકાય. અહીં આત્મારામનો ભાવ વિકાસ પામે છે. ભક્તિની કેટલીક ચેષ્ટાઓ પણ આ રીતે યોજી શકાય છે. સર્વ વૃત્તિઓને આત્મસંબંધ કરાવી વૃત્તિઓનું આત્મા સાથે રમણ અનુભવાય છે. અહીં એટલું જ જોવાનું છે કે કોઈ પણ જગ્યા ઉપર તદીયભાવ શિથિલ થવો જોઈએ નહીં. જો શિથિલ થશે તો સંયોગરસ મોળો પડી જશે અથવા વિરસ થઈ જશે.

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥

શબ્દાર્થ-**द्रव्ययज्ञाः**-દ્રવ્યમય યજ્ઞો (નામ, પ્ર. બ. વ. પુ) **तपोयज्ञाः**-તપમય યજ્ઞો (નામ, પ્ર. બ. વ. પુ.) **योगयज्ञाः**-યોગમય યજ્ઞો (નામ, પ્ર. બ. વ. પુ.) **तथा**-અને (અવ્યય) **अपरे**-બીજા (સર્વનામ, પ્ર. બ. વ પુ. अपर) **स्वाध्यायज्ञानयज्ञाः**-અધ્યયન દ્વારા જ્ઞાનરૂપી યજ્ઞો (નામ, પ્ર. બ. વ) **च**-અને (અવ્યય) **यतयः**-મુનિઓ, યત્નશીલ યોગીઓ (નામ, પ્ર. બ વ.) **संशितव्रताः**-તીવ્ર વ્રત ધારણ કરનારા (નામ, પ્ર. બ. વ.)

ભાવાર્થ- બીજા (કેટલાક યોગીઓ) ઈશ્વરાર્પણ લોકસેવાર્થ દ્રવ્યમય યજ્ઞ કરનારાઓ, તપયજ્ઞ કરનારાઓ (ધર્મપાલનરૂપ તપ), અષ્ટાંગયોગરૂપ યજ્ઞ કરનારાઓ, સ્વાધ્યાયથી જ્ઞાનમય યજ્ઞ કરનારાઓ (જ્ઞાન પ્રાપ્ત કરનારાઓ) અને (બીજા) તીવ્ર વ્રત ધારણ કરનારા યત્નશીલ પુરુષો હોય છે. (ભગવત્પ્રાપ્તિ માટે યત્નશીલ બને છે) (૨૮)

વિવેચન- (૧) દ્રવ્યયજ્ઞ (૨) તપયજ્ઞ (૩) યોગયજ્ઞ (૪) સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞ. આ પ્રકારે જુદા જુદા યજ્ઞનાં સ્વરૂપો છે અને તે ઉત્તરોત્તર અધિક ભાવ ધારણ કરે છે. તદ્દન છેવટમાં સર્વથી શ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞને ગણવામાં આવે છે. આ જ્ઞાન લૌકિક વિષયોનું નથી; પરંતુ પરમાત્મવિષયક હોઈ બધા યજ્ઞો કરતાં સર્વોત્કૃષ્ટ બને છે. જીવનો ભાવ નષ્ટ થતાં આત્માનો ભાવ પ્રકટ થાય છે.

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥

શબ્દાર્થ-**अपाने**-અપાનવાયુમાં (નામ, સ. એ. વ. પુ) **जुह्वति**-હોમે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. હુ ૩ ગણ પરસ્મૈ૦) **प्राणम्**-પ્રાણવાયુને (નામ, દ્વિ. એ. વ. પુ. प्राण) **प्राणे**-પ્રાણમાં (નામ, સ. એ. વ. प्राण) **अपानम्**-અપાનવાયુને (નામ, દ્વિ. એ. વ. પુ. अपान) **तथा**-અને, વળી (અવ્યય) **अपरे**-બીજા (સર્વનામ, પ્ર. બ. વ. પુ. अपर) **प्राणापानगती**-પ્રાણ અને અપાનની ગતિને (નામ, દ્વિ. દ્વિવચન, સ્ત્રી) **रुद्ध्वा**-અટકાવીને (વિધેય કૃદંત) **प्राणायामपरायणाः**-

પ્રાણાયામ પરાયણ (નામ, પ્ર બ. વ)

ભાવાર્થ– અપાનવાયુમાં પ્રાણવાયુને રોકે છે અને પ્રાણમાં અપાનને રોકે છે પ્રાણ અને અપાનની ગતિને રોકીને પ્રાણાયામમાં પરાયણ થયેલા કેટલાક બીજા યોગીઓ છે. (૨૯)

વિવેચન–આ શ્લોકમાં યોગની બે ક્રિયાઓ બતાવવામાં આવે છે. (૧) પ્રાણને અપાનમાં અને અપાનને પ્રાણમાં રોકી રાખે છે. (૨) બીજો એક પક્ષ પ્રાણ અને અપાનની ગતિને રોકી પૂરક, કુંભક અને રેચક દ્વારા પ્રાણ અપાનની ક્રિયા કર્યા કરે છે આ ક્રિયાને પ્રાણાયામની ક્રિયા કહેવામાં આવે છે. આ બન્ને ક્રિયા શરીર અને મનને બળવાન બનાવવામાં કામમાં લેવામાં આવે છે. આ એનો વ્યાવહારિક ઉપયોગ થયો; પરંતુ આત્માની સાથે સંબધ રચાય તો જ એ જ્ઞાનમાર્ગમાં ઉપયોગમાં આવે અને ત્યાં જ ઐકયભાવ સિદ્ધ કરી શકે.

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥

શબ્દાર્થ–**अपरे**–બીજા (સર્વનામ, પ્ર બ વ. પુ. **अपर**) **नियताहाराः**–નિયત આહારવાળા (વિશેષણ, વિ **अपरे**) **प्राणान्**–પ્રાણવાયુઓને (નામ, દ્વિ. બ વ. પુ **प्राण**) **प्राणेषु**–પ્રાણમાં (નામ, સ એ વ) **जुह्वति**–હોમે છે (ક્રિ. વ કા. ૩ જો પુ બ વ. **हु** ૩ ગણ પરસ્મૈ૦) **सर्वे**–બધા (સર્વનામ, પ્ર. બ વ. પુ. **सर्वे**) **अपि**–પણ (અવ્યય) **एते**–એઓ (સર્વનામ, પ્ર. બ. વ. **एतद्** પુ) **यज्ञविदः**–યજ્ઞને જાણનારાઓ (નામ, પ્ર. બ. વ પુ. **यज्ञवित्**) **यज्ञक्षपितकल्मषाः**–યજ્ઞથી જેમનાં પાપ નાશ પામ્યાં છે (વિશેષણ, વિ. **एते**).

ભાવાર્થ– બીજા નિયમિત આહારવાળા, પ્રાણોમાં પ્રાણોને હોમે છે. આ બધા યજ્ઞને જાણનારાઓ તેમજ યજ્ઞથી જેમનાં પાપ નષ્ટ થયાં છે એવા છે. (૩૦)

વિવેચન– પ્રાણોને પ્રાણોમાં હવન કરે છે, એટલે અલ્પને

યોજે છે. પોતાના અલ્પ પ્રાણોને સમદષ્ટિના મહાપ્રાણોમાં જોડી આપે છે અને આ રીતે આશ્રિતલીલાનો અંગીકાર કરે છે.

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥

શબ્દાર્થ– यज्ञशिष्टामृतभुजः-યજ્ઞમાંથી અવશિષ્ટ રહેલું, અમૃતને ભોગવનારાઓ (વિશેષણ, वि. पुरुषाः; यज्ञात् अवशिष्टं अमृतं भुञ्जन्ति इति ઉપપદ) यान्ति-જાય છે, મેળવે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. या ૨ ગણ પરસ્મૈ૦) ब्रह्म-બ્રહ્મ (નામ, દ્વિ. એ. વ. નપું. ब्रह्मन्) सनातनम्-સનાતન (વિશેષણ, વિ ब्रह्म) न-નહિ (અવ્યય) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ.) लोकः-લોક (નામ, પ્ર. એ. વ. પુ.) अस्ति-છે (ક્રિ. વ. કાળ, ૩ જો પુ એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) अयज्ञस्य-યજ્ઞરહિતનો, યજ્ઞ ન કરનારો (નામ, ષ. એ. વ.) कुतः-ક્યાં (અવ્યય) अन्यः-બીજો (સર્વનામ, પ્ર. એ. વ. પુ) कुरुसत्तम-કુરુશ્રેષ્ઠ (સંબોધન).

ભાવાર્થ– હે કુરુસત્તમ ! યજ્ઞનું અવશિષ્ટ-અમૃતને ભોગવનારાઓ સનાતનબ્રહ્મને મેળવે છે. યજ્ઞ નહીં કરનારને આ લોક નથી તો પછી અન્ય લોક ક્યાંથી ? (૩૧)

વિવેચન– યજ્ઞ ક્રિયાત્મક અને જ્ઞાનાત્મક હોય છે. ક્રિયાત્મક યજ્ઞમાં ક્રિયાનું પ્રાધાન્ય છે અને તેમાં જુદા જુદા દેવોનું યજન થાય છે અને તે જ પ્રકારે આહુતિ પણ અપાય છે. આ બધા જુદા જુદા દેવતાઓ પરમાત્માના જુદા જુદા અંગરૂપે છે અને એ કારણે પરમાત્માને પૂજન અને નિવેદન પહોંચે છે. ત્યારપછીનો અવશિષ્ટ પદાર્થ નિષ્પાપ બને છે. નિષ્પાપ પદાર્થનું સેવન, અંતઃકરણને શુદ્ધ બનાવતાં બ્રહ્મરસનું પાન કરવા લાયક ઠરે છે

જ્ઞાનાત્મક યજ્ઞ સ્વાધ્યાય દ્વારા અંતરવિચારોને શુદ્ધભાવ તરફ લઈ જાય છે. આ રીતે પણ અંતઃકરણ શુદ્ધ થાય છે. તાત્પર્ય કે ક્રિયાત્મક યજ્ઞ અથવા જ્ઞાનાત્મક યજ્ઞ બ્રહ્મરસનું પાન કરાવી શકે છે. આને જ 'અમૃત' સંજ્ઞા આપવામાં આવી છે. આ પ્રકારના અમૃતનો ઉપભોગ કરતાં કરતાં

બ્રહ્મની સાથે એકયભાવ પામી શકાય છે કેટલાક આને મોક્ષ પણ કહે છે. વસ્તુતઃ આનંદમય સ્વરૂપ સાથેનો સંબંધ સનાતનબ્રહ્મ કહેવાય છે. આ પ્રકારના અમૃતનો ઉપભોગ જેને મળતો નથી તેનું જીવન કેવળ ભારરૂપ છે. એટલે આ લોક પણ નિરૂપયોગી થાય છે અને તેવી જ રીતે પરલોક પણ નિરૂપયોગી બને છે. જો કે એના જીવનમરણનો વિષય તો ચાલુ રહે છે.

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥

શબ્દાર્થ- **एवम्**-એ પ્રમાણે (અવ્યય) **बहुविधाः**-બહુ પ્રકારના (વિશેષણ, વિ. यज्ञाः) **यज्ञाः**-યજ્ઞો (નામ, પ્ર. બ. વ. પુ) **वितताः**-વિસ્તાર પામેલા (વિશેષણ, વિ. यज्ञाः) **ब्रह्मणः**-બ્રહ્માના (નામ, ષ. એ. વ. પુ) **मुखे**-મુખમાં (નામ, સ. એ. વ.) **कर्मजान्**-કર્મથી ઉત્પન્ન થયેલા (નામ, દ્વિ. બ. વ. પુ) **विद्धि**-જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ. **विद्** ૨ ગણ આત્મને૦) **तान्**-તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. **तद्** પુ) **सर्वान्**-બધાને (સર્વનામ, દ્વિ. બ. વ. **सर्व** પુ.) **एवम्**-એ પ્રમાણે (અવ્યય) **ज्ञात्वा**-જાણીને (વિધેય કૃદંત) **विमोक्ष्यसे**-મોક્ષ પામીશ, મુક્ત થઈશ (ક્રિ. ભવિષ્યકાળ, ૨ જો પુ. એ. વ. **वि+मुच्** ૨ ગણ).

ભાવાર્થ- એ પ્રમાણે અનેક પ્રકારના યજ્ઞો બ્રહ્માની વાણીમાંથી (શબ્દબ્રહ્મની વાણીમાંથી- વેદની વાણીમાંથી) વિસ્તૃત થયા. એ બધાઓને કર્મથી ઉત્પન્ન થયેલા (તાત્પર્ય કે શરીર, મન, ઇન્દ્રિયોની ક્રિયાઓથી ઉત્પન્ન થયેલા) જાણ; એ પ્રકારે જાણીને (સંસાર બંધનથી) મુક્ત થઈશ. (૩૨)

વિવેચન- વેદમાં અનેક પ્રકારના યજ્ઞો બતાવવામાં આવેલા છે. એ બધા યજ્ઞો રજોગુણમય છે. છતાં પણ જો નિષ્કામ ભાવે. કરવામાં આવે તો ઘણા મોડા કાળે ભાવનાઓ બદલાય છે ખરી; અને અંતઃકરણમાં સાત્વિક ભાવનાઓનો ઉદય થાય છે ખરો. સાત્વિક ભાવનાઓ સાત્વિક વિચારોને જાગૃત કરે છે અને એ રીતે જે જે જ્ઞાનપોષક ભાવોનું પ્રાકટય હૃદયમાં થાય તે તે પ્રકારનાં સાધનો (તે તે વિચારો 'અને તે' તે ગ્રંથો) તરફ ચિત્ત અવલંબે છે. આ અવલંબનને આધારે પોતાના વિચારો પરમાત્મા તરફ યોજે છે અને બ્રહ્મભાવ ઊભો કરે છે.

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥

શબ્દાર્થ–**श्रेयान्**–વધારે સારો (વિશેષણ, વિશેષ્ય જ્ઞાનયજ્ઞ) **द्रव्यमयात्**–દ્રવ્યવાળા (વિશેષણ, વિશેષ્ય यज्ञात्) **यज्ञात्**–યજ્ઞથી (નામ, પં. એ. વ. પુ. यज्ञ) **ज्ञानयज्ञः**–જ્ઞાનરૂપી યજ્ઞ (નામ, પ્ર. એ. વ. પુ) **परंतप**–અર્જુન, શત્રુને તાપ આપનાર (સંબોધન) **सर्वम्**–બધું (સર્વનામ, પ્ર. એ. વ. सर्व નપું.) **कर्म**–કર્મ (નામ, પ્ર. એ. વ कर्मन् નપું.) **अखिलम्**–બધું પાપ જેમાં નહિ તે (વિશેષણ, વિ. कर्मन्) **पार्थ**–અર્જુન (સંબોધન) **ज्ञाने**–જ્ઞાનમાં (નામ, સ. એ વ. પુ.) **परिसमाप्यते**–પરિણામ પામે છે (ક્રિ. વ. કા. કર્મણિ परि+सम्+आप् ૫ ગણ)

ભાવાર્થ– દ્રવ્યમય યજ્ઞથી હે પરંતપ ! જ્ઞાનયજ્ઞ વધારે સારો છે, બધું નિષ્પાપ કર્મ હે પાર્થ ! પરિણામ પામે છે. (૩૩)

વિવેચન– આ શ્લોક ૨૮મા શ્લોકને જુદી રીતે વર્ણવે છે. જુવો ૨૮મા શ્લોકની નોંધ.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥

શબ્દાર્થ–**तत्**–તે (સર્વનામ, દ્વિ. એ વ. तत् નપું.) **विद्धि**–જાણ (ક્રિ આજ્ઞાર્થ, ૨ જો પુ. એ વ. विद् ૨ ગણ) **प्रणिपातेन**–દંડવત્ પ્રણામથી (નામ, તૃ એ વ. પુ) **परिप्रश्नेन**–નિષ્કપટ પ્રશ્નોની પરંપરાથી (નામ, તૃ. એ વ પુ) **सेवया**–સેવાથી, સેવા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી.) **उपदेक्ष्यन्ति**–ઉપદેશ કરશે (ક્રિ. ભવિષ્યકાળ, ૩ જો પુ. બ. વ. उप+दिश् ૬ ગણ) **ते**–તને (સર્વનામ, ચ. એ. વ. युष्मद्) **ज्ञानम्**–જ્ઞાન (નામ, દ્વિ. એ વ. નપું.) **ज्ञानिनः**–જ્ઞાનીઓ (નામ, પ્ર બ. વ) **तत्त्वदर्शिनः**–તત્ત્વને જોનારાઓ, મર્મને સમજનારાઓ (નામ, પ્ર. બ. વ)

ભાવાર્થ– દંડવત્ પ્રણામ દ્વારા નિષ્કપટ ભાવથી પૂછેલા પ્રશ્નો વડે અને સેવા વડે તે જ્ઞાનને તું જાણ; તત્ત્વને જોનારાઓ (સમજનારાઓ) તને જ્ઞાનનો ઉપદેશ કરશે. (૩૪)

વિવેચન– કોઈ પણ મુમુક્ષુ (મોક્ષની ઇચ્છાવાળો) જ્ઞાનની પિપાસા ધરાવે છે. આ પિપાસાને, રહસ્યપૂર્વક યથાર્થ (વિચાર, ધ્યાન, શક્તિ, તાત્પર્ય અને ભાવ સાથે પ્રયોજન) શબ્દ, તાત્પર્ય અને શબ્દાર્થમાં રહેલા મર્મને બરોબર સમજનાર હોય તેવા કોઈક વિરલ અભ્યાસક (તત્ત્વદર્શી), પૂર્ણ કરાવી શકે છે. ચાલુ જમાનામાં ઘણાએ અભ્યાસીઓ અથવા કહો કે ઘેરઘેર ગીતા વાંચનારા છે; પરંતુ જ્યાંસુધી મુમુક્ષુના ભાવ કેળવ્યા વિના વંચાશે ત્યાંસુધી ગીતા પોતાનું ખરું સ્વરૂપ અને રહસ્ય પ્રકટ કરશે નહીં આ સ્વરૂપ અને રહસ્ય માત્ર તત્ત્વદર્શીઓ જ બતાવી શકે.

અભ્યાસક બરોબર જગત્ગુરુ વાસુદેવની સન્મુખ રહે છે. તાત્પર્ય કે એનો નિત્ય વ્યાસંગ વાસુદેવની સાથે જ બનેલો રહે છે નિત્યચર્યામાં પણ તેની સાથેને સાથે રહે છે અને જ્ઞાન પ્રાપ્ત થતાં જ્ઞાનરસનું પાન કરે છે. એ રસ જ્ઞાનમય હોય છે, ક્રિયામય હોય છે અને બ્રહ્મમય પણ હોય છે અથવા વાસુદેવમય હોય છે. **वासुदेवः सर्वमिति** । અહીં અર્જુનને વાસુદેવ સાથે લૌકિક સંબંધ હોવાથી લૌકિકતામાં જ તે વાસુદેવને જુવે છે અને એ જ કારણે પોતે (વાસુદેવ) સમર્થ છે તો પણ અર્જુનને શ્રદ્ધા બેસાડવા માટે તત્ત્વદર્શી પાસેથી તત્ત્વજ્ઞાન લેવાનું જણાવે છે.

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।
येन भूतान्यशेपेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥

શબ્દાર્થ–**यत्**–જેને (સર્વનામ, દ્વિ. એ. વ નપું.) **ज्ञात्वा**–જાણીને (વિધેય કૃદંત) **न**–નહિ અવ્યય) **पुनः**–ફરીથી (અવ્યય) **मोहम्**–મોહને (નામ, દ્વિ. એ. વ. પુ. **मोह**) **एवम्**–એ પ્રમાણે (અવ્યય) **यास्यसि**–તું પામીશ (ક્રિ. ભ. કા. ૨ જો પુ. એ. વ. **या** ૨ ગણ) **पाण्डव**–અર્જુન (સંબોધન) **येन**–જે વડે (સર્વનામ, તૃ. એ. વ. **यत्**) **भूतानि**–ભૂતોને, પ્રાણીઓને (નામ, દ્વિ. બ. વ. નપું.) **अशेपेण**–સંપૂર્ણતાથી (નામ, તૃ. એ. વ. પુ. **अशेप**) **द्रक्ष्यसि**–જોઈશ (ક્રિ. ભ. કા. ૨ જો પુ. એ. વ **दश (पश्य)** ૧ ગણ) **आत्मनि**–આત્મામાં (નામ, સ. એ. વ. પુ. **आत्मन्**) અથ–પછી (અવ્યય) ઉ–પૂરક (અવ્યય) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. **अस्मद्**).

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥

શબ્દાર્થ–श्रेयान्–વધારે સારો (વિશેષણ, વિશેષ્ય ज्ञानयज्ञ) द्रव्यमयात्–દ્રવ્યવાળા (વિશેષણ, વિશેષ્ય यज्ञात्) यज्ञात्–યજ્ઞથી (નામ, પં. એ. વ. પુ. यज्ञ) ज्ञानयज्ञः–જ્ઞાનરૂપી યજ્ઞ (નામ, પ્ર એ. વ. પુ) परंतप–અર્જુન, શત્રુને તા આપનાર (સંબોધન) सर्वम्–બધું (સર્વનામ, પ્ર. એ. વ. सर्व નપું.) कर्म–(નામ, પ્ર. એ. વ कर्मन् નપું.) अखिलम्–બધું પાપ જેમાં નહિ તે (વિ વિ. कर्मन्) पार्थ–અર્જુન (સંબોધન) ज्ञाने–જ્ઞાનમાં (નામ, સ. એ વ परिसमाप्यते–પરિણામ પામે છે (ક્રિ. વ. કા. કર્મણિ परि+सम्+आप्

ભાવાર્થ– દ્રવ્યમય યજ્ઞથી હે પરંતપ ! જ્ઞાનયજ્ઞ વધારે બધું નિષ્પાપ કર્મ હે પાર્થ ! પરિણામ પામે છે. (૩૩)

વિવેચન– આ શ્લોક ૨૮મા શ્લોકને જુદી રીતે વર્ણવે ૨૮મા શ્લોકની નોંધ.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः

શબ્દાર્થ–तत्–તે (સર્વનામ, દ્વિ. એ વ. तत् નપું આજ્ઞાર્થ, ૨ જો પુ. એ વ. विद् ૨ ગણ) प्रणिपातेन–દ તૃ એ વ. પુ) परिप्रश्नेन–નિષ્કપટ પ્રશ્નોની પરંપરાથી सेवया–સેવાથી, સેવા વડે (નામ, તૃ એ. વ. સ્ત્રી) उपदे ભવિષ્યકાળ, ૩ જો પુ. બ વ. उप+दिश् ૬ ગણ) ते–(युष्मद्) ज्ञानम्–જ્ઞાન (નામ, દ્વિ. એ વ. નપું) ज्ञानि વ) तत्त्वदर्शिनः–તત્ત્વને જોનારાઓ, મર્મને સમજન

ભાવાર્થ– દંડવત્ પ્રણામ દ્વારા નિષ્કપ અને સેવા વડે તે જ્ઞાનને તું જાણ; તત્ત્વને જો જ્ઞાનનો ઉપદેશ કરશે. (૩૪)

૭ ગણ) अग्निः–અગ્નિ (નામ, પ્ર. એ. વ. પુ. अग्नि) भस्मसात्–ભસ્મમય (નામ, અવ્યયી પ્રયોગ, सात् પ્રત્યય) कुरुते–કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ कृ ૮ ગણ આત્મને૦) अर्जुन–અર્જુન (સંબોધન) ज्ञानाग्निः–જ્ઞાનરૂપી અગ્નિ (નામ, પ્ર. એ વ.) सर्वकर्माणि–બધાં કર્મોને (નામ, દ્વિ બ. વ., सर्वाणि च कर्माणि च દ્વં) भस्मसात्–ભસ્મમય (નામ, અવ્યયીભાવ પ્રયોગ, सात् પ્રત્યય) कुरुते–કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ એ. વ कृ ૮ ગણ આત્મને૦) तथा–તેવી રીતે (અવ્યય).

ભાવાર્થ– જેવી રીતે પ્રજ્વલિત અગ્નિ ઇન્ધનોને ભસ્મમય કરે છે, તેવી રીતે હે અર્જુન ! જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મમય કરી નાખે છે. (૩૭)

વિવેચન– આ શ્લોકમાં જ્ઞાનરૂપી નૌકાવડે તું તરી જશે એ પ્રમાણે ગયા શ્લોકમાં જણાવ્યું. એ હકીકતને વધારે સ્પષ્ટ આ શ્લોકમાં કરી છે. જીવને આત્મા સાથે શાશ્વત સંબંધ છે; પરંતુ એ સંબંધ કર્મવશાત્ ઓછો થઈ ગયો છે. એટલે એના પૂર્વસ્વરૂપમાં હીનતા પ્રાપ્ત થઈ છે એ હીનતા અને મોહને વશ થઈને કાંઈ ને કાંઈ ફળની આશાએ તે કર્મ કરે જાય છે અને પોતાનો ભગવત્સંબધ - બ્રહ્મ સાથેનો સંબંધ ભૂલી જાય છે. એ સંબંધ બતાવવા એને જ્ઞાનની જરૂર પડે છે. જ્ઞાન સંબંધ બતાવે છે; એટલું જ નહીં પણ જણાવે છે કે જીવ બ્રહ્મનો અંશ છે; તાત્પર્ય કે બ્રહ્મ જેવો જ છે. આ પ્રકારનુ જ્ઞાન પ્રાપ્ત થતાં સઘળાં કર્મો ભસ્મ થઈ જાય છે એટલે કર્મ ફળ આપવા સમર્થ બનતાં નથી.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥३८॥

શબ્દાર્થ– न–નહિ (અવ્યય) हि–ચોક્કસ (અવ્યય) ज्ञानेन–જ્ઞાનથી (નામ, તૃ એ વ નપું.) सदृशम्–જેવું (અવ્યય) पवित्रम्–પવિત્ર કરનારું (વિશેષણ વિ. साधनम्) इह–આ લોકમા (અવ્યય) विद्यते–જણાય છે (ક્રિ. વ. કા. કર્મણિ, ૩ જો પુ. એ. વ विद् ૨ ગણ) तत्–તે૦ જ્ઞાન (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) स्वयम्–એની મેળે, પોતે જ (સર્વનામ, અવ્યય) योगसंसिद्धः–યોગ વડે સિદ્ધ થયેલો, સમત્વ બુદ્ધિરૂપ યોગ વડે શુદ્ધ અંતઃકરણવાળો (વિશેષણ, વિ पुरुषः) कालेन–સમયે,

ભાવાર્થ– જે જ્ઞાનને સમજીને ફરીથી એ પ્રકારના મોહને હે પાંડવ ! તું પામીશ નહીં. એ જ્ઞાન વડે (અનંત ચેતનરૂપ થઈ ને) સંપૂર્ણતાથી તારા પોતાનામાં પ્રાણીઓને જોશે અને પછી મારામાં (सत् + चित् + आनन्द = સચ્ચિદાનંદ – સ્વરૂપમાં ઐક્યભાવ પામી સ ચ્ચિ દા નં દ મ ય) જોશે. (૩૫)

વિવેચન– આ શ્લોક तत्त्वमसि નામના મહાવાક્યને સમજાવે છે.

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

શબ્દાર્થ–अपि–પણ (અવ્યય) चेद्–જો (અવ્યય) असि–તુ હોઈશ (ક્રિ. વ. કા. ૨ જો પુ. એ. વ अस् ૨ ગણ પરસ્મૈ०) पापेभ्यः–પાપીઓ કરતાં (નામ, પં. બ. વ. નપું. पाप) सर्वेभ्यः–બધા કરતા (સર્વનામ, પં. બ. વ) पापकृत्तमः–સૌથી વધારે પાપ કરનારો (નામ, प्र. એ વ) सर्वम्–બધું (સર્વનામ, દ્વિ. એ. વ.) ज्ञानप्लवेन–જ્ઞાનરૂપી વહાણથી (નામ, તૃ. એ. વ) एव–માત્ર (અવ્યય) वृजिनम्–પાપને (નામ, દ્વિ. એ. વ. પુ. वृजिन्) संतरिष्यसि–સારી રીતે તરી જશે (ક્રિ. ભ. કા. ૨ જો પુ. એ. વ. सम्+तृ ૧ ગણ પરસ્મૈ०)

ભાવાર્થ– જો તુ સર્વ પાપીઓ કરતાં પણ વધારે પાપ કરતો હશે તો પણ જ્ઞાનરૂપ વહાણથી જ સર્વ પાપને સારી રીતે તરી જશે. (૩૬)

વિવેચન– આ શ્લોકમાં શ્રીવાસુદેવ પ્રતિજ્ઞાપૂર્વક જણાવે છે કે ગ્હાય તેવો તુ હોય તો પણ તારું ચિત્ત (આંતરદષ્ટિ) મારા તરફ રાખ આ પ્રમાણે રહેવાથી ગ્હાય તેવા દોષ હશે તો પણ મારા જ્ઞાનરૂપ નૌકા–વહાણથી તુ તરી જશે.

य थै धां सि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥

શબ્દાર્થ–यथा–જેવી રીતે (અવ્યય) एधांसि–ઇન્ધન, લાકડાં (નામ, દ્વિ. બ. વ एधस् નપું.) समिद्धः–પ્રજ્વલિત (વિશેષણ, વિ. अग्नि ભૂ કૃ. सम्+इध्

૭ ગણુ) अग्निः-અગ્નિ (નામ, પ્ર. એ. વ. પુ. अग्नि) भस्मसात्-ભસ્મમય (નામ, અવ્યયી પ્રયોગ, सात् પ્રત્યય) कुरुते-કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ कृ ૮ ગણુ આત્મને૦) अर्जुन-અર્જુન (સંબોધન) ज्ञानाग्निः-જ્ઞાનરૂપી અગ્નિ (નામ, પ્ર. એ વ.) सर्वकर्माणि-સર્વાં કર્મોને (નામ, દ્વિ. બ. વ., सर्वाणि च कर्माणि च દ્વંદ્વ) भस्मसात्-ભસ્મમય (નામ, અવ્યયીભાવ પ્રયોગ, सात् પ્રત્યય) कुरुते-કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ એ. વ कृ ૮ ગણુ આત્મને૦) तथा-તેવી રીતે (અવ્યય).

ભાવાર્થ- જેવી રીતે પ્રજ્વલિત અગ્નિ ઇન્ધનોને ભસ્મમય કરે છે, તેવી રીતે હે અર્જુન ! જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મમય કરી નાખે છે. (૩૭)

વિવેચન- આ શ્લોકમાં જ્ઞાનરૂપી નૌકાવડે તું તરી જશે એ પ્રમાણે ગયા શ્લોકમાં જણાવ્યું. એ હકીકતને વધારે સ્પષ્ટ આ શ્લોકમાં કરી છે. જીવને આત્મા સાથે શાશ્વત સંબંધ છે; પરતુ એ સંબંધ કર્મવશાત્ ઓછો થઈ ગયો છે. એટલે એના પૂર્વસ્વરૂપમાં હીનતા પ્રાપ્ત થઈ છે એ હીનતા અને મોહને વશ થઈને કાંઈ ને કાંઈ ફળની આશાએ તે કર્મ કરે જાય છે અને પોતાનો ભગવત્સંબધ – બ્રહ્મ સાથેનો સંબંધ ભૂલી જાય છે. એ સંબંધ બતાવવા એને જ્ઞાનની જરૂર પડે છે. જ્ઞાન સંબંધ બતાવે છે; એટલું જ નહીં પણ જણાવે છે કે જીવ બ્રહ્મનો અંશ છે; તાત્પર્ય કે બ્રહ્મ જેવો જ છે. આ પ્રકારનુ જ્ઞાન પ્રાપ્ત થતાં સઘળાં કર્મો ભસ્મ થઈ જાય છે એટલે કર્મ ફળ આપવા સમર્થ બનતાં નથી.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥३८॥

શબ્દાર્થ- न-નહિ (અવ્યય) हि-ચોક્કસ (અવ્યય) ज्ञानेन-જ્ઞાનથી (નામ, તૃ એ વ. નપું.) सदृशम्-જેવું (અવ્યય) पवित्रम्-પવિત્ર કરનારું (વિશેષણ વિ. साधनम् ) इह-આ લોકમા (અવ્યય) विद्यते-જણાય છે (ક્રિ. વ. કા. કર્મણિ, ૩ જો પુ એ. વ विद् ૨ ગણુ) तत्-તે૦ જ્ઞાન (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) स्वयम्-એની મેળે, પોતે જ (સર્વનામ, અવ્યય) योगसंसिद्धः-યોગ વડે સિદ્ધ થયેલો, સમત્વ બુદ્ધિરૂપ યોગ વડે શુદ્ધ અંતઃકરણવાળો (વિશેષણ, વિ पुरुषः) कालेन-સમયે,

યોગ્ય સમયે (નામ, તૃ એ. વ. પુ. काल) आत्मनि–આત્મામાં (નામ, સ એ. વ. પુ. आत्मन् ) विन्दति–મેળવે છે, અનુભવે છે (ક્રિ. વ કા. ૩ જો પુ. એ. વ. विद् ૨ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ- આ સંસારમાં પવિત્ર કરનારુ જ્ઞાનના જેવું બીજું કશું પણ સાધન નથી; સમત્વબુદ્ધિયુક્ત શુદ્ધ અંતઃકરણવાળો પોતે જ (પોતાની મેળે) યોગ્ય સમયે પોતાના આત્મામાં (અંતઃકરણમાં) અનુભવે છે. (૩૮)

વિવેચન- જ્ઞાનને પવિત્ર માનવામાં આવ્યું છે. એથી એવો અર્થ નથી થતો કે લોકસબંધી વ્યવહારવાળુ જ્ઞાન પવિત્ર છે. આ પ્રકારનું જ્ઞાન તો કોઈ પણ જીવની અધોગતિ જ કરે છે તાત્પર્ય કે વાસનામાં બદ્ધ ને બદ્ધ-જ રાખે છે.

સમભાવવાળું જ્ઞાન એટલે બ્રહ્મજ્ઞાન અથવા શ્રીવાસુદેવ સિવાય બીજું કાંઈ નથી એ પ્રકારનું જ્ઞાન. આ જ્ઞાન જે માર્ગે તૈયાર થાય એ માર્ગને યોગ નામની સંજ્ઞા અપાય છે. આ પ્રકારના યોગનું કેટલાય કાળ સુધી સેવન કરવાથી પરાગતિ અથવા પરમજ્ઞાન અથવા ઉત્કૃષ્ટ જ્ઞાન પ્રાપ્ત થાય છે. અવિદ્યા, પ્રકૃતિ, અજ્ઞાન આ ત્રણ માયાના સબંધે પોતપોતાનાં નિરનિરાળા કાર્ય બજાવે છે. એક જીવની સાથે અવિદ્યા અને માયાનો સબંધ થાય છે. આ સ્થિતિમાં જીવ કર્મપરાયણ બને છે. તાત્પર્ય કે એને જુદા જુદા કર્મ કરવાનુ મન અવારનવાર થયા કરે છે અને એ દ્વારા લાભ શોધવાનો પ્રયત્ન કરે છે

પ્રકૃતિ એ જીવનો કાંઈક મૂળભાવ જણાય છે અને એ મૂળભાવના હિસાબે એની પ્રવૃત્તિ ચાલુ રહે છે માયાનો એની સાથે સંબધ થાય છે તે કાંઈક જુદા જુદા પ્રપંચ બતાવે છે, પણ પ્રવૃત્તિમાં માયા કરતાં કાંઈક વિશેષ સામર્થ્ય જણાય છે એ કારણે એની પ્રવૃત્તિ પોતાની સામાન્ય સ્થિતિમાં જ ચાલુ રહે છે કોઈ પણ વિશેષ પક્ષ અંગીકાર કરતો નથી.

કોઈ એક જીવ કેવળ અજ્ઞાનનું જ ગ્રહણ કરી રહે છે એવા જીવ પાસે તામસભાવ અથવા જડભાવ વધારે છે. આ પ્રકારનો બુદ્ધિનો જડભાવ તેને શુ કરવુ અને શું ન કરવુ તેનો વિચાર થવા દેતો નથી એટલે એને

પોતાના હિતાહિતની સમજ પડતી નથી. આ પરિસ્થિતિ ગંભીર છે કેમકે એ અંધકારમાં પડેલી અવસ્થા જ ભોગવે છે. એની અજ્ઞાનતા બીજાને લાભકારક થાય છે. આ પ્રકારની મૂઢદશા વિષમતાને જ તયાર કરે છે.

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥३९॥

શબ્દાર્થ–**श्रद्धावान्**–શ્રદ્ધાવાળો (વિશેષણ, વિ **पुरुषः**) **लभते**–મેળવે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ **लभ्** ૧ ગણ આત્મને૦) **ज्ञानम्**–જ્ઞાનને (નામ, દ્વિ. એ. વ. નપું.) **तत्परः**–તત્પર, જ્ઞાનપર (વિશેષણ, વિ. **पुरुषः**) **संयतेन्द्रियः**–સંયત કરેલી છે ઇન્દ્રિય જેણે (વિશેષણ, વિ. **पुरुषः**) **ज्ञानम्**–જ્ઞાનને (નામ, દ્વિ. એ. વ. નપું.) **लब्ध्वा**–મેળવીને (વિધેય કૃદંત) **पराम्**–શ્રેષ્ઠ, બ્રહ્મમયી (વિશેષણ, વિશેષ્ય **शान्तिम्** ) **शान्तिम्**–શાન્તિને (નામ, દ્વિ. એ. વ સ્ત્રી **शान्ति**) **अचिरेण**–વિના વિલંબે (અવ્યય) **अधिगच्छति**–મેળવે છે, પામે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **अधि+गम्** પરસ્મૈ૦ ૧ ગણ).

ભાવાર્થ– ઇન્દ્રિય જેણે સંયમમાં રાખેલી છે, જ્ઞાન તરફ ચિત્ત છે, જે શ્રદ્ધાવાળો છે, તે જ્ઞાનને (ભગવત્તત્ત્વને) મેળવે છે. આ જ્ઞાનને પ્રાપ્ત કરીને વિના વિલંબે બ્રહ્મમયી શાન્તિને પામે છે. (૩૯)

વિવેચન–શ્રદ્ધા, સંકલ્પ અને ધૈર્ય આ ત્રણની ખાસ જરૂર છે. ગુરુવાકય, પ્રમાણવાકય અને શાસ્ત્રવાકયમાં શ્રદ્ધા જોઈએ. સંકલ્પ એટલે નિશ્ચય-વિચાર. ધૈર્ય દ્વારા જીવના કોઈ પણ કાર્યમાં આવતી મુશ્કેલીઓ સહન કરવાની શક્તિ કેળવાય છે. સહનશક્તિ વધતાં લાલચો દૂર થઈ લોલુપતા ઘટે છે. લોલુપતા ઓછી થતાં પચ જ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિય પર કાબુ મૂકી શકાય છે. આ પ્રકારનો કાબુ સ્થિર થતાં સમ (શાન્તિ), દમ, તિતિક્ષા અને ઉપરતિ પ્રાપ્ત થાય છે. આ પ્રકારની સ્થિતિને ઇન્દ્રિયજય કહેવાય છે. અભ્યાસમાં પણ આ પ્રકારના જયની આવશ્યકતા છે આ સ્થિતિ ક્રમેક્રમે જ્ઞાનને સિદ્ધ કરે છે જેથી પરમ શાન્તિ મળે છે. સમ–શાન્તિ (ચિત્ત-ની શાન્તિ), દમ–દમન (ઇન્દ્રિયો પર કાબુ), તિતિક્ષા–સારાસારનો વિચાર કરી સાર ગ્રહણ કરવાની શક્તિ કેળવવી. ઉપરતિ–સાંસારિક પદાર્થોમાં કલેશભાવ જ

ઉત્પન્ન થય છે એમ માની એ તરફની (સાંસારિક પદાર્થો તરફની) મમતા કાઢી નાખવી.

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

શબ્દાર્થ-अज्ञः-ભગવત્તત્વને નહિ જાણનાર (વિશેષણ, વિ પુરુષઃ) च-અને (અવ્યય) अश्रद्दधानः-શ્રદ્ધાને નહિ મેળવનાર (વિશેષણ, વિ. પુરુષઃ) च-અને (અવ્યય) संशयात्मा-જેનું અંતઃકરણ સંશયવાળું છે તે (વિશેષણ, વિ પુરુષઃ) विनश्यति-નાશ પામે છે, પરમસુખથી ભ્રષ્ટ થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. वि+नश् ૪ ગણ પરસ્મૈ૦) न-નહિ (અવ્યય) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ.) लोकः-લોક (નામ, પ્ર. એ વ. પુ. लोक) अस्ति-છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. अस् ૨ ગણ) न-નહિ (અવ્યય) सुखम्-સુખ (નામ, પ્ર. એ. વ. નપું.) संशयात्मनः-સંશયવાળા અંતઃકરણવાળાને (નામ, ષ. એ. વ. પુ. संशय एव आत्मा यस्य इति બહુ.)

ભાવાર્થ- ભગવત્‌વિષયને નહીં જાણનાર, શ્રદ્ધા નહીં રાખનાર, જેનું અંતઃકરણ સંશયવાળું છે એવો પુરુષ વિનાશ પામે છે. સંશયાત્માને આ લોક નથી, પરલોક નથી અને સુખ નથી. (૪૦)

વિવેચન- અજ્ઞાનતા અને અશ્રદ્ધાથી જીવ સંશયવાળો બને છે એટલે એનામાં કોઈ પણ પ્રકારથી પ્રજ્ઞા-બુદ્ધિ સ્થિર થતી નથી. એથી સારાસાર વિવેક કરવાની શક્તિ તે પ્રાપ્ત કરી શકે તેમ નથી એની ભ્રષ્ટતા વધતી જાય છે તેથી એનો આ લોક અને પરલોક બગડે છે.

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥४१॥

શબ્દાર્થ-योगसंन्यस्तकर्माणम्-સમત્વબુદ્ધિ ગણીને કર્મ જેણે ભગવદર્પણ કર્યાં છે તેને (योगेन संन्यस्तानि कर्माणि येन तम् इति બહુ૦ વિશેષણ, વિ. પુરુષમ્) ज्ञानसंछिन्नसंशयम्-જ્ઞાન વડે જેના સંશયો છેદાઈ ગયા છે તે

(**ज्ञानेन संछिन्नाः संशयाः यस्य तम्** બહુ૦ વિશેષણ, વિ. **पुरुषम्** ) **आत्मवन्तम्**–આત્માવાળો, ભગવત્પરાયણ (વિશેષણ, વિ. **पुरुषम्** ) **न**–નહિ (અવ્યય) **कर्माणि**–કર્મો (નામ, પ્ર. બ. વ. નપું. **कर्मन्** ) **निबध्नन्ति**–બાંધે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. **नि+बध्** પરસ્મૈ૦ ૯ ગણ) **धनंजय**–અર્જુન (સંબોધન).

**ભાવાર્થ**– હે અર્જુન ! સમત્વ બુદ્ધિરૂપ યોગ વડે ભગવદ્ અર્પણ કરનારને, જ્ઞાન વડે જેના સંશયો નાશ થયા છે તેવા ભગવદ્પરાયણ પુરુષને કર્મ બાંધતાં નથી. (૪૧)

**વિવેચન**– કર્મ તરફની ફળની આશા છોડેલી છે અને જ્ઞાનપ્રાપ્તિ દ્વારા મુક્ત થયેલા જીવનાં કર્મ વાસનામય બનતાં નથી; એટલે એ કર્મબંધનથી મુક્ત થાય છે અને સિદ્ધજ્ઞાન પ્રાપ્ત થતાં **પરમાત્મભાવને** અવલંબે છે.

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥**

**શબ્દાર્થ**-**तस्मात्**–તેટલા માટે (અવ્યય) **अज्ञानसंभूतम्**–અવિદ્યાથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. **संशयम्** , **अज्ञानेन संभूतम्** ઉપપદ) **हृत्स्थम्**–હૃદયમાં રહેલું (વિશેષણ, વિ. **संशयम्** ) **ज्ञानासिना**–જ્ઞાનરૂપી તલવારથી (નામ, તૃ. એ વ, **ज्ञान एव असिः** કર્મધારય) **आत्मनः**–આત્માનું (નામ, ષ એ. વ. **आत्मन्** ) **छित्त्वा**–છેદીને (વિધેય કૃદંત) **एनम्**–આને (સર્વનામ, દ્વિ એ. વ. **एतद्** પુ.) **संशयम्**–સંશયને (નામ, દ્વિ. એ. વ. પુ **संशय**) **योगम्**–યોગને (નામ, દ્વિ એ વ. પુ **योग**) **आतिष्ठ**–શરૂ કર, ધ્યાન આપ (ક્રિ આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ **आ+स्था** ૧ ગણ પરસ્મૈ૦) **उत्तिष्ठ**–ઊભો થા (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ. **उत्+स्था** ૧ ગણ પરસ્મૈ૦) **भारत**–અર્જુન (સંબોધન).

**ભાવાર્થ**- તેટલા માટે જ્ઞાનરૂપી તલવારથી તારા હૃદયને, અજ્ઞાનથી ઊભો થયેલો આત્મા સંબંધી સંશય છેદીને આ પ્રકારના યોગને સ્થિર કર અને ભારત, ઊભો થા. (૪૨)

**વિવેચન**- આ શ્લોકમાં જીવને કર્તવ્યપરાયણ થવાનો ઉપદેશ આપે

# अध्याय ५ – कर्मयोग

अर्जुन उवाच ।

> संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
> यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

શબ્દાર્થ-**संन्यासम्**-ત્યાગને (નામ, દ્વિ. એ. વ. પુ. **संन्यास**) **कर्मणाम्**-કર્મોનું (નામ, ષ. બ. વ. નપું. **कर्मन्**) **कृष्ण**-કૃષ્ણ (સંબોધન) **पुनः**-ફરીથી (અવ્યય) **योगम्**-યોગને (નામ, દ્વિ. એ. વ. પુ. **योग**) **च**-અને (અવ્યય) **शंससि**-વખાણે છે (ક્રિ. વ. કા. ૨ જો પુ. એ. વ. **शंस्** ૬ ગણ પરસ્મૈ०) **यत्**-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **श्रेयः**-કલ્યાણ (નામ, દ્વિ. એ. વ. નપું. **श्रेयस्**) **एतयोः**-બેમાંથી (સંન્યાસ અને યોગમાંથી) (સર્વનામ, સ દ્વિવચન, પુ. **एतद्**) **एकम्**-એકને (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **तत्**-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **मे**-મને (સર્વનામ, ચ એ વ. **अस्मद्**) **ब्रूहि**-કહે (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ **ब्रू** ૨ ગણ) **सुनिश्चितम्**-સારી રીતે નિશ્ચય કરાયેલું (વિશેષણ, વિ. **श्रेयः**).

ભાવાર્થ- હે કૃષ્ણ ! કર્મોના ત્યાગને, વળી યોગને તું વખાણે છે, આ બેમાથી એક નિશ્ચય કરાયેલું હોય તે જે શ્રેયરૂપ હોય તે મને કહે. (૧)

વિવેચન- અર્જુન કૃષ્ણના કહેવાનો ભાવાર્થ બરોબર સમજ્યો જણાતો નથી. જ્ઞાનથી અજ્ઞાન જતું રહે છે અને અજ્ઞાનથી સંશય ઊભા રહે છે. એવો અભિપ્રાય ગયા અધ્યાયના છેલ્લા ભાગમાં અર્જુનને જો કે સમજાવવામાં આવ્યો અને જ્ઞાનથી સંશયને ટાળવાનું કહેવામાં આવ્યું તો

છે જીવનો ધર્મ તો માત્ર કર્તવ્ય-કર્મ કર્યા જ કરવા અને તે ફરજરૂપે જ કરવા તેમા ફળની આશા રાખવી નહી ફળની આશાએ કરેલા કર્મ વાસનાઓને ઊભી કરે છે કોઈ પણ પ્રકારની આશા વિના કરેલા કર્મ બુદ્ધિનું સમત્વ રાખી બ્રહ્મ સાથે સબધ રાખવામા સહાયક થાય છે

જીવનો મિત્ર અતર્યામી છે—આત્મા છે એની દોરવણીથી જીવ પોતાના કાર્યમા પ્રવૃત્ત થાય તો કોઈ પણ જાતના સશય ઊભા થતા નથી સશય માત્ર અજ્ઞાનથી ઊભા થાય છે એ કારણે આ શ્લોકમા કહે છે કે, તુ સશય-અજ્ઞાનને છોડી દઈ તારા શુદ્ધકાર્યમા પ્રવૃત્ત થા આમ કરવાથી તુ તારી કીર્તિ સાચવશે અને નિષ્પાપ રહેશે, વિશેષમા તુ જ્ઞાનનિષ્ઠ થશે અને બ્રહ્મ સાથે એકભાવને પણ પામશે

इति श्रीमद्भगवद्गीतासूपनिपत्सु ब्रह्मविद्याया योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पणयोगो नाम चतुर्थोऽध्याय ॥४॥



# अध्याय ५ – कर्मयोग

अर्जुन उवाच ।

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

શબ્દાર્થ-**संन्यासम्**-ત્યાગને (નામ, દ્વિ. એ. વ. પુ. **संन्यास**) **कर्मणाम्**-કર્મોનું (નામ, ષ. બ. વ. નપું. **कर्मन्**) **कृष्ण**-કૃષ્ણ (સંબોધન) **पुनः**-ફરીથી (અવ્યય) **योगम्**-યોગને (નામ, દ્વિ. એ. વ. પુ. **योग**) **च**-અને (અવ્યય) **शंससि**-વખાણે છે (ક્રિ. વ. કા. ૨ જો પુ. એ. વ. **शंस्** ૬ ગણ પરસ્મૈ૰) **यत्**-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **श्रेयः**-કલ્યાણ (નામ, દ્વિ. એ. વ. નપું. **श्रेयस्**) **एतयोः**-એમાંથી (સંન્યાસ અને યોગમાંથી) (સર્વનામ, સ દ્વિવચન, પુ. **एतद्**) **एकम्**-એકને (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **तत्**-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **मे**-મને (સર્વનામ, ચ. એ વ. **अस्मद्**) **ब्रूहि**-કહે (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ **ब्रू** ૨ ગણ) **सुनिश्चितम्**-સારી રીતે નિશ્ચય કરાયેલું (વિશેષણ, વિ. **श्रेयः**).

ભાવાર્થ- હે કૃષ્ણ ! કર્મોના ત્યાગને, વળી યોગને તું વખાણે છે, આ બેમાથી એક નિશ્ચય કરાયેલું હોય તે જે શ્રેયરૂપ હોય તે મને કહે. (૧)

વિવેચન- અર્જુન કૃષ્ણના કહેવાનો ભાવાર્થ બરોબર સમજ્યો જણાતો નથી. જ્ઞાનથી અજ્ઞાન જતું રહે છે અને અજ્ઞાનથી સંશય ઊભા રહે છે. એવો અભિપ્રાય ગયા અધ્યાયના છેલ્લા ભાગમાં અર્જુનને જો કે સમજાવવામાં આવ્યો અને જ્ઞાનથી સશયને ટાળવાનું કહેવામાં આવ્યું તો

પણ અર્જુનને સંશય ઊભો થયો કે કર્મ મારે કરવાં કે ન કરવાં. આ ઉપરથી આ અધ્યાય શરૂ થાય છે.

श्रीभगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥

શબ્દાર્થ-**संन्यासः**-સંન્યાસ (નામ, પ્ર. એ. વ. પુ) **कर्मयोगः**-કર્મયોગ (નામ, પ્ર એ. વ. પુ) **च**-અને (અવ્યય) **निःश्रेयसकरौ**-કલ્યાણ કરનાર (નામ, પ્ર. દ્વિવચન, પુ) **उभौ**-બન્ને (સર્વનામ, પ્ર. દ્વિવચન, પુ) **तयोः**-તે બેમાંથી (સર્વનામ, સ. દ્વિવચન) **तु**-પણ (અવ્યય) **कर्मसंन्यासात्**-કર્મના ત્યાગ કરતાં (નામ, પ. એ. વ.) **कर्मयोगः**-કર્મમાં જોડાવું તે (નામ, પ્ર. એ. વ પુ **कर्मयोग**) **विशिष्यते**-શ્રેષ્ઠ છે (ક્રિ. વ. કા. કર્મણિ, ૩ જો પુ. એ. વ. **वि+शिष्** ૭ ગણ).

ભાવાર્થ- કર્મનો સંન્યાસ અને નિષ્કામ કર્મયોગ એ બન્ને કલ્યાણકારક છે; એ બેમાંથી કર્મસંન્યાસ કરતાં કર્મયોગ ઉત્તમ છે. (૨)

વિવેચન- પહેલા શ્લોકના સંશયને ટાળવા આ શ્લોક ઉત્તરરૂપે છે. કર્મના અનુભવ પછી જો બને તો સંન્યાસ શ્રેયસ્કર ખરો. પણ જો સંન્યાસ માત્ર કોઈ આળસને અંગે કરવામાં આવે તો કર્મસંન્યાસ કરનાર દોષવાળો બને. કારણ કે કર્મ કર્યા પછી જે જ્ઞાન એને પ્રાપ્ત થવાનું હોય તે થાય નહીં; જ્ઞાન પ્રાપ્ત થયા વિના આદરેલો સંન્યાસ ખોટા ભાવોને ઊભા કરે છે અને સ્વાભાવિક મમતા રહી જાય છે. આ રહી ગયેલી મમતા ફરીથી કર્મમાં પ્રેરે છે. એ કારણે ફળની આશા વિના કરેલાં કર્મો ભગવદર્પણ થવાને કારણે બંધનરૂપ થતાં નથી; એટલું જ નહીં પણ સન્માર્ગમાં પણ તેને (જીવને) રાખી બીજાઓને અનુકરણરૂપે મદદ થાય છે. એટલે પોતાનું શ્રેય સિદ્ધ કરી અન્યનું પણ શ્રેય કરે છે. એ કારણે કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વધારે શ્રેયસ્કર છે.

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥३॥

શબ્દાર્થ- **ज्ञेयः**-જાણવું જોઈએ, જાણવા યોગ્ય (કર્મણિ કૃદંત, વિશેષણ વિ **सः**) **सः**-તે (સર્વનામ, પ્ર. એ. વ. **तत्** પુ.) **नित्यसंन्यासी**-હમેશાંનો ત્યાગી (નામ, પ્ર. એ વ. **संन्यासिन्** પુ) **यः**-જે (સર્વનામ, પ્ર. એ. વ. **यत्** પુ.) **न**-નહિ (અવ્યય) **द्वेष्टि**-દ્વેષ કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **द्विष्** ૨ ગણ પરસ્મૈ૰) **न**-નહિ (અવ્યય) **कांक्षति**-ઇચ્છે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ **काङ्क्ष** ૧ ગણ પરસ્મૈ૰) **निर्द्वन्द्वः**-દ્વન્દ્વ જેને નથી (વિશેષણ, વિ. **सः**) **हि**-ચોક્કસ (અવ્યય) **महाबाहो**-અર્જુન (સંબોધન) **सुखम्**-સુખવડે, સુખથી (અવ્યય, નામ) **बन्धात्**-બંધનમાંથી (નામ, પં. એ. વ.) **प्रमुच्यते**-તદ્દન મુક્ત થાય છે (ક્રિ. વ. કા. કર્મણિ, ૩ જો પુ એ. વ. **प्र+मुच्** ૬ ગણ આત્મને૰)

ભાવાર્થ- જે દ્વેષ કરતો નથી, ઇચ્છા રાખતો નથી તેને સદા સંન્યાસી જ જાણવો. હે અર્જુન ! દ્વંદ્વભાવ વિનાનો તેવો તે સુખપૂર્વક સંસારબંધનમાંથી મુક્ત થાય છે. (૩)

વિવેચન- આ શ્લોકમાં કર્મ કરવામાં કયો પ્રકાર અવલંબવો તે સમજાવે છે. વિશેષ મમતાને રાગ નામથી ઓળખાય છે. જે અપ્રિય છે તેનો દ્વેષ કરાય છે એટલે ધિક્કારાય છે. એથી કર્મ કરવું અથવા ન કરવું એવું હોવું ન જોઇએ પણ માત્ર નિઃસ્પૃહભાવે આવશ્યક કર્મ કરવું જરૂરનું છે. આ પ્રકારનું કરેલું કર્મ દોષ વિનાનું બને છે એ કારણે કર્મ કરનાર મુક્ત જીવો બની સુખે વિચરે છે; કારણ એમને કલેશનો અનુભવ થવાનો પ્રસંગ આવતો નથી તેમજ સુખની આકાંક્ષા પણ નથી. તાત્પર્ય એ કે એના મનોભાવો પૂર્ણ થયેલા એને ભાસે છે. એથી એ નિત્ય સંન્યાસી છે.

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥४॥

શબ્દાર્થ-**सांख्ययोगौ**-સાંખ્ય અને યોગ (દ્વન્દ્વ સમાસ, પ્ર દ્વિ વ. પુ) **पृथक्**-જુદા (જુદું જુદું રૂપ આપનારા) (અવ્યય) **बालाः**-મૂર્ખાઓ (નામ, પ્ર બ. વ) **प्रवदन्ति**-બોલે છે, કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. **प्र+वद्** પરસ્મૈ૰ ૧ ગણ) **न**-નહિ (અવ્યય) **पण्डिताः**-પંડિતો (નામ, પ્ર. બ. વ.) **एकम्**-એક (વિશેષણ, વિ **सांख्य** નામ, દ્વિ. એ વ) **अपि**-પણ (અવ્યય) **आस्थितः**-સ્થિર

થયેલો વિશેષણ, વિ. पुरुषः બુ. રૂ.) सम्यक्-સારી રીતે (અવ્યય) उभयोः-બંનેનું (સર્વનામ, ષ. દ્વિ વ.) विन्दते-મેળવે છે (ક્રિ. ૩ જો પુ. એ વ. विन्द्-૬ ગણ) फलम्-ફળ (નામ, દ્વિ. એ. વ. નપું. फल).

ભાવાર્થ- અજ્ઞાનીઓ સાંખ્ય અને યોગને પૃથક્ છે એમ કહે છે, પંડિતો (એ પ્રકારે) કહેતા નથી; આ બેમાંથી એકમાં સારી રીતે સ્થિર થયેલો બંનેનું ફળ પ્રાપ્ત કરે છે. (૪)

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥

શબ્દાર્થ-यत्-જે (સર્વનામ, પ્ર એ. વ. નપું.) सांख्यैः-સાંખ્યજ્ઞાન યોગીઓ વડે (નામ, તૃ. બ. વ.) प्राप्यते-પમાય છે, મેળવાય છે (ક્રિ. વ. કા. કર્મણિ, ૩ જો પુ. એ. વ. प्र+आप् ૫ ગણ) स्थानम्-સ્થાનને (નામ, પ્ર. એ. વ. નપું. स्थान) तत्-ને (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) योगैः-નિષ્કામ કર્મયોગીઓ વડે (નામ, તૃ. બ. વ. પુ योग) अपि-પણ (અવ્યય) गम्यते-જવાય છે, પમાય છે, મેળવાય છે (ક્રિ. વ. કા. કર્મણિ, ૩ જો પુ. એ. વ. गम् ૧ ગણ) एकम्-એક સરખા (વિશેષણ, વિ. सांख्ययोगम्) सांख्यम्-જ્ઞાનયોગ (નામ, દ્વિ. એ. વ. પુ. सांख्य) च-અને (અવ્યય) योगम्-યોગ, નિષ્કામ કર્મયોગ (નામ, દ્વિ. એ. વ. પુ. योग) च-અને (અવ્યય) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) पश्यति-જુવે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ એ. વ. दृश् (पश्य्) ૬ ગણ પરસ્મૈ०) सः-તે (સર્વનામ પ્ર. એ. વ. પુ. तत्) पश्यति-જુવે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. दृश् (पश्य्) ૬ ગણ પરસ્મૈ०)

ભાવાર્થ- જ્ઞાન અને યોગીઓ વડે જે સ્થાન પ્રાપ્ત કરાય છે તે જ નિષ્કામ કર્મયોગીઓ વડે પમાય છે; સાંખ્ય અને યોગને એક સરખા જે જુવે છે તે જ યથાર્થ જુવે છે (સમજે છે). (૫)

વિવેચન- શ્લોક ૪-૫. સાંખ્યદર્શન અને યોગદર્શન નામના બે માર્ગ છે. સાંખ્યદર્શન માને છે કે માત્ર પ્રકૃતિ જ બધું કાર્ય કરે છે અને જીવ પુરુષભાવે અકર્તા હોવાથી અસંગ છે. જ્યારે એ અસંગ છે ત્યારે એ

કાંઈ પણ સ્વતઃ કરતો નથી અને સાથે સાથે પ્રકૃતિના આશ્રયમાં પણ નથી. તાત્પર્ય કે પ્રકૃતિથી એ જુદો છે. આ પ્રકારની માન્યતા હોવાથી પહેલેથી જ એ પુરુષ (જીવ) ત્યાગી થાય છે અને ત્યાગમાં જ રહે છે. યોગદર્શન સમજાવે છે કે જીવને માયા સાથે સબંધ છે અને માયાને આધીન રહી કામ કરવું પડે છે. આથી એને કર્મબંધન લાગે છે એમાંથી બચવા એ જુદા જુદા પ્રયત્નો કરે છે; પણ એમ કરવા છતાંય અનેક કર્મોની જાળમાં એને રહેવું પડે છે. જ્યારે એને અનુભવ થાય છે કે મારે બંધનમાંથી મુક્ત થવું જોઈએ ત્યારે એ માનસિક ત્યાગને ગ્રહણ કરે છે. એથી પોતાનાં કરેલાં કર્મો બ્રહ્માર્પણ કરે છે. આ બ્રહ્માર્પણ દ્વારા એ નિશ્ચિત થતો જાય છે. કારણ કે ફળની આશા બ્રહ્માર્પણ થવા દ્વારા એ રાખતો નથી. સાથે સાથે કર્તાનું અભિમાન પણ એ છોડતો જાય છે. આ રીતે એ આગળ ઉપર કર્મબંધનથી મુક્ત થાય છે. સાંખ્ય અને યોગ બન્ને મુક્તિમાં સાધનરૂપે છે. એટલે બન્નેમાંથી કોઈ પણ દ્વારા મુક્તિ પ્રાપ્ત થઈ શકે છે. બન્નેની રીત જુદી જુદી છે; પરંતુ બન્ને ઢાલ મુક્તિ તરફ હોવાથી પંડિતો ખેમાં ભેદ માનતા નથી. માત્ર અજ્ઞાનીજન ભેદ કલ્પે છે.

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥

શબ્દાર્થ–**संन्यासः**–સંન્યાસ, જ્ઞાનપ્રયોગ (નામ, પ્ર એ. વ.) **तु**–પરંતુ (અવ્યય) **महाबाहो**–અર્જુન (સંબોધન) **दुःखम्**–દુઃખને (નામ, દ્વિ. એ વ. નપું.) **आप्तुम्**–મેળવવાને (હેત્વર્થ કૃદંત) **अयोगतः**–કર્મયોગ વિના (નામ, પં. એ. વ) **योगयुक्तः**–યોગયુક્ત (વિશેષણ, વિ. मुनिः) **मुनिः**–મુનિ (નામ, પ્ર. એ વ. પુ) **ब्रह्म**–પરબ્રહ્મને (નામ, દ્વિ એ વ. નપું. ब्रह्मन्) **न चिरेण**–વિના વિલંબે, શીઘ્ર (અવ્યય) **अधिगच्छति**–મેળવે છે, જાણે છે, પામે છે (ક્રિ. વ. કા. ત્રી પુ. એ. પરસ્મૈ० **अधि+गम्** ૧ ગણ).

ભાવાર્થ– નિષ્કામ કર્મયોગ વિના હે અર્જુન ! સંન્યાસ પ્રાપ્ત થવો કઠિન છે; બ્રહ્મસ્વરૂપને મનન કરનાર, નિષ્કામ કર્મયોગવાળો વિના વિલંબે (પરબ્રહ્મને) જાણે છે (મેળવે છે) (૬)

વિવેચન– સાંખ્ય કેવળ ત્યાગને આવશ્યક માને છે અને યોગ કેવળ ત્યાગને મુખ્ય ન ગણુતા માનસિક ત્યાગને પ્રધાન જાણે છે. કેવળ ત્યાગ ગ્રહણ કરવામાં સંસારની કોઈ પણ ભાવના અનુભવાતી નથી અને જીવ તો આધુનિક સમયે એટલો બધો મોહમય બનેલો છે કે કોઈ પણ ભાવના એનાથી તજાતી નથી. એ કારણે સાંખ્યનો કહેલો ત્યાગ એનાથી અવલંબી શકાતો નથી તેથી એવો કોઈ માર્ગ આવશ્યક છે જે સાંખ્ય અને યોગમાં ફલભાવે એકતા ધારણ કરે. એવા હેતુથી નિષ્કામ કર્મ ભાવનામય યોગની રીત જીવને વિશેષ અનુકૂળ હોવાથી તેનું અવલંબન કરી અંતિમ ભાવ (મોક્ષ) ને પ્રાપ્ત કરવો સહેલો પડે છે. એ કારણે આ શ્લોકમાં સાંખ્ય કરતાં યોગનાં વખાણ કરેલાં છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥

શબ્દાર્થ–**योगयुक्तः**–યોગમાં જોડાયેલો (વિશેષણ, વિ. पुरुषः) **विशुद्धात्मा**–વિશુદ્ધ અંતઃકરણવાળો (વિશેષણ, વિ. पुरुषः) **विजितात्मा**–વશમાં શરીર જેણે કરેલું છે (વિશેષણ, વિ. पुरुषः) **जितेन्द्रियः**–ઇન્દ્રિયો જીતેલી છે (વિશેષણ, વિ. पुरुषः) **सर्वभूतात्मभूतात्मा**–સર્વ પ્રાણીઓના આત્મા રૂપમાં ઐકયભાવથી સ્થિત થયેલો (सर्वेषां भूतानां आत्मा तस्य भूतस्य आत्मा–सर्वभूतात्मा તત્પુરુષ) **कुर्वन्**–કરતા (વ. કૃ. વિશેષણ, વિ पुरुषः) **अपि**–પણ (અવ્યય) **न**–નહિ (અવ્યય) **लिप्यते**–લેપાય છે (ક્રિ. વ. કર્મણિ, ૩ જો પુ એ. વ लिप् ૬ ગણ).

ભાવાર્થ– નિષ્કામ કર્મયોગી, વિશુદ્ધ અંતઃકરણવાળો, શરીર જેણે વશમાં રાખેલું છે એવો જીતેન્દ્રિય, સર્વ પ્રાણીના આત્મારૂપમાં ઐકયભાવથી સ્થિત થયેલો કર્મ કરતો છતાં લેપાતો નથી. (૭)

વિવેચન– આ શ્લોકમા કર્મ કરવાં છતાં પણ લેપાતો નથી એમ સમજાવે છે. સમભાવવાળો, શુદ્ધ અંતઃકરણવાળો, દેહ પરની જેની આસક્તિ ઓછી છે એવો, પોતાની ઇન્દ્રિયો પર કાબુ ધારણ કરનાર, પોતાના અંતરભાવોમાં સર્વ પ્રાણીઓ સમાન અને આત્મભાવે છે એ પ્રકારને યથાર્થ સમજનાર આ બધાએ ગુણો એકત્રભાવે એક જ જગ્યાએ જો સ્થિર થાય

તો તેવો પુરુષ કાંઈ પણ કામ કરશે તો તેમાં તેને દોષનો સંભવ રહેશે નહીં; કારણ કે એના ચિત્તનું સમાધાન નિરંતર બ્રહ્મમય જ રહે છે અને એ જ દશામાં પોતાના સર્વ પ્રકારોમાં વિનિયોગ કર્યા કરશે. જેથી છેવટમાં "निर्दुष्टम् हि समं ब्रह्म" ની સ્થિતિનું યથાર્થ ભાવાત્મ જ્ઞાન થયા જ કરે છે.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥८॥

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥९॥

શબ્દાર્થ–न–નહીં (અવ્યય) एव–જ (અવ્યય) किञ्चत्–કાંઈ પણ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) करोमि–કરું છું (ક્રિ. વ. કા. ૧ લો પુ. એ. વ. કૃ ૮ ગણ પરસ્મૈ॰) इति–એ પ્રમાણે (અવ્યય) युक्तः–જોડાયેલો (સાંખ્યયોગ યુક્ત) (વિશેષણ, વિ. पुरुषः) मन्येत–માને (ક્રિ. વિધ્યર્થ, ૩ જો પુ. એ. વ. मन् ૪ ગણ) तत्त्ववित्–તત્ત્વને જાણનાર (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) पश्यन्–જોતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) शृण्वन्–સાંભળતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) स्पृशन्–સ્પર્શ કરતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) जिघ्रन्–સૂંઘતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) अश्नन्–ખાતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) गच्छन्–જતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) स्वपन्–સૂતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) श्वसन्–શ્વાસ લેતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) प्रलपन्–પ્રલાપ કરતો, વિશેષ બોલતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) विसृजन्–ત્યાગ કરતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) गृह्णन्–ગ્રહણ કરતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) उन्मिषन्–આંખ ઉઘાડતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) निमिषन्–આંખ બંધ કરતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) अपि–પણ (અવ્યય) इन्द्रियाणि–ઇન્દ્રિયો (નામ, પ્ર. બ. વ. નપું.) इन्द्रियार्थेषु ઇન્દ્રિયોના વિષયમાં (નામ. સ. બ. વ.) वर्तन्ते–વર્તે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. वृत् ૧ ગણ) इति–એ પ્રમાણે (અવ્યય) धारयन्–સમજતો, ધારણ કરતો (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः).

ભાવાર્થ– તત્ત્વને જાણનાર સાંખ્યયોગી જોતો, સાંભળતો, સ્પર્શ

કરતો, સૂંઘતો, ખાતો, જતો, સૂતો, શ્વાસ લેતો, પ્રલાપ કરતો, વિસર્જન કરતો, ગ્રહણ કરતો, આંખ ઉઘાડતો, આંખ બંધ કરતો, ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં વર્તે છે એમ સમજતો હું કંઈ કરતો નથી એમ માને છે. (૮-૯)

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥

શબ્દાર્થ-ब्रह्मणि-બ્રહ્મમાં (નામ, સ. એ. વ) आधाय-અર્પણ કરીને (વિધેય કૃદંત) कर्माणि-કર્મો (નામ, દ્વિ બ. વ. નપું.) सङ्गम्-સંગને (નામ, દ્વિ. એ. વ. પુ.) त्यक्त्वा-છોડીને (વિધેય કૃદંત) करोति-કરે છે (ક્રિ. વ. કા ૩ જો પુ. એ. વ कृ ૮ ગણ) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ) लिप्यते-લેપાય છે (ક્રિ. વ. કર્મણિ, ૩ જો પુ. એ. વ. लिप् ૬ ગણ) न-નહિ (અવ્યય) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) पापेन-પાપથી (નામ, તૃ. એ. વ. નપું.) पद्मपत्रम्-કમળનું પાન (નામ, પ્ર. એ. વ. નપુ ) इव-એ પ્રમાણે (અવ્યય) अम्भसा-જળથી (નામ, તૃ. એ. વ. अम्भस् નપું.)

ભાવાર્થ-જે પુરુષ બ્રહ્મમાં કર્મોને સમર્પીને, આસક્તિ છોડી દઈને કર્મો કરે છે તે જેવી રીતે પાણીથી પદ્મપત્ર લેપાતું નથી તે પ્રમાણે પાપથી લેપાતો નથી.

વિવેચન- આ શ્લોક કોઈક કર્મનિષ્ઠના સંબંધમાં હોય એમ જણાય છે અને ત્યાં (કર્મનિષ્ઠતામાં) કર્મ આદરનાર સર્વ કર્મ કરતાં છતાં પણ કર્મના સંગથી (કર્મના ફળથી) મુક્ત રહેવા ઈચ્છા કરતો હોવાથી સમસ્ત કર્મ બ્રહ્મમાં મૂકે છે; તાત્પર્ય એ કે અર્પણ કરે છે. આ રીતે વર્તતાં એને કર્મથી ઉત્પન્ન થતા દોષ અથવા ગુણ કોઈ પણ રીતે પ્રતિબંધક થશે નહીં દૃષ્ટાંતમાં જણાવાતા જલકમલવત્ એની સ્થિતિ રહેશે એટલે એને જલદોષ (કર્મદોષ) અસર કરશે નહીં અર્થાત્ એ નિર્દુષ્ટ થતાં સમત્વને ધારણ કરશે અને એ રીતે ચિત્તની વ્યગ્રતા દૂર થઈ જ્ઞાનમય બ્રહ્મરસમાં ઊતરી પડશે અને પછી બ્રહ્મનો સ્વાનુભવ કરશે. જેને આપણે લોક કહીએ છીએ તેના સાત વર્ગ પડે છે : (૧) भूः (૨) भुवः (૩) स्वः (૪) महः (૫) जनः (૬) तपः (૭) सत्यम् । આ સાતમાં પ્રથમના બે તામસપ્રધાન, स्वः અને महः

રાજસપ્રધાન અને છેલ્લા ત્રણ સત્ત્વપ્રધાન છે. લોકને પ્રદેશ તરીકે ઓળખી શકાય. પ્રદેશ સ્થળવાચક છે. દાખલા તરીકે કટિપ્રદેશ, શિરોપ્રદેશ, નાભિપ્રદેશ વગેરે આ કારણે તામસભાવવાળા જીવો તામસ દેવોની, રાજસભાવવાળા રાજસ દેવોની અને સત્ત્વભાવવાળા જીવો સાત્વિક દેવોની ઉપાસના કરે છે અને તદંગે કર્મ પણ કરે છે. એ કારણે કર્મ; તામસ, રાજસ અને સાત્વિક કહેવાય છે તામસ કર્મ કરનાર કેવળ કર્મઠ (કર્મપરાયણ અને તત્સબંધી ફળની આશાવાળો) હોય છે. ત્રીજા અને ચોથા વર્ગના જીવો કર્મ કરે છે પણ તેઓ કર્મ સાથે જ્ઞાનનું મિશ્ર અંગ સ્વીકારે છે અને તે પ્રકારે દેવોની પ્રીતિ માટે કર્મ કરે છે. જો કે તેઓ ફળની ઈચ્છા રાખે છે પણ તેની તીવ્ર ઈચ્છા ધરાવતા નથી એટલે ક્રમશઃ નિષ્કામભાવ સિદ્ધ કરી શકે છે અને એ રીતે દેવલોક પ્રાપ્ત કરે છે અને તેમની સાથે રાજસ વિભાવનો આનંદ અનુભવે છે. આમાંનો ત્રીજો વર્ગ (સ્વર્ગ) કર્મક્ષય થતાં પાછો ભૂલોકમાં આવે છે; પણ જેની કર્મ કરતાં જ્ઞાનમાં વિશેષ પ્રવૃતિ હોય છે તે મહર્લોકમાં જાય છે. જ્યાંથી તે પાછો આવતો નથી; પરંતુ સ્વેચ્છાથી એનું આ લોક (ભૂલોક) માં આવવું શક્ય ખરું. આ પછીના ઉત્તમ વર્ગો जनः, तपः અને सत्यम्ના નામથી ઓળખાય છે. આ લોક જ્ઞાનપ્રચુર હોય છે અને બ્રહ્મની સાથે સબંધ ધરાવે છે. કોઈ કોઈ વખત રાજસભાવનો અંગીકાર કરે છે ખરા પણ તે માત્ર કામ પૂરતું જ. આ વર્ગો સાત્વિકતામાં આનંદ માને છે. " सत्त्वात् सञ्जायते ज्ञानम् " આવો એમનો સ્વીકૃત પક્ષ હોય છે.

कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥११॥

શબ્દાર્થ–**कायेन**–શરીરથી (નામ, તૃ. એ વ. પુ) **मनसा**–મનથી (નામ, તૃ. એ. વ **मनस्** નપું.) **बुद्धया**–બુદ્ધિથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી.) **केवलैः**–ફક્ત (વિશેષણ, વિ. **इन्द्रियैः**) **इन्द्रियैः**–ઇન્દ્રિયોથી (નામ તૃ. બ વ. નપું.) **अपि**–પણ (અવ્યય) **योगिनः**–યોગીઓ (નામ, પ્ર. બ વ. **योगिन्** પુ.) **कर्म**–કર્મને (નામ, દ્વિ. એ. વ **कर्मन्** નપુ.) **कुर्वन्ति**–કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ બ. વ. **कृ** ૮ ગણ) **सङ्गम्**–સંગને (નામ, દ્વિ. એ. વ. પુ) **त्यक्त्वा**–છોડીને (વિધેય કૃદંત) **आत्मशुद्धये**–અંતઃકરણની શુદ્ધિ માટે (નામ, ચ. એ. વ સ્ત્રી)

મનથી (નામ તૃ. એ વ નપું) **संन्यस्य**–સંકે પ્રકારે ત્યાગ કરીને (વિધેય કૃદંત) **आस्ते**–છે, રહે છે (ક્રિ વ કા. ૩ જો પુ એ વ **आस्** આત્મને૦ ૨ ગણ). **सुखम्**–સુખથી (અવ્યય) **वशी**–વશ કરનારો, અંતઃકરણ વશ કરનારો (વિશેષણ, વિ **योगी**) **नवद्वारे**–નવદ્વારવાળા (વિશેષણ, વિ. **पुरे**) **देही**–દેહવાળો (પુરુષ) (નામ, પ્ર એ વ **देहिन्** પુ) **न**–નહિ (અવ્યય) **एव**–જ (અવ્યય) (વિશેષણ, વિ **योगी**) **कुर्वन्**–કરતો (વ કૃ. વિશેષણ, વિ. **योगी**) **न**–નહિ (અવ્યય) **कारयन्**–કરાવતો (વ. કૃ. વિશેષણ, વિ **योगी**).

ભાવાર્થ– દેહી મનથી સર્વ કર્મોને ત્યજીને અંતઃકરણને વશમાં રાખીને સુખથી કરતો કારવતો છતાં નહીં કરતો કારવતો નવદ્વારરૂપ દેહમાં સુખથી રહે છે. (૧૩)

વિવેચન– દેહ સ્વતઃ વાસનામય છે એ કારણે વાસનામાંથી છૂટવા જ્ઞાન સંપાદન કરવું ઘટે છે; પણ જ્ઞાન કર્મજન્ય હોવાથી કર્મ પણ આવશ્યક છે. જે કર્મ કરવામાં આવે તે કર્માંગદેવતાને અર્પણ કરવાની જરૂર છે અથવા તો સમસ્ત દેવના અધિપતિ દેવ (બ્રહ્મ)ને અર્પણ કરવાની જરૂર છે. કર્માંગ દેવને અર્પણ થતાં ફળ વાસનામય થશે અને બ્રહ્મને અર્પણ થતાં જ્ઞાનમય થશે. વાસનામય કર્મ ફરીથી સંસાર ઊભો કરશે અને જ્ઞાનમય કર્મ મોક્ષને પ્રાપ્ત કરાવશે. સાંખ્યના મતે પણ જે જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે તે નિર્લેપ ભાવનામય છે. કર્મયોગ દ્વારા છેવટે પ્રાપ્ત કરવાનો મોક્ષ, જ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે. આ બંનેથી જીવ પોતાનો અહંભાવ છોડી દે છે અને બ્રહ્મભાવ તૈયાર કરે છે. જીવને કોઈ પણ ક્રિયા સિદ્ધ કરવાને માટે દેહ આપવામાં આવે છે. દેહના સાધન દ્વારા એ પોતાની ઈષ્ટ સિદ્ધિ સિદ્ધ કરી લે; નહીં કે દેહેન્દ્રિય કર્મમાં આસક્ત થાય.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफल संयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥

શબ્દાર્થ–**न**–નહિ (અવ્યય) **कर्तृत्वम्**–કર્તાપણું (નામ, દ્વિ. એ વ નપું. **कर्तृत्व**) **न**–નહિ (અવ્યય) **कर्माणि**–કર્મોને (નામ, દ્વિ. બ. વ નપું. **कर्मन्**) **लोकस्य**–લોકની (નામ, ષ એ વ પુ **लोक**) **सृजति**–સરજે છે (ક્રિ વ. કા.

૩ જો પુ એ વ सृज् ૬ ગણ પ૦મૈ૦) प्रभु-પરમેશ્વર (નામ, પ્ર એ વ પુ प्रभु) न-નહિ (અવ્યય) कर्मफलसंयोगम्-કર્મફળ સયોગને (નામ, દ્વિ એ વ પુ) स्वभावः-સ્વભાવ, પ્રકૃતિ (નામ, પ્ર એ વ પુ स्वभाव) तु-પરંતુ (અવ્યય) प्रवर्तते-પ્રવર્તે છે (ક્રિ વ. ના ૩ જો પુ એ વ प्र+वृत् ૧ ગણ આત્મને૦)

ભાવાર્થ- પરમેશ્વર લોકનુ (પ્રાણીઓનુ) કર્તાપણુ તેમજ કર્મોને અને કર્મના ફલના સયોગને રચતો નથી, પણ (તેના દ્વારા) પ્રકૃતિ જ પ્રવર્તે છે (૧૪)

વિવેચન- પ્રભુ પણ છે અને પ્રકૃતિ (સ્વભાવ) પણ છે આ બને પૃથક્‌ભાવે કામ કરતા જણાય છે આવો પ્રકાર કયા સુધી બની રહે છે એટલુ જ આપણે તપાસવાની જરૂર છે જ્યા સુધી જીવમા 'હું' પણું વિશેષ પ્રમાણમા પ્રવૃત્ત થાય છે ત્યા સુધી સ્વભાવ અને પ્રભુ નિરનિરાળા રહે છે, પરતુ જ્ઞાન, ભક્તિ અને કર્મ આ ત્રણેનો સુયોગ બનાવાય તો અત કરણમા સાત્ત્વિક ભાવોનુ પ્રાકટ્ય સ્પષ્ટ અનુભવાય અને એ દ્વારા પ્રકૃતિનો સ્વભાવ બદલાતા બ્રહ્મભાવને પમાય છે આ રીતે સ્થિર થતાં પ્રભુ બ્રહ્મ અને સ્વભાવ આ ત્રણેનુ એકીકરણ થઈ જાય છે અને કોઈ જુદો જ અનુભવ પ્રાપ્ત કરાય છે, જેને રસમય બ્રહ્મ કહી શકાય रसो वै सः । નો અનુભવ લેતા આનદમય વિલાસ યોજાય છે

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥१५॥

શબ્દાર્થ-न-નહિ (અવ્યય) आदत्ते-લે છે (ક્રિ વ કા ૩ જો પુ એ વ आ+दा ૩ ગણ આત્મને૦) कस्यचित्-કોઈનુ પણ (સર્વનામ, ૫ એ વ) पापम्-પાપને (નામ, દ્વિ એ વ. નપુ पाप) न, च, एव-નહિ, અને, માન (અવ્યય) सुकृतम्-સા૰ કામને, પુણ્યને (વિશેષણ, વિ —) विभुः-પરમેશ્વર, વ્યાપક (નામ, પ્ર એ વ પુ [illegible] એ વ નપુ) आवृतम्-ઢંકાયેલુ (વિશેષણ, [illegible] ૧ વડે (સર્વ નામ, તૃ એ વ પુ तत्) [illegible] પામે છે ૩ જો પુ બ. વ मुह् ૪ ગણ પ૦મૈ૦) जन्त[illegible]

ભાવાર્થ- વ્યાપક બ્રહ્મ કોઈનું પણ પાપ તેમજ પુણ્ય લેતું નથી. માયા વડે જ્ઞાન ઢંકાયેલું છે અને તેથી પ્રાણીઓ મોહ પામે છે. (૧૫)

વિવેચન- પ્રત્યેક મનુષ્ય પોતાના નિર્વાહન માટે કર્મ કરે છે. અહીં એટલું જાણવાનું છે કે ગત જન્મોની વાસનાઓ તૃપ્ત કરવા દેહનો ઉપયોગ થાય છે. ( भोगायतनम् हि शरीरम् ) શરીર ભોગનું સ્થાન છે. એ શરીર વડે જેટલા ભોગ ભોગવવાના કર્યા હોય તેટલા ભોગ ભોગવે શરીર છૂટે છે. તાત્પર્ય કે પુણ્ય અથવા પાપ જે કાંઈ પ્રારબ્ધકર્મથી તૈયાર થયાં હોય તેને ભોગવવા માટે દેહ બને છે. આ પ્રકારે કર્મની પરંપરા ચાલ્યા કરે છે. એ કારણે વિભુ આપણા કાર્ય સાથે કોઈ પણ રીતે બંધનમાં આવે નહીં. જો કે એ વ્યાપક અને સમર્થ તો રહે પણ કર્મ સાથે એને કાંઈ સંબંધ હોતો નથી. જીવના કર્મમાં અજ્ઞાન પ્રધાન છે અને વિભુના કર્મમાં જ્ઞાન પ્રધાન છે. આ જ્ઞાન બ્રહ્મરસ સમજવા માટે છે. લોકમાં જ્ઞાન દેખાય છે; પરંતુ તે ભ્રાન્તિમૂલક છે. વિભુમાં મુખ્ય ભાવ જ્ઞાનનો હોય છે. એ જ્ઞાન આપણાથી બરોબર સમજાય એવું ન હોવાને કારણે, અજ્ઞાનથી જ્ઞાન ઘેરાઈ ગયેલું ભાસે છે.

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥

શબ્દાર્થ-ज्ञानेन-જ્ઞાન વડે (નામ, તૃ. એ. વ. નપું.) तु-વળી (અવ્યય) तत्-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) अज्ञानम्-અજ્ઞાનને (નામ, પ્ર. એ. વ. નપું.) येषाम्-જેઓનું (સર્વનામ, ષ. બ. વ પુ. यत्) नाशितम्-નાશ પામેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. अज्ञानम्) आत्मनः-અંતઃકરણનું (નામ, ષ. એ. વ પુ. आत्मन्) तेषाम्-તેમનું (સર્વનામ, ષ. બ. વ. પુ. तत्) आदित्यवत्-આદિત્ય જેવું (વિશેષણ, વિ. ज्ञानम्) ज्ञानम्-જ્ઞાનને (નામ, પ્ર. એ. વ. નપું.) प्रकाशयति-પ્રકાશ કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. प्र-काश् ૧૦ ગણ પરસ્મૈ૦) तत्परम्-તે પરમાત્માને (નામ, દ્વિ. એ. વ.)

ભાવાર્થ- જ્ઞાન વડે જેઓના અંતઃકરણનું અજ્ઞાન નાશ પામેલું છે, તેમનું સૂર્ય જેવું જ્ઞાન તે પરમાત્માને પ્રકાશિત કરે છે (૧૬).

વિવેચન– આત્માનું જ્ઞાન અજ્ઞાનનો નાશ કરે છે. અહીં આત્માને અંતઃકરણરૂપે બતાવે છે. અંતઃકરણ નામની કોઈક વસ્તુ છે કે જેમાં અનેક પ્રકારના ભાવો શુદ્ધ વા અશુદ્ધ ઊભા થાય છે. શુદ્ધ ભાવો સાત્ત્વિક લક્ષણોમાંથી પેદા થાય છે. અશુદ્ધ ભાવો તામસ લક્ષણમાંથી એટલે અંધકાર અથવા અહંકારથી પેદા થાય છે. અહંકાર જ્યાં સુધી અંતઃકરણ સાથે સંબંધ કરતુ રહે છે ત્યાં સુધી જ્ઞાનનો પ્રકાશ અંતઃકરણમાં ખરેખર પડી શકતો નથી એટલે એના તામસભાવનો નાશ થતો નથી. જો જ્ઞાનનો પ્રકાશ સ્થિર થાય તો જ અજ્ઞાન જાય અજ્ઞાન જતાં આદિત્યબ્રહ્મનો પ્રકાશ એટલે જ્ઞાનનો પ્રકાશ સર્વત્ર પડે છે. જ્યાં સુધી પ્રકાશ મળતો નથી ત્યાં સુધી પોતાનો દોષ પોતે જોઈ શકતો નથી. સમભાવ અને નિર્દોષ ભાવ કેળવવા ખાસ પ્રકાશ–જ્ઞાનની જરૂર છે.

तद्‌बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥

શબ્દાર્થ–**तद्‌बुद्धयः**–તેનામાં જ બુદ્ધિ છે જેમની (પરમાત્મામાં) (વિશેષણ, વિ. **पुरुषाः**) **तदात्मनः**–પરમાત્મા જ આત્મા છે જેમનો (વિશેષણ, વિ. **पुरुषाः**) **तन्निष्ठाः**–તેમાં જ નિષ્ઠા છે જેમની (વિશેષણ, વિ **पुरुषाः**) **तत्परायणः**–ભગવત્પરાયણ (વિશેષણ, વિ. **पुरुषाः**) **गच्छन्ति**–જાય છે, મેળવે છે. (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. **गम्** ૧ ગણ પરસ્મૈ૦) **अपुनरावृत्तिम्**–અપુનરાવૃત્તિને, પરમ ગતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી) **ज्ञाननिर्धूतकल्मषाः**–જ્ઞાન વડે જેમનાં પાપો ધોવાઈ ગયા છે (વિશેષણ, વિ **पुरुषाः**).

ભાવાર્થ– પરમાત્મા જ જેમની બુદ્ધિ છે, જેમનું અંતઃકરણ પરમાત્મારૂપ છે, તેમજ બુદ્ધિનો ભાવ પણ તેમાં જ છે, વળી ભગવત્પરાયણતા અને જ્ઞાન વડે જેમનાં પાપો ધોવાઈ ગયા છે એવા પુરુષો ભગવદ્‌ગતિને પામે છે. (૧૭)

વિવેચન– આ શ્લોકમાં સમગ્ર ભાવો બ્રહ્મને (ભગવાનને) અર્પણ કરવાના કહે છે. ભાવો અંતઃકરણના ધર્મો છે. જો વાસનામય અંતઃકરણ હશે તો અશુદ્ધ ભાવોનો ઉદ્‌ગમ થશે. જો શુભ વાસના હશે તો શુભ–શુદ્ધ

ભાવોનો ઉદ્ગમ થશે. આ બંને પ્રકારનો ઉદ્ગમ બ્રહ્મમાર્ગમાં પ્રગતિકારક નથી; છતાં કાંઈક સમાધાનકારક છે. જરૂરનું એટલું છે કે સમસ્ત ભાવો અર્પણ કરવામાં કેવળ નિખાલસતા રાખવી. કોઈ પણ પ્રકારના ફળની આશા રાખવી નહીં. આ પ્રકાર ચાલુ રાખતાં બુદ્ધિ નિષ્ઠાવાળી અને અંતઃકરણ શુદ્ધ થાય છે. આમ થવાથી ભગવત્સ્વરૂપજ્ઞાન તૈયાર થતું જાય છે. આ જ્ઞાનનો પ્રકાશ બ્રહ્મમય હોવાથી બ્રહ્મમય ભાવો જ તૈયાર થાય છે. એ કારણે એની પુનરાવૃત્તિ હોતી નથી.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥१८॥

શબ્દાર્થ-**विद्याविनयसंपन्ने**-વિદ્યા અને વિનય સંપન્નમાં (વિશેષણ, વિ **ब्राह्मणे**) **ब्राह्मणे**-બ્રાહ્મણમાં (નામ, સ. એ. વ. પુ) **गवि**-ગાયમાં (નામ, સ. એ. વ સ્ત્રી. **गो**) **हस्तिनि**-હાથીમાં (નામ, સ. એ. વ. પુ. **हस्तिन्**) **शुनि**-કુતરાંમાં (નામ, સ. એ. વ. **श्वान्** પુ) **च, एव**-અને, વળી, એમજ (અવ્યય) **श्वपाके**-ચાંડાલમાં (નામ, સ. એ. વ. **श्वपाक**) **च**-અને (અવ્યય) **पण्डिताः**-પંડિતો (નામ, પ્ર. બ. વ. પુ. **पण्डित**) **समदर्शिनः**-સમભાવથી જોનારા (નામ, પ્ર. બ વ. પુ. **समदर्शिन्**).

ભાવાર્થ- વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, શ્વાનમાં તેમજ ચાંડાલમાં પણ જ્ઞાનીઓ સમભાવથી જોનારા હોય છે. (૧૮)

વિવેચન- આ શ્લોક સમભાવ કેળવવાનો આદેશ આપે છે. ગુણ, દોષ લોકવ્યવહારમાં જણાય છે તો પણ આત્મભાવ (બ્રહ્મભાવ = બ્રહ્મનું હોવાપણું) નિર્દુષ્ટ હોય છે. એ કારણે ગુણમય પદાર્થોની સ્તુતિ અથવા દોષમય પદાર્થોની નિંદા ન કરતાં એમાં રહેલા આત્માનું દર્શન કરવું ઉત્તમ છે.

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥

શબ્દાર્થ-**इह, एव**-અહીં. જ (અવ્યય) **तैः**-તેઓ વડે (સર્વનામ, તૃ. બ.

વ. तत् पु) जितः–જીતાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. सर्गः) येषाम्–જેઓનું (સર્વનામ, ષ. બ. વ. પુ. यद् ) साम्ये–સમભાવમાં (નામ, સ. એ. વ. નપું. साम्य) स्थितम्–રહેલું (વિશેષણ, વિ. मनः) मनः–મન (નામ, પ્ર. એ. વ. मनस् નપું.) निर्दोषम्–દોષ વિનાનું (વિશેષણ, વિ. ब्रह्म) हि–ચોક્કસ (અવ્યય) समम्–સમ (વિશેષણ, વિ. ब्रह्म) ब्रह्म–બ્રહ્મ (નામ, પ્ર. એ. વ. નપું. ब्रह्मन् ) तस्मात्–તેથી (અવ્યય) ते–તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ) स्थिताः–સ્થિત થયેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. ते).

ભાવાર્થ– જેઓનું મન સમભાવમાં સ્થિત થયેલું છે તેઓ વડે આ અવસ્થામાં (શરીરવાળી સ્થિતિમાં) જ સંસાર જીતાયેલો છે. બ્રહ્મ નિર્દોષ અને સમ છે, તેથી બ્રહ્મમાં તેઓ સ્થિત થયેલા છે. (૧૯)

વિવેચન– લોકમાં સામાન્ય કહેવત છે કે " સંસાર જીતાતો નથી." સંસારનો જય ન કરાય ત્યાં સુધી બ્રહ્મસ્વરૂપ સમજાય નહીં. તાત્પર્ય કે સંસારમાં આસક્તિવાળાઓ બ્રહ્મને સમજવા કોશિશ પણ કરી શકે નહીં. **संसारासक्त दुष्टानाम् नावेशो सर्वथा हरेः ।** જો આપણે નિશ્ચય કર્યો હોય કે સંસારનો જય કરવો છે તો હરિનું શરણ શુદ્ધભાવે રાખવું અને એ શરણ ચાલુ ને ચાલુ રહે તેને માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કર્યા કરવું. આ રીત બ્રહ્મરસના પ્રાદુર્ભાવને માટે જરૂરની છે. પ્રાદુર્ભાવનું દૃઢત્વ બ્રહ્માનંદને પ્રાપ્ત કરાવી આપે છે. બ્રહ્માનંદ પૂર્ણભાવે ખીલતાં સંસારાસક્તિ તદ્દન નાશ પામશે એટલે સંસાર જીતાશે.

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥

શબ્દાર્થ–न–નહિ (અવ્યય) प्रहृष्येत्–આનંદ પામે (ક્રિ. વિધ્યર્થ, ૩ જો પુ. એ. વ. આત્મને प्र+हृष् ४ ગણ) प्रियम्–પ્રિયને (વિશેષણ, વિ. वस्तु) प्राप्य–મેળવીને (વિધેય કૃદંત) न–નહિ (અવ્યય) उद्विजेत्–ઉદ્વેગ પામે (ક્રિ. વિધ્યર્થ, ૩ જો પુ. એ. વ. उद्+विज् ६ ગણ) प्राप्य–મેળવીને (વિધેય કૃદંત) च–અને (અવ્યય) अप्रियम्–અપ્રિય (વિશેષણ, વિ. वस्तु) स्थिरबुद्धिः–સ્થિર બુદ્ધિવાળો (વિશેષણ વિ. पुरुषः) असंमूढः–સંમોહ વિનાનો, સંશય વિનાનો (વિશેષણ, વિ. पुरुषः)

ब्रह्मवित्-બ્રહ્મને જાણનાર (વિશેષણ, વિ. पुरुषः) स्थितः-ઐક્યભાવ પ્રાપ્ત થયેલો (વિશેષણ, વિ. पुरुषः) ब्रह्मणि-પરબ્રહ્મમાં (નામ, સ એ વ. નપું. ब्रह्मन्).

ભાવાર્થ- પ્રિય વસ્તુ પ્રાપ્ત કરીને હર્ષ પામતો નથી એવો સ્થિર બુદ્ધિવાળો સમોહ-સંશય વિનાનો બ્રહ્મને જાણનારો પુરુષ આનંદઘન પરમાત્મામાં જ નિત્ય ઐક્યભાવથી સ્થિત થાય છે. (૨૦)

વિવેચન-લોકભાવમાં જેનું ચિત્ત રોકાઈ ગયું છે તે લોકમાંના પ્રિય અથવા અપ્રિય પદાર્થોથી પોતાના ચિત્તને ક્ષોભ કરાવે છે. ચિત્ત ક્ષુબ્ધ થતાં તેનો સ્થિરભાવ- બ્રહ્મમાંનો સ્થિરભાવ ઓછો થતો જાય છે. એ કારણે લોકમાનને ન સ્વીકારતાં બ્રહ્મમાનને વધારે આવશ્યક માની બ્રહ્મભાવ સ્થિર રહે એવી તૈયારી કરતા રહેવી. આ તૈયારી પૂર્ણભાવે બ્રહ્માનંદમાં લઈ જશે અને સાથે સાથે ब्रह्मविद् आप्नोति परम् ના શુદ્ધ ભાવને યથાર્થ સમજશે.

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षयमश्नुते ॥२१॥

શબ્દાર્થ-बाह्यस्पर्शेषु-બહારના સ્પર્શોમાં, સાંસારિક ભોગોમાં (નામ, સ બ વ. પુ) असक्तात्मा-આસક્તિ રહિત અંતઃકરણવાળો (વિશેષણ, વિ. पुरुष) विन्दति-મેળવે છે (ક્રિ. વ કા ૩ જો પુ. એ. વ. विद् ६ ગણ) आत्मनि-અંતઃકરણમાં (નામ, સ એ. વ પુ. आत्मन्) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું) सुखम्-સુખને, ભગવદાનંદને (નામ, દ્વિ. એ. વ. નપું.) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ) ब्रह्मयोगयुक्तात्मा-પરમાત્મરૂપ ઐક્યભાવ પામેલો (વિશેષણ, વિ. पुरुषः) ब्रह्म एव योगः तेन युक्तः आत्मा यस्य इति બહુવ્રીહિ) सुखम्-સુખને, આનંદને (નામ, દ્વિ એ વ. નપુ. सुख) अक्षयम्-અક્ષય (વિશેષણ, વિ. सुखम) अश्नुते-પામે છે, ખાય છે, અનુભવે છે, એકમેક થાય છે (ક્રિ વ કા ૩ જો પુ. એ વ अश् ५ ગણ આત્મને)

ભાવાર્થ- સાંસારિક ભોગોમાં જેનું અંતઃકરણ આસક્તિરહિત છે તે પુરુષ પોતાના અંતઃકરણમાં જે ભગવદાનંદ પ્રાપ્ત કરે છે તે બ્રહ્મયોગ સાથે... થયેલા અંતઃકરણવાળો અક્ષય સુખને (આનંદને) અનુભવે છે (૨૧)

વિવેચન- असक्त- નહીં વળગેલું; आसक्त-વિશેષ વળગેલું. આ શ્લોકમાં અક્ષય સુખનો વિષય અંગીકાર કરવામાં આવે છે. જગતમાં સુખ તો ઘણા પ્રકારનાં છે પણ તે બધાં નાશવંત છે અને વળી પરિણામે દુઃખરૂપ બને છે કારણ કે, એ સુખ મોહને લઈને ઊભું થયેલું છે; નહીં કે સુખના ભાવે ઊભું થયેલું છે. તેથી એ સુખ કાલ્પનિક છે તાત્પર્ય એ કે સ્વપ્નવત્ થઈ જાય છે. કોઈ એવા પ્રકારનું સુખ હોય કે જેને સત્યસુખ તરીકે અનુભવાય અને તેવું સુખ તો કોઈ પૂર્ણભાવે જ્ઞાની અથવા તો પૂર્ણભાવે ભક્ત જ અનુભવે છે. આ અનુભવને બ્રહ્મયોગ કહેવામા આવે છે. પૂર્ણજ્ઞાની અથવા પૂર્ણભક્ત બાહ્યભાવે ઉત્પન્ન થતાં સુખ તરફ બેદરકાર હોય છે પણ અંતરભાવ બ્રહ્મમય અથવા ભગવાનમય બનાવે છે અને તેમાંથી સુખની પ્રાપ્તિ કરી લે છે. આ પ્રકારના સુખને આનદરસ કહેવામાં આવે છે.

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥२२॥

શબ્દાર્થ-ये-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. यत्) हि-ચોક્કસ (અવ્યય) संस्पर्शजाः-ઇન્દ્રિય તથા વિષયોના સ્પર્શથી ઊભા થયેલા (વિશેષણ, વિ. भोगाः) भोगाः-ભોગો (નામ, પ્ર. બ. વ. પુ भोग) दुःखयोनयः-દુઃખના હેતુઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી.) एव-જ (અવ્યય) ते-તેઓ (સર્વનામ, પ્ર બ. વ. પુ. तत्) आद्यन्तवन्तः-આદિ અને અંતવાળા (વિશેષણ, વિ. भोगाः) कौन्तेय-અર્જુન (સંબોધન) न-નહિ (અવ્યય) तेषु-તેઓમાં (સર્વનામ, સ. બ. વ. तत् પુ.) रमते-રમણ કરે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. रम् ૧ ગણ આત્મને) बुधः-જ્ઞાની (નામ, પ્ર. એ. વ. પુ. बुध)

ભાવાર્થ- જે ઇન્દ્રિયોના સંયોગથી ઉત્પન્ન થયેલા ભોગો દુઃખના હેતુરૂપ જ છે. તેઓ (ભોગો) આદિ અને અંતવાળા છે. હે કૌન્તેય ! જ્ઞાની તે ભોગોમાં રમતો નથી (આસક્ત થતો નથી). (૨૨)

વિવેચન- અનિત્ય પદાર્થનો ત્યાગ કરવો જોઈએ; પછી ભલે તે સુખમય હોય કે દુઃખમય હોય. 'મોહમાં ફસાતા જીવને અબુધ અથવા

અજ્ઞાની અથવા અવિવેકી કહેવામા આવે છે સસારના પદાર્થો આત્મવિકાસમા મદદરૂપ થતા નથી. સસાર મોહમય છે વિવેકીજન મોહનો ત્યાગ કરવા પ્રવૃત્ત થાય છે અને આત્મરતિમા આનદ કરે છે

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥

**શબ્દાર્થ**–**शक्नोति**–શક્તિમાન છે (ક્રિ વ કા ૩ જો પુ એ વ. **शक्** ૫ ગણ પરસ્મૈ૦) **इह**–આ સસારમા (અવ્યય) **एव**–જ, માત્ર (અવ્યય) **यः**–જે (સર્વનામ, પ્ર એ વ. **यत्** પુ) **सोढुम्**–સહન કરવાને (હેત્વર્થ કૃદત) **प्राक्**–પહેલા (અવ્યય) **शरीरविमोक्षणात्**–શરીરનો નાશ થતાં, શરીરનુ છૂટવુ થતા (નામ, પં. એ વ. નપું) **कामक्रोधोद्भवम्**–કામક્રોધથી ઉત્પન્ન થતુ (વિશેષણ, વિ. **वेगम्**) **वेगम्**–વેગને (નામ, દ્વિ. એ વ પુ) **सः**–તે (સર્વનામ, પ્ર એ વ. **तत्** પુ) **युक्तः**–યોગી (વિશેષણ, વિ **सः**) **सः**–તે (સર્વનામ, પ્ર એ વ. **तत्** પુ) **सुखी**–સુખી (વિશેષણ, વિ **नरः**) **नरः**–નર પુરુષ (નામ, પ્ર એ વ પુ **नर**)

**ભાવાર્થ**– શરીરના છૂટવા પહેલા, જે કામ અને ક્રોધથી ઉત્પન્ન થયેલા વેગને સહન કરવા આ લોકમા જ સમર્થ થાય છે તે પુરુષ યોગી છે અને સુખી છે (૨૩)

**નિવેચન**–શરીરના છૂટવા પહેલા જ કામ, ક્રોધ ઈ ના વેગને સહન કરી શકે તે જ યોગી બની શકે કર્મયોગ, જ્ઞાનયોગ અથવા ભક્તિયોગમા પણ આ વેગોને સહન કરવાની જરૂર છે આ પ્રકારે સહન કરવાથી મનને કાબુમા રાખવાની ટેવ પડે છે જે મનને કાબુમા રાખી શકે છે તે કોઈ પણ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે યોગની લક્ષણામા ખાસ તત્ત્વ મન ગણાય છે તેને ધીમે ધીમે બ્રહ્મની સાથે જોડી દેવું પૂર્વસાધનરૂપે છે અને પછી અહકાર ઈ નષ્ટ થતા બ્રહ્મવિલાસનો અનુભવ થઈ શકે છે.

योऽन्तः सुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥

શબ્દાર્થ–યઃ–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. યત્) અન્તઃસુખઃ–અંતઃકરણમાં સુખવાળો (વિશેષણ, વિ. પુરુષઃ) અન્તરારામઃ–અંતઃકરણમાં આરામવા (વિશેષણ, વિ. પુરુષઃ) તથા–વળી (અવ્યય) અન્તર્જ્યોતિઃ–અંતઃકરણમાં જ્ઞાન પ્રકાશ જેને છે તે (વિશેષણ, વિ. પુરુષઃ–યોગી) एव–જ (અવ્યય) યઃ–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) સઃ–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) योगी–યોગી, સાંખ્યયો (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) ब्रह्मनिर्वाणम्–બ્રહ્મની શાન્તિને (નામ, દ્વિ. એ. વ. પુ) ब्रह्मभूतः–ઐક્યભાવ પામેલા, સચ્ચિતાનંદ પરમાત્મા સાથે એકતા પામે (વિશેષણ, વિ. पुरुष-योगी) अधिगच्छति–પામે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. अधि+गम् ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ– જે નિશ્ચયપૂર્વક અંતઃકરણમાં સુખવાળો છે, આત્મામાં જ રમણ કરનારો છે, તેમજ આત્મામાં જ જ્ઞાનવાળો છે, તે સાંખ્યયોગી આનંદભાવાપન્ન બ્રહ્મરૂપ શાન્તિને અનુભવે છે. (૨૪)

વિવેચન– આ શ્લોકમાં નિર્વાણભાવને સમજાવે છે. નિર્વાણ શબ્દનો અર્થ દેહ છતાં દેહ ન હોય એવી સ્થિતિમાં રહેવું એવો થાય છે. તાત્પર્ય એ કે દેહમાં આત્મભાવનો ત્યાગ. કેટલાક જીવો દેહને આત્મારૂપ માની તેને મમતાનું સ્થાન બનાવે છે. એ પ્રકારની મમતા દૂર કરવા યોગી પ્રમથ કરે છે અને એનું પ્રમથન સિદ્ધ થતાં બ્રહ્મનો તે સાક્ષાત્કાર કરી શકે છે. આ પ્રકારના સાક્ષાત્કારને મોક્ષ કહેવામાં આવે છે. આ પ્રકારનો મોક્ષ કોઈ ને દેહ હોવા છતાં પણ થાય છે અને કોઈ ને દેહ છૂટયા પછી પણ થાય છે. કલ્પેલો અન્યથાભાવ છૂટવો એનું નામ મોક્ષ. મોક્ષ એટલે પોતાના નિત્ય સ્વરૂપમાં સ્થિતિ. તાત્પર્ય એ કે નિજ (બ્રહ્મ) સ્વરૂપમાં સ્થિતિ આનંદમય સ્વરૂપમાં સ્થિતિ. मुक्ति र्हित्वान्यथारूपम् स्वरूपेण व्यवस्थितिः આ પ્રકારની સ્થિતિને અંતઃસુખ, અંતઃઆરામત્વ, અંતઃજ્યોતિત્વ કહે છે. તાત્પર્ય કે અંતઃકરણમાં સુખ આત્યંતિક સુખ) આરામત્વ એટલે આરામપણું અને પ્રકાશનો ભાવ હોવાપણું રહે છે. આ ત્રણ ભાવનામય દશા છે. એનું અવલંબન કોઈક વિરલ જીવને થાય છે. આ દશા મુક્તની છે.

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥

શબ્દાર્થ-लभन्ते-મેળવે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. આત્મને. ૧ ગણ लभ्) ब्रह्मनिर्वाणम्-પરાશાન્તિને (નામ, દ્વિ. એ. વ. પુ.) ऋषयः-ઋષિઓ ભગવન્માર્ગમાં ચાલનારા (નામ, પ્ર. બ. વ. પુ.) क्षीणकल्मषाः-જેનાં પાપો નાશ થયાં છે (વિશેષણ, વિ. ऋषयः) छिन्नद्वैधाः-સંશય જેના નાશ પામ્યા છે (વિશેષણ, વિ. ऋषयः) यतात्मानः-જેમનાં અંતઃકરણ નિયમમાં છે વિશેષણ, વિ ऋषयः) सर्वभूतहिते-સર્વ પ્રાણીના હિતમાં (નામ, સ એ. વ. નપું.) रताः-મગ્ન, આનંદવાળા (ભૂ. કૃ. વિશેષણ, વિ. ऋषयः).

ભાવાર્થ- પાપ જેમનાં ક્ષીણ થયાં છે, સંશય જેમના નાશ પામ્યા છે, અંતઃકરણ જેમના નિયમમાં છે; સર્વ પ્રાણીઓના કલ્યાણમાં મગ્ન થયા છે એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણને મેળવે છે. (૨૫)

વિવેચન- દ્વૈધભાવ = સુખદુઃખ; રાગદ્વેષ ઇ. કોઈ પણ જીવને જ્યાં સુધી દ્વૈધભાવ હોય છે ત્યાં સુધી બ્રહ્મમાર્ગમાં જવું બનતું નથી. એ કારણે પ્રથમથી જ દ્વૈધભાવ છોડતા જવું જોઇએ અને ત્યારપછી પરિપાઠી પ્રમાણે પોતાની યોજના કરતાં માર્ગમાં દૃઢતાથી આગળ વધવું. આમ કરવાથી છેવટે બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થાય છે.

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥

શબ્દાર્થ-कामक्रोधवियुक्तानाम्-કામ-ક્રોધ વિનાના (વિશેષણ, વિ. यतीनाम्) यतीनाम्-જ્ઞાની પુરુષોને માટે (નામ, ષ. બ. વ. પુ यति) यतचेतसाम्-જીતેલાં છે ચિત્ત જેમનાં (વિશેષણ, વિ. यतीनाम्) अभितः-બધા સ્થળ પર, આસપાસ (અવ્યય) ब्रह्मनिर्वाणम्-પરાશાન્તિ, પરમાત્મપદ (નામ, પ્ર એ. વ. નપું.) वर्तते-છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. वृत् ૧ ગણ) विदितात्मनाम्-જેઓએ પરબ્રહ્મ સાક્ષાત્કાર કરેલો છે (વિશેષણ, વિ. यतीनाम्).

ભાવાર્થ- કામ, ક્રોધ વિનાના જીતેલા ચિત્તવાળા, પરમાત્માનો સાક્ષાત્કાર કરેલા જ્ઞાની પુરુષોને સર્વ સ્થિતિમાં (આસપાસ) પરાશાન્તિ (પરમાત્મા પદ) હોય છે. (૨૬)

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥२७॥

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥

શબ્દાર્થ-**स्पर्शान्**-સ્પર્શેન્દ્રિયોને, ઇન્દ્રિયોના વિષયોને (નામ, દ્વિ. બ વ. પુ) **कृत्वा**-કરીને, ગણીને (વિધેય કૃદંત) **बहिः**-બહાર (અવ્યય) **बाह्यान्**-બહારના (વિશેષણ, વિ. **स्पर्शान्**) **चक्षुः**-ચક્ષુની શક્તિને, દષ્ટિને (નામ, દ્વિ એ. વ. નપુ.) **च**-અને (અવ્યય) **एव**-જ (અવ્યય) **अन्तरे**-મધ્યમાં (અવ્યય) **भ्रुवोः**-બે ભવાંઓની, બે ભમરોની (નામ, ષ. દ્વિ વ. **भ्रूः स्त्री**) **प्राणापानौ**-પ્રાણ અને અપાન (નામ, દ્વિ. દ્વિવચન, પુ.) **समौ**-સરખા (વિશેષણ, વિ. **प्राणापानौ**) **कृत्वा**-કરીને (વિધેય કૃદંત) **नासाभ्यन्तरचारिणौ**-નાસિકામાં વિચરનારા (વિશેષણ, વિ. **प्राणापानौ**).

**यतेन्द्रियमनोबुद्धिः**-નિયમમાં રહેલાં છે ઇન્દ્રિય, મન અને બુદ્ધિ જેનાં (વિશેષણ, વિ. **मुनिः**) **मुनिः**-મનનશીલ યોગી (નામ, પ્ર. એ. વ. પુ **मुनि**) **मोक्षपरायणः**-મોક્ષપરાયણ (વિશેષણ, વિ. **मुनिः**) **विगतेच्छाभयक्रोधः**-ઇચ્છા, ભય અને ક્રોધ જતાં રહ્યાં છે જેનાં (વિશેષણ, વિ. **मुनिः**) **यः**-જે (સર્વનામ, પ્ર એ. વ. પુ) **सदा**-હમેશાં (અવ્યય) **मुक्तः**-મુક્ત (વિશેષણ, વિ. **मुनिः**) **एव**-જ, માત્ર (અવ્યય) **सः**-તે (સર્વનામ, પ્ર. એ. વ. **तत्** પુ.)

**ભાવાર્થ**- બહારના વિષયભોગોને બહાર રાખીને (ચિન્તવન નહીં કરીને) અને ચક્ષુઃશક્તિને (દષ્ટિને) બે ભ્રમરોની મધ્યમાં રાખીને, પ્રાણ અને અપાન વાયુને નાસિકામાં વિચરનારાને સમ કરીને નિયમમાં રાખેલી છે. ઇન્દ્રિય મન અને બુદ્ધિ જેણે મોક્ષ જેનું પરમ સ્થાન છે; ઇચ્છા, ભય અને ક્રોધ વિનાનો મુનિ (મનનશીલ, પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરનાર) જે (હોય) તે હમેશાં મુક્ત જ હોય છે. (૨૭-૨૮)

**વિવેચન**- આ બે શ્લોકો યોગીની મુક્તદશા સમજાવે છે યોગીએ પોતાના પ્રાણવાયુને કેવી રીતે નિયમમાં રાખવા તેનો પણ ખ્યાલ આપે છે નિયમની સાથે કોઈ પણ વિહિત સ્વરૂપનું અંતરધ્યાન રાખવાની જરૂર છે

અને તે સ્વરૂપને વિશાળ ભાવના આપી બ્રહ્મભાવ ઊભો કરવાનો છે. અવરોધક તત્ત્વો આવે નહીં તેની ખાસ કાળજીની જરૂર છે. ઈચ્છા, રાગ, લોભ, મોહ, ભય, કામ, ક્રોધ, અયોગ્ય સ્થળ તેમજ અયોગ્ય સમય અવરોધક ગણાય છે. તાત્પર્ય કે અંદર તેમજ બહાર કોઈ પણ જાતનો અવરોધ ક્રિયામાં વિક્ષેપ ન કરે તેની ખાસ કાળજી રાખવાની જરૂર છે.

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥२९॥

શબ્દાર્થ-**भोक्तारम्**-ભોગવનાર (નામ, દ્વિ. એ. વ. भोक्तृ પુ) **यज्ञतपसाम्**-યજ્ઞ અને તપના કર્મોના (નામ, ૫. બ. વ. નપું.) **सर्वलोकमहेश्वरम्**-સર્વ લોકના ઈશ્વર (નામ, દ્વિ એ. વ. પુ.) **सुहृदम्**-મિત્ર (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. सुहृत्) **सर्वभूतानाम्**-સંપૂર્ણ ભૂતપ્રાણીઓના (નામ, ષ બ. વ. નપું.) **ज्ञात्वा**-જાણીને (વિધેય કૃદંત) **माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) **शान्तिम्**-શાન્તિને (નામ, દ્વિ. એ વ. સ્ત્રી.) **ऋच्छति**-મેળવે છે (ક્રિ. વ કા. ૩ જો પુ એ વ. ऋच्छ् ૬ ગણ પરસ્મૈ०)

ભાવાર્થ- યજ્ઞ અને તપનાં કર્મોને ભોગવનાર, સર્વ લોકના મહેશ્વર, સર્વ પ્રાણીઓના મિત્ર, મને (સારી રીતે) જાણીને શાન્તિને પામે છે. (૨૯)

વિવેચન- આ શ્લોકમાં ભગવાન વાસુદેવ પોતે જ પોતાના સ્વરૂપને ઓળખાવે છે. યજ્ઞ નામની ક્રિયાનો ભોગવનાર તેમજ તપ નામની ક્રિયાનો ભોગવનાર સર્વલોકનો અધિષ્ઠાતા અને ભૂત (પ્રાણી) માત્રનો સુહૃદ્ (મિત્ર) પોતાને જણાવે છે. એ કારણે જે પ્રકારનો સંબંધ અપેક્ષિત હોય તે પ્રકારનો સંબંધ કેળવવો આ સંબંધ પૂર્ણ કેળવાતાં તે સ્વરૂપે તેનો આવિર્ભાવ થશે અને ભક્તને શાશ્વત સુખ પ્રાપ્ત થશે. આ પ્રકારના સુખને પરાશાન્તિ કહેવામાં આવે છે

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे कर्मसंन्यासयोगो नाम पञ्चमोऽध्यायः ॥५॥

卐

# अध्याय ६ –आत्मसंयम योग

श्रीभगवानुवाच ।

> अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
> स संन्यासी च योगी च निरग्निर्न चाक्रियः ॥१॥

**શબ્દાર્થ–अनाश्रितः**–આશ્રય વિનાનો, ઇચ્છા વિનાનો (વિશેષણ, વિ. यः) **कर्मफलम्**–કર્મફળને (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मफल) **कार्यम्**–કાર્યને, કર્તવ્યને, કરવા લાયકને (કૃ. વિશેષણ વિ. कर्म) **कर्म**–કર્મને (નામ, દ્વિ. એ. વ નપું. कर्मन्) **करोति**–કરે છે (ક્રિ. વ. કા ૩ જો પુ. એ વ. कृ ૮ ગણ પરસ્મૈ૦) **यः**–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) **सः**–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तद्) **संन्यासी**–સન્યાસી (નામ, પ્ર. એ. વ પુ संन्यासिन्) **च**–અને (અવ્યય) **योगी**–યોગી (નામ, પ્ર એ વ. योगिन् પુ) **च**–અને (અવ્યય) **न**–નહિ (અવ્યય) **निरग्निः**–અગ્નિને તજનારો (નામ, પ્ર. એ. વ. પુ निर्+अग्नि) **न**–નહિ (અવ્યય) **च**–અને (અવ્યય) **अक्रियः**–ક્રિયાનો ત્યાગ કરનારો (વિશેષણ, વિ संन्यासी, योगी)

ભાવાર્થ– જે પુરુષ કર્મફળને નહીં ઇચ્છતો કર્તવ્ય-કર્મ કરે છે તે સંન્યાસી અને યોગી છે અને અગ્નિને ત્યજનારો તથા ક્રિયાઓનો ત્યાગ કરનારો સંન્યાસી કે યોગી નથી. (અગ્નિને ત્યજનાર સંન્યાસી કે યોગી નથી તથા કેવળ ક્રિયાઓનો ત્યાગ કરનાર સંન્યાસી કે યોગી નથી). (૧)

વિવેચન– યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય અને વીર્ય આ છ ભગવદ્ધર્મ છે. આ છ માત્ર ભગવાન કૃષ્ણમાં જ હોય છે; ઇતર દેવોમા

એક અથવા અધિક હોય પણ બધા ન હોય કારણ આ છમાંના કેટલાક ધર્મો તો અરસપરસ વિરોધી છે અને તે એક જગ્યાએ રહેવા મુશ્કેલ છે. તે કારણે આ છએ ધર્મો માત્ર પરબ્રહ્મમાં જ વિરુદ્ધભાવે પણ રહી શકે છે.

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥

શબ્દાર્થ–यम्–જેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ.) संन्यासम्–સંન્યાસને (નામ, દ્વિ. એ. વ. પુ. संन्यास) इति–એ પ્રમાણે (અવ્યય) प्राहुः–કહે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. બ. વ. प्र+ब्रू ૨ ગણ) योगम्–યોગને (નામ, દ્વિ. એ. વ. પુ योग) तम्–તેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. तत्) विद्धि–જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ જો પુ. એ. વ. विद् ૨ ગણ આત્મને॰) पाण्डव–અર્જુન (સંબોધન) न–નહિ (અવ્યય) हि–કારણ કે (અવ્યય) असंन्यस्तसंकल्पः–સંકલ્પોનો ત્યાગ જેણે કર્યો નથી એવો (વિશેષણ, વિ. योगी) योगी–યોગી (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) भवति–થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. भू ૧ ગણ પરસ્મૈ॰) कश्चन–કોઈ પણ (સર્વનામ, પ્ર. એ. વ. પુ.)

ભાવાર્થ– હે અર્જુન ! જેને સંન્યાસ કહે છે તેને જ યોગ કહે છે. (સંન્યાસ અને યોગમાં માત્ર ક્રિયા પૂરતો જ ફેર છે. હેતુ એક જ છે. માત્ર નિષ્કામ સિદ્ધિ બંનેનો હેતુ છે. જેણે સંકલ્પોનો ત્યાગ કર્યો નથી એવો કોઈ પણ યોગી થતો નથી. (૨)

વિવેચન– સામાન્ય જગત એવું માને છે કે સંન્યાસી અગ્નિ વગરનો અને કર્મ વિનાનો હોવો જોઈએ. તાત્પર્ય એ કે તે અગ્નિ સાથે સંબંધ રાખી શકે નહીં અને કર્મ સાથે સંબંધ રાખી શકે નહીં એટલે કે વૈદિક અગ્નિ અને વૈદિક કર્મ એ રાખી શકે નહીં. જો કે આ પ્રકારની રીત શિષ્ટ પુરુષોએ બતાવી છે ખરી પણ આ શ્લોક એ તરફ બહુ દરકાર ન કરતાં કોઈ જુદી રીતે સંન્યાસીનું લક્ષણ આપે છે. કેવળ ત્યાગને સંન્યાસ માનવા કરતાં કર્મના ફળ તરફ અનાસક્તિ રાખી કર્મ કર્યાં જવાં એને પણ સંન્યાસ તરીકે ઓળખાવે છે. સંન્યાસી = ઉત્પન્ન થતી વૃત્તિઓનો ત્યાગ

કરનાર અથવા તેના તરફ અંમુખ મૂકી નિર્લેપ રહી આગળ વધનાર; નહીં કે વિહિત કર્મનો ત્યાગ કરનાર. કર્મ કરતો છતાં પણ તેના ફળ તરફ આશા નહીં રાખનાર. આ પ્રકારનો કર્મ સંન્યાસ યોગમાર્ગમાં અતિ સાધનરૂપે કામ કરે છે અને બ્રહ્મ સાથે સંબંધ કરવામાં પણ સહાયક બને છે. યોગનો અર્થ ભગવાનની સાથે જોડાણ. જોડાણ કર્મ દ્વારા અગર જ્ઞાન દ્વારા ભક્તિ દ્વારા થઈ શકે છે. દરેકમાં ત્યાગની જરૂર છે ત્યાગ મનથી હોવો જોઈએ.

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥

શબ્દાર્થ–आरुरुक्षोः–આરૂઢ થવાની ઇચ્છા કરનારનો (ઇચ્છાદર્શક નામ ષ. એ. વ. પુ. आरुरुक्षुः) मुनेः–મુનિનો (નામ, ષ. એ. વ. પુ.) योगम्–યોગને, સમત્વબુદ્ધિયોગને (નામ, દ્વિ. એ. વ. પુ योग) कर्म–કર્મ, નિષ્કામ કર્મ (નામ, પ્ર. એ. વ. નપું. कारण) उच्यते–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ જો પુ. એ. વ. वच् ૨ ગણ) योगआरूढस्य–યોગમાં આરૂઢ થયેલાનું (વિશેષણ, વિ. तस्य) तस्य–તેનું (સર્વનામ, ષ. એ. વ. પુ) एव–જ (અવ્યય) शमः–મનનો નિગ્રહ, સંકલ્પોનો અભાવ (નામ, પ્ર. એ. વ. પુ. शम) कारणम्–કારણ (નામ, પ્ર એ. વ. નપું.) उच्यते–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ જો પુ. એ. વ वच् ૨ ગણ).

ભાવાર્થ– સમત્વ બુદ્ધિરૂપ યોગને આરૂઢ થવાની ઇચ્છા કરનાર મનનશીલ પુરુષને કર્મ (નિષ્કામભાવપૂર્વક) હેતુ છે. યોગારૂઢ થયેલા પુરુષને શમ જ (શાન્તિ) હેતુ છે. (૩)

વિવેચન– આ શ્લોકમાં બ્રહ્મ પ્રાપ્ત કરવાના બે પક્ષ જણાય છે: (૧) સમત્વયોગ (૨) કેવળયોગ. સમત્વયોગમાં મગનશીલ પુરુષ જોઈએ અને એ જે કાંઈ પણ કરતો જાય તે બ્રહ્માર્પણની બુદ્ધિથી કરતો જાય. કેવળ યોગી પોતાની યોગચર્યા કર્યા કરે પણ સાથે સાથે કોઈ પણ પ્રકારના ઐહિક અને પારલૌકિક વિચાર કરે નહીં. માત્ર બ્રહ્મમાં ચિત્ત પરોવી રાખે. બન્નેનું લક્ષ્ય એક હોવાથી પોતપોતાને માર્ગે વિચરતા છતાં પણ સરખા ભાવને એટલે બ્રહ્મભાવને પામે છે.

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥४॥

શબ્દાર્થ–**यदा**–જ્યારે (અવ્યય) **हि**–ચોક્કસ (અવ્યય) **न**–નહિ (અવ્યય) **इन्द्रियार्थेषु**–ઇન્દ્રિયોના અર્થ તરફ, ઇન્દ્રિયોના ભોગોમાં (નામ, સ. બ. વ. પુ. **इन्द्रिय अर्थ**) **न**–નહિ (અવ્યય) **कर्मसु**–કર્મોમાં (નામ, સ. બ. વ. નપું. **कर्मन्**) **अनुषज्जते**–આસક્ત થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **अनु+सज्ज्** ૬ ગણ આત્મને૦) **सर्वसंकल्पसंन्यासी**–સર્વ સંકલ્પોનો ત્યાગ કરનાર (નામ, પ્ર. એ. વ. પુ.) **योगारूढः**–ક્રિયામાં આરૂઢ થયેલો (ક્રિયામાં સમત્વ બુદ્ધિ રાખીને ચિત્તને નિગ્રહમાં રાખનાર (વિશેષણ, વિ. **संन्यासी**) **तदा**–ત્યારે (અવ્યય) **उच्यते**–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ જો પુ. એ. વ. **वच्** ૨ ગણ આત્મને૦)

ભાવાર્થ– જ્યારે ઇન્દ્રિયોના ભોગોમાં તેમજ કર્મોમાં પણ આસક્ત થતો નથી ત્યારે સર્વસંકલ્પોનો ત્યાગ કરનાર પુરુષ સમત્વ બુદ્ધિરૂપ યોગમાં આરૂઢ થયેલો કહેવાય છે. (૪)

વિવેચન– યોગારૂઢ એટલે યોગમાં આરૂઢ. એનું ચિત્ત બ્રહ્મમાં જ રહેતું હોવાથી લોકધર્મ એની પાસે નથી. એથી ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષય સાથે સંબંધ થવાનો સંભવ નથી. માત્ર દેહના નિર્વાહ પૂરતું સામાન્ય ધ્યાન અપાય તેમાં દોષ ગણાતો નથી. દેહને ટકાવવા પૂરતું જ ધ્યાન અપાય છે; નહીં કે દેહના આરામ અથવા સુખ પૂરતું ધ્યાન.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥५॥

શબ્દાર્થ–**उद्धरेत्**–ઉદ્ધારે છે (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ. એ. વ. **उत्+हृ** ૧ ગણ) **आत्मना**–આત્મા વડે, મનથી (નામ, તૃ. એ. વ. પુ. **आत्मन्**) **आत्मानम्**–આત્માને, સંસારરૂપ શરીરને (નામ, દ્વિ. એ વ. પુ. **आत्मन्**) **न**–નહિ (અવ્યય) **आत्मानम्**–આત્માને, પોતાના જીવાત્માને (નામ, દ્વિ. એ. વ. પુ.) **अवसादयेत्**–અધોગતિ થાય છે (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ એ. વ. કારક **अव+सद्** ૧

ગણુ પરસ્મૈ૦) आत्मा–આત્મા (નામ, પ્ર. એ. વ. પુ. आत्मन्) एव–જ માત્ર (અવ્યય) आत्मनः–આત્માનો (નામ, ષ. એ. વ. પુ.) बन्धुः–બંધુ (નામ, પ્ર. એ વ. પુ बन्धु) आत्मा–આત્મા (નામ, પ્ર. એ. વ. પુ) एव–જ, માત્ર (અવ્યય) रिपुः–દુશ્મન (નામ, પ્ર એ. વ પુ. रिपु) आत्मनः–આત્માનો (નામ, ષ. એ. વ. પુ)

ભાવાર્થ– પોતાના મનોરૂપ બળથી પોતાના સંસારશરીરને ઉદ્ધારવું જોઈએ; નહીં કે અવસાદ (અધોગતિ) કરવો આત્મા પોતે જ બન્ધુ, તેમજ શત્રુ બંને છે. (હોય છે) (૫)

વિવેચન– આત્મા આત્માનો ઉદ્ધાર કરે છે અને આત્મા આત્માનો નાશ કરે છે. તાત્પર્ય કે આત્માનો એક અર્થ જીવ થાય છે અને બીજા અર્થમાં જીવને મદદમાં આપેલી સામગ્રી (મન બુદ્ધિ, ચિત્ત, અહંકાર, દેહ. પ્રાણ અને ઇન્દ્રિય) ને પણ આત્મારૂપ કહેવામાં આવે છે. હવે જીવે પોતાનો ઉદ્ધાર કરવો છે તેથી આ સામગ્રીની યથાયોગ્ય મદદ લે તો ઉદ્ધાર થાય અને જો એ સામગ્રી તરફ બેદરકાર રહે તો જીવનો અધઃપાત થાય દૃષ્ટાંતમાં ઘોડેસ્વાર જો ઘોડા પર કાબુ ન રાખે તો ઘોડો સ્વછંદતા ધારણ કરી ઘોડે સ્વારને પાડી નાખે અને જો કાબુમાં રાખે તો નિયત સ્થળે લઈ જાય. એ રીતે પોતાનો મિત્ર પણ બની શકે અને શત્રુ પણ બની શકે. ઇન્દ્રિયો અશ્વ-રૂપે છે. મન તેની લગામ છે બુદ્ધિ સારથીનું કામ કરે છે. રથરૂપે દેહ છે. રથિ તરીકે જીવ છે. જો આ બધાં પોતપોતાનાં કાર્યો નિયમિત આપે તો રથિને સુખકર પણ થાય અને નિયત સ્થળે લઈ જાય.

बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥

શબ્દાર્થ–बन्धुः–બંધુ (નામ, પ્ર. એ. વ. પુ बन्धु) आत्मा–આત્મા (નામ, પ્ર. એ વ. પુ आत्मन्) आत्मनः–આત્માનો, જીવાત્માનો (નામ, ષ એ. વ પુ) तस्य–તેનો (સર્વનામ, ષ. એ વ. પુ. तत्) येन–જેના વડે (સર્વનામ, તૃ એ. વ. પુ) आत्मा–આત્મા, પોતે, મન, ઇન્દ્રિય સહિત શરીર (નામ, પ્ર એ વ. પુ) एव–જ, માત્ર (અવ્યય) आत्मना–આત્માથી, જીવાત્મા વડે (નામ, તૃ એ

વ. પુ) जितः-જીતાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ आत्मा) अनात्मनः-આત્મા નથી જેનો, જેણે ઇન્દ્રિય વગેરે જીત્યા નથી (નામ, ષ. એ વ. પુ) तु-પણ, તો (અવ્યય) शत्रुत्वे-શત્રુરૂપે (નામ, સ. એ. વ. નપું. शत्रुत्व) वर्तेत-વર્તે (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ એ. વ. वृत् ૧ ગણ આત્મને૦) आत्मा-જીવાત્મા (નામ, પ્ર. એ. વ. પુ) एव-જ, માત્ર (અવ્યય) शत्रुवत्-શત્રુની માફક (અવ્યય).

ભાવાર્થ-તે જીવાત્માનો તો પોતે જ બન્ધુ છે જેના વડે આત્મા (મન વ) જીતાયેલા છે; જેનાં મન, ઇન્દ્રિય, શરીર ઇ. જીતાયેલાં નથી તેનો આત્મા શત્રુરૂપે હોઈ શત્રુત્વમાં પ્રવૃત્ત થાય છે. (૬)

વિવેચન- આ રીતે સાત ભાવો જીવાત્માને બંધુરૂપ થાય છે. એ ભાવો પર જ્યાંસુધી નિયંત્રણ રહે છે ત્યાં સુધી તે મિત્ર તરીકે કામ કરે છે. નિયંત્રણ ઢીલું થતાં તે શત્રુરૂપે થઈ જાય છે એ કારણે તેનો જય કરવા આ શ્લોકમાં બતાવ્યું છે.

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥

શબ્દાર્થ-जितात्मनः-સ્વાધીન આત્માવાળા પુરુષના (નામ, ષ. એ. વ. आत्मन् પુ) प्रशान्तस्य-શાન્તનું, વિકારરહિત પુરુષનું (વિશેષણ, વિ आत्मनः) परमात्मा-પરમાત્મા (નામ, પ્ર એ. વ પુ) समाहितः-સમ્યક્ પ્રકારે સ્થિત છે (વિશેષણ વિ. परमात्मा) शीतोष्णसुखदुःखेषु-શીત, ઉષ્ણ, સુખ અને દુઃખમાં (નામ, સ. બ. વ. પુ) तथा-અને(અવ્યય) मानापमानयोः-માન અને અપમાનમાં (નામ, સ. દ્વિ વ मान+अपमान).

ભાવાર્થ- શીત, ઉષ્ણ, સુખદુઃખમાં તથા માનાપમાનમાં વિકારરહિત જેને ઇન્દ્રિયો સ્વાધીન છે એવાને પરમાત્મા સમાહિત છે. (૭)

વિવેચન- દ્વૈતભાવનો નાશ થયા વિના આત્માનું અનુસંધાન રૂડે પ્રકારે થતું નથી. દ્વૈત નાશ થયે આત્માનું અનુસંધાન સ્થિર થાય છે અને તે દ્વારા જ્ઞાન પૂર્ણ વિકાસ પામે છે આમ થતાં એનો બ્રહ્મભાવ પ્રકટ થાય છે અને પ્રાણભાવ વિરમે છે.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥८॥

શબ્દાર્થ-**ज्ञानविज्ञानतृप्तात्मा**-જ્ઞાન અને વિજ્ઞાન વડે જેનું અંતઃકરણ તૃપ્ત છે (વિશેષણ, વિ. योगी; ज्ञानविज्ञानाभ्यां तृप्तः आत्मा यस्य इति બહુ૦) **कूटस्थः**-વિકાર વિનાના શરીરમાં રહેલો (વિશેષણ, વિ. योगी) **विजितेन्द्रियः**-સારી રીતે ઇન્દ્રિયો જીતેલી છે જેણે (વિશેષણ, વિ. योगी) **युक्तः**-યોગ્ય, ભગવત્ પ્રાપ્તિવાળો (વિશેષણ, વિ. योगी) **इति**-એ પ્રમાણ (અવ્યય) **उच्यते**-કહેવાય છે (દિ વ. કર્મણિ ૩ જો પુ એ. વ. वच् ૨ ગણ આત્મને૦) **योगी**-યોગી (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) **समलोष्टाश्मकाञ्चनः**-સરખા છે માટી, પથ્થર સોનુ જેને (વિશેષણ, વિ. योगी; लोष्टं, अश्मं, काञ्चनं च समम् यस्य इति બહુવ્રીહિ).

ભાવાર્થ- જ્ઞાન અને વિજ્ઞાન વડે અંતઃકરણ જેનું તૃપ્ત થયેલુ છે, વિકાર રહિત જેની સ્થિતિ છે, સારી રીત જેણે ઇન્દ્રિયો જીતેલી છે, જેને માટી, પત્થર, સોનુ સરખા છે એવો યોગી (ભગવદ્ધ્યાનસ્થ) યુક્ત છે એમ કહેવાય છે. (૮)

વિવેચન- બ્રહ્મનુ યથાર્થ જ્ઞાન જોઈએ અને તે જ્ઞાન પૂર્ણ જોઈએ. અનુભવથી સિદ્ધ કરેલું હોવું જોઈએ પણ જેમણે પોતાની ઇન્દ્રિયો પર કાબુ રાખ્યો નથી તેવાઓને આ જ્ઞાન પ્રાપ્ત કરવું બનતું નથી એ માટે યોગમાર્ગમાં ઊતરવું પડે છે યોગની પરિપાટી પ્રમાણે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિમા ક્રમસર જેવું જોઈએ એ દ્વારા શ્વાસને જીતી શકાશે. એટલું જ નહીં પણ ઇન્દ્રિયોને જીતી શકાશે અને પછી સમત્વ પ્રાપ્ત થતા બ્રહ્મનો વિલાસ અનુભવાશે

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥

શબ્દાર્થ-**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु**-સુહૃદ, મિત્ર, શત્રુ ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય અને બન્ધુમાં (નામ, સ. બ. વ.) **साधुषु**-સાધુઓમાં (નામ, સ બ. વ પુ साधु) **अपि, च**- પણ, અને (અવ્યય) **पापेषु**-

પાપીઓમાં (નામ, સ. બ. વ. પુ) समबुद्धिः-સમભાવવાળો (નામ, પ્ર એ. વ. સ્ત્રી. समबुद्धि) विशिष्यते-શ્રેષ્ઠ છે, વિશેષ છે (ક્રિ. વ. કર્મણિ ૩ જો પુ. એ. વ. वि+शिष् ૭ ગણ આત્મને૦)

ભાવાર્થ- સુહૃત (સ્વાર્થ રહિત સર્વનું હિત કરનાર) મિત્ર, શત્રુ, ઉદાસીન (પક્ષપાત રહિત) મધ્યસ્થ (બંને પક્ષનું શ્રેય કરનાર), દ્વેષપાત્ર, બન્ધુઓમાં, સાધુઓમાં તેમજ પાપીઓમાં સમાનભાવવાળો અતિ શ્રેષ્ઠ છે. (૯)

વિવેચન- સમત્વ યોગરૂઢ જીવનું લક્ષણ છે. સર્વ જીવોનો સ્વાભાવિક ધર્મ સમત્વનો અંગીકાર કરે છે. જીવને આ ધર્મ ઇષ્ટ છે. સમત્વથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. વિષમભાવ સર્વને હાનિકર છે.

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०॥

શબ્દાર્થ-योगी-યોગી (નામ, પ્ર. એ. વ. પુ योगिन्) युञ्जीत-જોડાય (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ. એ. વ. युज् ૭ ગણ આત્મને૦) सततम्-ચાલુ (અવ્યય) आत्मानम्-આત્માને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) रहसि-એકાંતમાં (નામ, સ. એ. વ. रहस् નપુ.) स्थितः-સ્થિર થયેલો (વિશેષણ, વિ. योगी) एकाकी-એકલો (વિશેષણ, વિ योगी) यतचित्तात्मा-જેને મન, ઇન્દ્રિય સહિત શરીરને જીતેલું છે (વિશેષણ, વિ योगी) निराशीः-આશા વિનાનો, વાસના વિનાનો (વિશેષણ, વિ. योगी) अपरिग्रहः-સંગ્રહ વિનાનો (વિશેષણ, વિ. योगी).

ભાવાર્થ- જેણે મન, ઇન્દ્રિયો સહિત શરીર, જીતેલું છે, વાસના રહિત, સંગ્રહ રહિત, એકલો જ એકાંતમાં રહેલો, હંમેશાં આત્માને યોગી ધ્યાનમાં જોડે છે. (૧૦)

વિવેચન- આ શ્લોક યોગીની સ્થિતિનું વર્ણન કરે છે જેણે બ્રહ્મભાવ કેળવેલો છે તેને પણ આ બાબત લક્ષમાં રાખવાની જરૂર છે: (૧) એકાંત સ્થિતિ: તાત્પર્ય કે પોતાના ચિંતની અવસ્થા એવી બનાવવી કે બ્રહ્મનું નિદર્શન થયા કરે. વિચાર પણ બ્રહ્મના તરફ રહ્યા કરે. (૨) એકલો

શબ્દાર્થ-तत्र-ત્યાં (અવ્યય) एकाग्रम्-એકાગ્ર (વિશેષણ, વિ. मनः) मनः-મનને (નામ, દ્વિ. એ. વ. मनस् નપું.) कृत्वा-કરીને (વિધેય કૃદંત) यतचित्तेन्द्रियक्रियः-ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને રોકેલી છે જેણે (વિશેષણ, વિ. योगी; चित्तस्य इन्द्रियाणां क्रियायतः येन इति બહુવ્રીહિ) उपविश्य-બેસીને (વિધેય કૃદંત) आसने-આસન ઉપર (નામ, સ. એ. વ. નપું. आसन) युञ्ज्यात्-જોડે (હિ. વિધ્યર્થ ૩ જો પુ એ. વ. युज् ૭ ગણુ પરસ્મૈ૦) योगम्-યોગને (નામ, દ્વિ. એ. વ. પુ.) आत्मविशुद्धये-અંતઃકરણની શુદ્ધિ માટે (નામ, ચ. એ. વ. સ્ત્રી. आत्मविशुद्धि).

ભાવાર્થ- તે આસન ઉપર બેસીને મનને એકાગ્ર કરીને ચિત્તની અને ઇન્દ્રિયોની ક્રિયા જેણે જીતી છે એવા એ અંતઃકરણની શુદ્ધિ માટે યોગને જોડવો. (૧૨)

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥

શબ્દાર્થ-समम्-સરખું (વિશેષણ, વિ कायशिरोग्रीवं) कायशिरोग्रीवम्-કાયા, માથું, ડોક (નામ, દ્વિ. એ વ. कायः, शिरः, ग्रीवा च द्वन्द्व) धारयन्-ધારણ કરનો (વ કૃ. વિશેષણ, વિ योगी) अचलम्-અચળ (વિશેષણ, વિ. कायशिरोग्रीवं) स्थिरः-સ્થિર, દૃઢ (વિશેષણ, વિ. योगी) संप्रेक्ष्य-જોઈને (વિધેય કૃદંત) नासिकाग्रम्-નાસિકાની અણી (નામ, દ્વિ. એ. વ) स्वम्-પોતાનું વિશેષણ, વિ. नासिकाग्रम्) दिशः-દિશાઓ (નામ, દ્વિ. બ. વ. दिश् સ્ત્રી) च-અને (અવ્યય) अनवलोकयन्-નહિ જોતો (વ. કૃ. વિશેષણ, વિ. योगी) प्रशान्तात्मा-સારી રીતે શાન્ત અંતઃકરણવાળો (વિશેષણ, વિ. योगी) विगतभीः-નિર્ભય, જેની બીક જતી રહી છે (विगताभीः यस्य इति બહુવ્રીહિ) ब्रह्मचारिव्रते-બ્રહ્મચારીના વ્રતમાં (નામ, સ એ. વ. પુ. ब्रह्मणि चरति इति ब्रह्मचारि तस्य व्रते इति તત્પુરુષ) स्थितः-સ્થિર થયેલો (વિશેષણ, વિ. योगी) मनः-મનને (નામ, દ્વિ

રહે એટલે સંગનો ત્યાગ કરે. તાત્પર્ય કે પોતાને હિતકર સંગતિ ઊભી કરે અને વિરુદ્ધ સંગતિ તજે. (૩) ચિત્ત અને અંતઃકરણ ઉપર કાબુ રાખે. આ કાબુ રાખવાનું પ્રયોજન એટલું જ છે કે ચિત્તમાં ખોટા તર્ક વિતર્ક થાય નહીં અને અંતઃકરણમાં મલિન ભાવો ઊભા થાય નહીં. (૪) કોઈ પણ પ્રકારની આશા રાખ્યા વિના પ્રારબ્ધવશાત્ જે કાંઈ મળે તેના પર પોતાનો જીવનનિર્વાહ કરે જીવનો સ્વભાવ લોભી છે. આ લોભીપણું આગળ નડતું હોવાથી આશાને નિર્મૂળ કરવાની જરૂર છે આશા એ બંધન છે. જીવને બંધનમાં રહેવું તેના કરતાં મુક્ત થવું સારું છે. (૫) ખાસ આવશ્યક બાબતો તરફ લક્ષ આપી તેટલા પુરતો (સંગ્રહ કરવો)

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥

શબ્દાર્થ-**शुचौ**-પવિત્ર, શુદ્ધ (વિશેષણ, વિ. देशे) **प्रतिष्ठाप्य**-મૂકીને, સ્થાપન કરીને (વિધેય કૃદંત) **देशे**-સ્થળમાં (નામ, સ એ વ. પુ देश) **स्थिरम्**-સ્થિર (વિશેષણ, વિ. आसनम्) **आसनम्**-આસનને (નામ, દ્વિ. એ. વ નપું. आसन) **आत्मनः**-પોતાના (નામ, ષ. એ. વ. પુ. आत्मन्) **न**-નહિ (અવ્યય) **अत्युच्छ्रितम्**-વધારે ઊંચું (વિશેષણ, વિ. आसनम्) **न**-નહિ (અવ્યય) **अतिनीचम्**-ઘણુ નીચું (વિશેષણ, વિ. आसनम्) **चैलाजिनकुशोत्तरम्**-વસ્ત્ર, મૃગચર્મ દર્ભવાળું (વિશેષણ, વિ. आसनम्).

ભાવાર્થ- પવિત્ર સ્થળમાં દર્ભ, મૃગચર્મ, વસ્ત્ર એકના ઉપર એક મૂકેલા, પોતાના આસનને, (જે) અતિ ઊંચુ નહીં, અતિ નીચું નહીં એવું સ્થિર કરીને (યોગ સાધવો) ૧૧

વિવેચન- આ શ્લોક યોગની ક્રિયાની શરૂઆત બતાવે છે. તેમાં ખાસ લક્ષ આપવાની જરૂર છે કે મનની સ્થિરતા રહેવી જોઈએ અને એનો ચંચળ ભાવ નષ્ટ થવો જોઈએ. સાથે સાથે અંતઃકરણની શુદ્ધિની પણ જરૂર છે. કારણ ત્યાં બ્રહ્મભાવનું પ્રાકટ્ય કરવું છે.

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥१२॥

શબ્દાર્થ-तत्र-ત્યાં (અવ્યય) एकाग्रम्-એકાગ્ર (વિશેષણ, વિ. मनः) मनः-મનને (નામ, દ્વિ. એ. વ. मनस् નપું.) कृत्वा-કરીને (વિધેય કૃદંત) यतचित्तेन्द्रियक्रियः-ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને રોકેલી છે જેણે (વિશેષણ, વિ. योगी; चित्तस्य इन्द्रियाणां क्रियायतः येन इति બહુવ્રીહિ) उपविश्य-બેસીને (વિધેય કૃદંત) आसने-આસન ઉપર (નામ, સ. એ. વ નપું. आसन) युञ्ज्यात्-જોડે (ક્રિ. વિધ્યર્થ ૩ જો પુ એ. વ. युज् ૭ ગણ પરસ્મૈ) योगम्-યોગને (નામ, દ્વિ. એ. વ. પુ) आत्मविशुद्धये-અંતઃકરણની શુદ્ધિ માટે (નામ, ચ. એ. વ. સ્ત્રી. आत्मविशुद्धि).

ભાવાર્થ- તે આસન ઉપર બેસીને મનને એકાગ્ર કરીને ચિત્તની અને ઇન્દ્રિયોની ક્રિયા જેણે જીતી છે એવા એ અંતઃકરણની શુદ્ધિ માટે યોગને જોડવો. (૧૨)

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥

શબ્દાર્થ-समम्-સરખું (વિશેષણ, વિ कायशिरोग्रीवं) कायशिरोग्रीवम्-કાયા, માથું, ડોક (નામ, દ્વિ. એ વ. कायः, शिरः, ग्रीवा च द्वन्द्व) धारयन्-ધારણ કરનો (વ કૃ. વિશેષણ, વિ योगी) अचलम्-અચળ (વિશેષણ, વિ. कायशिरोग्रीवं) स्थिरः-સ્થિર, દૃઢ (વિશેષણ, વિ. योगी) संप्रेक्ष्य-જોઈને (વિધેય કૃદંત) नासिकाग्रम्-નાસિકાની અણી (નામ, દ્વિ. એ. વ) स्वम्-પોતાનું વિશેષણ, વિ नासिकाग्रम्) दिशः-દિશાઓ (નામ, દ્વિ. બ. વ दिश् સ્ત્રી) च-અને (અવ્યય) अनवलोकयन्-નહિ જોતો (વ. કૃ. વિશેષણ, વિ. योगी) प्रशान्तात्मा-સારી રીતે શાન્ત અંતઃકરણવાળો (વિશેષણ, વિ. योगी) विगतभीः-નિર્ભય જેની બીક જતી રહી છે (विगताभीः यस्य इति બહુવ્રીહિ) ब्रह्मचारिव्रते-બ્રહ્મચારીના વ્રતમાં (નામ, સ. એ. વ. પુ ब्रह्मणि चरति इति ब्रह्मचारि तस्य व्रते इति તત્પુરુષ) स्थितः-સ્થિર થયેલો (વિશેષણ, વિ. योगी) मनः-મનને

શબ્દાર્થ-युञ्जन्-યોજનો (વ. કૃ. વિશેષણ, વિ. योगी) एवम्-એ પ્રમાણે (અવ્યય) सदा-હંમેશાં (અવ્યય) आत्मानम्-આત્માને, અંતઃકરણને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) योगी-યોગી (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) नियतमानसः-સ્વાધીન મનવાળો (વિશેષણ, વિ. योगी; नियतं मनः यस्य इति । બહુવ્રીહિ) शान्तिम्-શાન્તિને (નામ, દ્વિ. એ વ. સ્ત્રી शान्ति) निर्वाणपरमाम्-પરમાનંદ પરાકાષ્ઠાવાળી (વિશેષણ, વિ. शान्तिम्) मत्संस्थाम्- મારામાં સ્થિતિરૂપ (વિશેષણ, વિ शान्तिम्) अधिगच्छति-પામે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. अधि+गम् ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ- એ પ્રમાણે હંમેશાં આત્માને યોજેલો યોગી સ્વાધીન મનવાળો મારામાં સ્થિતિરૂપ પરમાનંદરૂપ પરાકાષ્ઠાવાળી શાન્તિ મેળવે છે. (૧૫)

વિવેચન- ચૌદમા શ્લોકની વસ્તુને અન્ય પ્રકારે અહીં આલેખી છે. બ્રહ્મમાં સ્થિતિ થાય છે અને આત્માનુભવ બને છે. પરમ શ્રેયઃ જેને કહેવામાં આવે છે તેનો અહીં અનુભવ થાય છે.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥

શબ્દાર્થ-न-નહિ (અવ્યય) अत्यश्नतः-વધારે ખાનારનો (વિશેષણ, વિ. पुरुषस्य) तु-તોપણ, અને વળી (અવ્યય) योगः-યોગ (નામ, પ્ર. એ. વ. પુ. योग) अस्ति-છે (ક્રિ. વ કાળ ૩ જો પુ એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) न, च-નહિ, અને (અવ્યય) एकान्तम्-તદ્દન, કેવળ (અવ્યય) अनश्नतः-નહિ ખાનારનો (વિશેષણ, વિ. पुरुषस्य) न, च-નહિ, અને (અવ્યય) अतिस्वप्नशीलस्य-વધારે ઊંઘનારનો (વિશેષણ, વિ. पुरुषस्य) (अति) जाग्रतः-વધારે જાગ્રત (વિશેષણ, વિ. पुरुषस्य) न, एव-નહિ, જ (અવ્યય) च-અને (અવ્યય) अर्जुन-અર્જુન (સંબોધન).

ભાવાર્થ- હે અર્જુન ! વધારે ખાનારનો (તે માટે), કેવળ નહીં ખાનારનો, વધારે ઊંઘનારનો, તેમજ વધારે ઉજાગરો કરનારનો યોગ નથી (સિદ્ધ થતો નથી). (૧૬)

એ. વ નપું. मनस् ) संयम्य–સંયમમાં રાખીને (વિધેય કૃદંત) मच्चित्तः–મારામાં ચિત્ત છે જેનું (વિશેષણ, વિ. योगी) युक्तः–સાવધ (જાગેલો) (વિશેષણ, વિ. योगी) आसीत–થાય (ક્રિ વિધ્યર્થ, ૩ જો પુ એ વ आस् ૨ ગણ આત્મને૦) मत्परः–મારામાં પરાયણ (વિશેષણ, વિ. योगी; मयि परं अयनं यस्य इति બહુવ્રીહિ)

ભાવાર્થ– કાયા, માથું અને ડોકને સીધા અને અચળ રાખીને પોતાની નાસિકાના અગ્રભાગને જોઈ ને દિશાઓને નહીં જોતા, સારી રીતે શાન્ત અંતઃકરણવાળો, ભય વિનાનો, બ્રહ્મમાં રમણ કરવાના વ્રતમાં સ્થિર થયેલો, મનને સંયમમાં રાખીને, મારામાં ચિત્તવાળો સાવધ અને મત્પરાયણ થઈ સ્થિત થાય છે (૧૩-૧૪)

વિવેચન– બારમા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે આસન તૈયાર કર્યા પછી કેવી રીતે આસન પર સ્થિર થવું તે તેરમા શ્લોકમાં બતાવે છે. આ ક્રિયા એની બહિરંગ છે.

ચૌદમા શ્લોકમાં એની અંતરક્રિયાનો સ્ફોટ છે. અંતઃકરણ ઉદ્વેગ વિનાનું જોઈએ. તાત્પર્ય કે, તર્ક–વિતર્ક વિનાનું જોઈએ. ખરા ખોટા વિચાર ન આવે તેવી સ્થિતિમાં રહેવું જોઈએ. કોઈ પણ પ્રકારનો ભય ઉત્પન્ન ન થાય તેવી વ્યવસ્થા કરવી જોઈએ બ્રહ્મચારીના ઠરેલા વ્રતે તેણે રહેવું જોઈએ. ખાનપાન વગેરેમાં ધ્યાન રાખવું જોઈએ. માત્ર સાત્વિક પદાર્થોનું જ સેવન કરવું જોઈએ. મિતાહાર માત્ર દેહને ટકાવવા પુરતો જ હોવો જોઈએ. બ્રહ્મમાં (વાસુદેવ ભગવાનમાં) ચિત્તને જોડી દેવું જોઈએ અને મન પર કાબુ રાખી મારા તરફ જ ચિત્ત અવલંબે એ પ્રકારે ચિત્તની પ્રવૃત્તિ બનાવવી આ પ્રકાર ચાલુ રહેતાં કોઈ કાળે પણ સાનુભાવતા પ્રાપ્ત થશે આ સાનુભાવતામાં કાંઈક સ્વરૂપદર્શન થતા તેનો વિલાસ પણ અનુભવાશે. બ્રહ્મસાક્ષાત્કારના અભિલાષીએ તો આ શ્લોક ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५॥

શબ્દાર્થ-युञ्जन्-યોજનો (વ. કૃ. વિશેષણ, વિ योगी) एवम्-એ પ્રમાણે (અવ્યય) सदा-હંમેશાં (અવ્યય) आत्मानम्-આત્માને, અંતઃકરણને (નામ, દ્વિ. એ. વ પુ आत्मन्) योगी-યોગી (નામ, પ્ર. એ. વ પુ. योगिन्) नियतमानसः-સ્વાધીન મનવાળો (વિશેષણ, વિ योगी; नियतं मनः यस्य इति । બહુવ્રીહિ) शान्तिम्-શાન્તિને (નામ, દ્વિ એ વ સ્ત્રી शान्ति) निर्वाणपरमाम्-પરમાનંદ પરાકાષ્ઠાવાળી (વિશેષણ, વિ. शान्तिम्) मत्संस्थाम्- મારામાં સ્થિતિરૂપ (વિશેષણ, વિ शान्तिम्) अधिगच्छति-પામે છે (ક્રિ વ. કા. ૩ જો પુ એ. વ. अधि+गम् ૧ ગણ પરસ્મૈ०)

ભાવાર્થ- એ પ્રમાણે હમેશાં આત્માને યોજેલો યોગી સ્વાધીન મનવાળો મારામાં સ્થિતિરૂપ પરમાનંદરૂપ પરાકાષ્ઠાવાળી શાન્તિ મેળવે છે. (૧૫)

વિવેચન- ચૌદમા શ્લોકની વસ્તુને અન્ય પ્રકારે અહીં આલેખી છે. બ્રહ્મમાં સ્થિતિ થાય છે અને આત્માનુભવ બને છે. પરમ શ્રેયઃ જેને કહેવામાં આવે છે તેનો અહીં અનુભવ થાય છે

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥

શબ્દાર્થ-न-નહિ (અવ્યય) अत्यश्नतः-વધારે ખાનારનો (વિશેષણ, વિ. पुरुषस्य) तु-તોપણ, અને વળી (અવ્યય) योगः-યોગ (નામ, પ્ર એ. વ પુ योग) अस्ति-છે (ક્રિ વ કાળ ૩ જો પુ એ વ. अस् ૨ ગણ પરસ્મૈ०) न, च-નહિ, અને (અવ્યય) एकान्तम्-તદ્દન, કેવળ (અવ્યય) अनश्नतः-નહિ ખાનારનો (વિશેષણ, વિ पुरुषस्य) न, च-નહિ, અને (અવ્યય) अतिस्वप्नशीलस्य-વધારે ઊંઘનારનો (વિશેષણ, વિ पुरुषस्य) (अति) जाग्रतः-વધારે જાગત (વિશેષણ, વિ पुरुषस्य) न, एव-નહિ, જ (અવ્યય) च-અને (અવ્યય) अर्जुन-અર્જુન (સંબોધન)

ભાવાર્થ- હે અર્જુન ! વધારે ખાનારાનો (તે માટે), કેવળ નહીં ખાનારાનો, વધારે ઊંઘનારનો, તેમજ વધારે ઉજાગરો કરનારનો યોગ નથી (સિદ્ધ થતો નથી) (૧૬)

युक्ताहार विहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥

**શબ્દાર્થ-युक्ताहारविहारस्य**-આહાર અને વિહાર જેના બરાબર છે (વિશેષણ, વિ. योगिनः; युक्तः आहारः विहारश्च यस्य इति બહુવ્રીહિ) **युक्तचेष्टस्य**-જેની ચેષ્ટા યોગ્ય છે (વિશેષણ વિ योगिनः, युक्ताः चेष्टाः यस्य इति બહુવ્રીહિ) **कर्मसु**-કર્મોમાં (નામ, સ બ વ નપુ कर्मन् ) **युक्तस्वप्नावबोधस्य**-ઊંઘ તથા જાગૃતિ છે બરાબર જેના (વિશેષણ, વિ योगिनः, युक्तः स्वप्नं अवबोधश्च यस्य इति બહુવ્રીહિ) **योगः**-યોગ (નામ, પ્ર એ વ પુ योग) **भवति**-થાય છે (ક્રિ વ કા ૩ જો પુ એ વ ભૂ ૧ ગણ પરસ્મૈ०) **दुःखहा**-દુઃખને હણનારો (વિશેષણ, વિ. योगिनः, दुःखं हन्ति इति ઉપપદ)

**ભાવાર્થ**- યુક્ત છે આહાર વિહાર જેના, કર્મમાં જેની ચેષ્ટા યુક્ત છે, ઊંઘ જાગૃતિ બરાબર છે, તેનો યોગ દુઃખને નાશ કરનાર થાય છે (૧૭)

વિવેચન- [illegible] ૧૬ અને ૧૭મા [illegible] મા બતાવ્યું છે કે યોગ
ના અભિલાષીએ [illegible] રમા નિયમિ [illegible] . જોઈએ દેહ અને
મનને એવી રીતે [illegible] યોગમા સ. [illegible] નહીં કે કોઈ જાતનો
અવરોધ કરે

ભાવાર્થ– જ્યારે અત્યંત વશ કરેલું ચિત્ત પરમાત્મામાં જ અવસ્થાન કરે છે ત્યારે સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થઈ સમત્વ બુદ્ધિવાળો પુરુષ યોગી કહેવાય છે. (૧૮)

વિવેચન– આ શ્લોક યોગમાં સ્થિરભાવ ક્યારે થાય છે તેનું લક્ષણ આપે છે. (૧) ચિત્ત નિયમિત રહે છે. (૨) નિઃસ્પૃહતા–તાત્પર્ય કે કોઈ પણ પ્રકારની લોભમય પ્રવૃત્તિ ન થવી આ બે પ્રકાર પર જો બરાબર ધ્યાન આપવામાં આવશે તો ચિત્ત સ્થિર થતાં અંતઃકરણના દોષો નાશ પામશે અને ત્યાં બ્રહ્મનો બોધ થતાં બ્રહ્મમયતાનો અનુભવ કરાશે. કોઈક સ્થિર સ્વરૂપનો ચિત્તમાં આવિર્ભાવ થાય ત્યારે તે સ્વરૂપને બરાબર ધારણાપૂર્વક ધ્યાનમાં ઉતારી લેવું. કેટલાએ વખત સુધી આ પ્રકારના સ્વરૂપનું ધ્યાન થયા કરશે અને પછી તે તેજના રૂપમાં ફેરવાઈ જશે આ જગ્યા ઉપર ब्रह्मज्योतिः सनातनम्નો અનુભવ થશે.

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥१९॥

શબ્દાર્થ–यथा–જેવી રીતે (અવ્યય) दीपः–દીવો (નામ, પ્ર એ. વ પુ. दीपः) निवातस्थः–વાયુરહિત સ્થાનમાં રહેલો (વિશેષણ, વિ. दीपः) न–નહિ (અવ્યય) इङ्गते–હાલે છે (ક્રિ. વ. કા ૩ જો પુ એ વ. इङ्ग ૧ ગણ આત્મને૦) सा–તે (સર્વનામ, પ્ર એ વ સ્ત્રી. तत्) उपमा–ઉપમા (નામ, પ્ર એ વ. સ્ત્રી. उपमा) स्मृता–કહેવાય છે, સમજાય છે, બતાવાય છે (વિશેષણ, વિ. उपमा) योगिनः–યોગીની (નામ, ષ એ. વ પુ. योगिन्) यतचित्तस्य–જેનું ચિત્ત રોકાયેલું છે એવાનું (વિશેષણ, વિ योगिनः) युञ्जतः–યોજાતો (વિશેષણ, વિ. योगिनः) योगम्–યોગને (નામ, દ્વિ એ વ પુ योग) आत्मनः–પરમાત્માનો (નામ, ષ. એ. વ. પુ. आत्मन्).

ભાવાર્થ– જેવી રીતે વાયુરહિત સ્થાનમાં રાખેલો દીવો હાલતો નથી તેવી જ રીતે પરમાત્માના યોગમાં (ધ્યાનમાં) યોજતા ચિત્તવાળા યોગીને તેવી જ (નહીં હાલતા દીવા જેવી) ઉપમા અપાય છે. (૧૯)

વિવેચન–આ શ્લોકમાં યોગીએ પોતાની પરિસ્થિતિ કેવી

તે મસળાવે છે. બહારના પદાર્થની કોઈ પણ જાતની અસર તેના પર થવી ન જોઈએ અને પોતાનું અનુસંધાન કાયમને કાયમ રહેવું જોઈએ. આત્માનો પ્રકાશ અવિચ્છિન રહે.

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥

શબ્દાર્થ-**यत्र**-જ્યાં (અવ્યય) **उपरमते**-શાન્ત થાય છે (ક્રિ. વ. કા જો પુ. એ. વ. **उप+रम्** ૧ ગણ આત્મને૦) **चित्तम्**-ચિત્ત (નામ, પ્ર. એ નપું. **चित्त**) **निरुद्धम्**-રોકાયેલું (વિશેષણ, વિ. **चित्तम्**) **योगसेवया**-યોગ અભ્યાસથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી. **योगसेवा**) **यत्र**-જ્યાં (અવ્યય) **च, एव** અને, વળી જ (અવ્યય) **आत्मना**-આત્માવડે, શુદ્ધ બુદ્ધિવડે (નામ, તૃ. એ. વ. પુ **आत्मानम्**-પરમાત્માને (નામ, દ્વિ. એ. વ. પુ. **आत्मन्**) **पश्यत्**-જોતો, સાક્ષા કરતો (વ. કૃ. વિશેષણ, વિ. **योगी**) **आत्मनि**-પોતાનામાં, અંતઃકરણમાં (નામ, ૨ એ. વ. પુ.) **तुष्यति**-સંતોષ પામે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **तुष्** ૪ ગ પરસ્મૈ૦)

ભાવાર્થ- જ્યાં (જે યોગમાં) નિરુદ્ધ થયેલું ચિત્ત યોગના સેવનથ ઉપરમે છે; જ્યાં શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિવડે પરમાત્માને સાક્ષાત્ કરત આત્મામાં જ (અંતઃકરણમાં જ) સંતોષ પામે છે. (૨૦)

વિવેચન- ચિત્તની શાન્તિ, બુદ્ધિનો સૂક્ષ્મભાવ, પરમાત્માન સાક્ષાત્કાર અને આત્મસંતોષ. આ ચાર વસ્તુઓ એક પછી એક યોગ અભ્યાસ દ્વારા અંતઃકરણરૂપી ક્ષેત્રમાં અનુભવાય છે ચિત્તનું વિકલપ (અસ્થિરપણુ) જતાં સ્થિરતા પ્રાપ્ત થાય છે અને એ સ્થિરતા બુદ્ધિ સંયોગમાં જતાં બુદ્ધિનો સૂક્ષ્મભાવ પ્રકટ કરે છે. તાત્પર્ય કે ચિત્તનો લૌકિ વ્યાસંગ દૂર થતાં બુદ્ધિમાં રહેલા વિકારભાવો ઓછા થઈ જાય છે અ ઝીણવટથી પોતાનું કાર્ય કરવાનો નિશ્ચય કરે છે. આ પ્રકારનુ એનું ઝી વટપણું સૂક્ષ્મભાવના નામથી ઓળખાય છે. આ પ્રકારનો સૂક્ષ્મભાવ તૈય થતાં પહેલાં સમસ્ત દોષો નાબુદ થઈ જશે એટલે અંતઃકરણ શુદ્ધ થઈ જા પછી અભ્યાસીએ આગળથી ધ્યાન કરેલું સ્વરૂપ બ્રહ્મભાવે અથવા પરમાત્માભ

અંતઃચક્ષુથી (ધ્યાનથી) દષ્ટ થશે આ અનુભવ થતાં કોઈક પ્રકારનો આનંદ જણાશે. આ આનંદમાં કેટલીક મસ્તભાવ આવે છે. આ મસ્તભાવને આત્મસંતોષ નામથી ઓળખાય છે. આ આત્મસંતોષ નિર્વિકારી છે.

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥

શબ્દાર્થ–**सुखम्**–સુખ, આનંદરસ (નામ, દ્વિ. એ. વ. નપું.) **आत्यन्तिकम्**–અનંત, અનંત આનંદમય રસ (વિશેષણ, વિ. **सुखम्**) **यत्, तत्**–જે, તે સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **बुद्धिग्राह्यम्**–શુદ્ધ બુદ્ધિ વડે ગ્રહણ કરવા યોગ્ય (વિશેષણ, વિ **सुखम्** **अतीन्द्रियम्**–ઇન્દ્રિયથી અતીત વિશેષણ, વિ. **सुखम्**) **वेत्ति**–જાણે છે, અનુભવે છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **विद्** ૨ ગણ પરસ્મૈ૦) **यत्र**–જ્યાં (અવ્યય) **न, च, एव**–નહિ, અને, જ (અવ્યય) **अयम्**–આ (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **इदम्**) **स्थितः**–સ્થિર થયેલો (ભૂ કૃ. વિશેષણ, વિ. **अयम्**) **चलति**–ખસી જાય છે, ચલાયમાન થાય છે (ક્રિ. વ. કા. ૩ જો પુ. એ. વ. **चल्** ૧ ગણ પરસ્મૈ૦) **तत्त्वतः**–ભગવત્સ્વરૂપથી (નામ, પં. એ. વ. પુ. **तत्त्वतः**).

ભાવાર્થ– ઇન્દ્રિયો વડે નહીં ગ્રહણ કરાયેલું એવું કેવળ શુદ્ધ બુદ્ધિવડે ગ્રહણ કરવા યોગ્ય જે અનંત આનંદ છે તે આનદને જે અવસ્થામાં અનુભવ કરે છે અને સ્થિર થયેલો આ યોગી ભગવત્સ્વરૂપથી ચલાયમાન થતો નથી. (૨૧)

વિવેચન– આ શ્લોક સ્વરૂપજ્ઞાન અને સ્વરૂપરમણ સમજાવે છે. જ્યારે આત્મલાભ થાય છે ત્યારે અપૂર્વ આનંદ ઉદ્ભવે છે. એ આનંદનો અવધિ હોતો નથી. એમાં કોઈ વિલક્ષણ પ્રકારનું સુખ સમાયેલું હોય છે. જેને આત્યંતિક સુખ કહેવામાં આવે છે. યોગનો અભ્યાસી આ પ્રકારના સુખનો નિરંતર અનુભવ કરે છે. આ પ્રકારના અનુભવને સાનુભાવ લીલા કહેવામાં આવે છે.

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥

ભાવાર્થ– દુઃખરૂપ સંસારના સંયોગ રહિત, જે યોગ નામની સંજ્ઞાથી કહેવાય છે, તેને તારે સુખ જાણવું જોઈએ. નિર્વેદ (શોક) વિનાના ચિત્તવડે નિશ્ચયથી તે યોગ યોજાવવો જોઈએ. (૨૩)

વિવેચન– આ શ્લોકમાં ચિત્તની વૃત્તિઓ અંતર્મુખ રહેવી જોઈએ એવું સૂચવે છે. જો વૃત્તિઓ બહિર્મુખ થાય તો ચિત્તમાં સાંસારિક ખેદ આવવાનો પ્રસંગ થાય. એ કારણે ખેદ વિનાના ચિત્તે રહી યોગમાં પ્રવૃત્તિ રાખવી.

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥२४॥

શબ્દાર્થ-**संकल्पप्रभवान्**–સંકલ્પથી ઉત્પન્ન થનારા (વિશેષણ, વિ. **कामान्**) **कामान्**–કામનાઓને, વાસનાઓને (નામ, દ્વિ. બ. વ. પુ. **काम**) **त्यक्त्वा**–છોડીને (વિધેય કૃદંત) **सर्वान्**–બધા (સર્વનામ, દ્વિ. બ. વ પુ. **सर्व**) **अशेषतः**–નિઃશેષ (અવ્યય) **मनसा**–મનથી (નામ, તૃ. એ. વ. નપું. **मनस्**) **इन्द्रियग्रामम्**–ઇન્દ્રિયોના સમૂહને (નામ, દ્વિ. એ. વ. નપું. **इन्द्रियग्राम**) **विनियम्य**–નિયમમાં રાખીને (વિધેય કૃદંત) **समन्ततः**–બધી તરફથી (અવ્યય).

ભાવાર્થ– સંકલ્પોથી ઉત્પન્ન થનારી સર્વ કામનાઓને (વાસનાઓને નિઃશેષ તજીને મનવડે ઇન્દ્રિયોના સમૂહને– કામનાઓને બધી તરફથી નિયમમાં રાખીને (સારી રીતે વશમાં કરીને). (૨૪)

વિવેચન– સર્વ પ્રકારના કામોનો (ઇચ્છાઓનો) નિગ્રહ કરવો. બધા પ્રકારની ઇચ્છાઓ–સંકલ્પ (મનથી) થાય છે. એ કારણે મનને વશ રાખવા પ્રયત્નશીલ થવું. ખાસ કરીને યોગના અભ્યાસીએ તો વિશેષ પ્રયત્નશીલ થવાની જરૂર છે. જેનું મન વશમાં રહ્યું છે તેને અંતઃકરણ શુદ્ધ કરવામાં વિશેષ તકલીફ પડતી નથી.

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ॥२५॥

**शब्दार्थ–शनैः शनैः**–धीमे धीमे (अव्यय) **उपरमेत्**–शान्त पामवो जोईए, शान्त पामे (क्रि. विध्यर्थ ३ जो पु. ए. व. **उप+रम्** १ गण परस्मै०) **बुद्ध्या**–बुद्धिवडे (नाम, तृ. ए. व. स्त्री.) **धृतिगृहीतया**–धैर्यथी ग्रहण थयेली बुद्धिवडे (नाम, तृ. ए. व. स्त्री ) **आत्मसंस्थम्**–परमात्मामां स्थित थयेलुं (विशेषण, वि. **मनः**) **मनः**–मनने (नाम, द्वि. ए व. **मनस्** नपुं.) **कृत्वा**–करीने (विधेय कृदंत) **न**–नहि (अव्यय) **किञ्चित्**–कंई (अव्यय) **अपि**–पण (अव्यय) **चिन्तयेत्**–चिंतन करवुं जोईए (क्रि. विध्यर्थ, ३ जो पु. ए. व. **चिन्त्** १० गण परस्मै०)

**भावार्थ**–धीमे धीमे धैर्यथी ग्रहण करायेली बुद्धिवडे उपराम पामेल मनने परमात्मामां स्थित करी (परमात्मा सिवाय बीजुं) कांई पण चिंतवन न करे. (२५)

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥

**शब्दार्थ–यतः यतः**–जे जे कारणथी (अव्यय) **निश्चरति**–बहार जाय छे, सांसारिक पदार्थोमां विचरे छे (क्रि. व. का. ३ जो पु. ए. व. **निस्+चर्** १ गण परस्मै०) **मनः**–मन (नाम, प्र. ए. व. नपुं. **मनस्**) **चञ्चलम्**–चंचळ (विशेषण, वि. **मनः**) **अस्थिरम्**–अस्थिर (विशेषण, वि. **मनः**) **ततः ततः**–ते कारणमांथी (अव्यय) **नियम्य**–नियममां गणीने (विधेय कृदंत) **एतद्**–आ (सर्वनाम, द्वि. ए. व. नपुं. **एतद्**) **आत्मनि**–आत्मामां, परमात्मामा (नाम, स. ए. व. पु. **आत्मन्**) **एव**–ज, मात्र (अव्यय) **वशम्**–वशमां (नाम, द्वि. ए. व. पु **वश**) **नयेत्**–लई जवुं (क्रि. विध्यर्थ, ३ जो पु ए. व. **नी** १ गण परस्मै०)

**भावार्थ**– जे जे कारणथी चंचळ अने अस्थिर मन बहार (सांसारिक पदार्थोमां) विचरे छे त्यां त्यांथी तेने रोकीने परमात्मामां ज (वश) निरोध करवो जोईए (२६)

**विवेचन**– योगना अभ्यासीए बुद्धिनी स्थिरता राखवी जोईए. मनने वश करवुं जोईए अने चित्तव्यापार ब्रह्म तरफ राखवो जोईए.

ભાવોને બીજાના અંતઃકરણના ભાવો સાથે વિચારથી ગોઠવી તેમાં રહેલા બારીક ભાવોનો ઉકેલ કરી તેમાં રહેલું બ્રહ્મસત્વ તપાસવાની ટેવ પાડતાં સર્વત્ર સમદર્શનનો લાભ પ્રાપ્ત કરી શકે છે.

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥

**શબ્દાર્થ**–**યઃ**–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मद्**) **पश्यति**–જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **दृश्** (**पश्य**) ૧ ગણ પરસ્મૈ૦) **सर्वत्र**–બધે ઠેકાણે (અવ્યય) **सर्वम्**–બધું (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. **सर्व**) **च**–અને (અવ્યય) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. **अस्मत्**) **पश्यति**–જુવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **दृश्** (**पश्य**) ૧ ગણ પરસ્મૈ૦) **तस्य**–તેનું, તેનો (સર્વનામ, ષ. એ. વ. પુ. **तत्**) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मद्**) **न**–નહિ (અવ્યય) **प्रणश्यामि**–સારી રીતે નાશ પામું છું; અદશ્ય થાઉં છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. **प्र+नश्** ૪ ગણ પરસ્મૈ૦) **सः**–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **तत्**) **च**–અને (અવ્યય) **मे**–મારા માટે, મને (સર્વનામ, ચ. એ. વ. **अस्मत्**) **न**–નહિ (અવ્યય) **प्रणश्यति**–અદશ્ય થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **प्र+नश्** ૪ ગણ પરસ્મૈ૦)

**ભાવાર્થ**–જે સર્વત્ર (સર્વ ભૂતોમાં) (સર્વના આત્મારૂપ) મને જુએ છે અને સર્વ જગતને મારા સ્વરૂપમાં (અંતર્ગત) જુએ છે તેને માટે હું અદશ્ય નથી થતો. (કારણ કે તેનો સમભાવ મારામાં તેમજ જગતમાં સ્થિત છે.) (૩૦)

વિવેચન–આ શ્લોક પ્રતિજ્ઞારૂપે છે. ૨૯ શ્લોક પર્યંત સુધીની પરાકાષ્ઠાએ પહોંચેલો કોઈ પણ અભ્યાસી હશે તેને બ્રહ્મ સાથે એવો ભાવ પ્રગટ થશે કે કેવળ સમભાવ જ રહેશે. હું તેનો નાશ નહિ કરું અને તે મારો નાશ નહિ કરે એટલે કે ભેદ છુટી જતાં અભેદ સિદ્ધ થશે. તાત્પર્ય કે 'હું' અને 'તુ'માં તેમજ 'તે'માં કોઈ પ્રકારનો ભેદ રહેશે નહિ.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।

શબ્દાર્થ-युञ्जन्-જોડતો, યોજતો (વ. કૃ. વિશેષણ, વિ. योगी) एवम्-એ રીતે (અવ્યય) सदा-હમેશાં (અવ્યય) आत्मानम्-પરમાત્માને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) योगी-યોગી (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) विगतकल्मषः-પાપરહિત (વિશેષણ, વિ. योगी) सुखेन-સુખથી (નામ, તૃ. એ. વ. નપું.) ब्रह्मसंस्पर्शम्-બ્રહ્મ સાક્ષાત્કારનો (નામ, દ્વિ. એ. વ. પુ.) अत्यन्तम्-અનંતને (વિશેષણ, વિ. सुखम्) सुखम्-સુખને (નામ, દ્વિ. એ. વ. નપું. सुख) अश्नुते-મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अश् ૫ ગણ આત્મને૦)

**ભાવાર્થ**-સદા આત્માને યોજતો પાપરહિત યોગી પરમાત્માને સાક્ષાત્કારરૂપ, અનંત સુખને એ પ્રકારે સહેલાઈથી મેળવે છે. (૨૮)

**વિવેચન**-પરમાનંદનો અનુભવ નિત્યક્રિયામાં પોતાના અંતઃકરણે ઠેરવેલી રીતિએ ચાલુ રાખવાથી પરિણામે અનંત સુખની પ્રાપ્તિ થાય છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥

શબ્દાર્થ-सर्वभूतस्थम्-બધા પ્રાણીઓમાં રહેલો (વિશેષણ, વિ. आत्मानम्) आत्मानम्-આત્માને, પરમાત્માને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) च-અને (અવ્યય) आत्मनि-આત્મામાં, પોતાનામાં (નામ, સ. એ. વ. પુ.) ईक्षते-જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. ईक्ष् ૧ ગણ આત્મને૦) योगयुक्तात्मा-યોગથી જોડાયેલો છે આત્મા જેનો (વિશેષણ, વિ. योगी) सर्वत्र-બધે (અવ્યય) समदर्शनः-બધે સમાનભાવથી જોનાર (વિશેષણ, વિ. योगी)

**ભાવાર્થ**-યોગથી જેનો આત્મા યુક્ત થયેલો છે (તથા) સર્વમાં સમભાવથી જોનારો યોગી આત્માને સર્વભૂતોમાં રહેલો અને પોતાનામાં જુએ છે. (૨૯)

**વિવેચન**-આ શ્લોક ઇન્દ્રિયવૃત્તિઓના અને અંતઃકરણની વૃત્તિઓના સ્થૂલભાવોનું રૂપાંતર કરી સૂક્ષ્મભાવવાળા બનાવી તેમાંથી પણ એક જ બ્રહ્મનાં લક્ષણો જોવાની ટેવ પાડવાનું શીખવે છે. એટલે પોતાના અંતઃકરણના

ભાવોને બીજાના અંતઃકરણના ભાવો સાથે વિચારથી ગોઠવી તેમાં રહેલા બારીક ભાવોનો ઉકેલ કરી તેમાં રહેલું બ્રહ્મસત્વ તપાસવાની ટેવ પાડતાં સર્વત્ર સમદર્શનનો લાભ પ્રાપ્ત કરી શકે છે.

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥

**શબ્દાર્થ**–**યઃ**–જે (સર્વનામ, પ્ર. એ. વ પુ.) **मामू**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) **पश्यति**–જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. दृश् (पश्य) ૧ ગણ પરસ્મૈ૦) **सर्वत्र**–બધે ઠેકાણે (અવ્યય) **सर्वम्**–બધું (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. सर्व) **च**–અને (અવ્યય) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) **पश्यति**–જુવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. दृश् (पश्य) ૧ ગણ પરસ્મૈ૦) **तस्य**–તેનું, તેનો (સર્વનામ, ષ. એ. વ. પુ. तत्) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) **न**–નહિ (અવ્યય) **प्रणश्यामि**–સારી રીતે નાશ પામું છું; અદશ્ય થાઉં છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. प्र+नश् ૪ ગણ પરસ્મૈ૦) **सः**–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) **च**–અને (અવ્યય) **मे**–મારા માટે, મને (સર્વનામ, ચ. એ. વ. अस्मत्) **न**–નહિ (અવ્યય) **प्रणश्यति**–અદશ્ય થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. प्र+नश् ૪ ગણ પરસ્મૈ૦)

**ભાવાર્થ**–જે સર્વત્ર (સર્વ ભૂતોમાં) (સર્વના આત્મારૂપ) મને જુએ છે અને સર્વ જગતને મારા સ્વરૂપમા (અતર્ગત) જુએ છે તેને માટે હું અદશ્ય નથી થતો. (કારણ કે તેનો સમભાવ મારામાં તેમજ જગતનાં સ્થિત છે.) (૩૦)

**વિવેચન**–આ શ્લોક પ્રતિજ્ઞારૂપે છે. ૨૯ શ્લોક પર્યંત સુધીની પરાકાષ્ઠાએ પહોંચેલો કોઈ પણ અભ્યાસી હશે તેને બ્રહ્મ સાથે એવો ભાવ પ્રગટ થશે કે કેવળ સમભાવ જ રહેશે. હું તેનો નાશ નહિ કરું અને તે મારો નાશ નહિ કરે એટલે કે ભેદ છુટી જતાં અભેદ સિદ્ધ થશે તાત્પર્ય કે 'હું' અને 'તુ'માં તેમજ 'તે'માં કોઈ પ્રકારનો ભેદ રહેશે નહિ.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।

सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥

શબ્દાર્થ-सर्वभूतस्थितम्-સર્વભૂતોમાં આત્મારૂપ સ્થિત (વિશેષણ, વિ. माम्) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) भजति-ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भज् ૧ ગણ પરસ્મૈ૦) एकत्वम्-એકત્વને, સામ્યભાવને, ઐક્ય, પ્રાણીમાં અંતઃસ્થ સમભાવ (નામ, દ્વિ. એ. વ. નપું. एकत्व) आस्थितः-રહેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. यः) सर्वथा-બધી રીતે (અવ્યય) वर्तमानः-વર્તતો (વિશેષણ, વિ. योगी) अपि-પણ (અવ્યય) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) योगी-યોગી, ભગવત્સંબંધ પ્રાપ્ત કરેલો, બ્રહ્મસંબંધ કરેલો (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) मयि-મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) वर्तते-વર્તે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. वृत् ૧ ગણ આત્મને૦)

ભાવાર્થ-જે સર્વભૂતોમાં આત્મારૂપે સ્થિત થયેલો મને ઐક્યભાવથી ભજે છે, તે યોગી સર્વ પ્રકારે વર્તતો છતાં પણ મારામાં જ વર્તે છે. (૩૧)

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

શબ્દાર્થ-आत्मौपम्येन-પોતાના સદ્દશત્વથી, પોતાના જ જેવું (નામ, તૃ. એ. વ. आत्मा एव उपमा यस्य इति બહુવ્રીહિ) सर्वत्र-બધે ઠેકાણે (અવ્યય) समम्-સરખું (વિશેષણ, વિ. सुखं दुःखं च) पश्यति-જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. दृश् (पश्य) ૧ ગણ પરસ્મૈ૦) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) अर्जुन-અર્જુન (સંબોધન) सुखम्-સુખને (નામ, દ્વિ. એ. વ. નપું. सुख) वा-અથવા (અવ્યય) यदि-જો (અવ્યય) वा-અથવા (અવ્યય) दुःखम्-દુઃખને (નામ, દ્વિ. એ. વ. નપું. दुःख) सः-તે (સર્વનામ, પ્ર એ. વ પુ. तत्) योगी-યોગી (નામ, પ્ર એ. વ. પુ योगिन्) परमः-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. योगी) मतः-મનાયો છે (ભૂ. કૃ. વિશેષણ, વિ योगी)

ભાવાર્થ-હે અર્જુન ! જે યોગી બધે ઠેકાણે સુખ અથવા દુઃખને

સરખું આત્માની ઉપમાથી જુએ છે તે પરમ મનાયો છે. કર્તા, ક્રિયા અને ફળ બ્રહ્મરૂપ છે. (૩૨)

વિવેચન–કોઈ પણ ભગવદ્ અનુભાવ તૈયાર કરનાર ભક્ત અથવા યોગી સમકક્ષામાં છે. યોગી ત્યાગપૂર્વક એકચભાવનો અનુભવ બધી જગાએ કરે છે. ભક્ત ત્યાગી હોય અથવા ન પણ હોય તો પણ તેની ભાવના તો એકતામાં જ (માત્ર ભગવાનમાં) સ્થિર રહે છે. આ રીતે યોગી અથવા ભક્ત પરમ શાન્તિને પ્રાપ્ત કરતાં કરતાં ભગવદ્રસનો અનુભવ કરે છે. वह्नि=वह् ધાતુને नि નામનો પ્રત્યય છે. वह् એટલે લઈ જવું. તાત્પર્ય કે વસ્તુનો, કે સ્થૂલભાવનો નાશ કરી સૂક્ષ્મભાવમાં પલટાવી બ્રહ્મ સાથે એકભાવ કરી આપવો એટલે ધર્મ. वह्नि=વાહક=લઈ જનાર. આ કારણે અશ્વને પણ અગ્નિની તુલના આપવામાં આવે છે. વેદમાં ઘણી જગ્યાએ અશ્વને અગ્નિરૂપે મનાવવામાં આવેલો છે અને એવા જ આશયથી સૂર્યને પણ સાત અશ્વવાળા રૂપમાં બેઠેલો બતાવે છે. બ્રાહ્મણમાં બ્રહ્મભાવ કુદરતી રીતે હોય છે; પરંતુ જેમ કાચ પોતે સ્વચ્છ છતાં તેના પર મેલના થર ચઢવા દઈએ તો તેમાં મુખદર્શન થઈ શકે નહીં. તેવી જ રીતે બ્રાહ્મણના અંતઃકરણમાંનો બ્રહ્મભાવ અજ્ઞાનતાના થરથી આચ્છાદિત થઈ જાય તો બ્રહ્મદર્શન થાય નહિ. અભ્યાસના ઘર્ષણથી અંતઃકરણ નિર્મળ બનતાં બ્રહ્મનો આવિર્ભાવ થાય છે. બ્રહ્મભાવવાળા બ્રાહ્મણને ભૂદેવની સંજ્ઞા આપવામાં આવે છે.

अर्जुन उवाच ।

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥३३॥

શબ્દાર્થ–यः–જે (સર્વનામ, પ્ર. એ વ. પુ) अयम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. પુ इदम्) योगः–યોગ (નામ, પ્ર એ વ. પુ. योग) त्वया–તારા વડે (સર્વનામ, તૃ. એ વ. युष्मत्) प्रोक्तः–કહેવાયો છે (ભૂ. કૃ વિશેષણ, વિ. योगः) साम्येन–સમત્વવડે (નામ, તૃ. એ વ. નપું. साम्य) मधुसूदन–કૃષ્ણ, મધુ=મોહ; સૂદન=નાશક; મોહનો નાશક (સંબોધન) एतस्य–આનો, તેનો (સર્વનામ, ષ એ વ. एतद् પુ.) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) न–નહિ (અવ્યય)

पश्यामि-જોઉં છું (ક્રિ. વ. કા. એ. વ. दृश् (पश्य) ૧ ગણ પરસ્મૈ૦) चञ्चलत्वात्-ચંચળતાને લીધે (નામ, પં. એ. વ. નપું. चञ्चल) स्थितिम्-સ્થિતિ (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. स्थिति) स्थिराम्-સ્થિર, લાંબા કાળ સુધી ટકે એવી (વિશેષણ, વિ. स्थितिम्)

ભાવાર્થ-હે મધુસૂદન ! તારા વડે આજે જે યોગ સમભાવથી કહેવાયો તેની લાંબા કાળ સુધી ટકે એવી સ્થિતિ મનની ચંચળતાને કારણે હું જોઈ શકતો નથી. (૩૩)

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

શબ્દાર્થ-चञ्चलम्-ચંચળ (વિશેષણ, વિ. मनः) हि-ચોક્કસ (અવ્યય) मनः-મન (નામ, પ્ર. એ. વ मनस् નપું.) कृष्ण-હે કૃષ્ણ (સંબોધન) प्रमाथि-પ્રમથન કરે એવું, ગભરાવે એવું (વિશેષણ, વિ. मनः) बलवत्-બલવાન (વિશેષણ, વિ. मनः) दृढम्-દૃઢ (વિશેષણ, વિ. मनः) तस्य-તેનો (સર્વનામ, ષ. એ. વ. નપું. तत्) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) निग्रहम्-નિગ્રહ, વશ (નામ, દ્વિ. એ. વ. પુ. निग्रह) मन्ये-માનું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. मन् ૪ ગણ આત્મને૦) वायोः-વાયુનો (નામ, ષ. એ. વ. પુ. वायु) इव-માફક (અવ્યય) सुदुष्करम्-અત્યંત કઠિન (વિશેષણ, વિ निग्रहम्)

ભાવાર્થ-હે કૃષ્ણ ! મન ચંચળ, પ્રમથન કરનારૂં, બળવાન અને આગ્રહી છે. તેનો નિગ્રહ વાયુના જેવો અત્યંત કઠિન હું માનું છું. (૩૪)

વિવેચન-શ્લોક ૩૩-૩૪. અત્યાર સુધીના શ્લોકોમાં સમત્વ પ્રાપ્ત કરવા યોગીની પ્રક્રિયા કહી. વળી, તેમાં ફળ પણ બતાવ્યું; પરંતુ અર્જુનને શંકા થઈ એ શંકા આ શ્લોકમાં બતાવે છે. યોગમાં મન ઉપર નિગ્રહ કરવાનો વિષય છે અને મનનો સ્વભાવ અતિ ચંચળ હોવાથી નિગ્રહ અશક્ય છે એમ અર્જુન જણાવે છે. વાસુદેવને અહીં મધુસૂદન નામથી સંબોધે છે. એથી સમજાય છે કે મધુ નામના દૈત્યનો વાસુદેવ છે. મધુસૂદનનો અર્થ મોહનાશક થાય છે. જ્યાં સુધી મન મોહાંધ હોય છે ત્યાં સુધી એની ચંચ-

ળતા રહે છે. મોહમાંથી નિવૃત્ત થવા સતત યોગાભ્યાસની જરૂર છે. યોગાભ્યાસમાં વાસુદેવનું સ્વરૂપધ્યાન હોવું જોઈએ. આ સ્વરૂપધ્યાન દ્વારા અંતઃકરણના ધર્મો અલૌકિક ભાવોને પ્રાપ્ત કરે છે એટલે મોહનો નાશ થાય છે. મોહનો નાશ થતાં વ્યગ્ર મન દૃઢ થાય છે.

श्रीभगवानुवाच ।

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥३५॥

શબ્દાર્થ–**असंशयम्**–સંશય વિનાનું, ખરેખર (અવ્યય) **महाबाहो**–અર્જુન (સંબોધન) **मनः**–મન (નામ, પ્ર. એ. વ. નપું. **मनस्**) **दुर्निग्रहम्**–વશ કરવું કઠિન છે (વિશેષણ, વિ. **मनः**) **चलम्**–ચંચળ, હાલતું (વિશેષણ, વિ. **मनः**) **अभ्यासेन**–વારંવાર યત્ન કરવાથી (નામ, તૃ. એ. વ. પુ. **अभ्यास**) **तु**–પરંતુ (અવ્યય) **कौन्तेय**–હે અર્જુન ! (સંબોધન) **वैराग्येण**–વૈરાગ્યથી (નામ, તૃ. એ. વ. નપું. **वैराग्य**) **च**–અને (અવ્યય) **गृह्यते**–પકડાય છે, વશ થાય છે (ક્રિ. વર્ત. કર્મણિ ૩ પુ. એ. વ. **गृह्** ૯ ગણ આત્મને૦)

ભાવાર્થ–હે મહાબાહો ! ખરેખર (સંશય વિના) મન કઠિનતાથી વશમાં આવે એવું ચંચળ છે, તો પણ હે કૌન્તેય ! અભ્યાસ વડે (વારંવાર યત્ન કરવા વડે) અને વૈરાગ્યથી (મોહત્યાગ વડે) વશ થાય છે. (૩૫)

વિવેચન–માયાથી મન લિપ્ત હોય છે ત્યાં સુધી નિગ્રહ થતો નથી. માયાને દૂર કરવા ભગવદ્ધ્યાન દ્વારા ભગવદ્શક્તિ વધારવી. આ પ્રકારે લૌકિકભાવો ઓછા થતા જશે અને માયા દૂર થશે. માયા જતાં બધું જ સુલભ થઈ શકે છે.

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६॥

શબ્દાર્થ–**असंयतात्मना**–જેણે મનને વશ કર્યું નથી એવા થે.

(વિશેષણ, વિ. **योगिना; न संयतः आत्मा यस्य इति** બહુવ્રીહિ) **योगः**–યોગ (નામ, પ્ર. એ. વ. પુ. **योग**) **दुष्प्रापः**–પ્રાપ્ત થવું કઠિન છે (વિશેષણ, વિ **योगी; दुःखेन प्राप्तुं शक्यः इति** ઉપપદ) **इति**–એમ (અવ્યય) **मे**–મારી (સર્વનામ. ષ. એ. વ. **अस्मत्**) **मतिः**–મત, અભિપ્રાય (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. **मति**) **वश्यात्मना**–વશ કરાયેલા મનવાળા વડે (વિશેષણ, વિ. **योगिना**) **तु**–પરંતુ (અવ્યય) **यतता**–યત્નશીલ વડે (વ. કૃ. વિશેષણ, વિ. **योगिना**) **शक्यः**–થઈ શકવા યોગ્ય (વિધેય કર્મણિ કૃદંત) **अवाप्तुम्**–પ્રાપ્ત કરવાને (હેત્વર્થ કૃદંત, ૫ ગણ **अव+आप्**) **उपायतः**–સાધનથી, ઉપાયથી (નામ, પં. એ. વ. **तः** પ્રત્યય)

ભાવાર્થ–જેણે મનને વશ કર્યું નથી, એવા પુરુષ વડે યોગ પ્રાપ્ત થવો કઠિન છે; પરંતુ જેણે મનને વશ કર્યું છે એવા પ્રયત્નશીલ પુરુષ વડે સાધનથી પ્રાપ્ત કરવાને શક્ય છે એવી મારી મતિ છે. (૩૬)

વિવેચન–વાસુદેવ ભગવાન પોતાનો અભિપ્રાય આપે છે. યોગ દુષ્પ્રાપ્ય છે. તે મહામહેનતે પ્રાપ્ત થાય છે. માત્ર વિશેષ પ્રયત્નની અપેક્ષા છે. પ્રયત્નમાં નિષ્ફળ જતાં, હિંમત ન હારી, પ્રયત્નને ચાલુને ચાલુ રાખવામાં આવે તો મનને વશમાં રાખી શકાય ખરૂં. નિશ્ચય કાયમ રહેવો જોઈએ. અગવડતા તો આવે; પણ ધૈર્યથી પ્રયાસ ચાલુ રાખી, અગવડતાએ દૂર કરી, મધુસૂદનનો આશ્રય લઈ, નિત્ય અભ્યાસથી મન વશ કરી શકાય છે.

अर्जुन उवाच ।

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७॥

શબ્દાર્થ–**अयतिः**–શિથિલ પ્રયત્ન કરનાર (નામ, પ્ર એ વ પુ. **अयति**) **श्रद्धया**–શ્રદ્ધા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. **श्रद्धा**) **उपेतः**–રહેનારો (ભૂ. કૃ. વિશેષણ, વિ. **अयतिः**) **योगात्**–યોગથી (નામ પં. એ. વ. પુ.) **चलितमानसः**–ચલાયમાન માનસવાળો (વિશેષણ, વિ. **अयतिः**) **अप्राप्य**–નહિ પ્રાપ્ત કરીને (વિધેય કૃદંત) **योगसंसिद्धिम्**–યોગની સિદ્ધિને, ભગવત્સાક્ષાત્કારને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **योगसंसिद्धि**) **काम्**–કયી (વિશેષણ, વિ. **गतिम्**) **गतिम्**–ગતિને (નામ, દ્વિ. એ. વ.

સ્ત્રી. गति) कृष्ण-હે કૃષ્ણ (સંબોધન) गच्छति-જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. गम् (गच्छ्) ૧ ગણ, પરસ્મૈ૦)

**ભાવાર્થ**-હે કૃષ્ણ ! શિથિલ પ્રયત્ન કરનારો, શ્રદ્ધાવાળો, યોગથી ચલિત મનવાળો, ભગવત્સાક્ષાત્કાર નહિ પામીને કયી ગતિ મેળવે ? (૩૭)

વિવેચન-અર્જુન શંકા કરી પૂછે છે કે કોઈક જીવ લોકમાર્ગને છોડીને ભગવદ્ પ્રાપ્તિના માર્ગે છે; પરંતુ લક્ષ્યસ્થાને તે પહોંચ્યો નથી. આવા જીવે લોકમાર્ગ છોડેલો છે; પરંતુ. તેમાં તેને થોડા મોહ રહી ગયો હોય છે, તેમજ ભક્તિમાર્ગમાં પણ તે સ્થિર થયો હોતો નથી એટલે બન્ને માર્ગમાં એની વિભ્રમતા જણાય છે. આ પરિસ્થિતિમાં એની શી ગતિ થશે તેવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥

**શબ્દાર્થ**-कच्चित्-શું (અવ્યય) न-નહિ (અવ્યય) उभयविभ्रष्टः-બન્ને બાજુએથી (ભગવત્પ્રાપ્તિ અને સાંસારિક ભોગોથી) ભ્રષ્ટ થયેલો (વિશેષણ, વિ. पुरुषः; उभयाभ्यां विभ्रष्टः ઉપપદ) छिन्नाभ्रम्-છુટું પડેલુ વાદળુ (નામ, પ્ર એ વ. પુ) इव-માફક (અવ્યય) नश्यति-નાશ પામે છે (ક્રિ વ કા. ૩ પુ એ. વ नश् ૪ ગણ પરસ્મૈ૦) अप्रतिष्ठः-પ્રતિષ્ઠા વિનાનો, આશ્રય વિનાનો (ભૂ કૃ. વિશેષણ, વિ. पुरुषः) ब्रह्मणः-ભગવત્પ્રાપ્તિના (નામ, ષ એ. વ નપું ब्रह्मन्) पथि-માર્ગમાં (નામ સ. એ વ. પુ पथिन्)

**ભાવાર્થ**-હે મહાબાહો ! શું ભગવત્પ્રાપ્તિના માર્ગમાં મોહિત થયેલો આશ્રયરહિત પુરુષ છુટાં પડેલાં વાદળાંની માફક ભગવત્પ્રાપ્તિ અને સાંસારિક ભોગોથી ભ્રષ્ટ થઈ નાશ તો નથી પામતો ? (૩૮)

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयास्यस्य छेत्ता न ह्युपपद्यते ॥३९॥

શબ્દાર્થ-एतद्-એ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) मे-મારો (સર્વનામ, ૫. એ. વ. अस्मत्) संशयम्-સંશયને (નામ, દ્વિ. એ વ. પુ) कृष्ण-હે કૃષ્ણ (સંબોધન) छेत्तुम्-છેદવાને (હેત્વર્થ કૃદંત) अर्हसि-યોગ્ય છે (ક્રિ વ. કા. ૨ પુ. એ. વ. अर्ह् ૧ ગણ પરસ્મૈ૦) अशेषतः-સમૂળ, જેમ ગ્રહે નહીં એવું (અવ્યય) त्वत् अन्यः-તારા સિવાય બીજો (સર્વનામ, પ્ર. એ વ. પુ) संशयस्य-સંશયનું, સંશયને (નામ, ૫. એ. વ. પુ संशय) अस्य-જેનું, જેનો (સર્વનામ, ૫ એ. વ. પુ. इदम्) छेत्ता-ભાંગનાર (નામ, પ્ર. એ. વ. પુ छेतृ) न-નહિ (અવ્યય) हि-ચોક્કસ (અવ્યય) उपपद्यते-મળે (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ કર્મણિ उप+पद् ૪ ગણ આત્મને૦)

ભાવાર્થ-હે કૃષ્ણ ! આ મારા સંશયને શેષ રહે નહિ એવી રીતે દૂર કરવા યોગ્ય છે. તારા સિવાય બીજો આ સંશયને દૂર કરનાર નહિ જ મળી શકે. (૩૯)

વિવેચન-અર્જુન ભગવાનને કહે છે કે તમારા વિના મારો સંશય કોઈ ટાળે એમ નથી. કારણ કે જીવ ભગવાનનો અંશ છે. એટલે જીવને જ્યાં જ્યાં અગવડતા પડે ત્યાં ત્યાં પોતે જેનો અંશ છે તેનો આશ્રય લે. એ સિવાય બીજાનો આશ્રય બની શકતો નથી અને તેથી સંશય છેદવાનું કામ તેને સોંપવામાં આવે છે. સગવડ અને અગવડ બન્નેમાં ભગવદાશ્રય રહેવો જોઈએ આ ભગવદાશ્રયને ભગવન્માર્ગમાં સ્થિરભાવ કહેવામાં આવે છે. સુખમાં સોની અને દુઃખમાં રામ એ પ્રમાણે બનવું ન જોઈએ.

श्रीभगवानुवाच ।

पार्थनैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥

શબ્દાર્થ-पार्थ-હે અર્જુન (સંબોધન) न; एव, इह-નહિ; જ; આ લોકમાં (અવ્યય) न; अमुत्र-નહિ; પરલોકમાં (અવ્યય) विनाशः-વિનાશ (નામ, પ્ર. એ. વ. પુ. विनाश) तस्य-તેનો (સર્વનામ, ૫ એ વ. પુ. तत्) विद्यते-છે (ક્રિ. વ. કા કર્મણિ ૩ પુ. એ. વ. विद् ૨ ગણ આત્મને૦) न; हि-નહિ; કારણ કે (અવ્યય)

**कल्याणकृत्**–શુભ કર્મ કરનાર, ભગવત્ અર્થ કરનાર (નામ, પ્ર. એ. વ. પુ.) **कश्चित्**–કોઈ પણ (સર્વનામ, પ્ર. એ. વ. પુ) **दुर्गतिम्**–દુર્ગતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **दुर्गति**) **तात**–અર્જુન, વ્હાલા (સંબોધન) **गच्छति**–જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **गम् (गच्छ्)** ૧ ગણ પરસ્મૈ૦)

**ભાવાર્થ–હે પાર્થ ! તે પુરુષનો નથી આ લોકમાં તેમજ નથી પર**લોકમાં પણ વિનાશ થતો; કારણ કે હે વ્હાલા ! શુભ કર્મ કરનારો કોઈ પણ દુર્ગતિને પામતો નથી. (૪૦)

**વિવેચન**–ભગવાન ભગવન્માર્ગમાં વિચરનારની સામાન્યભાવે સ્થિતિ સમજાવે છે. એમાં કલ્યાણકૃત્ શબ્દ વાપરેલો છે. કલ્યાણકૃત્ એટલે પોતાનું અથવા કોઈનું પણ કલ્યાણ કરનાર ઉપલા શ્લોકની સંગતિ સાથે આ શ્લોકને લઈએ ત્યારે કલ્યાણકૃત્નો અર્થ ભગવન્માર્ગમાં વિચરનારનું કલ્યાણ કરનાર એવો અર્થ ઘટી શકે છે કલ્યાણ એટલે જીવાત્માનો ભગવાનની સાથેનો સંબંધ કરી આપવો એવો અર્થ થાય છે નહિ કે સંસારમાં એકબીજાને મદદ કરી યશ ખાટવો જો માત્ર યશ ખાટવા પૂરતુ જ કાર્ય કરવામા આવે તો તે કેવળ ઉપાધિ છે અને એવી ઉપાધિ જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ કે ભગવન્માર્ગમાં વિક્ષેપરૂપ છે.

प्राप्य पुण्यकृतां लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१॥

શબ્દાર્થ–**प्राप्य**–મેળવીને (વિધેય કૃદન્ત) **पुण्यकृताम्**–પુણ્ય કરનારાઓના (નામ, ષ બ વ પુ) **लोकान्**–લોકોને, સ્વર્ગાદિ લોકોને (નામ, દ્વિ. બ વ. પુ.) **उषित्वा**–રહીને, વસીને (વિધેય કૃદન્ત, **वस्** ૧ ગણ, પરસ્મૈ૦) **शाश्वतीः**–ઘણા (વિશેષણ, વિ **समाः**) **समाः**–વર્ષો (નામ, દ્વિ બ. વ સ્ત્રી **समा**) **शुचीनाम्**–શુદ્ધ આચરણવાળાઓના (નામ. ષ. બ વ પુ **शुचिन्**) **श्रीमताम्**–શ્રીમત પુરુષોના (નામ, ષ. બ વ પુ **श्रीमत्**) **गेहे**–ઘરમાં (નામ, સ. એ. વ નપુ. **गेह**) **योगभ्रष्टः**–યોગથી ભ્રષ્ટ થયેલો (નામ, પ્ર. એ. વ. પુ **योगभ्रष्ट**) **अभिजायते**–જન્મે છે (ક્રિ વ કા ૩ પુ એ. વ **अभि+जन्** ૪ ગણ આત્મને૦)

ભાવાર્થ-પુણ્ય કરનારના લોકોને (સ્વર્ગાદિને) પ્રાપ્ત કરીને ઘણા કાળ સુધી રહીને, યોગભ્રષ્ટ પુરુષ શુદ્ધ આચરણવાળા શ્રીમંત પુરુષોના ઘરમાં જન્મે છે. (૪૧)

વિવેચન-આ શ્લોક યોગભ્રષ્ટની પુનરાવૃત્તિ બતાવે છે. કોઈક કાળે ભગવદ્યોગ સિદ્ધ કરતાં કરતાં વચમાં દેહ છૂટી જાય તો યોગભ્રષ્ટની દશામાંનું ફળ એને પ્રાપ્ત થાય છે એટલે સ્વર્ગ ઈત્યાદિનું સ્થાન એને મળે છે. ત્યાં કેટલોક કાળ ટકે છે અને પછીથી ભગવદ્યોગ સિદ્ધ થઈ શકે એવા કોઈક પવિત્ર આચાર, વિચાર અને બુદ્ધિવાળા સ્થાનમાં એનો જન્મ થાય છે. આ સ્થળ પરથી જ એને ભગવન્માર્ગમાં આગળ વધવાનુ બની શકશે કારણ આચાર, વિચાર અને બુદ્ધિના વિકાસક્ષેત્રમાં મદદરૂપ એનું જન્મસ્થાન ઉપયોગમાં આવશે.

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥

શબ્દાર્થ-अथवा-અથવા (અવ્યય) योगीनाम्-યોગીઓના (નામ, ષ. બ. વ પુ. योगिन्) एव-જ, માત્ર (અવ્યય) कुले-કુળમા (નામ, સ. એ. વ. નપું. कुल) भवति-થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ. भू ૧ ગણ, પરસ્મૈ૦) धीमताम्-બુદ્ધિવાળાના, જ્ઞાનવાળાના (નામ, ષ. બ વ પુ. धीमत्) एतद्-એ, તે (સર્વનામ, પ્ર. એ. વ. નપુ. एतद्) हि-ચોક્કસ (અવ્યય) दुर्लभतरं-અતિ દુર્લભ (વિશેષણ, વિ. जन्म) जन्म-જન્મ (નામ, પ્ર. એ. વ. નપુ. जन्मन्) लोके-લોકમાં (નામ, સ એ વ. નપું. लोक) यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપુ. यत्) ईदृशम्-આના જેવુ. (વિશેષણ, વિ. जन्म)

ભાવાર્થ-અથવા (નિઃસાધન વૈરાગ્યવાન પુરુષ તે તે લોકમા એટલે પુણ્યકૃત્ લોકોમાં ન જતા) બુદ્ધિવાન, જ્ઞાનવાન યોગીઓના કુલમાં જ જન્મે છે. આ પ્રકારનો જે જન્મ છે તે લોકમાં ઘણો જ દુર્લભ છે. (૪૨)

વિવેચન-આ શ્લોક કોઈક વૈરાગ્યવાન જીવના સંબંધમાં છે. વૈરાગ્યવાનની સ્થિતિમાં એનો દેહ પડે છે; પણ વૈરાગ્ય સિદ્ધ થયો નથી એ કારણે

ન્યૂનતા રહી. આ ન્યૂનતા પૂરી કરવા એનો ભાવિ જન્મ કોઈક બુદ્ધિવાન અને યોગવાનના ઘરમાં થાય છે આ પ્રકારનો જન્મ લોકમાં દુર્લભ છે. આ પ્રકારનો જન્મ થવાથી એનામાં તીવ્ર જ્ઞાનયોગ તૈયાર થતો જશે. કારણ કે જે ઘર એને પ્રાપ્ત થયું છે તે ઘરમાં બુદ્ધિ અને યોગનો વિકાસ છે. એનો લાભ એને પ્રાપ્ત થશે.

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥४३॥

શબ્દાર્થ-**तत्र**-ત્યાં (અવ્યય) **तम्**-તેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. **तत्**) **बुद्धिसंयोगम्**-સમત્વબુદ્ધિના યોગને, તેના સંસ્કારને (નામ, દ્વિ. એ. વ. પુ. **बुद्धिसंयोग**) **लभते**-મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **लभ्** ૧ ગણ આત્મને॰) **पौर्वदेहिकम्**-પૂર્વ દેહનું, પૂર્વ દેહ સબંધનો (વિશેષણ, વિ **बुद्धिसंयोगम्**) **यतते**-પ્રયાસ કરે છે (ક્રિ વ કા. ૩ પુ એ વ **यत्** ૧ ગણ, આત્મને॰) **च**-અને (અવ્યય) **ततः**-તેથી, તેનાથી (અવ્યય) **भूयः**-ફરીથી (અવ્યય) **संसिद्धौ**-ભગવત્પ્રાપ્તિરૂપ સિદ્ધિમાં (નામ, સ. એ. વ સ્ત્રી **संसिद्धि**) **कुरुनन्दन**-અર્જુન (સંબોધન)

ભાવાર્થ-ત્યાં તે પૂર્વદેહના સંબંધીનો બુદ્ધિસંયોગ મેળવે છે અને ત્યાં હે કુરુનન્દન ! ફરીથી ભગવત્પ્રાપ્તિરૂપ સંસિદ્ધિને માટે યત્નશીલ થાય છે. (૪૩)

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥

શબ્દાર્થ-**पूर्वाभ्यासेन**-પૂર્વજન્મના અભ્યાસ વડે, ગત જન્મના અભ્યાસ વડે (નામ, તૃ એ વ પુ **पूर्वअभ्यास**) **तेन**-તેના વડે (સર્વનામ, તૃ એ. વ. પું. **तत्**) **एव**-જ, માત્ર (અવ્યય) **ह्रियते**-ખેંચાઈ જાય છે, હરાઈ જાય છે, ભગવાન તરફ ખેંચાય છે (ક્રિ વર્ત. કર્મણિ ૩ પુ એ. વ. **हृ** ૧ ગણ આત્મને॰) **हि**-ચોક્કસ (અવ્યય) **अवशः**-વિષયોના વશમાં રહેનારો (વિશેષણ, વિ **सः**) **अपि**-પણ (અવ્યય) **सः**-તે (સર્વનામ, પ્ર એ વ પુ **तत्**) **जिज्ञासुः**-જીજ્ઞાસુ, જાણવાની ઇચ્છાવાળો (નામ, પ્ર. એ. વ. પુ **जिज्ञासु**) **अपि**-પણ (અવ્યય) **योगस्य**-યોગનું,

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥

શબ્દાર્થ–योगिनाम्–યોગીઓનો (નામ, ૫. બ. વ. પુ योगिन्) अपि–પણ (અવ્યય) सर्वेषाम्–બધાઓનો (સર્વનામ, ૫. બ. વ. પુ सर्व) मद्गतेन–મારામા લાગેલા (વિશેષણ, વિ. अन्तरात्मना) अन्तरात्मना–અંતરાત્મા વડે (નામ, તૃ. એ. વ. પુ) श्रद्धावान्–શ્રદ્ધાવાળો (વિશેષણ, વિ यः) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ) भजते–ભજે છે (ક્રિ. વ કા ૩ પુ એ. વ भज् ૧ ગણ આત્મને૦) माम्–મને (સર્વ. દ્વિ. એ વ अस्मत्) सः–તે (સર્વ. પ્ર. એ. વ. પુ तत्) मे–મારો (સર્વ. ૬ એ વ. अस्मत्) युक्ततमः–પરમશ્રેષ્ઠ, યોગીઓમાં ઉત્તમ (વિશેષણ, વિ. सः) मतः–માનેલો, માન્ય (ભૂ કૃ. વિશેષણ, વિ. सः)

ભાવાર્થ–બધા પ્રકારના યોગીઓમા મારામાં લાગેલા અંતરાત્મા વડે જે શ્રદ્ધાવાન મને ભજે છે તે મારા બધા યોગીઓથી (તપોયોગી, જ્ઞાનયોગી, કર્મયોગી) શ્રેષ્ઠ મને માન્ય છે. (૪૭)

વિવેચન–સર્વ પ્રકારના યોગ સિદ્ધ કરનારાઓમાંથી કોઈક સર્વથી વધારે ઉત્તમ છે શ્રદ્ધાવાન, શુદ્ધ ચિત્તથી નિરંતર ભજનાર અને સર્વ કર્મ-ફળનો ત્યાગી જ પરમયોગી બની શકે છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥६॥

卐

# अध्याय ७ – ज्ञानविज्ञानयोग

श्रीभगवानुवाच ।

> मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
> असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥

**શબ્દાર્થ**–**मयि**–મારામાં (સર્વનામ, સ એ વ. **अस्मत्**) **आसक्तमनाः**–આસક્ત થયેલુ છે મન જેનું એવો (વિશેષણ, પ્રિ **पुरुषः**; **आसक्तं मनः यस्य इति** બહુવ્રીહિ) **पार्थ**–અર્જુન (સંબોધન) **योगम्**–યોગને (નામ, દ્વિ એ વ પુ **योग**) **युञ्जन्**–યોજતો (વ કૃ વિશેષણ, પ્રિ **पुरुषः**) **मदाश्रयः**–મારો આશ્રય કરનારો, મારા પરાયણ થનારો (વિશેષણ, પ્રિ **पुरुषः**) **असंशयम्**–સંશય રહિત (અવ્યય) **समग्रम्**–સંપૂર્ણ રીતે, સંપૂર્ણ સાધનથી (વિશેષણ, દ્વિ **माम्**) **माम्**–મને (સર્વનામ, દ્વિ એ વ **अस्मत्**) **यथा**–જેવી રીતે (અવ્યય) **ज्ञास्यसि**–જાણીશ (ક્રિ ભ કા. ૨ પુ એ વ. **ज्ञा** ૯ ગણ પરસ્મૈ૦) **तत्**–તે (સર્વનામ, દ્વિ એ વ નપું. **तत्**) **शृणु**–સાભળ (ક્રિ આજ્ઞાર્થ, ૨ પુ એ. વ **श्रु** ૫ ગણ પરસ્મૈ૦)

**ભાવાર્થ**–મારામા અનન્ય પ્રેમવડે આસક્ત મનવાળો (અનન્યભાવથી) મારા પરાયણ રહેનારો યોગને યોજતો સંપૂર્ણ ઐશ્વર્યાદિ ગુણો અને મારી વિભૂતિ બલયુક્ત આત્મરૂપ મને જે પ્રકારે જાણશે તે પ્રકારે તું સાભળ (૧)

વિવેચન–આ શ્લોકમાં ભગવાન પોતે પોતાનું જ્ઞાન કેવી રીતે થઈ શકે તેની સમજણ આપે છે ભગવદ્દસ્વરૂપજ્ઞાનની ઇચ્છા કરનારે પોતાના મનને ભગવાનમા આસક્તિપૂર્વક લગાડી ભગવદ્દયોગમા પ્રવૃત્ત થવું અને

ભગવાનને સર્વ પ્રકારની વિભૂતિવાળો જાણવો. બુદ્ધિને નિશ્ચયપૂર્વક ભગવદ્‌-વિચારમાં જોડી દેવાથી તેમજ ચિત્તને ભગવદ્‌યોગમાં લગાડી તેને ભગવન્મય કરી દેવું. આ રીતે ચાલુ રાખતા રહેવાથી જ્ઞાન સાથે આશ્રય પણ સિદ્ધ થશે. અહીં ધ્યાન આપવાની એક ખાસ બાબત છે, ભગવન્માહાત્મ્યને યથાર્થ સમજી ભગવાનમાં સુદઢ સ્નેહ કરવો. સુદઢ સ્નેહ પ્રેમભાવને ઊભો કરશે. પ્રેમભાવથી ઊભી થયેલી ભક્તિ અનન્યભાવને વધારતાં ભગવદ્‌ આસ્વાદરસ પ્રાપ્ત થશે. આ રસને અમૃતરસ તરીકે ઓળખાવે છે. अमृतम् जुषस्व અમૃતને સેવો.

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

શબ્દાર્થ–ज्ञानम्–જ્ઞાન (નામ, દ્વિ. એ. વ. નપું. ज्ञान) ते (तुभ्यम्)–તને (સર્વનામ, ચ. એ. વ., युष्मद्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) सविज्ञानम्–રહસ્ય સાથે (વિશેષણ, વિ. ज्ञानम्) इदम्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. इदम्) वक्ष्यामि–કહીશ (ક્રિ. ભ. કા. ૧ પુ એ વ. वच् ૨ ગણ પરસ્મૈ૦) अशेषतः–સંપૂર્ણ રીતે, પૂરેપૂરું (અવ્યય) यत्–જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) ज्ञात्वा–જાણીને (વિધેય કૃદંત) न, इह–નહિ, આ લોકમાં (અવ્યય) भूयः–ફરીથી પછી (અવ્યય) अन्यत्–બીજું (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. अन्यत्) ज्ञातव्यम्–જાણવા યોગ્ય (વિધેય, કર્મણિ કૃ. વિશેષણ, વિ. अन्यत्) अवशिष्यते–બાકી રહે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ કર્મણિ अव+शिष् ૭ ગણ આત્મને૦)

ભાવાર્થ– હું તને રહસ્ય સહિત તત્ત્વજ્ઞાનને સંપૂર્ણ રીતે કહીશ, જેને જાણીને આ સંસારમાં પછી જાણવા જેવું બાકી રહેતું નથી. (૨)

વિવેચન– આ શ્લોકમાં વાસુદેવ ભગવાન અર્જુનને કહે છે કે હું તને વિજ્ઞાન સાથેનું જ્ઞાન આપું છું. આ જ્ઞાન બરોબર સિદ્ધ થતાં કોઈ પણ બીજા પ્રકારનું જ્ઞાન લેવાની તને ઈચ્છા થશે નહીં; તાત્પર્ય કે પૂર્ણ જ્ઞાન તને આપવામાં આવશે.

જ્ઞાન એટલે વસ્તુમાત્રમાં સૂક્ષ્મભાવે રહેલું બ્રહ્મસત્ત્વ. તે જુદા જુદા

શાસ્ત્રોના વાચન, વિચાર અને ભાવાર્થ સમજીને તૈયાર કરવામાં આવે છે. વિજ્ઞાન એટલે તૈયાર થયેલા જ્ઞાનનો વિવેકપૂર્વક અનુભવ કરી એકમેકતા સંપાદન કરવી. આ એકમેકતા બ્રહ્મભાવને ખીલવવા માટે છે. સૂક્ષ્મભાવથી એકમેકતા તપાસતાં રહેવું. તે વખતે જે જ્ઞાનરસ પ્રાપ્ત થાય તેનો અનુભવ કરવો. જ્ઞાન=अहं ब्रह्मास्मि । આ પ્રકારનું જ્ઞાન ઉપદેશથી પ્રાપ્ત તો થાય પણ તેનું મનન થતાં અનુભવાત્મક નિદિધ્યાસન બરોબર થતાં પૂર્ણભાવ તૈયાર થાય છે તેને વિજ્ઞાન નામથી ઓળખવામાં આવે છે.

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

શબ્દાર્થ–**मनुष्याणाम्**–માણસોમાંના (નામ, ૫ બ વ. પુ. **मनुष्य**) **सहस्रेषु**–હજારોમાં (વિશેષણ, વિ **पुरुषेषु**) **कश्चित्**–કોઈક (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) **यतति**–યત્ન કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **यत्** ૧ ગણ પરસ્મૈ૦) **सिद्धये**–સિદ્ધિને માટે (નામ, ચ. એ. વ. સ્ત્રી. **सिद्धि**) **यतताम्**–યત્ન કરનારાઓના (વ. કૃ. વિશેષણ, વિ. **सिद्धानाम्** ) **अपि**–પણ (અવ્યય) **सिद्धानाम्**–સિદ્ધ યોગીઓનું (નામ, ષ. બ. વ. પુ. **सिद्ध**) **कश्चित्**–કોઈક (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्** ) **वेत्ति**–જાણે છે (ક્રિ. વ કા. ૩ પુ. એ. વ. **विद्** ૨ ગણ) **तत्त्वतः**–તત્ત્વથી (નામ, પં. એ. વ. પુ. **तः** પ્રત્યય)

ભાવાર્થ– હજારો મનુષ્યોમાંથી કોઈક જ સિદ્ધિને માટે પ્રયત્ન કરે છે; યત્ન કરનારા સિદ્ધોમાંથી કોઈક જ મને તત્ત્વથી સમજે છે. (૩).

વિવેચન– જ્યારે જ્ઞાનને માટે કોઈ પણ માણસ ઈચ્છા કરે છે ત્યારે તે મેળવવા તે પ્રયત્ન કેમ કરતો નહિ હોય ? હજારોમાથી કોઈક જ પ્રયત્ન કરે છે. એ ઉપરથી સમજાય છે કે ઈચ્છા તો ઘણાને હોય પણ કાળ, કર્મ અથવા સ્વભાવ બાધક થતાં પ્રયત્ન તરફ એની વૃત્તિ થતી જ નથી. જો વૃત્તિ સ્થિર થાય તો પ્રયત્ન પણ સ્થિર થાય અને યોગ્ય સાધન પણ મળી આવે. સાધનનો યથાર્થ ઉપયોગ થાય તો પુરતું જ્ઞાન પણ તૈયાર થાય; પણ જે જ્ઞાન થયું છે તે જ્યાંસુધી અનુભવમાં ઉતારાય નહીં ત્યાં સુધી ભગવત્તત્ત્વ બરાબર સમજાય નહીં. એ કારણે શ્લોકમા કહ્યું કે "कश्चित् माम् वेत्ति तत्त्वतः" ।

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥

શબ્દાર્થ–ભૂમિઃ–ભૂમિ (નામ, પ્રં. એ. વ. સ્ત્રી.) આપઃ–જળ, પાણી (નામ, પ્ર. બ. વ. સ્ત્રી. હંમેશાં બહુવચનમાં વપરાય છે.) અનલઃ–અગ્નિ (નામ, પ્ર. એ. વ. પુ.) વાયુઃ–વાયુ (નામ, પ્ર. એ. વ. પુ વાયુ) खम्–આકાશ (નામ, પ્ર. એ. વ. નપું. ख) मनः–મન (નામ, પ્ર. એ. વ. નપું. मनम्) बुद्धिः–બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. बुद्धि) एव, च–માત્ર, અને (અવ્યય) अहंकारः–અહંકાર (નામ, પ્ર. એ. વ. પુ अहंकार) इति–એ પ્રમાણે (અવ્યય) इयम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી. इदम्) मे–મારી (સર્વનામ, ષ એ. વ. अस्मत्) भिन्ना–વહેંચાયેલી (વિશેષણ, વિ. प्रकृति) प्रकृतिः–પ્રકૃતિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. प्रकृति) अष्टधा–આઠ પ્રકારે (અવ્યય).

ભાવાર્થ– ભૂમિ, જળ, અગ્નિ, વાયું, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ પ્રમાણે આઠ પ્રકારે વહેંચાયેલી મારી આ પ્રકૃતિ છે. (૪)

વિવેચન– પ્રકૃતિનાં આઠ સ્વરૂપો બતાવ્યાં છે. આ આઠ સ્વરૂપોની ક્રિયા સ્વતઃ બનતી નથી. તો પણ એ બધાની પોતપોતાની ક્રિયા હોય એમ ભાસે છે. સત્ય તો એટલું જ છે કે જ્યાં જ્યાં જરૂર પડે ત્યારે ત્યારે પુરુષ (આત્મા) તે તે સ્વરૂપનો અંગીકાર કરે છે અને ક્રિયામાં પ્રાપ્ત થાય છે. પ્રકૃતિના ભાવોનું અવલંબન કરેલું હોવાથી પુરુષ–પ્રકૃતિ ભાવમય બને છે. આ પ્રકારે ક્રિયા ચાલે છે. પોતાની મૂલ અસંગતાનો વિચાર રાખે તો પ્રકૃતિના દોષો સંબધ કરે નહીં. આ આઠ પ્રકૃતિના સ્વરૂપો સિવાય એક બીજું વિલક્ષણ ભાવમગ્ન પ્રકૃતિનું સ્વરૂપ છે. જેને જીવ નામની સંજ્ઞા અપાય છે અને એ જગતને ધારણ કરે છે એટલે ચૈતન્યમય બનાવે છે.

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥

શબ્દાર્થ–अपरा–બીજી (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી.) इयम्–શ્લોક ૪ માં બતાવેલી (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી.) इतः–આનાથી (અવ્યય) अन्याम्–બીજી

(સર્વનામ, દ્વિ. એ. વ. સ્ત્રી. अन्या) **प्रकृतिम्**-પ્રકૃતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **प्रकृति**) **विद्धि**-જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. **विद्** ૨ ગણ, આત્મને૦) **मे**-મારી (સર્વનામ, ષ. એ. વ. **अस्मत्**) **पराम्**-પરા, ચેતનશક્તિ (સર્વનામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **परा**) **जीवभूताम्**-જીવરૂપ થયેલી (વિશેષણ, વિ. **पराम्**) **महाबाहो**-અર્જુન (સંબોધન) **यया**-જેના વડે (સર્વનામ, તૃ. એ. વ. સ્ત્રી. **यत्**) **इदम्**-આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **इदम्**) **धार्यते**-ધારણ કરાય છે (ક્રિ. વર્ત. કર્મણિ ૩ પુ. એ. વ. **धृ** ૧૦ ગણ) **जगत्**-જગત (નામ, પ્ર. એ વ. નપું.)

**ભાવાર્થ**– આ (અષ્ટધાપ્રકૃતિ) તો અપરા (જડપ્રકૃતિ) છે. મારી બીજી પ્રકૃતિને પરા (ચૈતન્યયુક્ત) જાણ; જીવરૂપ થયેલી એ પરા પ્રકૃતિ-વડે હે અર્જુન આ જગત ધારણ કરાય છે. (૫)

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥

**શબ્દાર્થ–एतद्योनीनि**–આ બે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા (વિશેષણ, વિ. **भूतानि**) **भूतानि**–પ્રાણીઓ, ભૂતો (નામ, દ્વિ. બ. વ. નપું.) **सर्वाणि**–બધા (સર્વનામ, દ્વિ. બ. વ. નપું) **इति**–એ પ્રમાણે (અવ્યય) **उपधारय**–સમજ, જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ. **उप+धृ** ૧૦ ગણ પરસ્મૈ૦) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **कृत्स्नस्य**–અખિલ (વિશેષણ, વિ. **जगतः**) **प्रभवः**–પ્રભવ, ઉત્પાદક (નામ, પ્ર. એ. વ. પુ **प्रभव**) **जगतः**–જગતનું (નામ, ષ. એ. વ નપું. **जगत्**) **प्रलयः**–નાશક, સંહારક (નામ, પ્ર એ. વ પુ. **प्रलय**) **तथा**–તેમ (અવ્યય)

**ભાવાર્થ**– આ બે પ્રકૃતિઓથી ઉત્પન્ન થયેલા સર્વ ભૂતોને તું જાણ. હું અખિલ જગતનો ઉત્પાદક તથા સંહારક છું. (૬)

**વિવેચન**– ઉપર જણાવેલી બે પ્રકારની પ્રકૃતિ દ્વારા જગતની ઉત્પત્તિ અને સંહાર થાય છે. ઉત્પત્તિ કહેવા દ્વારા પોષણનો વિભાવ પણ આવી જાય છે. વાસુદેવ કૃષ્ણ કહે છે કે હું તેનો ઉત્પાદક અને સંહારક છું. પ્રત્યેક ભૂત ઉત્પન્ન કરવામાં તેમજ નાશ કરવામાં કૃષ્ણ જ સમર્થ ઉત્પત્તિ, પોષણ અને સંહાર આ ત્રણે કૃષ્ણને આધારે બને છે.

કૃષ્ણને પરમતત્ત્વ કહેવામાં આવે છે.

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥**

શબ્દાર્થ–**मत्तः**–મારાથી (સર્વનામ, પં. એ. વ. **तः** પ્રત્યય) **परतरम्**–શ્રેષ્ઠ, વધારે શ્રેષ્ઠ (વિશેષણ, વિ. **वस्तु**) **न**–નહિ (અવ્યય) **अन्यत्**–બીજું (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **किञ्चित्**–કોઈક (સર્વનામ, પ્ર. એ. વ. નપું) **अस्ति**–છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૦) **धनञ्जय**–અર્જુન (સંબોધન) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. **अस्मत्**) **सर्वम्**–બધું (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **सर्व**) **इदम्**–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **सर्व**) **प्रोतम्**–પરોવાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. **सर्वम्**) **सूत्रे**–દોરામાં (નામ, સ એ. વ. નપું. **सूत्र**) **मणिगणाः**–મણકાઓ (નામ, પ્ર. બ. વ. પુ. **मणिगण**) **इव**–માફક, જેવું (અવ્યય).

ભાવાર્થ– હે ધનંજય ! મારા સિવાય કાંઈ પણ બીજું શ્રેષ્ઠ નથી. આ બધું સંપૂર્ણ જગત દોરામાં મણકાઓની માફક મારામાં પરોવાયેલું છે. (૭)

વિવેચન– આ શ્લોક વ્યવસ્થા બતાવે છે. મૂળ પ્રકૃતિમાં ગોઠવાયેલાં અને દોરામાં પરોવાયેલાં હોય એવી રીતે આ બધા જીવગણો તેમજ વિશ્વમાંના બીજા ભાવો છે.

**रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥**

શબ્દાર્થ–**रसः**–રસ (નામ, પ્ર. એ. વ. પુ. **रस**) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **अप्सु**–જળમાં (નામ, સ. બ. વ. નપું) **कौन्तेय**–હે અર્જુન (સંબોધન) **प्रभा**–પ્રભા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. **प्रभा**) **अस्मि**–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. **अस्** ૨ ગણ પરસ્મૈ૦) **शशिसूर्ययोः**–ચંદ્ર અને સૂર્યમાં (નામ, સ. દ્વિ. વ.) **प्रणवः**–પ્રણવ ૐ (નામ, પ્ર. એ. વ. પુ. **प्रणव**) **सर्ववेदेषु**–બધા વેદોમાં (નામ, સ. બ. વ. પુ.) **शब्दः**–શબ્દ (નામ, પ્ર. એ. વ. પુ. **शब्द**) **खे**–આકાશમાં (નામ, સ. એ. વ. નપું. **ख**) **पौरुषम्**–પુરુષત્વ (નામ, પ્ર. એ. વ. નપું. **पौरुष**)

नृषु-માણુસોમાં (નામ, સ. બ. વ. પુ. નૃ)

ભાવાર્થ- હે કૌન્તેય ! હું જળમાં રસ છું, ચંદ્ર અને સૂર્યમાં પ્રભા છું; બધા વેદોમાં પ્રણવરૂપ ૐ હું છું ( ॐ इति प्रणवः तस्मिन् यत् अर्धमात्रात्मकम् तत् कृष्णः ) આકાશમાં શબ્દ તથા પુરુષોમાં પુરુષત્વ હું છું. (૮)

વિવેચન- શ્લોક ૮ થી ૧૧ આ શ્લોકમાં ભગવાન પોતાનો સૂક્ષ્મભાવ કહે છે. દૃષ્ટાંત આપી પોતે સૂક્ષ્મતાથી ક્યાં ક્યાં કેવી રીતે રહે છે તે સમજાવે છે. જ્યાં જ્યાં રૂપ પ્રાકટ્ય બને છે ત્યાં ત્યાં ભગવત્તત્ત્વ સૂક્ષ્મભાવે પડેલું હોય છે. એ અને એના જેવી બીજી આકૃતિઓમાં પણ ભગવદ્ભાવ સૂક્ષ્મરૂપે અથવા શક્તિભાવે ત્યાં વિલસે છે. અર્થાત્ કારણભાવે બ્રહ્મ સર્વમાં રહે છે. બ્રહ્મની હાજરી જો કે સર્વત્ર છે છતાં પણ સૂક્ષ્મભાવે હોવાથી દેખી શકાતું નથી. કોઈક સંયોગે બ્રહ્મ વ્યક્ત સ્વરૂપ અંગીકાર કરી લે છે અને તેવા સમયે તેની સાથે સંબંધમાં આવતા ભાવુકોને કોઈક અપ્રતિમ લાભ પણ પ્રાપ્ત થાય છે.

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥

શબ્દાર્થ-पुण्यः-પવિત્ર (વિશેષણ, વિ. गन्धः) गन्धः-ગંધ (નામ, પ્ર. એ. વ. પુ गन्ध) पृथिव्याम्-પૃથ્વીમાં (નામ, સ. બ. વ. સ્ત્રી) च-અને (અવ્યય) तेजः-તેજ (નામ, પ્ર. એ. વ. નપું. तेजस्) अस्मि-છું (ક્રિ. વ. કા. ૧ પુ એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) विभावसौ-અગ્નિમાં, વિભાવસુમાં (નામ, સ એ વ. પુ. विभावसु) जीवनम्-જીવન (નામ, પ્ર એ વ નપું. जीवन) सर्वभूतेषु-સર્વ પ્રાણીઓમાં (નામ, સ. બ. વ. નપું.) तपः-તપ (નામ, પ્ર. એ. વ. નપું. तपस्) अस्मि-છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) तपस्विषु-તપસ્વીઓમાં (નામ, સ. બ. વ. तपस्विन्)

ભાવાર્થ-પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું. સર્વ પ્રાણીઓમાં જીવન અને તપસ્વીઓમા તપ હું છું (૯)

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

**શબ્દાર્થ-बीजम्**-બીજ (કારણ) (નામ, દ્વિ એ વ. નપું. **बीज**) **माम्**-મને (સર્વનામ, દ્વિ એ. વ. **अस्मत्**) **सर्वभूतानाम्**-સર્વ ભૂતોનુ (નામ, ષ બ. વ. નપું.) **विद्धि**-જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ વ. **विद्** ૨ ગણ આત્મને૦) **पार्थ**-અર્જુન (સંબોધન) **सनातनम्**-શાશ્વત (નામ, દ્વિ એ. વ. પુ. **सनातन**) **बुद्धिः**-બુદ્ધિ (નામ, પ્ર એ વ. સ્ત્રી **बुद्धि**) **बुद्धिमताम्**-બુદ્ધિમાનોની (નામ, ષ. બ. વ. પુ **बुद्धिमत्**) **अस्मि**-છુ (ક્રિ. વ. કા. ૧ પુ એ. વ **अस्** ૨ ગણ પરસ્મૈ૦) **तेजः**-તેજ (નામ, પ્ર એ. વ. નપુ **तेजस्**) **तेजस्विनाम्**-તેજસ્વીઓનું (નામ, ષ બ. વ. પુ. **तेजस्विन्**) **अहम्**-હુ (સર્વનામ, પ્ર. એ વ **अस्मत्**).

**ભાવાર્થ**- હે પાર્થ ! સર્વ ભૂતોનુ કારણ સનાતન મને જ જાણ. હું બુદ્ધિમાનોની બુદ્ધિ છુ અને તેજસ્વીઓનુ તેજ છું (૧૦)

बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥

**શબ્દાર્થ-बलम्**-બળ (નામ, પ્ર. એ વ નપું. **बल**) **बलवताम्**-બળવાનોનું (નામ, ષ બ વ પુ **बलवत्**) **कामरागविवर्जितम्**-આસક્તિ અને કામનાથી રહિત (વિશેષણ, વિ. **बलम्**) **धर्माविरुद्धः**-ધર્મને અનુકૂળ (વિશેષણ, વિ. **कामः**) **भूतेषु**-પ્રાણીઓમા (નામ, સ. બ. વ. નપું. **भूत**) **कामः**-કામ (નામ, પ્ર. એ. વ. પુ **काम**) **अस्मि**-છુ (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ **अस्** ૨ ગણ પરસ્મૈ૦) **भरतर्षभ**-અર્જુન, ભરતશ્રેષ્ઠ (સંબોધન)

**ભાવાર્થ**- હે ભરતશ્રેષ્ઠ ! હું બળવાનોનુ આસક્તિ અને કામનાથી રહિત બળ છુ અને સર્વભૂતોમાં ધર્મને અનુકૂળ એવો કામ હું છું. (૧૧)

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

શબ્દાર્થ–**યે**–જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **યત્**) **ચ, एव**–અને, જ (અવ્યય) **सात्त्विकाः**–સાત્ત્વિક, સત્ત્વગુણથી ઉત્પન્ન થનારા (વિશેષણ, વિ. **भावाः**), **भावाः**–ભાવો (નામ, પ્ર. બ. વ. પુ. **भाव**) **राजसाः**–રાજસ, રજોગુણથી ઉત્પન્ન થનારા (વિશેષણ, વિ **भावाः**) **तामसाः**–તમોગુણથી ઉત્પન્ન થનારા (વિશેષણ, વિ. **भावाः**) **च**–અને (અવ્યય) **ये**–જેઓ (સર્વનામ, પ્ર. બ વ. પુ. **यत्**) **मत्तः**–મારાથી (નામ, પં. એ. વ. **तः** પ્રત્યય) **एव**–જ, માત્ર (અવ્યય) **इति**–એ પ્રમાણે (અવ્યય) **तान्**–તેમને, તે ભાવને (સર્વનામ, દ્વિ. બ. વ. પુ.) **विद्धि**–જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ વ. **विद्** ૨ ગણ આત્મને૦) **न**–નહિ (અવ્યય) **तु**–તો પણ (અવ્યય) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ **अस्मत्**) **तेषु**–તેમનામા, તે ભાવોમાં (સર્વનામ, સ. બ વ. પુ **तत्**) **ते**–તેઓ, ભાવો (સર્વનામ, પ્ર. બ. વ. પુ **तत्**) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ **अस्मत्**)

ભાવાર્થ– અને વળી જે સાત્ત્વિક ભાવો રાજસ અને તામસ ભાવો છે તે મારાથી ઉત્પન્ન થયેલા જ જાણ; હું તેઓમા નથી અને તેઓ મારામાં નથી. (૧૨)

વિવેચન– ભાવોનું પ્રાકટ્ય બ્રહ્મમાંથી થાય છે. ભલે એ ભાવો વાસ્તવિક રાજસ કે તામસ હો. બ્રહ્મને આ ભાવો બાધક થતા નથી; એટલે બ્રહ્મ ભાવોમાં નથી. માત્ર બ્રહ્મની સત્તા એ ભાવોમાં ભાસમાન થાય છે. તો પણ બ્રહ્મ તેમાં નથી એટલે બ્રહ્મ ભાવોને પોતાના તાબામાં રાખે છે; નહીં કે ભાવોની સત્તામાં બ્રહ્મ છે. આ રીતે બ્રહ્મ પોતાનું સર્વોપરિત્વ (માહાત્મ્ય) રાખે છે એ કારણે એ અખંડ છે.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥

શબ્દાર્થ–**त्रिभिः**–ત્રણ વડે (વિશેષણ, વિ. **भावैः**) **गुणमयैः**–ગુણોના કાર્યરૂપ વડે (વિશેષણ, વિ. **भावैः**) **भावैः**–ભાવો વડે (નામ, તૃ. બ. વ. પુ) **एभिः**–એઓ વડે, ભાવો વડે (સર્વનામ, તૃ. બ. વ. **इदम्**) **सर्वम्**–સર્વ (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **सर्व**) **इदम्**–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું ) **जगत्**–જગત (નામ, પ્ર. એ. વ. નપું **जगत्**) **मोहितम्**–મોહ પામેલું (ભૂ કૃ વિશેષણ, વિ. **जगत्**)

न–નહિ (અવ્યય) अभिजानाति–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अभि+ज्ञा ૯ ગણ પરસ્મૈ૦) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) एभ्यः–એનાથી (સર્વનામ, પં. બ. વ. इदम्) परम्–શ્રેષ્ઠ (વિશેષણ, વિ. माम्) अव्ययम्–અવિનાશી (વિશેષણ, વિ. माम्; न विद्यते व्ययः यस्मात् इति બહુવ્રીહિ)

**ભાવાર્થ**–ગુણોના કાર્યરૂપ આ ત્રણ પ્રકારના ભાવો વડે આ સર્વ જગત મોહિત થયેલું આ ગુણોથી પર મને અવિનાશીને જાણ. (૧૩)

**વિવેચન**–ત્રણ ગુણથી સમસ્ત કાર્યો ઊભાં થાય છે. એ બધાં કાર્યો આ લોક અથવા પરલોક સંબંધી હોય છે. એ કારણે એ બધાં કાર્યો કામ્ય કહેવાય છે. એટલે કાર્યકર્તાનો આશય કામનાવાળો હોય છે, સ્વાર્થવાળો હોય છે. એ કારણે પરમાર્થતત્ત્વનું જ્ઞાન બની શકતું નથી. કારણ કે આ ત્રણ ગુણનાં કાર્યો જ્ઞાન, કર્મ અને ભક્તિ ઈત્યાદિમાં બાધક છે.

જો આ કાર્યો સાધક બનાવવાં હોય તો કાર્યોમાં ઉત્પન્ન થતા ફળની આશા રાખ્યા વિના ભગવત્ પ્રિત્યર્થે જ નિખાલસભાવે આવી પડેલાં કામો કરાય તો તે બાધક ન થતાં સાધક બની શકે ખરાં. માત્ર તેમાં કોઈ પણ જાતનો સ્વાર્થ હોવો જોઈએ નહિ. કેવળ ભગવદ્ અર્પણનો જ ભાવ રાખવો જરૂરી છે.

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥१४॥

**શબ્દાર્થ**–दैवी–દૈવી, અલૌકિક (વિશેષણ, વિ. माया) एषा–આ (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી. एतद्) गुणमयी–ત્રણ ગુણવાળી (વિશેષણ, વિ. माया) मम–મારી (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) दुरत्यया–દુસ્તર (વિશેષણ, વિ. माया; दुःखेन अत्येतुं योग्या इति ઉપપદ) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) एव–જ, માત્ર (અવ્યય) ये–જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) प्रपद्यन्ते–શરણે આવે છે, ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. प्र+पद् ૪ ગણ, આત્મને૦) मायाम्–માયાને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. माया) एताम्–એ (સર્વનામ, દ્વિ. એ. વ સ્ત્રી. एतद्) तरन्ति–તરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. तॄ (तर्) ૧ ગણ, પરસ્મૈ૦)

તે–તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. तत्)

ભાવાર્થ–મારી આ અદ્ભુત ત્રિગુણાત્મક માયા અતિ દુસ્તર છે પણ જેઓ મારે શરણે આવે છે (ભજે છે) તેઓ આ માયાને તરી જાય છે. (સંસારથી મુક્ત થાય છે.) (૧૪)

વિવેચન–ભગવાનની કોઈ શક્તિ છે જેને યોગમાયા નામથી ઓળખવામાં આવે છે. કેટલીક બીજી શક્તિઓ પણ છે જેમાંથી અનેક પ્રકારની ક્રિયાઓ પ્રસૃત થાય છે. વસ્તુતઃ ક્રિયાપદના ભાવવાચક પ્રત્યેક ક્રિયાના ભાવોમાં જેને શક્તિઓનો અનુભવ થાય છે એ બધી શક્તિઓ બ્રહ્મ (ભગવાન)માંથી નીકળેલી છે. જીવને જે જે વખતે જરૂર પડે છે તે તે વખતે તે તે શક્તિનું દાન થાય છે. એથી સમજાય છે કે યોગમાયાનું દાન થતું નથી, પણ તે સર્વભૂતોને નિયંત્રણમાં રાખવાની શક્તિ ધરાવે છે. એ કારણે કોઈ પણ જીવ, મનુષ્ય, દેવ ઈત્યાદિ યોગમાયાને કાબુમાં લાવી શકતું નથી. એથી એને દુરત્યયા કહેવામાં આવે છે. માત્ર ભગવદ્દશરણ અને ભગવદ્દસંબંધ ચાલુ ને ચાલુ રાખવાથી યોગમાયા મદદરૂપે આવી શકે છે અને એ રીતે એનો મુખ્ય ભાવ (નિયંત્રણભાવ) બદલી શકાય છે.

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥

શબ્દાર્થ–ન–નહિ (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) दुष्कृतिनः–નઠારાં કામ કરનાર (વિશેષણ, વિ. नराः; दुष्कृतिः येषां બહુવ્રીહિ) मूढाः–મોહ પામેલા (વિશેષણ, વિ. नराः) प्रपद्यन्ते–શરણે આવે છે, ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. प्र+पद् ૪ ગણ) नराधमाः–માણસોમાં અધમ (વિશેષણ, વિ. नराः; नरेषु अधमाः તત્પુ૦) मायया–માયા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. माया) अपहृतज्ञानाः–જેઓનું જ્ઞાન હણાઈ ગયું છે (વિશેષણ, વિ. नराः; अपहृतं ज्ञानं येषां બહુવ્રીહિ) आसुरम्–અસુર સંબંધી (વિશેષણ, વિ. भावम्) भावम्–ભાવને (નામ, દ્વિ. એ. વ. પુ.) आश्रिताः–આશ્રય કરેલા (વિશેષણ, વિ. नराः)

ભાવાર્થ–નઠારા આચરણવાળા મોહમાં ફસાયેલા નરોમાં

(હલકા) માયા વડે જેનું જ્ઞાન હણાયેલું એવા અને આસુરી ભાવને આશ્રય કરનારા મારે શરણે આવતા નથી. (૧૫)

વિવેચન–આ શ્લોકમાં ભગવદ્‌પ્રાપ્તિનો માર્ગ કેટલાએક જીવો લઈ શકતા નથી, તેનું કારણ સમજાવે છે.

પ્રકૃતિના ભાવોને વશ થયેલા જીવો પોતાનું હિત શામાં છે તે સમજી શકતા નથી અને દોષમય ભાવોને અંગીકાર કરે છે. દોષમય ભાવો માત્ર જુદા જુદા પ્રકારની મોહાસક્તિને વધારે છે એથી એમને (જીવોને) શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ કર્મ પ્રાપ્ત થતું નથી. આ પ્રકારે સતત (ચાલુ પ્રવાહ) બન્યા કરે છે. એક દુષ્ટ કર્મ અથવા દુષ્ટ ભાવ અનેક દુષ્ટ કર્મોને, દુષ્ટ ભાવોને ઊભા કરે છે. આ દુષ્ટ કર્મો અને દુષ્ટ ભાવોને આસુરી સંપત્તિ કહેવાય છે. આસુરી સંપત્તિવાળાઓ દૈવી ભાવોને અને દૈવી સંબંધને ઓળખી શકતા નથી; એ કારણે મૂઢ દશામાં જ તેઓ પડયા રહે છે. મૂઢ દશાને તામસભાવ કહેવામાં આવે છે. તામસ=અજ્ઞાન અથવા અંધકાર.

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥

શબ્દાર્થ–**चतुर्विधाः**–ચાર પ્રકારના (વિશેષણ, વિ. जनाः) **भजन्ते**–ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ भज् ૧ ગણ, આત્મને૦) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) **जनाः**–માણસો (નામ, પ્ર. બ. વ પુ. जन) **सुकृतिनः**–સારાં કર્મો કરનારાઓ (વિશેષણ, વિ. जनाः) **अर्जुन**–હે અર્જુન (સંબોધન) **आर्तः**–ઉત્કંઠાવાળો, ઉત્કટ ભાવનાવાળો, દુઃખી (વિશેષણ, વિ. जनः) **जिज्ञासुः**–જાણવાની ઇચ્છાવાળો (વિશેષણ, વિ. जनः) **अर्थार्थी**–અર્થને ઇચ્છનારો, લાભને ઇચ્છનારો (વિશેષણ, વિ. जनः) **ज्ञानी**–જ્ઞાની (વિશેષણ, વિ. जनः) **च**–અને (અવ્યય) **भरतर्षभ**–ભરતમાં શ્રેષ્ઠ (સંબોધન)

ભાવાર્થ–હે અર્જુન ! ચાર પ્રકારનાં સુકૃત કરનારા માણસો મને ભજે છે. આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની. હે ભરતવર્ષ (આ ચાર મને ભજનાર છે.) (૧૬)

વિવેચન–આ શ્લોકમાં ભગવાનનું ભજન કરનાર કેવા હોય છે તેની કાંઈક ઓળખ આપે છે. જગત તો સાધારણ રીતે માયામાં ફસાયેલું હોવાથી પોતાનું હિત ક્યાં છે તેની પણ ઘણાઓને ખબર હોતી નથી. કારણ કે તેઓ માયામાં રહેલા દુષ્ટભાવોનો જ આશ્રય કરે છે અને જેમ જેમ દુષ્ટ ભાવો વધતા જાય છે તેમ તેમ તામસ મોહમાં ફસાઈ દુષ્કૃત્યમાં પ્રવૃત્તિ ધારણ કરે છે. એટલે એમને તો માત્ર સંસારમાં જ આસક્તિ રહે છે. આ જીવોને પ્રવાહી જીવો તરીકે ગણવામાં આવે છે. 'जायस्व म्रियस्व' આટલું જ તેમનું થયા કરે છે. (જન્મવું અને મરવું)

કેટલાએક ભાગ્યશાળી જીવો સંસારમાં છે ખરા પણ. તેઓનું ધ્યાન કાંઈક ધર્મપરાયણ હોવાથી સુકૃત કરતા રહે છે આવા સુકૃત કરનારાઓમાંથી કેટલાએક જ્ઞાન, ભક્તિ અને કર્મમાં રસ લે છે. આ રસ લેતા જીવોમાં કેટલાએક આર્ત (દુઃખી), જીજ્ઞાસુ (જાણવાની ઈચ્છાવાળા), અર્થાર્થી (અર્થરૂપ ભગવાન અને તેને મેળવવા માટે જ્ઞાન, ભક્તિ અને કર્મ કરનાર) અને જ્ઞાની (એટલે બ્રહ્મને યથાર્થ સમજી તેના નિમિત્તે કર્મ કરનાર, જ્ઞાન જેને સર્વોપરિ ધ્યેય છે) છે.

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥

શબ્દાર્થ–तेषाम्–તેઓનું (સર્વનામ, ષ. બ. વ પુ. तद्) ज्ञानी–જ્ઞાની (નામ, પ્ર. એ. વ. પુ. ज्ञानिन्) नित्ययुक्तः– નિત્ય મારામાં ચિત્ત રાખનાર (વિશેષણ, વિ. ज्ञानी) एकभक्तिः–મારા એકલામાં ભક્તિ કરનાર (વિશેષણ, વિ. ज्ञानी; एकस्मिन् एव भक्तिः यस्य इति બહુવ્રીહિ) विशिष्यते–ઉત્તમ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. वि+शिष् ૭ ગણ, કર્મણિ) प्रियः–પ્રિય (વિશેષણ, વિ. अहम्) हि–નિશ્ચય (અવ્યય) ज्ञानिनः–જ્ઞાનીની (નામ, ષ એ. વ પુ. ज्ञानिन्) अत्यर्थम्–અત્યંત, ઘણો (અવ્યય) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) सः–તે (સર્વનામ, તૃ. એ. વ. પુ. तद्) च–અને (અવ્યય) मम–મારો (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) प्रियः–પ્રિય (વિશેષણ, વિ. सः)

ભાવાર્થ–તેમાંના નિત્ય મારામાં ચિત્ત રાખનાર, મારી ભક્તિ કરનાર

જ્ઞાની ઉત્તમ છે. જ્ઞાનીઓને હું અત્યંત પ્રિય છું અને તે મારે પ્રિય છે. (૧૭)

વિવેચન–આ શ્લોકમાં ગયા શ્લોકમાં ચાર પ્રકારના મારું ભજન કરનારા જીવોમાંથી જ્ઞાની કાંઈક વધારે યોગ્ય લાગે છે. પરંતુ ત્યાં એટલું જ સમજવાનું છે કે તે નિત્ય ભગવાનની સાથે પોતાના ચિત્તને રોકેલું રાખતો હોવો જોઈએ. આ પ્રકારની બે શરતો જે જ્ઞાનીમાં પૂર્ણપણે પળાતી હશે તે જ જ્ઞાની ભગવાનનો પ્રીતિપાત્ર અને ભગવાન તેવા જ્ઞાનીનો પ્રીતિપાત્ર થશે

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥

શબ્દાર્થ–उदाराः–ઉદાર, શ્રદ્ધાવાન (વિશેષણ, વિ. सर्वे भक्ताः) सर्वे–બધા (સર્વનામ, પ્ર. બ વ પુ) एव–માત્ર (અવ્યય) एते–તેઓ, એઓ (સર્વનામ, પ્ર. બ વ. પુ एतद्) ज्ञानी–જ્ઞાની, ભક્ત (નામ, પ્ર એ વ પુ ज्ञानिन्) तु–તો પણ, પરંતુ (અવ્યય) आत्मा–આત્મા, मत्सदृशः, मत्स्वरूपः (નામ, પ્ર. એ. વ. પુ आत्मन्) एव–જ (અવ્યય) मे–મારો (સર્વનામ, ષ. એ વ अस्मत्) मतम्–મત, અભિપ્રાય (નામ, પ્ર એ વ નપુ) आस्थितः–આસ્થાવાળો, મારામાં સ્થિતિ કરનારો (વિશેષણ, વિ. ज्ञानी) सः–તે (સર્વનામ, પ્ર એ વ. પુ तत्) हि–ચોક્કસ (અવ્યય) युक्तात्मा–સ્થિર બુદ્ધિવાળો, જ્ઞાની ભક્ત (વિશેષણ, વિ. ज्ञानी) माम्–મને (સર્વનામ, દ્વિ એ વ अस्मत्) एव–જ (અવ્યય) अनुत्तमाम्–બીજું કોઈ ઉત્તમ નથી એવું, અતિ ઉત્તમ (વિશેષણ, વિ. गतिम्) गतिम्–ગતિને (નામ, દ્વિ. એ. વ સ્ત્રી गति)

ભાવાર્થ–એ બધા માત્ર ઉદાર ભક્તો છે, જ્ઞાનીઓ મારામાં સ્થિત થયેલો, મારામાં બુદ્ધિને જોડનારો, મને જ અતિ ઉત્તમ ગતિરૂપ માનનારો મારો આત્મા (મારું સ્વરૂપ) છે, એવો મારો અભિપ્રાય છે (૧૮)

વિવેચન–શ્લોક નં. ૧૬માં બતાવેલા ચાર પ્ર[illegible] ભજનારાઓ ઉદાર છે એટલે સંકુચિત અંતઃકરણ[illegible] તેમના[illegible] વધારે અંશે ભાવો ખોલેલા હોવાથી સ્વાર્થ[illegible] જ્ઞાની તો (નિત્યયુક્ત અને એક ભક્તિ[illegible] મા[illegible] એના

(આત્મા) વિના દેહનું મહત્ત્વ બનતું નથી. તેવી રીતે જ્ઞાની વિના મારું મહત્ત્વ શોભતું નથી.

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥

શબ્દાર્થ–**बहूनाम्**–ઘણા (વિશેષણ, વિ. जन्मनाम्) **जन्मनाम्**–જન્મોના (નામ, ષ. બ. વ. નપું.) **अन्ते** (जन्मनि)–અન્ત જન્મમાં, છેલ્લા જન્મમાં (નામ, સ. એ. વ. પુ.) **ज्ञानवान्**–જ્ઞાની (નામ, પ્ર. એ. વ. પુ) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) **प्रपद्यते**–શરણે આવે છે, ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. प्र+पद् ૪ ગણ, આત્મને०) **वासुदेवः**–વાસુદેવ જ (નામ, પ્ર. એ. વ. પુ.) **सर्वम्**–બધું (સર્વનામ, પ્ર. એ. વ. નપું) **इति**–એમ (અવ્યય) **सः**–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तद्) **महात्मा**–મહાત્મા (નામ, પ્ર એ. વ. પુ. महात्मन्; महान् च असौ आत्मा च કર્મધારય) **सुदुर्लभः**–અતિ દુર્લભ (વિશેષણ, વિ. महात्मा).

ભાવાર્થ– બહુ જન્મોના અંત જન્મમાં જ્ઞાનવાન મારે શરણે આવે છે. આ સર્વ વાસુદેવ જ છે એમ (જાણી મને ભજે છે.) તે (આ) મહાત્મા અતિ દુર્લભ છે. (૧૯)

વિવેચન– અનેક જન્મોમાંથી પસાર થતાં થતાં પ્રત્યેક જન્મમાં પ્રાપ્ત કરેલું બ્રહ્મજ્ઞાન પૂર્ણભાવે એટલે યથાર્થ રીતે તૈયાર થાય છે. આ તૈયાર થયેલું જ્ઞાન અખિલ જગતને વાસુદેવરૂપે જ ઓળખાવે છે. આ પ્રકાર થતાં જ્ઞાનવાન સિદ્ધજ્ઞાની બને છે. સિદ્ધજ્ઞાની થતાં જ પોતાનામાં અને ભગવાનમાં ઐકયનો અનુભવ કરે છે. આ ઐકયને બ્રહ્મભાવ કહેવામાં આવે છે. અહીં એને अहम् कृष्णः અથવા अहम् ब्रह्मः નો અનુભવ થાય છે.

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥

શબ્દાર્થ–**कामैः**–કામનાઓ વડે (નામ, તૃ. બ. વ. પુ) **तैः तैः**–તે તે

(સર્વનામ, તૃ. બ. વ. પુ.) **हृतज्ञानाः**–જેઓનું જ્ઞાન ભ્રષ્ટ થયેલુ છે (વિશેષણ, વિ. **जनाः**) **प्रपद्यन्ते**–ભજે છે, શરણે જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ. **प्रपद्** ૪ ગણ) **अन्यदेवताः**–બીજા દેવતાઓને (નામ, દ્વિ. બ વ. સ્ત્રી. **अन्यदेवता**) **तम् तम्**–તે તે (સર્વનામ, દ્વિ એ. વ. પુ **तत्**) **नियमम्**–નિયમને (ઉપાસનામાં જે જે નિયમ લોકમાં પ્રસિદ્ધ છે તે) (નામ, દ્વિ. એ. વ. પુ **नियम**) **आस्थाय**–ધારણ કરીને, પાળીને (વિધેય કૃદત) **प्रकृत्या**–પ્રકૃતિ વડે (નામ, દ્વિ. એ વ. સ્ત્રી. **प्रकृति**) **नियताः**–નક્કી કરેલા (વિશેષણ, વિ. **जनाः**) **स्वया**–પોતાની (વિશેષણ, વિ. **प्रकृत्या**)

**ભાવાર્થ**– પોતાના સ્વભાવ વડે બદ્ધ થયેલા તે તે કામનાઓ વડે જેઓનું જ્ઞાન હણાયેલું છે એવા તે તે નિયમોને પાળીને (ધારણ કરીને) અન્ય દેવતાઓને શરણે જાય છે (ભજે છે.) (૨૦)

**વિવેચન**– શુદ્ર કામનાવાળા જીવો કૃષ્ણ સિવાય ઈતરની ઉપાસના કરે છે. તેમાં માત્ર તેમની મતલબ એટલી હોય છે કે ઐહિક સુખ પ્રાપ્ત થવુ જોઈએ. એ હેતુથી કરાયેલું ભજન સકામ ભજન ગણાય છે. સકામ ભજન નિષિદ્ધ ગણેલું છે. કારણ કે જીવાત્મા અંશભાવે પોતાના અંશી કૃષ્ણનુ જ ભજન કરી શકે અને તે પ્રકારે ન વર્તતાં બીજા પ્રકારનું અવલંબન અયુક્ત હોવાથી નિષિદ્ધ ગણાય છે. જો કે દરેક જીવ પોતાની પ્રકૃતિને વશ થઈ અન્ય દેવનું ભજન કરે છે અને તેમાં પણ ફલિત ભાગ તો પ્રકૃતિ જન્ય પદાર્થોનો જ થાય છે. એટલે કે જીવ પોતાની પ્રકૃતિને આધીન જ રહે છે. ઉચ્ચ ભાવનાથી જીવની ઉચ્ચ ગતિ થય છે. એવી ભાવના જો અંગીકાર કરે તો એનું સેવ્ય માત્ર કૃષ્ણ સિવાય બીજું બને જ નહિ. જેમ જેમ અભિલાષા ઉચ્ચ બનતી જાય તેમ તેમ ફલિત ભાવે પણ કૃષ્ણ આવી શકે. આ પક્ષ અગીકાર કરવા જેવો છે. માત્ર અજ્ઞાનના કારણે જ જીવ પોતાની ઉત્તમ ગતિ સિદ્ધ ન કરતાં અધોગતિને પ્રાપ્ત થાય છે.

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥

**શબ્દાર્થ**–**यः यः**–જે જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) **याम् याम्**–જેને જેને

(સર્વનામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) तनुम्-શરીર, દેવતાના સ્વરૂપને (નામ, દ્વિ. એ. વ. પુ. तनु) भक्तः-ભક્ત, સકામ (નામ, પ્ર. એ. વ. પુ. भक्त) श्रद्धया-શ્રદ્ધાથી (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. श्रद्धा) अर्चितुम्-પૂજવાને માટે (હેત્વર્થ કૃદંત) इच्छति-ઇચ્છે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ વ. इष् (इच्छ्) ૬ ગણ, પરસ્મૈ૦) तस्य तस्य-તેનું તેનું (તે તે ભક્તના) (સર્વનામ, ષ. એ. વ. પુ. तत्) अचलाम्-અચળ (વિશેષણ, વિ. अचलम्) श्रद्धाम्-શ્રદ્ધાને (નામ, દ્વિ એ વ સ્ત્રી. श्रद्धा) ताम्-તેને (સર્વનામ, દ્વિ. એ. વ. સ્ત્રી. तम) एव-જ (અવ્યય) विदधामि-હું મૂકું છું, આપું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. वि+धा ૩ ગણ, પરસ્મૈ૦) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्).

ભાવાર્થ- જે જે સકામ ભક્ત જે જે દેવતાના સ્વરૂપને (મારા તનુને) શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે તેને ભકતમાં તે તે દેવતા પ્રત્યે અચલ શ્રદ્ધા મૂકું છું. (૨૧)

વિવેચન- શ્લોક ૨૧-૨૨. જીવની અભિલાષા ઉત્તમ હોવી જોઈએ અને તે તેને માટે ઇષ્ટ છે; પરંતુ જીવ પ્રકૃતિવશાત્ ઇતર દેવની ઉપાસનામાં પ્રવૃત્તિ ધારણ કરે છે. આવી પ્રવૃત્તિને પણ પોષવી જોઈએ એ હેતુથી તે તે ઉપાસ્ય દેવમાં પણ તેની શ્રદ્ધા ભગવાન વધારે છે. કારણ કે જીવ પોતાનો અંશ હોવાથી તેનું કોઈને કોઈ રીતે કલ્યાણ થવું જોઈએ એ કારણે કાંઈક ઉપકાર બુદ્ધિથી ભગવાન સહાય કરે છે. આ પણ એક પ્રકારનો ભગવાનનો પરમધર્મ મનાય છે. ઉત્તમે હીનને બને તેટલી સહાય કરવી એવો ભાવ સામાન્ય જનતાને કેળવવા ભગવાન ધારણ કરે છે. અહીં એવો પણ અર્થ થાય છે કે કોઈની પણ બુદ્ધિમાં ભેદ પાડયા વિના ધીમે ધીમે તેને ઉત્કૃષ્ટ ભાવમાં લઈ જવો.

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान् मयैव विहितान्हि तान् ॥२२॥

શબ્દાર્થ-सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तद्) तया-તેના વડે (સર્વનામ, તૃ. એ. વ. સ્ત્રી. तत्) श्रद्धया-શ્રદ્ધા વડે (નામ, દ્વિ. એ. વ સ્ત્રી. श्रद्धा) युक्तः-યુક્ત થઈને જોડાઈને (વિશેષણ, વિ. सः; युज् ૭ ગણ, ભૂ કૃ) तस्य-તેનો

(સર્વનામ, ષ. એ. વ. પુ. तत्) आराधनम्–આરાધનને (નામ, દ્વિ. એ. વ. નપું ईहते–ઇચ્છે છે, ચેષ્ટા કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. ईह् ૧ ગણ, આત્મને૦, लभते–મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. આત્મને૦) च–અને (અવ્યય) ततः–તેના તરફથી, તે દેવ તરફથી (સર્વનામ, પ્ર. એ. વ. तः તદ્ધિત પ્રત્યય) कामान्–કામનાઓને, ઇચ્છિત ભોગોને (નામ, દ્વિ. બ. વ. પુ. काम) मया–મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) एव–જ (અવ્યય) विहितान्–ઠેરવેલા (વિશેષણ, વિ. कामान्) हि–નિશ્ચય (અવ્યય) तान्–તેઓને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. तत्)

ભાવાર્થ–તે ભક્ત (પુરુષ)ને શ્રદ્ધાવડે યુક્ત થયેલો દેવનું આરાધન ઇચ્છે છે અને તે દેવ તરફથી મારા વડે જ ઠેરવેલા તે ઇચ્છિત ભોગોને નિશ્ચય મેળવે છે. (૨૨)

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥२३॥

શબ્દાર્થ–अन्तवत्–અંતવાળું, નાશવંત (વિશેષણ, વિ. फलम्) तु–પરંતુ (અવ્યય) फलम्–ફળ (નામ, પ્ર એ. વ. નપું. फल) तेषाम्–તેઓનું (સર્વનામ, ષ. બ. વ. પુ. तत्) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. तद्) भवति–હોય છે, થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भू ૧ ગણ, પરસ્મૈ૦) अल्पमेधसाम्–ટુંકી બુદ્ધિવાળાઓનું (વિશેષણ, વિ. पुरुषाणाम्) देवान्–દેવોને (નામ, દ્વિ બ. વ. પુ.) देवयजः–દેવોને પૂજનારા (વિશેષણ, વિ. पुरुषाः) यान्ति–જાય છે, પામે છે ક્રિ. વ. કા. ૩ પુ. બ વ. या ૨ ગણ, પરસ્મૈ૦) माम् (अपि)–મને જ (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्)

ભાવાર્થ– પરંતુ તે અલ્પબુદ્ધિવાળાઓનું તે ફળ અંતવાળું થાય છે; દેવોને પૂજનારા દેવોને પામે છે અને મારા ભક્તો મને જ પામે છે. (૨૩)

વિવેચન– ત્રણ પ્રકારના ભજન કરનારાઓ છે. (૧) અલ્પબુદ્ધિવાળા ક્ષુદ્ર સાંસારિક લાભને માટે ભજન કરે છે. (૨) ભજન દ્વારા દેવને પ્રાપ્ત કરવાની બુદ્ધિવાળા દેવનું ભજન કરે છે. (૩) ત્રીજા વર્ગના ભજન કરનારાઓ કૃષ્ણનું ભજન કરવા પ્રવૃત્ત થાય છે અને તે દ્વારા કૃષ્ણને પ્રાપ્ત કરે છે.

આ દરેક ભજન કરનારાઓને પોતપોતાની બુદ્ધિના હિસાબે ભજન કરવાનું હોવાથી ફળમાં તેમને ન્યૂનાધિકતા જણાય છે. આ ન્યૂનાધિકતા જીવને યથાયોગ્ય જ્ઞાન પ્રાપ્ત નહિ થવાથી છે. ઉત્કૃષ્ટતા નહીં સમજવાને કારણે અને અંતરમાં ખોટો લોભ હોવાને કારણે આ પ્રકાર બને છે. જેમ જેમ વાસનામય વિભાવો ઓછા થતા જશે તેમ તેમ ઉત્કૃષ્ટ ભાવોનું ગ્રહણ થતું જશે. સર્વોત્કૃષ્ટ ભાવ જ્યાં સુધી તૈયાર થતો નથી ત્યાં સુધી કૃષ્ણાશ્રય અને કૃષ્ણસેવન બનતું નથી. આ પ્રાપ્ત કરવા ભગવત્શાસ્ત્રનો અભ્યાસ કરવાની જરૂર છે.

ભગવત્શાસ્ત્ર = ગીતા ભાગવત (ઉપનિષદ્).

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥२४॥

શબ્દાર્થ–**अव्यक्तम्**–અવ્યક્ત, અસ્પષ્ટ મન અને ઇન્દ્રિયોથી (વિશેષણ, વિ. **माम्**) **व्यक्तिम्**–દૃશ્ય સ્વરૂપ વ્યક્તિ (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **व्यक्ति**) **आपन्नम्**–પ્રાપ્ત થયેલું (વિશેષણ, વિ. **माम्**) **मन्यन्ते**–જાણે છે, સમજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **मन्** ૪ ગણ, આત્મને૦) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्**) **अबुद्धयः**–મૂઢ, જડ, (નામ, પ્ર. બ. વ. પુ.) **परम्**–પરમ (વિશેષણ, વિ. **भावम्**) **भावम्**–ભાવને, પ્રભાવને (નામ, દ્વિ. એ. વ. પુ. **भाव**) **अजानन्तः**–નહિ જાણતા માણસો (વ. કૃ. વિશેષણ, વિ. **जनाः**) **मम**–મારું (સર્વનામ, ષ. એ. વ. **अस्मत्**) **अव्ययम्**–નહિ ફેરફાર થાય એવું (અવ્યય) **अनुत्तमम्**–જેથી ઉત્તમ બીજું કોઈ નથી (વિશેષણ, વિ. **भावम्**).

ભાવાર્થ– બુદ્ધિહીન પુરુષો મારા અનુત્તમ, અવિનાશ, પરમભાવને (માયાવડે પ્રકટ થાઉં એવા પ્રભાવને) નહીં જાણતાં મન અને ઇન્દ્રિયોથી પર એવા મને (સચ્ચિદાનંદ પરમાત્માને મનુષ્યોની પેઠે જન્મેલો) વ્યક્તિભાવને પામેલો માને છે. (૨૪)

વિવેચન– શ્લોક ૨૪ ૨૫ ભગવાનનું સ્વરૂપ નિર્ગુણ છે એવું ઘણા સ્વીકારે છે. વળી કેટલાએક એવું પણ માને છે કે તે

નિર્ગુણ હોવાથી નિરાકાર જ હોઈ શકે. એ ઉપરથી આપણે લક્ષ બાંધીએ તો ભગવાન નિર્ગુણ અને નિરાકાર છે એવું કહેવું પડે. હવે નિર્ગુણનો અર્થ તપાસીએ તો એવો થાય કે જેમાંથી અનેક પ્રકારના ગુણોનો આવિર્ભાવ થાય છે. निर्गताः गुणाः यस्मात् જેમાંથી ગુણો બહાર નીકળેલા છે, તાત્પર્ય કે સર્વ પ્રકારના ગુણોનો કોઈક ખજાનો (નિધિ) છે કે જેને ભગવાન તરીકે ઓળખે છે. કોઈ પણ જીવને કોઈ પણ પ્રકારના ગુણનું દાન થવું એ આ નિધિમાંથી પ્રાપ્ત થાય છે.

હવે ભગવાન નિરાકાર છે એ વસ્તુને યથાર્થ તપાસી લઈએ. નિરાકાર કહેવા દ્વારા આકાર ન હોવો એવો પણ અર્થ થઈ શકે ખરો; પણ ભગવાન સ્વતંત્ર અને સર્વરૂપ છે. જે કાંઈ સર્વનામથી ઓળખાય છે તે ભગવાન છે. એટલે સર્વ આકૃતિ છે. તેમાં પણ ભગવત્ચેષ્ટા રહેલી છે. આ એની ક્રિયાશક્તિનો ચોકખે ચોકખો સ્પષ્ટ આવિર્ભાવ છે. આકાર વસ્તુનો નિર્દેશ કરે છે. ભગવાનને વસ્તુ તરીકે તો શાસ્ત્ર ઉપનિષદ્ વગેરે પણ સ્વીકારે છે અને તેને બ્રહ્મ નામથી સંબોધે છે. વસ્તુસ્વરૂપનું જ્ઞાન થવા માટે યોગની અનેક પ્રકારની ક્રિયા છે. સ્વરૂપ અને આકારને નિત્ય સબંધ છે એટલે ભગવાનનો કોઈક વિશિષ્ટ આકાર છે. સામાન્ય આકાર નહીં પણ કોઈક જુદા જ પ્રકારનો આકાર. આ આકારને આનંદ વિગ્રહ– શરીર કહેવામાં આવે છે. आनंद मात्र करपाद मुख उदरादिः । આનંદ જ છે હાથ, પગ, મુખ, ઉદર જેનાં. કોઈક વખતે સામાન્ય મનુષ્ય જેવો આકાર પણ રજૂ કરે ખરો અથવા કોઈક મિશ્ર આકાર રજૂ કરે. માત્ર લીલાત્મક વિગ્રહ હોવાથી કોઈ પણ આકૃતિ ધારણ કરી શકે. એમાં સર્વ શક્તિમાનની મહત્તા જ જણાય છે; નહીં કે હીનતા. આ પ્રકાર અંગીકાર કરી ભગવાન પ્રકટ થાય છે. મંદબુદ્ધિવાળા એને સામાન્ય રીતે પોતાના જેવો ગણી જીવ જેમ દોષમય છે તેમ તેનામાં પણ દોષની કલ્પના કરે છે. મહાપુરુષોને જેમ વ્યવહારમાં અતિધર્મ કરવા પડે છે તેમ ભગવાનને જ્યાં જરૂર હોય ત્યાં અતિધર્મ પ્રકટ કરવા પડે છે. આવા પ્રસંગે પોતાના આવરેલા ગુણો ઇ. આવિષ્કાર કરે છે. આ આવિષ્કારના પ્રસંગમાં સામાન્યભાવ પણ કોઈક વખતે યોગમાયાનો ઉપયોગ કરે છે. એનું નટવત્ આચરણ હોવાને કારણે જોનારને બાહ્યસ્વરૂપ જુદું જણાય છે. પણ એનું મૂળસ્વરૂપ તો अज, अव्यय, परब्रह्म – ઈ. પ્રકારે કાયમ રહે છે मायाजवनिकाम् आवृत्य तिष्ठति ताम्

च दूरीकृत्य प्रकटो भवति । માયાના પડદાથી ભગવત્સ્વરૂપ ઢંકાયેલું રહે છે. જ્યારે તેને ખુલ્લું કરવુ હોય છે ત્યારે તે માયાને બાજુએ કરે છે. જ્યાં સુધી બ્રહ્મના વિશેષ ભાવો આપણી બુદ્ધિમાં આવી શકે નહીં ત્યાં સુધી વસ્તુને યથાર્થ સમજાય નહીં. માયા એ એના સ્વરૂપની અંદરનો ભાગ છે. જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે ત્યારે બહાર કાઢી શકાય છે. જેવી રીતે માણસનુ જ્ઞાન, વાણી ક્રિયા વ. માણસની અંદર હોય છે જરૂર પડે બહાર કાઢવામાં આવે છે. આ જ્ઞાન, ક્રિયા ઇ જીવે પ્રાપ્ત કરેલાં છે ભગવાનમાં સ્વતઃ સિદ્ધ છે. તેનો આવિષ્કાર પોતે કરે છે.

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोकोमामजमव्ययम् ॥२५॥

શબ્દાર્થ–नाहम्–न+अहम्–હું નથી (સર્વનામ, પ્ર એ. વ. अस्मत्) प्रकाशः–પ્રકાશ, પ્રત્યક્ષ (નામ, પ્ર એ. વ. પુ प्रकाश) सर्वस्य–બધાને (સર્વનામ, ષ. એ. વ. પુ सर्व) योगमायासमावृतः–યોગમાયાથી છુપાયેલો (વિશેષણ, વિ. अहम्) मूढः–મૂઢ (વિશેષણ, વિ. लोकः) अयम्–આ (સર્વનામ, પ્ર. એ વ. પુ. इदम्) नाभिजानाति–જાણતો નથી (ક્રિ વ. કા ૩ પુ. એ. વ. अभि+ज्ञा ૯ ગણ, પરસ્મૈ०) लोकः–લોક (નામ, પ્ર. એ. વ. પુ लोक) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) अजम्–અજન્મા, જન્મ રહિત (નામ, દ્વિ એ વ. પુ. अज) अव्ययम्–અવિનાશી (અવ્યય)

ભાવાર્થ– હું મારી પોતાની યોગમાયાવડે છુપાયેલો સર્વને પ્રત્યક્ષ નથી (માટે) આ મૂઢ લોક મને જન્મરહિત અવિનાશી પરમાત્માને જાણતો નથી (૨૫)

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६॥

શબ્દાર્થ–वेद–જાણું છુ (ક્રિ. વ. કા. ૧ પુ. એ વ. विद् ૨ ગણ) अहम्–હું (સર્વનામ, પ્ર. એ વ अस्मद्) समतीतानि–પૂર્વે થઈ ગયેલા (વિશેષણ,

वि. भूतानि) वर्तमानानि–વર્તમાનમાં રહેલા (વિશેષણ, વિ. भूतानि) च–અને (અવ્યય) अर्जुन–અર્જુન (સંબોધન) भविष्याणि–ભવિષ્યમાં થનાર (વિશેષણ, વિ. भूतानि) च–અને (અવ્યય) भूतानि–પ્રાણીઓને (નામ, દ્વિ. બ. વ. નપું.) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) तु–પણ, તો પણ (અવ્યય) वेद–જાણુ (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. विद् ૨ ગણ) न–નહિ (અવ્યય) कश्चन–કોઈક (શ્રદ્ધાભક્તિવાળો કોઈક) (સર્વનામ, પ્ર. એ. વ. પુ.).

ભાવાર્થ– હે અર્જુન ! હું પૂર્વે થઈ ગયેલા, ચાલુ કાળમાં રહેનારા અને ભવિષ્યમાં થનારા સર્વ ભૂતોને જાણું છું; પણ મને શ્રદ્ધા-ભક્તિરહિત પુરુષ કોઈ પણ જાણતો નથી. (૨૬)

વિવેચન– પરમાત્માને સર્વ પ્રકારનું જ્ઞાન છે. તાત્પર્ય કે ભૂત, વર્તમાન અને ભવિષ્યમાંના પ્રાણીઓની સમસ્ત પરિસ્થિતિનું જ્ઞાન છે; પરંતુ કોઈ પણ પ્રાણી એને સમજી શકતો નથી. માત્ર કોઈક જ સમજે છે કે જે શ્રદ્ધામય હોય છે, જે ભક્તિમય હોય છે, જે જ્ઞાનમય હોય છે. ભગવાનને સમજવા માટે શ્રદ્ધા, ભક્તિ અને જ્ઞાન મુખ્ય અંગ છે.

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानिसंमोहं सर्गे यान्ति परंतपः ॥२७॥

શબ્દાર્થ–इच्छाद्वेषसमुत्थेन–ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. द्वंद्वमोहेन) द्वंद्वमोहेन–દ્વન્દ્વના મોહથી, સુખદુઃખ આદિ મોહથી (નામ, તૃ. એ. વ. પુ. द्वंद्वमोह) भारत–અર્જુન (સંબોધન) सर्वभूतानि–બધા પ્રાણીઓ (નામ, પ્ર. બ. વ. નપું.) संमोहम्–સંમોહ (નામ, દ્વિ. એ. વ. પુ. संमोह) सर्गे–સંસારમાં (નામ, સ. એ. વ. પુ. सर्ग) यान्ति–જાય છે, પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. या ૨ ગણ, પરસ્મૈ૦) परंतप–અર્જુન (સંબોધન).

ભાવાર્થ– હે ભારત ! ઇચ્છા અને દ્વેષથી ઉપજેલાં સુખદુઃખાદિના મોહથી સર્વ પ્રાણીઓ આ સંસારમાં અત્યંત અજ્ઞાનને પામે છે. (૨૭)

વિવેચન– આ શ્લોક અજ્ઞાનતાનું કારણ બતાવે છે. સ્વકીય અને

પરકીયભાવ, આ બે ભાવો સંસારમાં ચાલુ રહેલા છે. એક બાજુએ લોભ, મોહ ઈર્ષ્યા વ. દોષધર્મો જીવની સાથે સંબંધ કરે છે. એ ધર્મો દ્વારા પોતાનું માની લીધેલું હિત થાય છે એવા ભ્રમમાં જીવ રહે છે. કારણ કે એનું અલ્પ અને મિથ્યા જ્ઞાન છે. આ પ્રકારના દોષધર્મ દ્વારા એ સુખદુઃખાદિ દ્વન્દ્વોનો પણ અનુભવ કરે છે અને ચિત્તની સંકુચિત અવસ્થા ભોગવે છે. આ કારણે જીવની વિશાળ ભાવના તૈયાર થતી નથી. તેમજ યોગ્ય જ્ઞાન અને યોગ્ય ક્રિયા જે બ્રહ્મજ્ઞાન તૈયાર કરવામાં આવશ્યક છે તેનાથી એ વંચિત રહે છે અને પોતાનો સ્વધર્મ ચૂકે છે.

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥२८॥

શબ્દાર્થ–**येषाम्**–જેઓનું (સર્વનામ, ૫ બ. વ. પુ. **यत्**) **तु**–પરંતુ (અવ્યય) **अन्तगतं**–નાશ પામ્યું છે (વિશેષણ, વિ. **पापम्**) **पापम्**–પાપને (નામ, દ્વિ. એ. વ. નપું. **पाप**) **जनानाम्**–માણસોના (નામ, ષ. બ. વ. પુ. **जन**) **पुण्यकर्मणाम्**–પુણ્ય કર્મોના (વિશેષણ, વિ. **जनानाम्**) **ते**–તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **तद्**) **द्वन्द्वमोहनिर्मुक्ताः**–દ્વન્દ્વના મોહથી તદ્દન મુક્ત થયેલા (વિશેષણ, વિ **ते**) **भजन्ते**–ભજે છે (ક્રિ. વ કા. ૩ પુ. બ. વ. **भज् १** ગણ, આત્મને૦) **माम्**–મને (સર્વનામ, દ્વિ એ વ. **अस्मत्**) **दृढव्रताः**–દૃઢ નિશ્ચયવાળા (વિશેષણ, વિ. **ते**)

ભાવાર્થ– જે શ્રેષ્ઠ કર્મોના આચરણ કરનારા પુરુષોના પાપ નાશ પામ્યા છે તે પુરુષો દ્વન્દ્વમોહથી તદ્દન મુક્ત થયેલા દૃઢ નિશ્ચયવાળા મને ભજે છે. (૨૮)

વિવેચન– ભજનની પ્રવૃત્તિમાં કોણ કોણ છે તેનું નિદર્શન આ શ્લોકને ઉપરના શ્લોક સાથે સંબંધ છે. મુખ્ય અધિકારી તો મિથ્યા મોહ અને દ્વન્દ્વભાવ જેના જતા રહ્યા હોય છે તે જ હોય છે. વિશેષમાં તેને નિશ્ચયપૂર્વક ભગવદ્જ્ઞાન અને ભગવદ્ક્રિયામાં મશગુલ રહેવું જરૂરતું છે. નિયમબદ્ધ જીવનની પણ અપેક્ષા છે.

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥

શબ્દાર્થ-जरामरणमोक्षाय-જરા, મરણ અને મોક્ષને માટે, જરા-મરણથી છુટવાને માટે (નામ, ચ. એ. વ. પુ.) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) आश्रित्य-આશ્રય અને શરણે આવીને (વિધેય કૃદંત) यतन्ति-યત્ન કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. यत् ૧ ગણ, પરસ્મૈ૦) ये-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. यत्) ते-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. तत्) ब्रह्म-બ્રહ્મને (નામ, દ્વિ. એ. વ નપું. ब्रह्मन्) तत्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. तत्) विदुः-જાણે છે (ક્રિ. વિધ્યર્થ, ૩ પુ. બ. વ. विद् ૨ ગણ) कृत्स्नम्-અખિલ (વિશેષણ, વિ. अध्यात्मम्) अध्यात्मम्-અધ્યાત્મને (નામ, દ્વિ. એ. વ. પુ) कर्म-કર્મને (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मन्) च-અને (અવ્યય) अखिलम्-અખિલ (વિશેષણ, વિ. कर्म)

ભાવાર્થ- જેઓ મારે શરણે આવીને જરા, મરણથી છુટવાને માટે યત્ન કરે છે. તેઓ તે બ્રહ્મને, અખિલ અધ્યાત્મને, અખિલ કર્મને જાણે છે. (૨૯)

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥

શબ્દાર્થ-साधिभूताधिदैवं-અધિભૂત અને અધિદૈવ (વિશેષણ, વિ. माम्) माम्-મને (સર્વનામ, દ્વિ એ. વ. अस्मत्) साधियज्ञम्-અધિયજ્ઞ સહિત, અધ્યાત્મા (વિશેષણ, વિ. माम्) च-અને (અવ્યય) ये-જેઓ (સર્વનામ, પ્ર. બ વ પુ. यत्) विदुः-જાણે છે (ક્રિ. વિધ્યર્થ, ૩ પુ. બ. વ. विद् ૨ ગણ) प्रयाणकाले-અંતકાળમાં (નામ, સ. એ. વ. પુ) अपि, च-પણ, અને (અવ્યય) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) ते-તેઓ, સર્વનામ, પ્ર. બ. વ. પુ. तद्) विदुः-જાણે છે (ક્રિ. વિધ્યર્થ, ૩ પુ બ. વ. विद् ૨ ગણ) युक्तचेतसः-યુક્ત ચિત્તવાળા પુરુષો (વિશેષણ, વિ. ते)

ભાવાર્થ- જેઓ અધિભૂત અને અધિદૈવ સહિત તેમજ અધિયજ્ઞ

(અધ્યાત્મ સહિત) મને જાણે છે તેઓ મારામા યુક્ત થયેલા ચિત્તવાળા અંતકાળમાં પણ મને જ જાણે છે (પામે છે).

બાષ્પ (વાદળ) પાણી અને બરફ
| | |
अधिदेव अध्यात्म अधिभूत.

જેમ જડત્વ વધારે તેમ અધિભૂતત્વ વધારે (૩૦)

વિવેચન– આ બે શ્લોકો પ્રભુને જાણકાર કોણ બની શકે છે તે સમજાવે છે અને તેમા રહેલા ફલને પણ અવબોધ કરે છે. પૂર્ણભાવે ભગવાનને જાણવાની જરૂર છે અર્થાત્ લોકભાવમા, અધ્યાત્મભાવમા અને અધિદૈવમાં પણ ભગવદ્સત્ત્વ બિરાજે છે એવો અનુભવ હંમેશને માટે જેને થાય છે તે પરમગતિને પ્રાપ્ત કરે છે અને જરા તેમજ મરણના ભયથી નિવૃત્ત થાય છે

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्याय. ॥७॥

卐

# अध्याय ८ – अक्षरब्रह्मयोग

अर्जुन उवाच ।

> किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
> अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥

**શબ્દાર્થ–किम्**–શું (સર્વનામ, વિશેષણ, વિ. ब्रह्म) **तत्**–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **ब्रह्म**–બ્રહ્મ (નામ, પ્ર. એ. વ. નપું. ब्रह्मन्) **किम्**–શું (સર્વનામ, વિશેષણ, વિ. अध्यात्मम्) **अध्यात्मम्**–અધ્યાત્મા (નામ, પ્ર. એ. વ. નપું.) **किम्**–શું (સર્વનામ વિશેષણ, વિ. कर्म) **कर्म**–કર્મ (નામ, પ્ર. એ. વ. પુ. कर्मन्) **पुरुषोत्तम**–પુરુષોત્તમ (સંબોધન) **अधिभूतम्**–અધિભૂત (નામ, પ્ર. એ. વ. નપું. अधिभूत) **च**–અને (અવ્યય) **किम्**–શું (સર્વનામ વિશેષણ, વિ. अधिभूतम्) **प्रोक्तम्**–કહેવું (ભૂ. કૃ. વિશેષણ, વિ. अधिभूतम्) **अधिदैवं**–અધિદૈવ (નામ, પ્ર. એ. વ. નપું. अधिदैव) **किम्**–શું (સર્વનામ વિશેષણ, વિ. अधिदैवम्) **उच्यते**–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. वच् ૨ ગણ, આત્મને૦)

**ભાવાર્થ**– હે પુરુષોત્તમ ! તે બ્રહ્મ શું ? અધ્યાત્મ શું ? કર્મ શું ? વળી, અધિભૂત અને અધિદૈવ શું કહેવાય છે ? (૧)

**વિવેચન**– શ્લોક ૧–૨ સમસ્ત બ્રહ્માંડની મુખ્ય વસ્તુ બ્રહ્મ છે. આ બ્રહ્મ મુખ્ય હોવાથી જ્ઞાનની જરૂર બધાંને ખરી. એ-કારણથી અહીં અર્જુન બ્રહ્મને સમજવા પ્રશ્ન કરે છે. બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થતાં બીજાં બધાં જ્ઞાન મુખ્ય જ્ઞાનમાં સમાઈ જશે. એ કારણે પ્રથમ જ બ્રહ્મનો વિષય છેડે છે. બીજો

પ્રશ્ન અધ્યાત્મ કહેવામાં આવે છે તે શું છે ? અધિભૂત શું છે ? અધિદૈવ શું છે ? છેલ્લામાં છેલ્લું એક પ્રાણીના નાશ વખતે તમારુ સ્વરૂપ કેવું તેણે (પ્રાણીએ) ધ્યાન લેવું જોઈએ ?

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

**શબ્દાર્થ**-**अधियज्ञः**-અધિયજ્ઞ (નામ, પ્ર. એ. વ. પુ) **कथम्**-કેવી રીતે (અવ્યય) **कः**-કોણ (સર્વનામ, પ્ર એ. વ. પુ. **किम्** ) **अत्र**-અહીં, (આ શરીરમાં (અવ્યય) **देहे**-દેહમાં, શરીરમાં (નામ, સ. એ. વ. પુ. **देह**) **अस्मिन्**-આ (સર્વનામ, સ. એ. વ. પુ. **इदम्** ) **मधुसूदन**-મધુસૂદન (સંબોધન) **प्रयाणकाले**-મરતી વખતે, જતી વખતે, અંત સમયે (નામ, સ. એ. વ. પુ.) **च**-અને (અવ્યય) **कथम्**-કેવી રીતે (અવ્યય) **ज्ञेयः**-જણાય છે (કૃદંત, વિધેય કર્મણિ) **असि**-તું છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૦) **नियतात्मभिः**-નિયમમાં રાખેલો આત્મા જેણે (ચિત્ત) (વિશેષણ, વિ. **जनैः**)

**ભાવાર્થ**- હે મધુસૂદન ! આ શરીરમાં અધિયજ્ઞ કોણ છે અને કેવી રીતે છે ? ચિત્તને વશમાં રાખનાર પુરુષોવડે પ્રયાણકાળ સમયે કેવી રીતે તું (પુરુષોત્તમ) જણાય છે ? (૨)

**श्रीभगवानुवाच ।**

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥

**શબ્દાર્થ**-**अक्षरम्**-અક્ષર, કદિ પણ નાશ ન થાય એવુ, **सत्+चित्+आनंद** (વિશેષણ, વિ **ब्रह्म**) **ब्रह्म**-બ્રહ્મ (નામ, પ્ર એ. વ નપું. **ब्रह्मन्** ) **परमम्**-પરમ (વિશેષણ, વિ. **ब्रह्म**) **स्वभावः**-સ્વભાવ, અક્ષરભાવ જીવ (નામ, પ્ર. એ. વ. પુ.) **अध्यात्मम्**-અધ્યાત્મા (નામ, પ્ર. એ. વ. નપું ) **उच्यते**-કહેવાય છે (ક્રિ. વ કર્મણિ, ૩ પુ. એ. વ. **वच्** ૨ ગણ, આત્મને૦) **भूतभावोद्‌भवकरः**-ભૂતના ભાવોને ઉત્પન્ન કરનાર (વિશેષણ, વિ. **विसर्गः**; **भूतानां भाघानां उद्‌भवं करोति इति** ઉપપદ)

**विसर्गः**-ત્યાગશાસ્ત્ર (નામ, પ્ર. એ. વ. પુ. **विसर्ग**) **कर्मसंज्ञितः**-કર્મની સંજ્ઞાવાળો (ભૂ. કૃ. વિશેષણ, વિ **विसर्गः**).

**ભાવાર્થ**- પરમ સમચિત્ત આનંદ બ્રહ્મ છે અને પોતાનો સ્વભાવ (**स्वरूप जीवात्मा**) અધ્યાત્મા કહેવાય છે; ભૂતોના ભાવને ઉત્પન્ન કરનાર, શાસ્ત્રવિહિત ત્યાગ (વિસર્ગ) કર્મ નામથી ઓળખાય છે. (૩)

अधिभूतं क्षरोभावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥

**શબ્દાર્થ**-**अधिभूतम्**-અધિભૂત (નામ, પ્ર. એ. વ નપુ.) **क्षरोभावः**-ઉત્પન્ન થનાર અને નાશ થનાર પદાર્થ (નામ, પ્ર એ વ પુ) **पुरुषः**-પુરુષ (સત્રાત્મા, હિરણ્યગર્ભ, પ્રજાપતિ, બ્રહ્મા વ.) (નામ, પ્ર એ. વ. પુ. **पुरुष**) **अधिदैवतम्**-અધિદેવ (વિષ્ણુરૂપ) (નામ, પ્ર. એ વ નપુ. **अधिदैवता**) **अधियज्ञः**-અધિયજ્ઞ (નામ, પ્ર. એ. વ. પુ. **अधियज्ञ**) **अहम्**-હું, વાસુદેવ (સર્વનામ, પ્ર. એ. વ પુ **अस्मत्**) **एव, अत्र**-જ, અહીં (અવ્યય) **देहे**-દેહમાં (નામ, સ એ. વ. **देह**) **देहभृताम्**-દેહધારીઓના (નામ, ષ. બ. વ. પુ **देहभृत्**) **वर**-શ્રેષ્ઠ (નામ, સંબોધન)

**ભાવાર્થ**- ઉપજનાર અને નાશ થનારા પદાર્થો અધિભૂત છે, પુરુષ અધિદેવ છે, દેહધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન, આ શરીરમા હું જ અધિયજ્ઞ છું. (૪)

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति च मद्भावं याति नास्त्यत्रसंशयः ॥५॥

**શબ્દાર્થ**-**अन्तकाले**-મરણ વખતે (નામ, સ એ. વ પુ) **च**-અને (અવ્યય) **माम्**-મને (સર્વનામ, દ્વિ એ. વ પુ **अस्मत्**) **एव**-જ (અવ્યય) **स्मरन्**-સ્મરતો (વ કૃ. વિશેષણ, વિ **यः**) **मुक्त्वा**-છોડીને (વિધેય કૃદંત **मुच्**) **कलेवरम्**-શરીરને (હલાવવું) (નામ, દ્વિ. એ વ. નપું. **कलेवर**) **यः**-જે (સર્વનામ, પ્ર એ. વ. પુ. **यत्**) **प्रयाति**-પ્રયાણ કરે છે, જાય છે (ક્રિ. વ કા. ૩ પુ એ વ

प्रत्या ૨ ગણુ. પરસ્મૈ૰) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तद्) मद्भावम्-મારા સ્વરૂપને (નામ, દ્વિ. એ. વ. પુ) याति-જાય છે, પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अस् ૨ ગણુ, પરસ્મૈ૰) अत्र-અહીં (અવ્યય) संशय-સંશય (નામ, પ્ર. એ. વ. પુ.)

ભાવાર્થ- જે અંતકાળે મને જ સ્મરતો શરીરને છોડીને જાય છે તે મારા ભાવોને (સ્વરૂપને) પામે છે, એમાં સંશય નથી. (૫)

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥६॥

શબ્દાર્થ-यम् यम्-જે જે (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. यद्) वा, अपि-અથવા, પણુ (અવ્યય) स्मरन्-સ્મરતો (વ. કૃ. વિશેષણુ, વિ. जनः) भावम्-ભાવને, વૃત્તિથી ઉત્પન્ન થયેલું (નામ, દ્વિ. એ. વ. પુ. भाव) त्यजति-ત્યજે છે, છોડે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. त्यज् ૧ ગણુ, પરસ્મૈ૰) अन्ते-પ્રયાણકાળે, અંતકાળે (નામ, સ. એ. વ. પુ.) कलेवरम्-શરીરને (નામ, દ્વિ. એ. વ. નપું.) तम् तम्-તે તે (સર્વનામ, દ્વિ. એ. વ પુ. तत्) एव-જ, માત્ર (અવ્યય) एति-પામે છે, જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. इ ૨ ગણુ, પરસ્મૈ૰) कौन्तेय-અર્જુન (સંબોધન) सदा-હમેશાં (અવ્યય) तद्भावभावितः-તે ભાવથી ભાવિત થયેલો, તે ભાવને ચિત્તવત્ કરવાવાળો (વિશેષણુ, વિ. जनः; तेन भावेन भावितः इति તત્પુ૰)

ભાવાર્થ- હે કૌન્તેય ! અંતકાળે પણુ જે જે ભાવને સ્મરણુ કરતો શરીરને છોડે છે તેવા તે તે (ભાવને જ) પામે છે સદા તે જ ભાવનું ચિન્તવન કરવાવાળો હોવાથી. (૬)

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।
मय्यर्पितमनोबुद्धिर् मा मे वै ष्य स्य सं श य म् ॥७॥

શબ્દાર્થ-तस्मात्-તેથી (અવ્યય) सर्वेषु-બધામાં (સર્વ... પુ) कालेषु-કાળમાં, સમયોમાં (નામ, સ. બ. વ. પુ) माम्-

એ. વ. **अस्मत्**) **अनुस्मर**–સ્મરણ કર (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ. **अनु+स्मृ** ૧ ગણ, પરસ્મૈ૦) **युध्य**–લડ (ક્રિ આજ્ઞાર્થ, ૨ પુ એ. વ. **युध्** ૪ ગણ) **च**–અને (અવ્યય) **मयि**–મારામાં (સર્વનામ, સ એ. વ. **अस्मत्**) **अर्पितमनोबुद्धिः**–જેણે મન અને બુદ્ધિને અર્પેલી છે (**अर्पितं मनः बुद्धिश्च येन ।** બહુવ્રીહિ, વિશેષણ, વિ. **जनः**) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्**) **एव**–જ (અવ્યય) **एष्यसि**–પામીશ, જશે (ક્રિ ભ. કા. ૨ પુ એ વ. **इ** ૨ ગણ, પરસ્મૈ૦) **असंशयम्**–સંશય વિના (અવ્યય).

**ભાવાર્થ**– તેટલા માટે બધા સમયોમાં મને સ્મર અને યુદ્ધ કર. જેણે મારામાં મન અને બુદ્ધિ અર્પેલાં છે તે મને જ નિશ્ચય પ્રાપ્ત કરે છે (કરશે). (૭)

**વિવેચન**– શ્લોક ૩ થી ૭ બ્રહ્મ શબ્દ પારિભાષિક છે. એનો અર્થ વિશાળ અને વધારે થવાપણું થાય છે. **बृंहणत्वात् ब्रह्म ।** બ્રહ્મ બૃહત્ છે એટલે વિશાળ છે, અનંત છે સૂક્ષ્મ છે અને વળી બૃંહણત્વ છે એટલે અનંત ભાવોવાળુ છે. જ્યારે પોતાનામાંથી ગુણભાવ વ્યક્ત કરે છે ત્યારે ક્રિયાભાવો પણ ત્યાંથી નીકળે છે. આ બ્રહ્મનું સામાન્ય લક્ષણ છે. એનાથી વિશેષ લક્ષણો અનેક છે. તે ટૂંકમા અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ છે આ સિવાય સૃષ્ટિમાંના અનેક ભાવો અને ભાવનાઓ પણ તેના વિશેષ ધર્મ તરીકે ઓળખાવે છે. આ માત્ર સાધારણ જ્ઞાન છે બીજું બધું બ્રહ્મમા અંતર્ગત છે એવું સમજવું. બ્રહ્મ કેવળ અવિનાશી છે એના અંશને જીવ નામથી ઓળખવામાં આવે છે અને તેને અધ્યાત્મ નામના પારિભાષિક શબ્દથી ઓળખાય છે.

અધિભૂત પણ પારિભાષિક શબ્દ છે અને તે પણ સામાન્ય રીતે બહારનું આવરણ જેને શરીર નામથી ઓળખવામાં આવે છે તેવા જ અર્થ બતાવનારા શબ્દોને અધિભૂત નામથી ઓળખય છે. ત્રણથી સાત સુધીના શ્લોકોનુ ઠીક ઠીક મનન થવાથી બ્રહ્મના યથાર્થ સ્વરૂપો પૂર્ણભાવે ખુલ્લા થશે અને જુદા જુદા સંયોગે જુદા જુદા ભાવોની કલ્પના [illegible] ઉપસ્થિત થાય છે એ પણ સમજી શકાશે. આ [illegible] છે, અનુભવગમ્ય છે. અધિદૈવ કહેવા [illegible] તે

જીવ સત્તાથી કઈક અધિક સત્તા ધરાવે છે.

અધિયજ્ઞ નામનુ કોઈક સ્વરૂપ છે. આ એક બ્રહ્મનો આવિર્ભાવ છે. જેને ઈશ્વર નામથી ઓળખાય છે. તેનો પર્યાયવાચક શબ્દ અધિયજ્ઞ છે.

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥८॥

શબ્દાર્થ—अभ्यासयोगयुक्तेन–અભ્યાસયોગમાં યોજાયેલા વડે (વિશેષણ, વિ. चेतसा; अभ्यासः एव योगः तेन युक्तेन કર્મધારય) चेतसा–ચિત્તવડે (નામ, તૃ. એ. વ. चेतस्) न–નહિ (અવ્યય) अन्यगामिना–બીજા કશામાં જનારા (વિશેષણ, વિ. चेतसा; अन्यत्र गच्छति इति ઉપપદ) परमम्–પરમ (શ્રેષ્ઠ) (વિશેષણ, વિ. पुरुषम्) दिव्यम्–દિવ્ય दिविभवम् તદ્ધિત (વિશેષણ, વિ पुरुषम्) याति–પામે છે, જાય છે (ક્રિ. વ કા ૩ પુ એ વ. या ૨ ગણ, પરસ્મૈ૦) पार्थ–હે અર્જુન (સંબોધન) अनुचिन्तयन्–ચિંતન કરનારો (વ કૃ. વિશેષણ, વિ. जनः)

ભાવાર્થ—હે પાર્થ ! (ધ્યાનરૂપ) અભ્યાસયોગયુક્ત બીજા કશામા નહીં જનારા ચિત્તવડે નિરંતર ચિંતન કરતો પરમ દિવ્ય પુરુષને (પરમેશ્વરને) પામે છે. (૮)

વિવેચન— આ શ્લોકમા પરમપુરુષનું દર્શન કરવાની રીત બતાવી છે. ત્યાં ધ્યાનમાં માત્ર એટલું જ રાખવાનુ છે કે સમગ્ર ચિત્તથી ધ્યાનસ્થ સ્વરૂપની સાથે અંતર્દૃષ્ટિનો સબધ કરી લેવો. આ દૃષ્ટિ તદ્દન સ્થિર હોવી જોઈએ કોઈ પણ પ્રકારના બીજા ભાવો ઉપસ્થિત થવા જોઈએ નહીં. આ સયમ જ્યાંસુધી પ્રાપ્ત થતો નથી ત્યાસુધી બાહ્યસ્વરૂપદર્શન પણ નિરર્થક બને છે કોઈ પણ ક્રિયામાં સપૂર્ણ ચિત્ત લાગે ત્યારે જ શુભ પરિણામ આવે છે. આવો એક અલૌકિક નિયમ છે અને એ જ નિયમ અલૌકિક કાર્યમાં પણ યોજવાનો છે.

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥

શબ્દાર્થ–**कविम्**–કવિને (નામ, દ્વિ. એ. વ. પુ. **कवि**) **पुराणम्**–પુરાણ (નામ, દ્વિ. એ. વ. પુ. વિશેષણ, વિ. **कविम्**) **अनुशासितारम्**–નિયંતાને (વિશેષણ, વિ. **कविम्**) **अणोः**–સૂક્ષ્મથી (નામ, પં. એ. વ. **अणु**) **अणीयांसम्**–વધારે સૂક્ષ્મ (વિશેષણ, વિ. **कविम्**) **अनुस्मरेत्**–સ્મરણ કરે (વિધ્યર્થ, ૩ પુ. એ. વ. **अनु+स्मृ** ૧ ગણ) **यः**–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **यत्**) **सर्वस्य**–બધાનું (સર્વનામ, ષ. એ. વ. પુ.) **धातारम्**–ધારણ કરનાર (નામ, દ્વિ. એ. વ. પુ. **धातृ**) **अचिन्त्यरूपम्**–નહિ ચિંતન થાય એવા રૂપને (નામ, દ્વિ. એ. વ. પુ.) **आदित्यवर्णम्**–સૂર્યના પ્રકાશ જેવું જેનું વર્ણ છે (વિશેષણ, વિ. **कविम्**) **तमसः**–અંધકારથી (નામ, પં. એ. વ. નપું. **तमस्**) **परस्तात्**–દૂર (મુક્ત) સચ્ચિદાનંદ ઘનસ્વરૂપ (વિશેષણ, વિ. **कविम्** (અવ્યય)

ભાવાર્થ– જે પુરુષ (આ) અનાદિ સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વને ધારણ તેમજ પોષણ કરનાર, અચિન્ત્યસ્વરૂપ, સૂર્યના જેવું પ્રકાશરૂપ, ચેતનમય, અવિદ્યારૂપ, અંધકારથી પર સચ્ચિદાનંદઘનસ્વરૂપ સર્વજ્ઞને સ્મરણ કરે છે. (૯)

વિવેચન– આ શ્લોક ભગવાનના સિદ્ધ સ્વરૂપનું વર્ણન કરે છે. એ સ્વરૂપ આદિત્યવર્ણ છે એટલે તેજોમય છે અને અંધકારથી (અજ્ઞાનથી) કેવળ પર છે. અજ્ઞાન એની સાથે સંબંધ કરી શકતું નથી. એટલે દર્શનની ઇચ્છા ધરાવનારે જ્ઞાન–પ્રકાશ અંગીકાર કરી આ સ્વરૂપ સિદ્ધ કરી લેવું. બીજાં કેટલાંએક વિશેષણો આ સ્વરૂપનાં આ શ્લોકમાં બતાવ્યાં છે તેનું તાત્પર્ય સમજી સ્વરૂપ સાથે નિકટ સંબંધ કરવો.

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

શબ્દાર્થ–**प्रयाणकाले**–મરણ સમયે (નામ, સ. એ. વ. પુ) **मनसा**–મનથી (નામ, તૃ. એ. વ. નપું. **मनस्**) **अचलेन**–સ્થિર (વિશેષણ, વિ. **मनसा**) **भक्त्या**–ભક્તિથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી.) **युक्तः**–જોડાયેલો (વિશેષણ, વિ. (**यः**) ભૂ. કૃ.) **योगबलेन**–યોગના બળથી (નામ, તૃ. એ. વ. પુ. **योगबल**) **च, एव**–અને, માત્ર (અવ્યય) **भ्रुवोः**–બે ભવાંની (ભમરની) (નામ, ષ. દ્વિ વ. સ્ત્રી. **भ्रू**) **मध्ये**–

મધ્યભાગમાં (નામ, સ. એ. વ. નપું.) **प्राणम्**-પ્રાણને (નામ, દ્વિ. એ. વ. પુ. **प्राण**) **आवेश्य**-મૂકીને, સ્થાપન કરીને (વિધેય કૃદન્ત) **सम्यक्**-રૂડી રીતે (અવ્યય) **सः**-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **तद्**) **तम्**-તેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. **तद्**) **परम्**-પરમ (સર્વનામ, દ્વિ. એ. વ. પુ.) **पुरुषम्**-પુરુષને (નામ, દ્વિ. એ. વ. પું) **उपैति**-પામે છે, સમીપમાં જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **उप+इ** ૨ ગણ, પરસ્મૈ૦) **दिव्यम्**-દિવ્ય (વિશેષણ. વિ. **पुरुषम्**).

**ભાવાર્થ**- તે પુરુષ પ્રયાણસમયે નિશ્ચલ મનવડે ભક્તિથી યુક્ત થયેલો અને યોગબળવાળો બન્ને ભ્રમરોના મધ્યભાગમાં રૂડી રીતે પ્રાણને રાખીને તે પરમ દિવ્ય પુરુષને પામે છે. (૧૦)

**વિવેચન**- આ શ્લોક મરણ સમયે પરમ પુરુષનું ધ્યાન કરી તેમાં પોતાની સ્થિરતા ધારણ કરી તે પરમ પુરુષના સ્વરૂપમાં પોતાનો લય કેવી રીતે કરવો તે બતાવે છે. જો કે આ રીત શબ્દભાવે તો સુંદર અને સફળ દેખાય છે; પણ આ સમય (કલિયુગ) માં આ પ્રકારનું ધ્યાન મરણ સમયે જ્યારે બધી નાડીઓ પોતપોતાનો વહીવટ યથાસ્થિત ન કરી શકે તે વખતે બનવું અસંભવિત છે. વિશેષમાં મરણનો સમય પણ નિશ્ચિત કરી શકાય નહીં; તેમજ મરનારની યોગમાં પ્રવૃત્તિ સદૈવ રહે કે કેમ તેની પણ શંકા ઉપસ્થિત થાય છે. એ કારણે સમજાય છે કે કોઈક પ્રકારનું ભગવત્ કૃપાબળ આવા સમયે પ્રાપ્ત થાય તો જ તેની શ્લોકમાં બતાવેલી પદ્ધતિએ ધ્યાનમય સ્થિતિ બને અને ત્યાં સ્વરૂપદર્શન થતાં થતાં સ્વરૂપમાં લયાવસ્થા પ્રાપ્ત કરી શકે. વિકલ (અસ્થિર) શરીરથી આ પ્રકારનો યોગ સિદ્ધ થઈ શકે નહીં.

**यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ।**
**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥**

**શબ્દાર્થ**-**यत्**-જે (પરમપદ) (સર્વનામ, દ્વિ. એ વ. નપું.) **अक्षरम्**-અક્ષરને (ॐ ને) (નામ, દ્વિ. એ. વ. નપું. **अक्षर**) **वेदविदः**-વેદને જાણનારા, વિદ્વાનો (નામ, પ્ર. બ. વ. પુ. **वेदविद्**) **वदन्ति**-કહે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **वद्** ૧ ગણ, પરસ્મૈ૦) **विशन्ति**-પ્રવેશે છે (ક્રિ. વ કા. ૩ પુ. બ. વ. **विश्** ૬ ગણ, પરસ્મૈ૦) **यद्**-જે સર્વનામ, દ્વિ. એ વ. નપું.) **यतयः**-યતિઓ, ઋષિઓ

(નામ, પ્ર. બ. વ. પુ.) वीतरागाः–આસક્તિ વિનાના (વિશેષણ, વિ. यतयः वीताः रागाः येभ्यः બહુવ્રીહિ) यत्–જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) इच्छन्तः–ઇચ્છતા (વ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) ब्रह्मचर्यम्–બ્રહ્મચર્ય (નામ. દ્વિ. એ. વ. નપું.) चरन्ति–આચરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. चर् ૧ ગણ) तत्–તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) ते–તેને (સર્વનામ, ચ. એ. વ. युष्मद्) पदम्–પદને (નામ, દ્વિ. એ. વ. નપું. पद) संग्रहेण–સંગ્રહથી, ટૂંકમાં (નામ, તૃ. એ. વ. પુ. संग्रह) प्रवक्ष्ये–સારી રીતે કહીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. प्र+वच् ૨ ગણ, આત્મને૦)

ભાવાર્થ– વિદ્વાનો જેને અક્ષર કહે છે, આસક્તિ વિનાના યતિઓ જેમાં પ્રવેશ કરે છે, જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય આચરે છે તે પદને તને ટૂંકામાં કહીશ. (૧૧)

વિવેચન– પરમપદ કેવું છે તેને સંક્ષેપમાં સમજાવવા ભગવાન વાસુદેવ ઇચ્છા કરે છે. આ પદને ચક્ષુ તરીકે પણ ઓળખવામાં આવ્યું છે સામાન્ય ભાષામાં ચક્ષુનો અર્થ આંખ થાય છે. વેદભાષામાં चक्षुः चक्षते इति चक्षुः । કોઈ પણ વસ્તુને કહેવા દ્વારા અલૌકિક ભાવાપન્ન પરિસ્થિતિ અથવા અલૌકિક ભાવ સમજવા માટે નિયત સાધન 'ચક્ષુ' નામથી ઓળખાય છે અને એ દ્વારા અલૌકિક ભાવની સમજ પડે છે. બ્રહ્મામાં સ્થિર અલૌકિક ભાવ, જ્ઞાન ઇ. જે કાંઈ રહ્યું છે એ બધુંએ આ ચક્ષુ બરાબર રીતે સમજાવે છે. આ પ્રકારની સમજ તૈયાર થતાં જ બ્રહ્મરસનો આસ્વાદ કરી શકાય છે. દિવિનો સામાન્ય અર્થ સ્વર્ગમાં. એ શબ્દ કહેવા દ્વારા અંતઃકરણમાં કોઈક પ્રકારનો બ્રહ્માનંદ તૈયાર થાય છે અને એ બ્રહ્માનંદમાં ચક્ષુ રસગ્રાહી બને છે. બ્રહ્મવિદ્ આ રસને સારી રીતે કેળવે છે અને તેનું યથેષ્ટ પાન પણ કરે છે. ત્યારપછી એ ભજનાનંદમા પ્રવૃત્ત થાય છે અને ત્યાં વિષ્ણુ તાત્પર્ય કે પૂર્ણ પુરુષોત્તમનો આવિર્ભાવ કરી ત્યા નિમગ્ન થાય છે.

सर्वद्वाराणि संयम्य मनोहृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥

શબ્દાર્થ–सर्वद्वाराणि–ઇન્દ્રિયોના બધાં દ્વારોને (નામ, દ્વિ. બ. વ. નપું.) संयम्य–રોકીને, વિષયોમાંથી રોકીને (વિધેય કૃદંત) मनः–મનને (નામ, દ્વિ એ. વ.

**मनस्** નપું.) **हृदि**-હૃદયમાં (નામ, સ. એ. વ. નપું. **हृद्**) **निरुध्य**-નિરોધ કરીને (વિધેય કૃદંત) **च**-અને (અવ્યય) **मूर्ध्नि**-તાળવામાં, મસ્તકમાં (નામ, સ. એ. વ. પુ. **मूर्धन्**) **आधाय**-મૂકીને, રાખીને (વિધેય કૃદંત **आ+धा** ૩ ગણ) **आत्मनः**-પોતાના (નામ, ષ. એ. વ. પુ. **आत्मन्**) **प्राणम्**-પ્રાણને (નામ, દ્વિ. એ. વ. પુ.) **आस्थितः**-સ્થિર રહેલો (વિશેષણ, વિ. **योगी** ભૂ. કૃ.) **योगधारणाम्**-યોગધારણામાં (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **योगधारणा**).

ભાવાર્થ- ઇન્દ્રિયોના બધાં દ્વારોને રોકી મનને હૃદયમાં રાખી પ્રાણનો મસ્તકમાં જેણે નિરોધ કરેલો છે તેણે પોતાની યોગધારણાને સિદ્ધ કરવી. (૧૨)

વિવેચન- આ શ્લોકમાં યોગિક ક્રિયાનું ઉદ્બોધન થાય છે; પરંતુ મરણ સમયે જો અંતઃકરણમાં કાંઈક સ્વસ્થતા જણાય તો આનો ઉપયોગ કરી શકાય.

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥

શબ્દાર્થ-**ओम्**-ઓમ્, અક્ષરબ્રહ્મ, પ્રણવ (નામ) **इति**-એમ (અવ્યય) **एकाक्षरम्**-એક અક્ષર સ્વરૂપને (નામ, દ્વિ. એ. વ. નપું.) **ब्रह्म**-બ્રહ્મને (નામ, દ્વિ. એ. વ. નપું.) **व्याहरन्**-ઉચ્ચાર કરતો, અર્થસ્વરૂપને વિચારતો (વ. કૃ. વિશેષણ, વિ. **यः**) **माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मद्**) **अनुस्मरन्**-ચિન્તવન કરતો (વ. કૃ. વિશેષણ, વિ. **यः**) **यः**-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **यद्**) **प्रयाति**-જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **प्र+या** ૨ ગણ) **त्यजन्**-છોડતો (વ. કૃ. વિશેષણ, વિ. **यः**) **देहम्**-શરીરને (નામ, દ્વિ. એ. વ પુ. **देह**) **सः**-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **तद्**) **याति**-જાય છે, પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **या** ૨ ગણ, પરસ્મૈ૦) **परमाम्**-પરમ, શ્રેષ્ઠ (વિશેષણ, વિ **गतिम्**) **गतिम्**-ગતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **गति**).

ભાવાર્થ- જે પુરુષ ૐ એવા એકાક્ષરરૂપ બ્રહ્મને બોલતો તેમજ બ્રહ્મસંબંધ તેનામાં રહેલા અર્થ અને સ્વરૂપોને વિચારતો મને :

(મારા ભાવોનું સ્મરણ કરતો) દેહને છોડનો જાય છે તે પરમગતિને પામે છે. (૧૩)

વિવેચન– શ્લોક ૧૩-૧૪. આ શ્લોકોમાં મરણ સમયે ભગવાનનું સ્મરણ શુદ્ધ અંતઃકરણથી અને શાન્ત ભાવથી પ્રણવના ઉચ્ચાર સાથે કરવાનું કહ્યું. વળી તેમાં ભગવદ્‌લીલાનો અવબોધ પણ હોવો જોઈએ એવું પણ અનુ ઉપસર્ગથી સમજવું. મરણ સમયે આ પ્રકાર કરવો એવું પણ કહ્યું. એ ઉપરથી સમજાય છે કે સતત ભાવનામા શુદ્ધ અંતઃકરણથી પ્રણવપૂર્વક લીલામય સ્વરૂપનું નિદર્શન કરતાં કરતાં ભગવત્સ્મરણ હોય તો જ અંતિમ સમયે આ પ્રકારનો ચાલુ અભ્યાસ ઉપયોગમાં આવે. સામાન્ય જીવની આમાં જો પ્રવૃત્તિ ન હોય તો તે સમય સિદ્ધ કરી શકે નહીં માટે પરમગતિની અભિલાષાવાળાએ નિત્ય આ પ્રકારનો અનુભવ કરતા રહેવું. આ પ્રકારે ચાલુને ચાલુ ટેવ રહેતાં, જો કે વાચિક સ્મરણ થયા કરે ખરું; પણ જ્યાં સુધી હૃદયપૂર્વક સ્મરણ ન બને ત્યા સુધી ધારેલું કાર્ય સિદ્ધ થાય નહીં. તે કારણે પણ ચિત્તને ભગવાનમાં યોજવાની ટેવ પાડવી.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥

શબ્દાર્થ–**अनन्यचेताः**–મારામા અનન્ય ચિત્તવડે સ્થિત થયેલો (**न अन्यत् चेतः यस्य इति** બહુવ્રીહિ) **सततम्**–ચાલુ, નિરંતર (અવ્યય) **यः**–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **यत्**) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ વ **अस्मत्**) **स्मरति**–સ્મરણ કરે છે (ક્રિ. વ કા ૩ પુ એ. વ. **स्मृ** ૧ ગણ, પરસ્મૈ૦) **नित्यशः**–સદા, જીવનપર્યંત (અવ્યય) **तस्य**–તેનો (સર્વનામ, ૫ એ વ. પુ. **तद्**) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **सुलभः**–જલદીથી પ્રાપ્ત થઈ શકે એવો (વિશેષણ, વિ **अहम्**) **पार्थ**–અર્જુન (સંબોધન) **नित्ययुक्तस्य**–હમેશા મારામાં યોજાયેલો (વિશેષણ, વિ **योगिनः**) **योगिनः**–યોગીનુ (નામ, ૫. એ. વ. **योगिन्**).

ભાવાર્થ– હે અર્જુન ! જે પુરુષ મને અનન્ય ચિત્તવડે હમેશાં જીવનપર્યંત સ્મરે છે, તે મારામાં નિરંતર યુક્ત થયેલા યોગીને હું સુલભ છુ (સહેલાઈથી પ્રાપ્ત થાઉં છુ) (૧૪).

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥

શબ્દાર્થ-माम्-મને (સર્વનામ, દ્વિ એ. વ. अस्मद्) उपेत्य-પામીને (વિધેય કૃદંત उपइ) पुनर्जन्म-પુનર્જન્મ (નામ, દ્વિ. એ. વ. નપું.) दुःखालयम्-દુઃખનું સ્થાન (દ્વિ. એ. વ. નપું. વિશેષણ, વિ पुनर्जन्मः दुःखस्य आलयम् તત્પુરુષ) अशाश्वतम्-હમેશાનું નહિ તે (न शाश्वतम् इति નઞ તત્પુ૦ વિશેષણ, વિ. पुनर्जन्म) न-નહિ (અવ્યય) आप्नुवन्ति-પ્રાપ્ત કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. आप् ૫ ગણ, પરસ્મૈ૦) महात्मानः-મહાત્માઓ (નામ, પ્ર. એ. વ. પુ.. महात्मन्) संसिद्धिम्-સિદ્ધિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી संसिद्धि) परमाम्-પરમ (વિશેષણ, વિ संसिद्धिम्) गताः-પામેલા, ગયેલા (વિશેષણ, વિ. महात्मानः).

ભાવાર્થ- પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ મને પામીને ફરીથી દુઃખ જેમાં રહેલું છે અને ક્ષણભંગુર છે એવા પુનર્જન્મને પ્રાપ્ત કરતા નથી. (૧૫)

વિવેચન- પરમ સિદ્ધિને પામેલો મહાત્મા પુનર્જન્મ ધારણ કરતો નથી. મહાત્મા એટલે જેને ભગવત્પ્રાપ્તિ થઈ ગઈ છે તે. આવા મહાત્માને કદાચ ભગવદિચ્છાથી જન્મ લેવો પડે ખરો પરંતુ તે જન્મ વાસનાજન્ય ન હોવાથી માત્ર ભગવત્કાર્ય પરત્વે જ હોય કે કેટલાએક જીવોના કલ્યાણ અર્થે જ આવો જન્મ હોય છે.

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥१६॥

विद् २ गण).

**ભાવાર્થ–** હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને સર્વલોક પુનરાવૃત્તિ સ્વભાવવાળા હોય છે; પરંતુ હે કૌન્તેય ! મને પામીને પુનર્જન્મ થતો નથી. (બ્રહ્મલોક તેમજ બીજા બધા લોકો કાળથી પર ન હોવાના કારણે અવધિવાળા છે અને હું તે કાળથી અતીત છું. (૧૬)

**વિવેચન–** ભગવાનમાં જેનો નિત્ય સંબંધ થઈ જાય છે તેને વાસના ઇ. નો અવરોધ થતો નથી. કારણ કે વાસના ઉત્પન્ન થાય એવી કોઈ જાતની ચેષ્ટા એની પાસે હોતી નથી. એથી એનો લોક તો કેવળ ભગવલ્લોક છે. ભગવાન કામાતીત હોવાથી અને આવા ભક્તનો સંબંધ ભગવાન સાથે હોવાથી કાલની મર્યાદામાં એ હોતો નથી. એને માટેનો બધો વ્યવસાય ભગવાન તરફથી જ બની જાય છે. **योगक्षेमम् वहाम्यऽहम् ।** એ પ્રકારનું ભગવત્વચન છે. યોગ એટલે નહીં પ્રાપ્ત થયેલી બાબતને મેળવી આપવી. ક્ષેમ એટલે પ્રાપ્ત થયેલી બાબતનું રક્ષણ કરવું. **अहम्–** વાસુદેવ– અંતઃકરણનો અધિષ્ઠાતા દેવ.

**सहस्रयुगपर्यन्तमहर्यद् ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥**

**શબ્દાર્થ–सहस्रयुगपर्यन्तम्**–હજાર ચતુર્યુગો સુધીનો (વિશેષણ, વિ. **अहः**) **अहः**–દિવસ (નામ, દ્વિ. એ વ. નપું) **यद्**–જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **ब्रह्मणः**–બ્રહ્મનો (નામ, ષ. એ. વ. નપું.) **विदुः**–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ. **विद्** ૨ ગણ) **रात्रिम्**–રાત્રિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **रात्रि**) **युगसहस्रान्ताम्**–હજાર ચતુર્યુગની અવધિવાળા (વિશેષણ, વિ. **रात्रिम्**) **ते**–તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **तत्**) **अहोरात्रविदः**–દિવસ અને રાત્રિ જાણનારાઓ, કાલના તત્ત્વને સમજનારા (વિશેષણ, વિ. **जनाः**) **जनाः**–માણસો (નામ, પ્ર. બ. વ. પુ. **जन**).

**ભાવાર્થ–** હજાર ચતુર્યુગ પર્યંતનો દિવસ બ્રહ્માનો અને હજાર ચતુર્યુગવાળી રાત્રિ બ્રહ્માની, દિવસ અને રાત્રિ સમજનારા જનો જાણે છે. (૧૭)

વિવેચન– આ શ્લોકમાં બ્રહ્માના દિવસ અને રાત્રિનું માન-માપ જણાવે છે. ચાર યુગ ભેગા થતાં એક ચોકડી અથવા ચતુર્યુગ કહેવામા આવે છે. આ પ્રકારે એક હજાર ચોકડી એટલે ચતુર્યુગ બ્રહ્માનો એક દિવસ ગણાય છે અને તેટલી જ રાત્રિ ગણાય છે. આવી રીતે બે ચતુર્યુગ ભેગા થતાં એક આખો દિવસ થાય છે. આ પ્રકારે સો વર્ષની આયુર્મર્યાદા બ્રહ્માની ગણવી.

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥

શબ્દાર્થ–**अव्यक्तात्**–અવ્યક્ત, બ્રહ્માના સૂક્ષ્મ શરીરથી (વિશેષણ, વિ. ब्रह्मणः) **व्यक्तयः**–દશ્ય પદાર્થો (નામ પ્ર બ. વ. સ્ત્રી व्यक्ति) **प्रभवन्ति**–ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. प्र+भू ૧ ગણ, પરસ્મૈ૦) **अहरागमे**–બ્રહ્માનો દિવસ થાય ત્યારે (નામ, સ. એ. વ પુ) **रात्र्यागमे**–બ્રહ્માની રાત્રિ થાય ત્યારે (નામ, સ એ. વ. પુ) **प्रलीयन्ते**–પ્રલય થાય છે (ક્રિ. વ કર્મણિ, ૩ પુ. બ. વ. प्र+लि ૯ ગણ) **तत्र, एव**–ત્યાં, માત્ર (અવ્યય) **अव्यक्तसंज्ञके**–અવ્યક્ત સંજ્ઞાવાળા બ્રહ્માના શરીરમાં, બ્રહ્માના સૂક્ષ્મ શરીરમાં (નામ, સ. એ વ).

ભાવાર્થ– સર્વ દૃશ્ય પદાર્થો અવ્યક્ત બ્રહ્માના સૂક્ષ્મ શરીરમાંથી બ્રહ્માનો દિવસ થાય છે ત્યારે ઉત્પન્ન થાય છે અને બ્રહ્માની રાત્રિ થાય છે ત્યારે અવ્યક્ત સંજ્ઞાવાળા બ્રહ્માના સૂક્ષ્મ શરીરમાં જ લય પામે છે. (૧૮)

વિવેચન– અવ્યક્ત બ્રહ્મમાંથી બ્રહ્માનું પ્રાકટ્ય થાય અને બ્રહ્મના દિવસ ( અહર્ ) માં બ્રહ્માની સૃષ્ટિ થાય એટલે બધું વ્યક્ત થાય. પાછી બ્રહ્માની રાત્રિ આવતાં બધું લય થાય. તાત્પર્ય કે જેમાંથી ઉત્પન્ન થયું છે તેમાં સમાઈ જાય છે. બ્રહ્માના સો વર્ષ પૂરાં થતાં મહાપ્રલય થાય છે. ત્યારે કલ્પ બદલાય છે.

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥

શબ્દાર્થ–**भूतग्रामः**–ભૂતોનો સમુદાય (નામ, પ્ર એ. વ. પુ भूतग्रामः)

સઃ-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तद्) एव-જ, માત્ર (અવ્યય) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. પુ. इदम्) भूत्वा भूत्वा-થઈ થઈને (વિધેય કૃદંત) प्रलीयते-લય પામે છે (ક્રિ. વર્ત. કર્મણિ, ૩ પુ. એ. વ. प्र+ली ૯ ગણ) रात्र्यागमे-બ્રહ્માની રાત્રિ આવતાં (નામ, સ. એ. વ.) अवशः-પરવશ (વિશેષણ, વિ. भूतग्रामः) पार्थ-અર્જુન (સંબોધન) प्रभवति-ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. प्र+भू ૧ ગણ, પરસ્મૈ૦) अहरागमे-બ્રહ્માનો દિવસ આવતાં (નામ, સ. એ.વ.).

ભાવાર્થ- તેનો તે જ આ ભૂતગ્રામ ઉત્પન્ન થઈને રાત્રિ આવતાં લય થાય છે અને અવશ એવો દિવસ આવતાં ઉત્પન્ન થાય છે. (૧૯)

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

શબ્દાર્થ-परः-આગળ, શ્રેષ્ઠ (વિશેષણ, વિ. भावः) तस्मात्-તેનાથી (સર્વનામ, પં. એ. વ. तद्) तु-પરંતુ (અવ્યય) भावः-ભાવ (નામ, પ્ર. એ. વ. પુ. भाव) अन्यः-બીજો (વિશેષણ, વિ. भावः) अव्यक्तः- અવ્યક્ત (વિશેષણ, વિ. भावः) अव्यक्तम्-અવ્યક્તથી (નામ, પં. એ. વ. પુ.) सनातनः-શાશ્વત (વિશેષણ, વિ. भावः) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) सर्वेषु-બધામાં (સર્વનામ, સ. બ. વ. પુ) भूतेषु-ભૂતોમાં (નામ, સ. બ. વ. પુ.) नश्यत्सु-નાશ પામતાંઓમાં (વિશેષણ, વિ. भूतेषु) न-નહિ (અવ્યય) विनश्यति-નાશ પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. वि+नश् ૪ ગણ, પરસ્મૈ૦)

ભાવાર્થ- પરંતુ અવ્યક્તથી પર બીજો (વિલક્ષણ) અવ્યક્ત ભાવ સચ્ચિદાનંદ સનાતન છે. જે બધા નાશ પામતા ભૂતોમાં (રહેલો છતાં) નાશ પામતો નથી. (૨૦)

વિવેચન- સર્વથી પર (શ્રેષ્ઠ-વિલક્ષણ) કોઈ ભાવાત્મક સ્વરૂપ છે; જેને સનાતન, સચ્ચિદાનંદ, પૂર્ણ પરમાત્માના નામથી ઓળખાય છે. બ્રહ્મા સાથે બધાંનો લય આમાં- પરમાત્મામાં થાય છે; પણ પરમાત્મા તો અખંડ કાયમ રહે છે એટલે એ અવ્યય છે. અવ્યય કહેવા દ્વારા એમાંથી સર્વનું

ટચ થાય છે છતાં ઘટાડો થતો નથી અને એમાં બધું સમાઈ જાય છે
ો એમાં વધારો થતો નથી.

अव्यक्तोक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥२१॥

શબ્દાર્થ-अव्यक्तः-અવ્યક્ત (વિશેષણ, વિ. अक्षरः) अक्षरः-અક્ષર (નામ, એ. વ. પુ. अक्षर) इति-એ પ્રમાણે (અવ્યય) उक्तः-કહેવાયેલું છે (ભૂ. કૃ. ષણ, વિ. अक्षरः) तम्-તેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ.) आहुः-કહે છે (ક્રિ. ઠા. ૩ પુ. બ. વ. ब्रू ૨ ગણ) परमाम्-પરમ (વિશેષણ, વિ. गतिम्) गतिम्-તેને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી) यम्-જેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. यत्) प्य-મેળવીને (વિધેય કૃદંત) न-નહિ (અવ્યય) निवर्तन्ते-પાછા આવે છે (ક્રિ. વ. ૩ પુ. બ. વ. नि+वृत् ૧ ગણ, આત્મને૦) तत्-તે (સર્વનામ, પ્ર. એ વ. .) धाम-ધામ (નામ, પ્ર. એ. વ. નપું. धामन्) परमम्-પરમ (વિશેષણ, વિ. म) मम-મારું (સર્વનામ, ૫. એ. વ. अस्मत्).

ભાવાર્થ- અવ્યક્ત અક્ષર એમ જે કહેલું છે તેને પરમગતિ કહે , જેને મેળવીને પાછા આવતા નથી, તે મારું પરમ ધામ છે. (૨૧)

વિવેચન- અક્ષરબ્રહ્મની પ્રાપ્તિને પરમ ધામ અથવા પરમગતિ કહે-ય છે.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतः स्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥

શબ્દાર્થ-पुरुषः-પુરુષ (નામ, પ્ર. એ. વ. પુ.) सः-તે (સર્વનામ, પ્ર. એ. પુ. तद्) परः-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. पुरुषः) पार्थ-અર્જુન (સંબોધન) भक्त्या-ક્તિથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી. भक्ति) लभ्यः-મેળવી શકાય એવા (વિધેય કર્મણિ ત, વિશેષણ, વિ. पुरुषः) तु-પણ (અવ્યય) अनन्यया-અનન્યવડે (વિશેષણ, . भक्त्या) यस्य-જેનું (સર્વનામ, ૫. એ. વ. यद्) अन्तः स्थानि-અંદર હેલા (અન્તરમાં) (વિશેષણ, વિ. भूतानि) भूतानि-ભૂતો (નામ, પ્ર. બ. વ. નપું.

ભૂત) येन–જેના વડે (સર્વનામ, તૃ. એ. વ. પુ. यत्) सर्वम्–બધું (સર્વનામ, પ્ર. એ. વ. નપું. सर्व) इदम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું. इदम्) ततम्–પથરાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. इदम्; तन् ૮ ગણ).

ભાવાર્થ– હે પાર્થ ! તે પરમ પુરુષ અનન્ય ભક્તિવડે મેળવી શકાય એવો છે. જેના અંતરમાં આ સર્વ ભૂતો રહેલા છે અને જેના વડે (પુરુષવડે) આ બધું પથરાયેલું છે. (પૂર્ણ છે) (૨૨)

વિવેચન– પૂર્ણપુરુષોત્તમના સ્વરૂપમાંથી બધું વિસ્તૃત થાય છે અને તેમાં જ લય થાય છે. એના ઉદરમાં સમસ્ત બ્રહ્માંડ પડેલા છે. એ સ્વરૂપ પ્રાપ્ત કરવાને અનન્ય ભક્તિની જરૂર છે. અનન્ય ભક્તિ એટલે એના સિવાય ઇતરની નહીં. પૂર્ણભાવ એટલે સમસ્ત ભાવ એનામાં જ મૂકવો જરૂરી છે જો સમસ્ત ભાવ મૂકાતો નથી તો ભક્તિ ફલરૂપા થતી નથી.

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाताः यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥

શબ્દાર્થ– यत्र–જ્યાં, જે ગતિમાર્ગમાં (અવ્યય) काले–વખતમાં, સમયમાં, ગતિમાં માર્ગ (નામ, સ. એ. વ. પુ) तु–પરંતુ (અવ્યય) अनावृत्तिम्–પાછા ન ફરવું તે (નામ, દ્વિ એ. વ. સ્ત્રી. अनावृत्ति) आवृत्तिम्–પાછા ફરવું તે (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) च, एव–અને, જ, માત્ર (અવ્યય) योगिनः–યોગીઓ (નામ, પ્ર. બ. વ. પુ. योगिन्) प्रयाताः–ગયેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. योगिनः) यान्ति–જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ બ વ. या ૨ ગણ, પરસ્મૈ૦) तम्–તે (સર્વનામ, દ્વિ. એ. વ. પુ तद्) कालम्–કાળગતિને (નામ, દ્વિ. એ. વ પુ. काल) वक्ष्यामि–હું કહીશ (ક્રિ. ભ કા. ૧ પુ. એ વ. वच् ૨ ગણ, પરસ્મૈ૦) भरतर्षभ–અર્જુન (સંબોધન)

ભાવાર્થ– હે અર્જુન ! વળી જે કાલગતિમાર્ગમાં શરીર છોડીને ગયેલા યોગીઓ પાછા ન ફરવાવાળી ગતિને અને પાછા ફરવાવાળી ગતિને પણ (બન્નેમાંથી એકને) પામે છે તે કાલગતિને હું કહીશ (૨૩).

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥

શબ્દાર્થ–अग्निः–અગ્નિ (પ્રકાશનો અભિમાની દેવતા) (નામ, પ્ર. એ. વ. પુ. अग्नि) ज्योतिः–પ્રકાશ (નામ, પ્ર. એ. વ. નપું. ज्योति) अहः–દિવસ (દિવસનો અભિમાની દેવતા) (નામ, પ્ર. એ. વ નપું.) शुक्लः–શુક્લપક્ષ, શુક્ર (અભિમાની દેવતા) (નામ, પ્ર. એ. વ. પુ. शुक्ल) षण्मासाः–ઉત્તરાયણના ૭ મહિના (નામ, પ્ર. બ. વ. પુ. षण्मास) उत्तरायणम्–ઉત્તરાયણ (નામ, પ્ર એ. વ. નપું. उत्तरायण) तत्र–ત્યાં, તે કાલમાર્ગમાં (અવ્યય) प्रयाताः–ગયેલાં (વિશેષણ, વિ. जनाः) गच्छन्ति–જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. गम ૧ ગણ, પરસ્મૈ૦) ब्रह्म–બ્રહ્મને (નામ, દ્વિ. એ વ. નપું. ब्रह्मन्) ब्रह्मविदः–બ્રહ્મને જાણનાર (વિશેષણ, વિ. जनाः) जनाः–માણસો (નામ, પ્ર બ. વ. પુ जन)

ભાવાર્થ– પ્રકાશમય અગ્નિ, અભિમાની દેવતા, દિવસના અભિમાની દેવતા, શુકલપક્ષના અભિમાની દેવતા, ઉત્તરાયણના ૭ મહિનાના અભિમાની દેવતા છે. એ કાળગતિમાં ગયેલા બ્રહ્મવેત્તા માણસો (યોગીજનો) બ્રહ્મને ક્રમે પામે છે. (૨૪)

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर् योगी प्राप्य निवर्तते ॥२५॥

શબ્દાર્થ–धूमः–ધુમાડો, ધૂમ (દેવતા) (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. धूम) रात्रिः–રાત્રિ (દેવતા) (નામ, પ્ર. એ. વ. સ્ત્રી रात्रि) तथा–અને (અવ્યય) कृष्णः–કૃષ્ણપક્ષ (અભિમાની દેવતા) (નામ, પ્ર. એ. વ. પુ. कृष्ण) षण्मासाः–દક્ષિણાયનનો ૭ માસનો અભિમાની દેવતા (નામ, પ્ર બ. વ. પુ.) दक्षिणायनम्–દક્ષિણાયન (નામ, પ્ર. એ. વ. નપું. दक्षिणायन) तत्र–ત્યાં, તે કાળગતિમાં (અવ્યય) चान्द्रमसम्–ચન્દ્રમા સંબંધી (નામ, દ્વિ. એ. વ પુ. चन्द्रमस्) ज्योतिः–પ્રકાશ (નામ, દ્વિ. એ. વ. નપું. ज्योति) योगी–યોગી (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) प्राप्य–મેળવીને (વિનેય કૃદંત) निवर्तते–પાછો આવે છે (ક્રિ. વ કા. ૩ પુ. એ. વ. नि+वृत् ,ગણ, આત્મને૦).

ભાવાર્થ- ધૂમાભિમાની દેવતા, રાત્ર્યાભિમાની દેવતા, કૃષ્ણપક્ષના અભિમાની દેવતા, દક્ષિણાયનના છ માસના અભિમાની દેવતા છે; તે માર્ગમાં યોગી (સકામ કર્મ યોગી) ચન્દ્રમાની જ્યોતિને પ્રાપ્ત કરી પાછો આવે છે. (સ્વર્ગ ઇ. લોકમાં શુભ કર્મફળ ભોગવી પાછો આવે છે). (૨૫)

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६॥

શબ્દાર્થ-**शुक्लकृष्णे**-શુક્લ અને કૃષ્ણ, શુક્લ=દેવયાન; કૃષ્ણ=પિતૃયાણ (નામ, પ્ર. દ્વિ. વ. સ્ત્રી. **शुक्लकृष्णा; शुक्ला च कृष्णा च इति शुक्लकृष्णे** દ્વન્દ્વ સમાસ) **गती**-બે માર્ગો (નામ, પ્ર. દ્વિ. વ સ્ત્રી. **गति**) **हि**-નિશ્ચય (અવ્યય) **एते**-આ બે (સર્વનામ, પ્ર. દ્વિ. વ સ્ત્રી **एतद्**) **जगतः**-જગતના (નામ, ૫ એ. વ. નપુ. **जगत्**) **शाश्वते**-સનાતન (વિશેષણ, વિ. **गती**) **मते**-માનેલું, માનેલી (ભૂ. કૃ. વિશેષણ, વિ. **गती**) **एकया**-એક ગતિ વડે (સર્વનામ. તૃ. એ. વ સ્ત્રી.) **याति**-પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ. **या** ૨ ગણ, પરસ્મૈ૦) **अनावृत्तिम्**-પાછા ન ફરવાવાળી ગતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી **अनावृत्ति**) **अन्यया**-બીજી વડે (સર્વનામ, તૃ. એ. વ. સ્ત્રી) **आवर्तते**-પાછો આવે છે (ક્રિ. વ કા ૩ પુ એ. વ. **आ+वृत्** ૧ ગણ, આત્મને૦) **पुनः**-ફરીથી (અવ્યય)

ભાવાર્થ- જગતના આ બે પ્રકારના શુક્લ અને કૃષ્ણમાર્ગો શાશ્વત માનેલા છે; એકવડે ગયેલો પાછો આવતો નથી અને બીજાવડે ગયેલો પાછો આવે છે (૨૬)

વિવેચન- શ્લોક ૨૩ થી ૨૬. કાલના સામાન્યતઃ બે ધર્મ છે. સાધક અને બાધક. કોઈ ને માટે સાધક કાલ આવી મળે છે અને તેવા સમયે તેનું મૃત્યુ થાય છે. આવા સમયમાં તેનુ પુનરાવર્તન થતું નથી. કોઈકને માટે બાધક કાલ આવી પડે છે ત્યારે તેનું પુનરાવર્તન થાય છે

કેટલાએકનું એવું માનવું છે કે મરણ પોતાના હાથમાં છે અને તે પ્રમાણે તે સાધક કાલ સિદ્ધ કરી લે છે આ બાબત વિચારવા જેવી છે સર્વત્ર આવો અનુભવ જણાતો નથી; પણ એવું સમન્તય છે કે કોઈક નિગ્રહિતા

હોવો જોઈએ જે જીવોના કર્મો ઉપર દેખરેખ રાખે અને ફળ પણ આપે. આ નિગ્રહિતાને ઈશ્વર ભાવથી ઓળખવામાં આવે છે. મરણ સમયે ઈશ્વર પોતાનો ભાવ યમસ્વરૂપે બનાવે છે, એ કારણે યમને નિયંતા તરીકે માનવામાં આવ્યો. કાલને પણ નિયમન કરવાની સત્તા હોય એવું પણ સમજાય છે. આથી સુયોગ કાલમાં મરણ થાય તેને કાલ સાધક બને છે અને વિપરીત કાલમાં મરણ થાય તેને કાલ બાધક બને છે.

દેવી કાલ ઉત્તરાયનથી છ મહિના સુધીનો ગણવામાં આવે છે અને પિતૃકાલ દક્ષિણાયનના છ મહિનાનો ગણ્યો છે.

દેવકાલમાં પ્રકાશનાં તત્ત્વો વધારે પ્રમાણમાં હોય છે તેથી તેને સુયોગ માન્યો છે અને દક્ષિણાયનમાં પ્રકાશનાં તત્ત્વો ઓછાં હોવાથી તેને વિપરીત કાલ કહેવામાં આવે છે. આથી ઉત્તરાયણ એટલે દેવગતિ અને દક્ષિણાયન એટલે પિતૃગતિ એવો અર્થ સિદ્ધ થાય છે.

(વિશેષમાં નિષ્કામ કર્મ કરનારની અર્ચિરાદિ (अर्चिष्=પ્રકાશ=દેવ-ગતિ) માર્ગમાં એની ગતિ થાય છે. સકામ કર્મ કરનારની ગતિ ધૂમ અથવા પિતૃમાર્ગમાં થાય છે. પિતૃમાર્ગમાં એને સ્વર્ગાદિકનું સુખ ભોગવી પાછા આવવાની જરૂર પડે છે.

થઈ જાય છે અને નબળા કાળમા આ બધા નબળા બને છે

नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥

શબ્દાર્થ-**न**-નહિ (અવ્યય) **एते**-આ બે (સર્વનામ, દ્વિ દ્વિ વ સ્ત્રી **सृती**-સસારના બે માર્ગોને (નામ, દ્વિ દ્વિ વ સ્ત્રી) **पार्थ**-અર્જુન (સબોધન **जानन्**-જાણતો (વ કૃ વિશેષણ, વિ **योगी**) **योगी**-યોગી (નામ, પ્ર એ વ ? **योगिन्**) **मुह्यति**-મોહ પામે છે (ક્રિ વ કા ૩ પુ એ વ. **मुह्** ૪ ગણ) **कश्चन**-કોઈ પણ (સર્વનામ, પ્ર એ. વ પુ) **तस्मात्**-તેથી, તેટલા માટે (અવ્યય) **सर्वे**-બધામાં (સર્વનામ, વિશેષણ વિ **कालेषु**) **कालेषु**-વખતોમા, સમયોમા (નામ, સ બ વ પુ.) **योगयुक्त**-યોગયુક્ત (સમત્વ બુદ્ધિ રૂપ યોગવાળો) (વિશેષણ, વિ **योगी** **भव**-થા (ક્રિ આજ્ઞાર્થ, ૨ પુ એ વ **भू** ૧ ગણ, પરસ્મૈ૦) **अर्जुन**-અર્જુ (સબોધન)

ભાવાર્થ-હે પાર્થ ! આ બન્ને માર્ગોને સમજનારો કોઈ પણ યોગ મોહ પામતો નથી, તેટલા માટે હે અર્જુન ! તુ સર્વ કાળમા સમત્વ બુદ્ધ રૂપ યોગથી યુક્ત થા (૨૭)

વિવેચન-શ્લોક ૨૩ થી ૨૬મા બતાવ્યા પ્રમાણેની બે ગતિ છે ફળની આશા વિનાની એક ગતિ આ ગતિમા ફરીથી પાછા આવવુ હોતુ નથી

બીજી ગતિ ફળ મેળવવાની આશાવાળી છે આ ગતિમા ફળને ભોગવવા અપર જન્મની જરૂર ખરી અને તે જ હિસાબે ભાવિ જન્મ સબધી સર્વ ક્રિયા ચાલુ રહેવાની એટલે બધ (જન્મબધ) થયા જ કરવાના આ પ્રકારના બધને દૂર કરવા યોગી થવાનુ (બ્રહ્મ અથવા ભગવાન તરફ ચિત્તને રોકી રાખવાનુ) શ્રીકૃષ્ણ અર્જુનને ઉપદેશ આપે છે

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

શબ્દાર્થ-वेदेषु-વેદોમાં, વેદ ભણુવામાં (નામ, સ. બ. વ. પુ. वेद) यज्ञेषु-યજ્ઞ કરવામાં (નામ, સ. બ. વ. પુ. यज्ञ) तपःसु-તપ કરવામાં (નામ, સ. બ. વ. નપું. तपस्) च, एव-અને, માત્ર (અવ્યય) दानेषु-દાન કરવામાં (નામ, સ. બ. વ. નપું. दान) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) पुण्यफलम्-પુણ્યફળને (નામ, દ્વિ. એ. વ. નપું. ) प्रदिष्टम्-કહેવાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. पुण्यफलम् ) अत्येति-ઓળંગી જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अति+इ ૨ ગણ) तत्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. तत्) सर्वम्-બધું (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. सर्व) इदम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. इदम्) विदित्वा-જાણીને (વિધેય કૃદંત) योगी-યોગી (નામ, પ્ર. એ. વ. પુ. योगिन्) परम्-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. स्थानम्) स्थानम्-સ્થાનને (નામ, દ્વિ. એ. વ. નપું. स्थान) उपैति-જાય છે, પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. उप+इ ૨ ગણ, પરસ્મૈ૦) च-અને (અવ્યય) आद्यम्-મૂળ, પહેલું, મુખ્ય (વિશેષણ, વિ. स्थानम्).

ભાવાર્થ-યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં અને દાનોમાં જે પુણ્યફળ કહેલું છે તે આ સર્વને જાણીને નિશ્ચયથી ઓળંગી જાય છે અને મુખ્ય અને પરસ્થાનને પામે છે. (૨૮)

વિવેચન-આ શ્લોકમાં વેદપાઠીને, તેમજ ઇતર સામાન્ય ધર્મીને, યજ્ઞ કરનારને અને તપનું આચરણુ કરનારને જે ફળ આપવાનું ઠરેલું હોય છે તેવા ફળ કરતાં પણુ અધિક ફળ ૨૭મા શ્લોકમાં બતાવેલો યોગી પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય છે. બ્રહ્મની સાથે એકતા પ્રાપ્ત કરવી એ જ પરમફળ છે અને તેવું ફળ મારા તરફ સંપૂર્ણ ચિત્ત રાખનારને પ્રાપ્ત થાય છે એવું શ્રીકૃષ્ણુ બતાવે છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगो नाम अष्टमोऽध्यायः ॥८॥

卐

# अध्याय ९ – राजविद्याराजगुह्ययोग

श्रीभगवानुवाच ।

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥

શબ્દાર્થ–इदम्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) तु–પરંતુ (અવ્યય) ते (तुभ्यम्)–તને, તારા માટે (સર્વનામ, ચ એ. વ. युष्मद्) गुह्यतमम्–અતિ ગુહ્ય (વિશેષણ, વિ ज्ञानम्) प्रवक्ष्यामि–કહીશ (ક્રિ. વિ. ૧ પુ. એ. વ. प्र+वच् ૨ ગણ, પરસ્મૈ૦) अनसूयवे–ઈર્ષા વિનાનો (વિશેષણ, વિ. ते; अनसूयः=न विद्यते असूया यस्मिन् इति બહુવ્રીહિ) ज्ञानम्–જ્ઞાનને (નામ, દ્વિ. એ. વ. નપું.) विज्ञानस तम्–વિજ્ઞાન સાથેનું (વિશેષણ, વિ. ज्ञानम्) यत्–જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) ज्ञात्वा–જાણીને (વિધેય કૃદંત) मोक्ष्यसे–મુક્ત થશે (ક્રિ. ભ. કાળ, ૨ પુ એ. વ. मुच् ૬ ગણ, આત્મને૦) अशुभात्–દુઃખરૂપ સંસારથી (નામ, પં. એ. વ. નપું. न शुभं विद्यते यस्मिन् इति બહુવ્રીહિ)

ભાવાર્થ–વિજ્ઞાન સહિત આ અત્યંત ગૂઢ જ્ઞાનને તને દોષદૃષ્ટિ વગરનાને કહીશ. જેને જાણીને દુઃખરૂપ સંસારથી મુક્ત થઈશ. (૧)

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥

**શબ્દાર્થ**–**राजविद्या**–રાજવિદ્યા, વિદ્યાઓમાં ઉત્તમ (નામ, પ્ર. એ. વ. સ્રી. **राजविद्या**) **राजगुह्यम्**–રાજગુહ્ય, ગુહ્યમાં ઉત્તમ (નામ, પ્ર. એ. વ. નપું. **राजगुह्य**) **पवित्रम्**–પવિત્ર (વિશેષણ, વિ. **राजगुह्यम्**) **इदम्**–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **इदम्**) **उत्तमम्**–ઉત્તમ (વિશેષણ, વિ. **राजगुह्यम्**) **प्रत्यक्षावगमम्**–સ્પષ્ટ સમજાય એવું (વિશેષણ, વિ. **राजगुह्यम्**) **धर्म्यम्**–ધારણ કરવા યોગ્ય, ધર્મયુક્ત (વિશેષણ, વિ. **राजगुह्यम्**) **सुसुखम्**–સહેલાઈ ભરેલું, સુગમ (વિશેષણ, વિ. **राजगुह्यम्**) **कर्तुम्**–કરવાને (હેત્વર્થ કૃદંત) **अव्ययम्**–નાશ ન થાય એવું (અવ્યય).

ભાવાર્થ–આ જ્ઞાન સર્વ વિદ્યાઓમાં ઉત્તમ, સર્વ ગુહ્યમાં મુખ્ય, પવિત્ર, શ્રેષ્ઠ, પ્રત્યક્ષ ફળ, સમજાય એવું, ધર્મયુક્ત, આચરવામાં સુગમ અને નાશ વિનાનું છે. (૨)

**વિવેચન**–આ અધ્યાયને રાજવિદ્યા રાજગુહ્યયોગ નામથી ઓળખાવે છે. એટલે કે આ અધ્યાયમાં કોઈક પ્રકારનું ભક્તિભાવપૂર્ણ સર્વોપરિ જ્ઞાન અને તત્સંબંધી રહસ્ય વર્ણવવામાં આવે છે.

આ જ્ઞાન અને તેનું રહસ્ય સમજવાને માટે કોઈક પ્રકારની ભક્તિની જરૂર છે. આ ભક્તિ સિદ્ધ કરનારને અદેખાઈ હોવી ન જોઈએ. કારણ કે અદેખાઈ દ્વારા એવા પ્રકારનું ઝેરી વાતાવરણ પ્રસરે છે કે જેનાથી પોતે (ભક્ત) અને એની સાથેના સંબંધમાં આવતા બીજાઓને પણ દોષમય બનાવે છે. ભક્તિ તો ભગવાનમાં સર્વભાવ ધારણ કરનારને સાધક બને છે. જો સર્વભાવ પ્રકટ ન થાય તો અભિમાનનો પ્રવેશ થાય છે, અને ફળરૂપ કૃષ્ણનું પ્રાકટ્ય થતું અટકે છે. અદેખાઈ અભિમાનને કેળવે છે. એ કારણે અદેખાઈનો ત્યાગ કરવામાં અભિમાનનો ત્યાગ કરવો એવું સૂચન થાય છે.

ભક્તને પરોત્કર્ષ સહિષ્ણુતા કેળવવાની જરૂર છે. આ પ્રકારનું એનું ચિત્ત કેળવાશે તો એનામાં અદેખાઈ, અભિમાન વગેરે કોઈ પણ દોષ ઊભા થવાનો સંભવ નથી. એટલે એની દૃષ્ટિમાં અન્યના દોષ ન આવતાં અન્યના ગુણનો આવિષ્કાર થશે.

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥३॥

શબ્દાર્થ–अश्रद्दधानाः–શ્રદ્ધા વિનાના (વ. કૃ. વિશેષણ વિ. पुरुषाः) पुरुषाः–પુરુષો (નામ, પ્ર. બ. વ પુ पुरुष) धर्मस्य–ધર્મનું (નામ, ષ. એ. વ નપું. धर्म) अस्य–આનું (સર્વનામ, ષ એ. વ. નપું. इदम्) परन्तप–અર્જુન (સંબોધન) अप्राप्य–નહિ મેળવીને (વિધેય કૃદંત) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) निवर्तन्ते–પાછા ફરે છે (ક્રિ. વ. કા ૩ પુ બ. વ निर्वृत् ૧ ગણ, આત્મને૦) मृत्युसंसारवर्त्मनि–મૃત્યુરૂપ સંસારમાર્ગમાં (નામ, સ. એ વ. નપું.).

ભાવાર્થ–આ તત્ત્વજ્ઞાનરૂપ ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનાર પુરુષો હે પરંતપ ! મને નહિ પામીને મૃત્યુરૂપ સંસારચક્રમાં પડે છે (૩)

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥

શબ્દાર્થ–मया–મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) ततम्–પથરાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. जगत् तन् ૮ ગણ) इदम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) सर्वम्–બધું (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) जगत्–જગત (નામ, પ્ર. એ. વ. નપું. जगत्) अव्यक्तमूर્तिना–અવ્યક્ત છે મૂર્તિ જેની (વિશેષણ, વિ. मया) मत्स्थानि–મારામાં રહેલાં (નામ, પ્ર બ. વ. નપું.) सर्वभूतानि–બધા પ્રાણીઓ (નામ, પ્ર બ. વ. નપું.) न, च–નહિ, અને (અવ્યય) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) तेषु–તેમનામાં (સર્વનામ, સ. બ. વ. પુ. तद्) अवस्थितः–રહેલો (વિશેષણ, વિ. अहम् ભૂ. કૃ.).

ભાવાર્થ–આ બધું જગત અવ્યક્ત મૂર્તિવાળા મારા વડે પૂર્ણ થયેલું છે; બધા ભૂતો મારામાં સ્થિત થયેલા છે; હું તેઓમાં રહેલો નથી. (૪)

વિવેચન–ભગવાનના સ્વરૂપમાં સત્, ચિત્ અને આનન્દ પૂર્ણભાવે રહે છે અને તેની શક્તિઓ પણ સાથે સમાવિષ્ટ છે. ભાવાર્થ કે સત્, ચિત્ અને આનંદશક્તિ પણ ત્યાં હોય છે. આ સચ્ચિદાનંદ ઘન સ્વરૂપમાંથી સઘળો વિસ્તાર થયો છે. આ બધો વિસ્તાર અતિ સૂક્ષ્મભાવે હતો. ત્યારપછી સૂક્ષ્મ ભાવો જુદી જુદી શક્તિઓના ગુણધર્મ સાથે સંબંધ કરતા જુદાં જુદાં રૂપ, ગુણ અને ધર્મભાવ પ્રકટ થાય છે અને એ રીતે સમસ્ત બ્રહ્માંડો તૈયાર થાય

છે. આ બધા બ્રહ્માંડોમાં સચ્ચિદાનંદ ઘન સ્વરૂપ વ્યાપીને રહે છે; છતાં પણ પ્રત્યેક આકૃતિ ધારણ કરનાર પદાર્થોમાં પોતાનો બધો ભાવ પૂર્ણપણે ન હોવાથી તેમાં પોતે નથી એમ જણાવે છે. તાત્પર્ય કે કોઈમાં પોતાની શક્તિરૂપે, કોઈમાં શક્તિના ગુણરૂપે અને કોઈમાં શક્તિના ધર્મરૂપે પોતાનું સ્વરૂપ અંશભાવે વ્યકત કરે છે એથી એ તેમા નથી એવુ જણાવે છે. શકિતઓ અનંત છે. જ્યાં જે શકિતનો આવિર્ભાવ કરવાની જરૂર જણાય છે ત્યાં તે શક્તિ આવિર્ભૂત થાય છે અને તે તે ધર્મ ત્યાં વ્યકત કરે છે

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥

શબ્દાર્થ-न, च-નહિ, અને (અવ્યય) मत्स्थानि-મારામાં રહેલા (નામ, પ્ર બ. વ. નપુ. मत्स्थ) भूतानि-પ્રાણીઓ (નામ, પ્ર બ. વ. નપું. भूत) पश्य-જો (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ दृश् (पश्य्) ૧ ગણ, પરસ્મૈ૦) मे-મારુ (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) योगम्-યોગને, યોગભાવાને (નામ, દ્વિ એ. વ પુ) ऐश्वरम्-ઈશ્વર સત્તાવાળો, ઈશ્વરભાવ (વિશેષણ, વિ. योगम्) भूतभृत्-ભૂતોને ધારણ (પોષણ) કરનારો (વ. કૃ વિશેષણ, વિ. अहम्) न, च-નહિ, અને (અવ્યય) भूतस्थः-પ્રાણીઓમા રહેલો (વિશેષણ, વિ. अहम्) मम-મારો (સર્વનામ, ષ એ. વ. अस्मत्) आत्मा-આત્મા (નામ, પ્ર એ વ. પુ आत्मन्) भूतभावनः-ભૂતને ઉત્પન્ન કરનાર (વિશેષણ, વિ अहम्)

ભાવાર્થ-વળી તે સર્વભૂતો મારામાં રહેલા નથી; પણ મારી યોગ માયાના પ્રભાવને જો, જેથી ભૂતોને ધારણ પોષણ કરનારો અને ભૂતોને ઉત્પન્ન કરનારો છતાં પ મારો આત્મા ભૂતોમાં રહેતો નથી. (૫)

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥

શબ્દાર્થ-यथा-જેવી રીતે (અવ્યય) आकाशस्थितः-આકાશમાં રહેલો, આકાશમાંથી ઉત્પન્ન થયેલો (વિશેષણ, વિ. वायुः) नित्यम्-હમેશાં (અવ્યય) वायुः-વાયુ (નામ, પ્ર. એ. વ. પુ वायु) सर्वत्रगः-બધે ઠેકાણે જનારો (વિશેષણ, વિ.

**वायु**) **महान्**-મોટો (વિશેષણ, વિ **वायु**) **तथा**-તેવી રીતે (અવ્યય) **सर्वाणि**-બધા (સર્વનામ, પ્ર બ વ નપુ **सर्व**) **भूतानि**-પ્રાણીઓ (નામ, પ્ર બ વ, નપુ) **मत्स्थानि**-મારામાં રહેલા (વિશેષણ, વિ **भूतानि**) **इति**-એમ (અવ્યય) **उपधारय**-જાણ (ક્રિ આજ્ઞાર્થ, ૨ પુ એ વ **उप+धृ** ૧૦ ગણ)

**ભાવાર્થ**-જેમ (આકાશથી ઉત્પન્ન થયેલો) સર્વત્ર જનારો મહાન વાયુ સર્વદા આકાશમા રહેલો છે, તેવી જ રીતે (મારા સંકલ્પોથી ઉત્પન્ન થનાર) સર્વ પ્રાણીઓ મારામા રહેલા છે એમ જાણ (૬)

**વિવેચન**-આ શ્લોકમા ઉપમાન દ્વારા ભગવતની સત્તા જણાવે છે એમા એવુ બતાવ્યું કે વાયુ નામનું તત્ત્વ આકાશમાથી ઉત્પન્ન થાય છે અને તે આસપાસ બધી જગ્યાએ ફેલાઈ જાય છે તેવી રીતે મારામા બધુ રહેલુ છે અને તે બહાર પ્રસરે છે

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥

**શબ્દાર્થ**-**सर्वभूतानि**-બધા પ્રાણીઓ (નામ, પ્ર બ વ નપુ) **कौन्तेय**-અર્જુન (સંબોધન) **प्रकृतिम्**-પ્રકૃતિને (નામ, દ્વિ એ વ સ્ત્રી **प्रकृति**) **यान्ति**-જાય છે, પામે છે, લય પામે છે (ક્રિ વ કા ૩ પુ બ વ **या** ૨ ગણ, પરસ્મૈ૦) **मामिकाम्**-મારી (વિશેષણ, વિ **प्रकृतिम्**) **कल्पक्षये**-કલ્પના ક્ષય ભાગમાં (નામ, સ એ વ પુ **कल्पक्षय**) **पुन**-ફરીથી (અવ્યય) **तानि** તેઓને (સર્વનામ, દ્વિ બ વ નપુ **तत्**) **कल्पादौ**-કલ્પના પ્રારંભમા (નામ સ એ વ પુ) **विसृजामि**-સરજુ છુ (ક્રિ વ કા ૧ પુ એ વ **वि+सृज्** ૬ ગણ, પરસ્મૈ૦) **अहम्**-હું (સર્વનામ, પ્ર એ ન. **अस्मत्**)

**ભાવાર્થ**-હે અર્જુન ! કલ્પના અંતમા સર્વ ભૂતો મારી પ્રકૃતિમા લય પામે છે અને ફરીથી કલ્પના આદિમા તેઓને હુ સરજુ છુ (૭)

**વિવેચન**-આ શ્લોકમા કોઈક કલ્પનો અંત અને કોઈક કલ્પનુ આદિ પણ બતાવી સૃષ્ટ પદાર્થો કેવી રીતે ઉપસ્થિત થાય છે તેની સમજણ

આપે છે.

કોઇપણ પદાર્થ પૂર્વ કલ્પના અંતમાં સૂક્ષ્મ ભાવાપન્ન થઇને ભગવાનમાં સ્થિત થાય છે. ત્યારપછી અપર કલ્પના આદિમાં જે પહેલાં સૂક્ષ્મ ભાવાપન્ન પદાર્થ હતો તે પોતાના વિકાસ ભાવને પ્રાપ્ત થતાં પોતાનું સ્પષ્ટ સ્વરૂપ ગ્રહણ કરે છે. આ ગ્રહણ કરવાની ક્રિયાને સર્જન નામથી ઓળખી શકાય. આ સર્જન ક્રિયામાં ભગવાન પોતાની શકિતનો ઉપયોગ કરે છે અને એ શકિતને પ્રકૃતિ નામથી ઓળખવામાં આવે છે. મૂળ આ પ્રકૃતિ ભગવાનની સાથે સંબંધમાં રહે છે. એમાંથી જીવભાવ નામની કોઇક બીજી શકિત પણ પ્રકટ થાય છે. વળી સાથે સાથે બીજી આઠ પ્રકૃતિઓ પણ જુદા જુદા નામથી મન, બુદ્ધિ વગેરે રૂપે પ્રકટ થાય છે.

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥

શબ્દાર્થ–प्रकृतिम्–પ્રકૃતિને (નામ, દ્વિ એ. વ. સ્ત્રી. प्रकृति) स्वाम्–મારી પોતાની (વિશેષણ, વિ प्रकृतिम्) अवष्टभ्य–આધાર રાખીને (વિધેય કૃદંત, अव+स्तम्भ् ૯ ગણ) विसृजामि–ઉત્પન્ન કરું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. वि+सृज् ૬ ગણ, પરસ્મૈ૦) पुनः पुनः–ફરીથી ફરીથી (અવ્યય) भूतग्रामम्–ભૂત સમુદાય (નામ, દ્વિ એ વ. પુ) इमम्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. इदम्) कृत्स्नम्–અખિલ (વિશેષણ, વિ. भूतग्रामम्) अवशम्–પરાધીન (વિશેષણ, વિ. भूतग्रामम्) प्रकृतेः–પ્રકૃતિના (નામ, ૫. એ. વ. સ્ત્રી. प्रकृति) वशात्–આધીનપણામાંથી (નામ, ૫. એ. વ. પુ. वश).

ભાવાર્થ–મારી પ્રકૃતિ (ત્રિગુણમયી માયા)નો આશ્રય લઈ પ્રકૃતિના વશમાંથી આ પરતંત્ર બધા ભૂતગ્રામને ફરી ફરીથી સરજું છું. (૮)

વિવેચન–શ્લોક ૮ થી ૧૧ આ શ્લોકોમાં ગત કલ્પના સૂક્ષ્મ ભાવાપન્ન જીવોને હું (વાસુદેવ) મારી મૂળ માયાને અંગિકાર કરી તેમનાં (જીવોનાં) રૂપકો તૈયાર કરી સરજું છું. આ સર્જવામાં મને કોઈપણ જાતનો દોષ લાગતો નથી. કારણ કે હું કેવળ નિઃસ્પૃહ અને વાસના વિનાનો હોવાથી

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥१०॥

શબ્દાર્થ-मया-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) अध्यक्षेण-અધ્યક્ષવડે (નામ, તૃ. એ. વ. પુ.) प्रकृतिः-પ્રકૃતિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) सूयते-ઉત્પન્ન કરે છે, રચે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. सू ૪ ગણ, આત્મને૦) सचराचरम्-ચર અને અચર સહિત (વિશેષણ, વિ. जगत्) हेतुना-કારણથી (નામ, તૃ. એ. વ. પુ. हेतु) अनेन-આનાથી (સર્વનામ, તૃ. એ. વ. પુ. इदम्) कौन्तेय-અર્જુન (સંબોધન) जगत्-જગત (નામ, પ્ર. એ. વ. નપું. जगत्) विपरिवर्तते-આવવું જવું થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. वि+परि+वृत् ૧ ગણ).

ભાવાર્થ-મારા અધ્યક્ષપણે પ્રકૃતિ સચરાચર જગતને રચે છે અને આ કારણથી હે કૌન્તેય ! જગત ચક્રમાં ફર્યા કરે છે. (૧૦)

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥११॥

શબ્દાર્થ-अवजानन्ति-અવજ્ઞા કરે છે, તુચ્છ ગણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. अव+ज्ञा ૯ ગણ) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) मूढाः-મૂઢો, મોહ પામેલાઓ (વિશેષણ, વિ. जनाः) मानुषीम्-મનુષ્યની (વિશેષણ, વિ. तनुम्) तनुम्-શરીરને (નામ, દ્વિ. એ. વ. નપું.) आश्रितम्-આશ્રય કરેલાને (વિશેષણ, વિ. माम्) परम्-પરમ શ્રેષ્ઠ (વિશેષણ, વિ. भावम्) भावम्-ભાવને (નામ, દ્વિ. એ. વ પુ. भाव) अजानन्तः-નહિ જાણનાર (વ. કૃ. વિશેષણ, વિ जनाः) मम-મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) भूतमहेश्वरम्-સર્વ ભૂતોના મહાન ઈશ્વરરૂપને (નામ, દ્વિ. એ વ. નપું.).

. ભાવાર્થ-સર્વ ભૂતોના મહાન ઈશ્વરરૂપ મારા શ્રેષ્ઠભાવને નહિ જાણનાર મૂઢ પુરુષો મનુષ્ય શરીર ધારણ કરી રહેલા મને (પરમાત્માને) તુચ્છ ગણે છે. (મોહ પામેલા અજ્ઞાની જનો મને સાધારણ શરીરધારી મનુષ્ય સમજે છે.) (૧૧)

કર્મબંધન મને હોતું નથી. જ્યારે જ્યારે કર્મ સ્પૃહાવાળાં હોય છે ત્યારે જ તે બંધનરૂપ થાય છે. હું તો ઉદાસીનભાવે પ્રકૃતિના સર્વ કાર્યમાં અધ્યક્ષરૂપે રહું છું. આ હેતુથી જીવની સાથે સંબંધ કરતો સ્વભાવ (પ્રકૃતિ) મુખ્ય હોવાથી જીવ કર્મના બંધનમાં આવે છે. કારણ કે જીવ ઉદાસીનભાવે કર્મ કરવા સમર્થ બનતો નથી. જીવમાં સામાન્ય રીતે મોહ અને ફલભોક્તૃત્વ હોય છે અને એથી એ દોષમય ભાવનાઓમાં રમતો રહે છે. જીવની સાથે સંબંધ કરતો ગુણવિભાવમય ભૂતગ્રામ, ઇન્દ્રિયગ્રામ, મનોગ્રામ વગેરે તેના (જીવના) ગુણવિભાવથી પ્રકૃતિના સંયોગે તૈયાર થાય છે. આ બધી રચના બ્રહ્માંડમાં રહેલી છે અને તે મારી પ્રકૃતિ નામની શક્તિના સંબંધે વ્યવસ્થાપણાને પામી સર્વકાર્યમાં યોજિત થઈ રહે છે. કેટલાએક પ્રસંગોમાં હું અવતારરૂપે જો કે ભૂતળ ઉપર આવું છું અને મનુષ્યના જેવો દેહ પણ ધારણ કરું છું છતાં પણ મને પ્રકૃતિ, કાળ, ગુણ, કર્મસ્વભાવ વગેરે બાધ કરતા નથી. કારણ કે એ બધાં મારા (બ્રહ્મ)માંથી પ્રસૃત થયાં છે અને મારા સ્વાધીનમાં છે. હું તેમને તાબે (વશ) હોતો નથી. આ પ્રકારનું મારું સ્વરૂપ કોઈક જ યથાર્થ સમજે છે અને તે જ મારા પરમભાવને જાણે છે. જેઓ મારા પરમભાવને જાણતા નથી તેઓ જ મારી અવગણના કરે છે.

न च मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥

શબ્દાર્થ-न, च-નહિ, અને (અવ્યય) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) तानि-તે (સર્વનામ, પ્ર. બ. વ. નપું. तत्) कर्माणि-કર્મો (નામ, પ્ર. બ. વ. નપું. कर्मन्) निबध्नन्ति-બાંધે છે, લેપ કરે છે (ક્રિ. વ કા. ૩ પુ. બ. વ. नि+बध् ૯ ગણ, પરસ્મૈ૦) धनञ्जय-અર્જુન (સંબોધન) उदासीनवत्-ઉદાસીનની માફક (અવ્યય) आसीनम्-બેઠેલા, રહેલા (વ. કૃ. વિશેષણ, વિ. माम्) असक्तम्-આસક્તિ વિનાનો (ભૂ. કૃ. વિશેષણ, વિ. माम्) तेषु-તેમાં (સર્વનામ, સ. બ. વ. નપું. तत्) कर्मसु-કર્મોમાં (નામ, સ. બ. વ. નપું.).

ભાવાર્થ-હે અર્જુન ! તે કર્મોમાં અનાસક્ત, ઉદાસીનની માફક રહેલા મને તે કર્મો બાંધતાં નથી. (૯)

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥१०॥

શબ્દાર્થ–**मया**–મારા વડે (સર્વનામ, તૃ એ. વ. अस्मत्) **अध्यक्षेण**–અધ્યક્ષવડે (નામ, તૃ. એ. વ પુ.) **प्रकृतिः**–પ્રકૃતિ (નામ, પ્ર એ. વ. સ્ત્રી.) **सूयते**–ઉત્પન્ન કરે છે, રચે છે (ક્રિ વ. કા. ૩ પુ. એ. વ. सू ૪ ગણ, આત્મને૦) **सचराचरम्**–ચર અને અચર સહિત (વિશેષણ, વિ. जगत्) **हेतुना**–કારણથી (નામ, તૃ. એ. વ. પુ हेतु) **अनेन**–આનાથી (સર્વનામ, તૃ એ. વ પુ. इदम्) **कौन्तेय**–અર્જુન (સંબોધન) **जगत्**–જગત (નામ, પ્ર. એ. વ. નપું. जगत्) **विपरिवर्तते**–આવવું જવું થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. वि+परि+वृत् ૧ ગણ).

ભાવાર્થ–મારા અધ્યક્ષપણે પ્રકૃતિ સચરાચર જગતને રચે છે અને આ કારણથી હે કૌન્તેય ! જગત્ ચક્રમાં ફર્યા કરે છે (૧૦)

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥११॥

શબ્દાર્થ–**अवजानन्ति**–અવજ્ઞા કરે છે, તુચ્છ ગણે છે (ક્રિ. વ. કા ૩ પુ. બ. વ. अव+ज्ञा ૯ ગણ) **माम्**–મને (સર્વનામ, દ્વિ એ. વ अस्मत्) **मूढाः**–મૂઢો, મોહ પામેલાઓ (વિશેષણ, વિ. जनाः) **मानुषीम्**–મનુષ્યની (વિશેષણ, વિ. तनुम्) **तनुम्**–શરીરને (નામ, દ્વિ એ. વ. નપું.) **आश्रितम्**–આશ્રય કરેલાને (વિશેષણ, વિ माम्) **परम्**–પરમ શ્રેષ્ઠ (વિશેષણ, વિ. भावम्) **भावम्**–ભાવને (નામ, દ્વિ. એ. વ પુ. भाव) **अजानन्तः**–નહિ જાણનાર (વ. કૃ. વિશેષણ, વિ जनाः) **मम**–મારું (સર્વનામ, ષ. એ વ. अस्मत्) **भूतमहेश्वरम्**–સર્વ ભૂતોના મહાન ઈશ્વરપને (નામ, દ્વિ. એ વ. નપું).

ભાવાર્થ–સર્વ ભૂતોના મહાન ઈશ્વરરૂપ મારા શ્રેષ્ઠભાવને નહિ જાણનાર મૂઢ પુરુષો મનુષ્ય શરીર ધારણ કરી રહેલા મને (પરમાત્માને) તુચ્છ ગણે છે (મોહ પામેલા અજ્ઞાની જનો મને સાધારણ શરીરધારી મનુષ્ય સમજે છે) (૧૧)

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥

શબ્દાર્થ–मोघाशाः–વિફળ છે આશા જેઓની (વિશેષણ, વિ. जनाः) मोघकर्माणः–વિફળ છે કર્મ જેઓનાં (વિશેષણ, વિ. जनाः) मोघज्ञानाः–વિફળ છે જ્ઞાન જેઓનું (વિશેષણ, વિ. जनाः) विचेतसः–અજ્ઞાની જનો (વિશેષણ, વિ. जनाः) राक्षसीम्–રાક્ષસી (વિશેષણ, વિ. प्रकृतिम्) आसुरीम्–આસુરી (વિશેષણ, વિ. प्रकृतिम्) च, एव–અને, માત્ર (અવ્યય) प्रकृतिम्–પ્રકૃતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. प्रकृति) मोहिनीम्–મોહ પમાડે એવી (વિશેષણ, વિ. प्रकृतिम्) श्रिताः–આશ્રયવાળા (વિશેષણ, વિ. जनाः).

ભાવાર્થ–વિફળ આશાવાળાઓ, વિફળ કર્મવાળાઓ, વિફળ જ્ઞાનવાળા અજ્ઞાની જનો મોહ પમાડે એવા રાક્ષસી અને આસુરી સ્વભાવનો જ આશ્રય કરે છે. (પ્રકૃતિ : સાત્વિક, તામસ, તામસ રાજસ, રાજસ, દૈવી, રાક્ષસી, આસુરી, મોહિની) (૧૨)

વિવેચન–આ શ્લોક આપણને સમજાવે છે કે ખોટી આશા, ખોટી મમતા, ખોટાં કર્મોનો ઉદ્‌ભવ કરે છે અને એ ખોટાં કર્મો આસુરભાવને વધારી મોહમાં નાખે છે. જેના પરિણામે જ્ઞાન ઇ. સાધનો તરફ વિચાર ન જતાં મિથ્યા આચારમાં પડી જવાય છે અને પરિણામે મુક્તિનાં દ્વાર બંધ થઈ જાય છે. જીવનો સાધારણ રીતે ધર્મ ભગવત્‌સાન્નિધ્યનો હોવો જોઈએ. એ ધર્મ ખોટી આશા અને ખોટી મમતાથી સિદ્ધ થઈ શકતો નથી. વિશેષમાં લોકમાં સદ્‌ગુણ વધવાને બદલે દુર્ગુણો જ વધ્યા કરે છે. આ કારણે એનું ઐહિક કલ્યાણ પણ બનતું નથી એટલે પારલૌકિક કલ્યાણ તો બને જ નહિ.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥

શબ્દાર્થ–महात्मानः–મોટા પુરુષો, દૈવી જીવો (નામ, પ્ર. બ. વ. પું. महात्मन्) तु–પરંતુ, તો (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्)

पार्थ-અર્જુન (સંબોધન) दैवीम्-દૈવી (વિશેષણ, વિ. प्रकृतिम्) प्रकृतिम्-પ્રકૃતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) आश्रिताः-આશ્રય કરેલાઓ (ભૂ. કૃ. વિશેષણ, વિ. महात्मानः) भजन्ति-સેવે છે, ભજે છે (ક્રિ. વ કા. ૩ પુ. બ. વ' भज् ૧ ગણ, પરસ્મૈ૦) अनन्यमनसः-અનન્ય મતવાળાઓ (વિશેષણ વિ. महात्मानः) ज्ञात्वा-જાણીને (વિધેય કૃદંત) भूतादिम्-સર્વ ભૂતોના કારણરૂપ (વિશેષણ, વિં. माम्) अव्ययम्-અવિનાશી (અક્ષરરૂપ) (વિશેષણ; વિ. माम्).

ભાવાર્થ-પરંતુ હે પાર્થ ! દૈવી પ્રકૃતિને આશ્રય રહેલા મહાત્માઓ (દૈવી જીવો) અનન્ય મનવાળા થઇને સર્વભૂતોના કારણરૂપ અને અવિનાશી (અક્ષર સ્વરૂપને) મને ભજે છે સેવે છે. (૧૩)

વિવેચન-આ શ્લોક એના ઉપરના શ્લોક પરથી તદ્દન જુદો પડે છે. ઉપરનો શ્લોક કેવળ આસુરી ભાવનો પોષક બને છે અને આ શ્લોક આસુરી ભાવોનો નિવર્તક બની દૈવી ભાવોને ઊભા કરે છે અને તેમાં મુખ્ય દૈવી ભાવ તો અક્ષરબ્રહ્મના સ્વરૂપને ઓળખાવવામાં ઉપયોગી સહાયક થાય છે. મુખ્ય ભાવ એટલે જીવ અને બ્રહ્મનો એક બીજાની સાથેના સંબંધનો યથાર્થ પરિચય. આ સંબધ બરાબર સમજાય ત્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાં વિશેષ સુગમતા થઇ શકે છે. બ્રહ્મ અનાદિ છે, સર્વભૂતોનું આદિ કારણ છે, અવ્યય છે વગેરેનું જ્ઞાન જીવને પ્રાપ્ત થયે બ્રહ્મ સાથે રૂડે પ્રકારે સંબંધ યોજાય છે. આ યોજાએલો સંબંધ ચિત્તની સ્થિરતા ઉભી કરે છે પરિણામે જીવ મુક્તભાવને પામે છે. માયાના પ્રત્યાઘાતો એને નડતા નથી

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥

શબ્દાર્થ-सततम्-હમેશાં (અવ્યય) कीर्तयन्तः-ગુણગાન કરનારાઓ (વ. કૃ. વિશેષણ, વિ. महात्मानः) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) यतन्तः-પ્રયત્ન કરનારાઓ (વ. કૃ. વિશેષણ, વિ. महात्मानः) च-અને (અવ્યય) दृढव्रताः-દૃઢ વ્રતોવાળાઓ (વિશેષણ, વિ. महात्मानः) नमस्यन्तः-નમસ્કાર કરનારાઓ (વ. કૃ. વિશેષણ, વિ महात्मानः) च-અને (અવ્યય) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) भक्त्या-ભક્તિથી (નામ, તૃ એ. વ સ્ત્રી. भक्ति) नित्ययुक्ताः-હમેશાં

જોડાયેલાઓ (બૂ. કૃ. વિશેષણ, વિ. महात्मानः) उपासते-ઉપાસના કરે છે, સેવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. उप+आस् ૨ ગણ).

ભાવાર્થ-હમેશાં મારાં નામ અને ગુણોનું વર્ણન કરનારાઓ, યત્નશીલ દૃઢ નિશ્ચયવાળાઓ, ભક્તિથી મને નમનારાઓ, નિત્ય મારામાં જોડાયેલાઓ મને સેવે છે. ઉપાસે છે. (૧૪)

વિવેચન-આ શ્લોક અનન્ય ભક્તિનો બોધ કરે છે. અનન્ય ભક્તિમાં માત્ર બ્રહ્મ, ઈશ્વર, કૃષ્ણ વગેરે કોઈપણ ઈષ્ટની સાથે શુદ્ધ, સ્વાર્થરહિત સદ્‌ભાવ અને પ્રેમ જોડી દેવો. આ પ્રકારનો પ્રેમ મરણ પર્યન્ત કાયમ રહેવો જોઈએ. વચમાં કોઈ કોઈ વખત લાલસાઓ ઊભી થાય છે ખરી. તેવે વખતે સાવધાનતા રાખી પોતાનો નિત્યક્રમ (ભજન વ.) ચાલુ રાખવો. ભજનના પ્રકાર; શ્રવણ, કીર્તન, સ્મરણ, દાસ્ય, સખ્ય, આત્મ નિવેદન, અર્ચન, પાદસેવન છે. આને નવધા ભક્તિ કહે છે. ભક્તિની પરાકાષ્ટા જેને પ્રેમલક્ષણા ભક્તિ કહેવામાં આવે છે તે તો કોઈક ભાગ્યશાળી જ અનુભવી શકે છે.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥

શબ્દાર્થ-ज्ञानयज्ञेन-જ્ઞાનયજ્ઞથી (નામ તૃ એ. વ. પુ) च, अपि-અને, પણ (અવ્યય) अन्ये-બીજા (સર્વનામ પ્ર. બ વ. પુ अन्य) यजन्तः-પૂજન કરતા (વ. કૃદન્ત વિશેષણ, વિ अन्ये) माम्-મને (સર્વનામ દ્વિ. એ. વ. अस्मद् ) उपासते-ઉપાસના કરે છે, સેવે છે. (ક્રિ. વ. કા ૩ પુ. બ. વ. उप+आस् ૨ ગણ, આત્મને૦) एकत्वेन-એકપણાએ, એકત્વભાવથી (નામ તૃ. એ વ. નપું.) पृथक्त्वेन-પૃથક્‌ભાવથી (સ્વામી, સેવકના ભાવથી) (નામ તૃ. એ. વ. નપુ. पृथक्त्व) बहुधा-બહુ પ્રકારે (અવ્યય) विश्वतोमुखम्-વિશ્વમા એટલે સર્વ તરફ મુખવાળાને (નામ, દ્વિ. એ વ. પુ. વિશેષણ, વિ. माम् ).

ભાવાર્થ-મને વિશ્વમુખને જ્ઞાનયજ્ઞવડે પૂજન કરતા એકત્વ ભાવથી ઉપાસે છે, બીજાઓ પૃથક્ત્વ ભાવથી અને વળી બીજા કેટલાક પણ અનેક પ્રકારે ઉપાસે છે. (૧૫)

વિવેચન-કોઈક જીવ જ્ઞાનના સાધનથી ઉપાસના કરે છે. તે સમગ્ર બ્રહ્માંડને બ્રહ્મ તરીકે અનુભવવા તજવીજ કરે છે અથવા તો જુદા જુદા દૃશ્ય પદાર્થોને બ્રહ્મભાવે જાણી તેમાંથી બ્રહ્મનો અનુભવ કરવા ઇચ્છે છે. અહીં વિરાટની ઉપાસનાને યોગ સિદ્ધ કરે છે. એમા મદદ તરીકે નીચેના શ્લોકો ઉપયોગમાં આવે છે. શ્લોક ૧૬ થી ૧૯.

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥

શબ્દાર્થ-अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) क्रतुः-શ્રૌતયજ્ઞ (નામ, પ્ર. એ. વ. પુ. क्रतु) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) यज्ञः-યજ્ઞ નામ, પ્ર. એ. વ પુ. यज्ञ) स्वधा-પિતૃના નિમિત્તમાં અપાતી આહુતિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. स्वधा) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) औषधम्-વનસ્પતિ (નામ, પ્ર એ. વ. નપું. औषध) मन्त्रः-મંત્ર (નામ, પ્ર. એ. વ. પુ मन्त्र) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) एव-માત્ર (અવ્યય) आज्यम्-ઘી (નામ, પ્ર. એ. વ. નપું. आज्य) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) अग्निः-અગ્નિ (નામ, પ્ર. એ વ. પુ. अग्नि) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) हुतम्-હોમાયેલું (વિશેષણ, વિ. द्रव्यम्).

ભાવાર્થ-હું શ્રૌતયજ્ઞ, સ્માર્તયજ્ઞ, સ્વધા, વનસ્પતિ, મંત્ર ઘૃત (ઘી) અગ્નિ, હુતદ્રવ્ય પણ હું જ છું. (૧૬)

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥१७॥

શબ્દાર્થ-पिता-પિતા (નામ, પ્ર. એ વ પુ पितृ) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) अस्य-આનો (સર્વનામ, ષ એ. વ નપું. इदम्) जगतः-જગતનો (નામ, ષ એ. વ નપું. जगत्) माता-મા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. मातृ) धाता-પોષણ કરનાર (નામ, પ્ર. એ. વ પુ. धातृ) पितामहः-પિતામહ

(નામ, પ્ર. એ. વ. પુ.) वेद्यम्-જાણવા યોગ્ય (વિધેય કર્મણિ કૃ. વિશેષણ, વિ. ऋक् साम यजुः) पवित्रम्-પવિત્ર (વિશેષણ, વિ. ऋक साम यजुः) ओंकारे-ॐકારમાં (નામ, સ. એ. વ. પુ. ॐकार), ऋक्-ઋગ્વેદ (નામ, પ્ર. એ. વ. સ્રી. ऋच्) साम-સામવેદ (નામ, પ્ર. એ. વ. નપું.) यजुः-યજુર્વેદ (નામ, પ્ર. એ. વ. નપું. यजुष्) एव, च-માત્ર, અને (અવ્યય).

ભાવાર્થ-આ સર્વ જગતનો ધારણ પોષણ કરનાર પિતા, માતા અને પિતામહ હું છું અને વળી ॐ કારમાં રહેલું ऋक्, साम, यजुः જે પવિત્ર અને જાણવા યોગ્ય છે તે હું છું. (૧૭)

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥

શબ્દાર્થ-गतिः-ગતિ, પ્રાપ્ત થવા યોગ્ય સ્થાન, જ્ઞાન (નામ, પ્ર. એ. વ. સ્રી. गति) भर्ता-ધણી, માલીક (નામ, પ્ર. એ. વ. પુ. भर्तृ) प्रभुः-પ્રભુ (નામ, પ્ર. એ. વ. પુ) साक्षी-સાક્ષી, શુભાશુભનો જોનાર (નામ, પ્ર. એ. વ. પુ. साक्षिन्) निवासः-સર્વમાં નિવાસ કરનાર (નામ, પ્ર. એ. વ. પુ. निवास) शरणम्-શરણરૂપ (નામ, પ્ર. એ. વ નપું. शरण) सुहृत्-મિત્ર, પ્રત્યુપકારની આશા નહિ રાખનાર (નામ, પ્ર. એ. વ. સ્રી.) प्रभवः-ઉત્પત્તિરૂપ (નામ, પ્ર. એ. વ. પુ. प्रभव) प्रलयः-પ્રલયરૂપ (નામ, પ્ર. એ. વ. પુ. प्रलय) स्थानम्-આધાર (નામ, પ્ર. એ. વ. નપું. स्थान) निधानम्-નિધિ, સર્વપ્રાણી સૂક્ષ્મરૂપથી જેમાં સ્થિતિ કરે છે (નામ, પ્ર. એ. વ નપું. निधान) बीजम्-બીજ, કારણરૂપ (નામ, પ્ર. એ. વ. નપું. बीज) अव्ययम्-અવિનાશી (અવ્યય).

ભાવાર્થ-પ્રાપ્ત કરવા યોગ્ય-ગમનક્રિયા-જ્ઞાનસ્થાનરૂપ, ભરણપોષણ કરનાર બધાનો સ્વામી, શુભાશુભને જોનાર, સર્વનું નિવાસ સ્થાન, શરણરૂપ, પ્રત્યુપકારની આશા નહિ રાખનાર છતાં હિત કરનાર, ઉત્પત્તિ સ્થાન, પ્રલય સ્થાન, આધારસ્થાન નિધિરૂપ અને અવિનાશી કારણરૂપ પણ (હું જ છું.) (૧૮)

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥

શબ્દાર્થ—**तपामि**—તપું છું, તાપ આપું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. **तप्** ૧ ગણ) **अहम्** **अहम्**—હું છું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **वर्षम्**—વર્ષાને વરસાદને (નામ, દ્વિ. એ. વ. પુ. **वर्ष**) **निगृह्णामि**—આકર્ષું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. **नि+गृह्** ૯ ગણ, પરસ્મૈ૦) **उत्सृजामि**—નાખું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. **उत्+सृज्** ૬ ગણ, પરસ્મૈ૦) **च**—અને (અવ્યય) **अमृतम्**—અમૃત (નામ, પ્ર. એ. વ. નપું. **अमृत**) **च**, **एव**—અને, માત્ર (અવ્યય) **मृत्युः**—મરણ (નામ, પ્ર. એ. વ. પુ. **मृत्यु**) **च**—અને (અવ્યય) **सत्**—સત્ (નામ, પ્ર. એ. વ.) **असत्**—અસત્ (નામ, પ્ર. એ. વ.) **अहम्**—હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **अर्जुन**—અર્જુન (સંબોધન).

ભાવાર્થ—હે અર્જુન ! હું (સૂર્યરૂપે) તપું છું, તથા વર્ષાને આકર્ષું છું તથા વરસાવું છું અને હું જ અમૃત, મૃત્યુ, સત તેમ જ અસત્ છું. (૧૯)

વિવેચન—શ્લોક ૧૬ થી ૧૯. આ શ્લોકો ભગવન્‌માહાત્મ્યનો ઉદ્‌બોધ કરે છે. પ્રત્યેક સ્થિતિમાં તેની સત્તા જણાય છે. પ્રાકૃતભાવે અથવા અપ્રાકૃતભાવે બની રહે છે તે માત્ર તેની સત્તાના આધારે થયા કરે છે. આટલું જ્ઞાન પ્રત્યેક સમયે દરેક જીવને તેના આગળને આગળ વિચરવામાં ઉપયોગમાં આવે છે અને બ્રહ્મની સત્તા સિવાય ઈતર સત્તા છે જ નહિ એવો દૃઢ નિશ્ચય કરે છે. આ દૃઢ નિશ્ચય દ્વારા બ્રહ્મ સાથે ઐક્ય સિદ્ધ કરવા પોતાની ચિત્તવૃત્તિને કામે લગાડે છે.

યજ્ઞનાં જુદાં જુદાં વિધાન (ક્રિયા) મારાં સ્વરૂપો છે અને તેથી જુદા જુદા નામાત્મક યજ્ઞો પણ મારાં જ આવિર્ભૂત સ્વરૂપો છે. વળી સમસ્ત બ્રહ્માંડના નિર્માતા તરીકે, ઉત્પાદક તરીકે, પોષક તરીકે અને બીજા કર્મચારી દેવોના દેવ તરીકે પણ હું છું. એવી જ રીતે જ્યાં જ્યાં કાંઈ પણ ગુપ્ત અને પ્રગટ વિભાવો થયા કરે છે ત્યાં પણ મારી જ પ્રેરણાઓથી અથવા તો મારી જ સત્તાથી અથવા તો હું કર્તારૂપે રહી તે તે વિભાવોમાં ઓતપ્રોત થઈ જાઉં છું.

આ પ્રકારનો મારો સમસ્ત ભાવ જે સમજી શકે છે તે મારો મહિમા બરાબર જાણીને પોતાના ચિત્તને મારામાં સુદૃઢ કરે છે. સુદૃઢ થયેલું ચિત્ત ભક્તિના ભાવોને સમજી શકે છે અને ભક્તિમય બને છે.

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥

શબ્દાર્થ–**त्रैविद्याः**–ત્રણે વેદોમાં કહેલા સકામ કર્મને આચરનારા (વિશેષણ, વિ. **सोमपाः**) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ **अस्मत्**) **सोमपाः**–સોમરસને પીનારા (નામ, પ્ર. બ. વ. પુ. **सोमप**) **पूतपापाः**–પાપોથી છૂટી પવિત્ર થયેલા (વિશેષણ, વિ **सोमपाः**) **यज्ञैः**–યજ્ઞો વડે (નામ, તૃ. બ. વ. પુ. **यज्ञ**) **इष्ट्वा**–યજન કરીને (વિધેય કૃદંત) **स्वर्गतिम्**–સ્વર લોકને, સ્વર્ગ લોકને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) **प्रार्थयन्ते**–પ્રાર્થના કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **प्र+अर्थ्** ૧૦ ગણ, આત્મને૦) **ते**–તેઓ (સર્વનામ, પ્ર. બ. પુ. **तद्**) **पुण्यम्**–પુણ્ય ફલરૂપ (વિશેષણ, વિ **सुरेन्द्रलोकम्**) **आसाद्य**–મેળવીને (વિધેય કૃદંત **आ+सद्**) **सुरेन्द्रलोकम्**–સુરેન્દ્ર લોક, ઈન્દ્રલોક (નામ, દ્વિ. એ. વ. પુ.) **अश्नन्ति**–ભોગવે છે (ક્રિ. વ. કા ૩ પુ. બ. વ. **अश्** ૯ ગણ, પરસ્મૈ૦) **दिव्यान्**–દેવલોકને (નામ, દ્વિ. બ. વ. પુ) **दिवि**–સ્વર્ગમાં (નામ, સ. એ. વ.) **देवभोगान्**–દેવોના ભોગોને (નામ, દ્વિ. બ. વ. પુ.).

ભાવાર્થ–ત્રણે વેદોમાં કહેલા સકામ કર્મ કરનારાઓ, પાપોથી મુક્ત થઈ પવિત્ર થયેલા, સોમરસ પીનારાઓ મને યજ્ઞોવડે યજન કરીને સ્વર્ગલોકને પ્રાર્થે છે (ઇચ્છા કરે છે). તેઓ પવિત્ર ફલરૂપ સુરેન્દ્રલોકને પામીને સ્વર્ગલોકમાં દિવ્ય દેવોના ભોગોને ભોગવે છે. (૨૦)

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥२१॥

શબ્દાર્થ–**ते**–તેઓ (સર્વનામ. પ્ર. બ. વ. પુ. **तद्**) **तम्**–તેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ.) **भुक्त्वा**–ભોગવીને (વિધેય કૃદંત **भुज्**) **स्वर्गलोकम्**–સ્વર્ગલોકને (નામ, દ્વિ. એ. વ. પુ) **विशालम्**–વિશાળ (વિશેષણ, વિ. **स्वर्गलोकम्**) **क्षीणे**–ક્ષીણ થતાં (વ. કૃ વિશેષણ, વિ. **पुण्ये**) **पुण्ये**–પુણ્ય (નામ, સ. એ. વ.) **मर्त्यलोकम्**–મર્ત્યલોકમાં (નામ, દ્વિ. એ. વ. પુ **मर्त्यलोक**) **विशन्ति**–પામે છે, પ્રવેશે છે (ક્રિ. વ. કા. ૩ પુ **विश्** ૬ ગણ, પરસ્મૈ૦) **एवम्**–એ પ્રમાણે (અવ્યય) **त्रयीधर्मम्**–ત્રણે વેદોમાં કહેલા સકામ ધર્મકર્મને (નામ, દ્વિ એ. વ. પુ. **त्रयीधर्म**) **अनुप्रपन्ना**–

આશ્રય કરનારા (વિશેષણ, વિ. जनाः) गतागतम्-આવવું અને જવું (નામ, દ્વિ. એ. વ. પુ.) कामकामा-કામની ઈચ્છા રાખનારા, ભોગોની ઈચ્છાવાળા (નામ, પ્ર. બ. વ. પુ.) लभन्ते-મેળવે છે, પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. लभ् ૧ ગણ, આત્મને૦).

ભાવાર્થ-તે (પુરુષો) તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકમાં પ્રવેશે છે. એ પ્રકારે ત્રણ વેદોમાં કહેલા સકામ ધર્મકર્મનો આશ્રય કરનારા, કામભોગોની ઈચ્છા રાખનારા गतागतम् (જન્મ મરણ) મેળવે છે. (૨૧)

વિવેચન-વેદમાં કર્મની શ્રુતિઓ હોય છે અને તે શ્રુતિઓના સંબંધમાં આ શ્લોકો ઉપસ્થિત થાય છે. ત્યાં (વેદમાં) મંત્ર અને બ્રાહ્મણ (કલ્પ) નામના પ્રકારો છે. મંત્ર પ્રકાર દ્વારાએ દેવ ઇ.ને બોલાવવામાં આવે છે અને તેનું આવાહન કરવામાં આવે છે. એ દ્વારા આવાહિત દેવોને યજ્ઞના બલિ ઈ. ભાગો અર્પવામાં આવે છે. આ પ્રકારના વિધાનો ત્યાં બતાવવામાં આવેલા છે. એનો ખરેખર અમલ થતાં તે તે દેવોની પ્રસન્નતા પ્રાપ્ત કરવામાં આવે છે. અને તેના પરિણામે કર્મના ભોગો ભોગવવા સ્વર્ગ નામનું કોઈક લોક કલ્પવામાં આવ્યું છે. ત્યાં પુણ્યકૃત જીવ સ્વર્ગમાં જાય છે અને ત્યાં પોતાના પુણ્યકર્મના અનુસારે ભોગ ઇ. ભોગવે છે. પુણ્યકર્મ ક્ષીણ થતાં પાછો મૃત્યુલોકમાં આવે છે. આ પ્રકારની વેદમયી ક્રિયા પરંપરા ચાલ્યા કરે છે. તાત્પર્ય કે મૃત્યુલોકમાં આવવું, યજ્ઞયાગાદિ કરવાં, સ્વર્ગમાં જવું, સ્વર્ગના ભોગ ભોગવવા અને પાછા આવવું. આ પ્રમાણે ઘટચક્રની ક્રિયા ચાલુને ચાલુ રહ્યા કરે છે. ભોગાસક્ત જીવોને આવી ક્રિયાઓમાં આનંદ પડે છે અને તેમાં જ રચ્યાપચ્યા રહે છે.

બ્રહ્મની સાથે જીવનો સંબંધ થવો જ જોઈએ. તે આ પ્રકારના કર્મમાર્ગમાં થતો ન હોવાથી જીવની ભ્રાન્ત દશા કોઈ પણ વખતે અટકતી નથી એ કારણે વૈદિક કર્મમાર્ગ પર અનાસક્તિ થતી જણાતાં જ્ઞાનમાર્ગને પ્રોત્સાહન આપવામાં આવ્યું આ બન્ને કર્મમાર્ગી અને જ્ઞાનમાર્ગી વધારેમાં વધારે અક્ષરબ્રહ્મ પર્યંત પહોંચવાને સમર્થ થઈ શકે છે ખરા પણ કાંઈક શુષ્કતાનો અનુભવ કરે છે કારણ ત્યાં ભક્તિરસ જેવું તત્ત્વ જણાતું નથી.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

શબ્દાર્થ–अनन्याः–અનન્ય ભાવથી મારામાં સ્થિત થયેલા (વિશેષણ, વિ. जनाः) चिन्तयन्तः–ચિંતન કરનારાઓ (વ. કૃ. વિશેષણ, વિ. जनाः) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) ये–જેઓ (સર્વનામ, પ્ર. બ. વ પુ. यत्) जनाः–માણસો (નામ, પ્ર. બ. વ. પુ. जन) पर्युपासते–ઉપાસના કરે છે, સેવે છે (નિષ્કામ ભાવથી) (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. परि+उप+आस् ૨ ગણ, આત્મને૦) तेषाम्–તેઓનું (સર્વનામ, ષ. બ. વ. પુ. तत्) नित्याभियुक्तानाम्–હંમેશા ઐક્યભાવથી સ્થિર થયેલ (વિશેષણ, વિ. जनानाम्) योगक्षेमम्–યોગ અને ક્ષેમ (નામ, દ્વિ. એ. વ. પુ. योगक्षेम) वहामि–વહન કરું છું (ક્રિ. વ. કા ૧ પુ. એ. વ. वह् ૧ ગણ, પરસ્મૈ૦) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्).

ભાવાર્થ–જે જનો અનન્ય ભાવથી મારામાં સ્થિત થયેલા નિરંતર મને ચિંતન કરનારા નિષ્કામ ભાવથી ઉપાસે છે તેમના નિત્ય ઐક્ય ભાવથી મારામાં સ્થિત થયેલા (પુરુષોના) યોગક્ષેમને હું વહન કરૂં છું. (યોગ-ભગવત્સ્વરૂપ પ્રાપ્તિ. ક્ષેમ-ભગવત્પ્રાપ્તિનાં સાધન) (૨૨)

વિવેચન-કેટલાએક જીવો મને અનન્ય ભાવથી ભજે છે એટલે મારામાં આ પ્રકારના ભજન દ્વારા મારામાં સંપૂર્ણ ચિત્ત મૂકે છે મારા સિવાય અન્યનું એ ભજન કરતો નથી. કેવળ શ્રદ્ધામય મારામાં જ તે રહેલો હોવાથી હું તેનું સંપૂર્ણ જોખમ લઉં છું. એના નિત્યના ભરણપોષણની વ્યવસ્થા પણ મારી મારફતે જ બને છે એના લોક (લોકવ્યવહાર) અને વેદ (વૈદિક વ્યવહાર) પણ હું જ સંભાળી લઉં છું. કારણ કે મારા સિવાય અન્ય કોઈ એનું નથી. જે કાંઈ એનું છે તે હું જ છું. એની આસકિતનું સ્થાન મારા સિવાય બીજામાં નથી.

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥२३॥

**શબ્દાર્થ**-**ये**-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) **अपि**-પણ, જો કે (અવ્યય) **अन्यदेवता**-બીજા દેવતાઓને (નામ, દ્વિ. બ. વ. સ્ત્રી.) **भक्ताः**-ભક્તો (નામ, પ્ર. બ. વ. પુ.) **यजन्ते**-પૂજે છે (ક્રિ. વ કા. ૩ પુ. બ. વ. **यज्** ૧ ગણ, આત્મને૦) **श्रद्धया**-શ્રદ્ધા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. **श्रद्धा**) **अन्विताः**-યુક્ત થયેલા (વિશેષણ, વિ. **भक्ताः**) **ते**-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) **अपि**-પણ (અવ્યય) **माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्**) **एव**-જ, માત્ર (અવ્યય) **कौन्तेय**-અર્જુન (સંબોધન) **यजन्ति**-ભજન કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **यज्** ૧ ગણ, પરસ્મૈ) **अविधिपूर्वकम्**-વિધિ વગર, જ્ઞાન વગર (અવ્યય).

**ભાવાર્થ**-હે અર્જુન ! જો કે શ્રદ્ધાથી યુક્ત જે ભક્તો (સકામી) અન્ય દેવતાઓને ભજે છે, તેઓ પણ મને જ ભજે છે; પણ (તેઓની પૂજા) અજ્ઞાનપૂર્વક અને અવિધિપૂર્વક છે. (૨૩)

**વિવેચન**-કેટલાએક જીવો ભગવાનના પૃથક્ સ્વરૂપોને ભજે છે. આ સ્વરૂપોને અન્ય દેવતા તરીકે ઓળખાવે છે; પણ જેનું એ ભજન કરે છે તેનામાં એની અડગશ્રદ્ધા અને અડગસ્નેહ છે. જો કે શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજન કરતો નથી છતાં પણ શ્રદ્ધા અને સ્નેહસંપન્ન હોવાથી અને મારા જુદા જુદા સ્વરૂપો ઉપર પ્રીતિ રાખતો હોવાથી મને જ એ ભજે છે. અહીં એનો અનન્યભાવ નથી.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥२४॥

**શબ્દાર્થ**-**अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **हि**-નિશ્ચયથી (અવ્યય) **सर्वयज्ञानाम्**-બધા યજ્ઞોનો (નામ, ષ. બ. વ. પુ.) **भोक्ता**-ભોક્તા (નામ, પ્ર. એ. વ. પુ. **भोक्तृ**) **च**-અને (અવ્યય) **प्रभुः**-પરમેશ્વર (નામ, પ્ર. એ. વ. પુ. **प्रभु**) **एव, च**-માત્ર, અને (અવ્યય) **न, तु**-નહિ, પરંતુ (અવ્યય) **माम्**-મને, અધિયજ્ઞ સ્વરૂપને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्**) **अभिजानन्ति**-જાણે છે, તત્ત્વથી જાણે છે (ક્રિ. વ કા. ૩ પુ. બ. વ. **अभि+ज्ञा** ૯ ગણ, પરસ્મૈ૦) **तत्त्वेन**-તત્ત્વથી (નામ, તૃ. એ એ. વ. નપું. **तत्त्व**) **अतः**-તેથી (અવ્યય) **च्यवन्ति**-પડે છે (પુનર્જન્મ પ્રાપ્ત કરે છે) (ક્રિ. વ. કા ૩ પુ. બ. વ. **च्यु** ૧ ગણ, પરસ્મૈ૦) **ते**-

તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.).

ભાવાર્થ-હું બધા યજ્ઞોનો ભોકતા અને માલીક છું, (જેઓ) મને તત્ત્વથી જાણતા નથી તેઓ જ પડે છે (પુનર્જન્મ પ્રાપ્ત કરે છે.) (૨૪)

વિવેચન-કેટલાએક લોકો યજ્ઞયાગાદિ કર્મ તો કરે છે પણ યજ્ઞમાં રહેલો હું તેઓના લક્ષમાં તત્ત્વ દ્વારા સમજાતો નથી એથી તેઓને યજ્ઞના શુભ પરિણામરૂપ હું પ્રાપ્ત થતો નથી. જુદા જુદા પ્રકારના ફલની લાલસા તેમને હોવાથી તેઓ મારા નિકટ સંબંધમા ન આવતાં નીચે પડી રહે છે અને માત્ર માયાના ભોગરાગમાં અથડાયા કરે છે. અનેક જન્મો પણ તેના થયા કરે છે.

यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥२५॥

શબ્દાર્થ-**यान्ति**-પામે છે, જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ વ. **या** ૨ ગણ, પરસ્મૈ૦) **देवव्रताः**-દેવતાઓને પૂજનારા (નામ, પ્ર. બ વ. પુ.) **देवान्**-દેવતાઓને (નામ, દ્વિ. બ. વ. પુ **देव**) **पितॄन्** પિતૃલોકોને (નામ, દ્વિ. બ. વ પુ. **पितृ**) **यान्ति**-પામે છે (ક્રિ વ. કા. ૩ પુ. બ. વ. **या** ૨ગણ પરસ્મૈ૦) **पितृव्रताः**-પિતૃઓને પૂજનારા (નામ, પ્ર. બ. વ. પુ, **पितृव्रत**) **भूतानि**-ભૂતોને (નામ, દ્વિ. બ. વ. નપું.) **यान्ति**-પામે છે, જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ. **या** ૨ ગણ, પરસ્મૈ૦) **मद्याजिनः**-મને પૂજનારાઓ (નામ, પ્ર. બ. વ. પુ) **अपि**-પણ (અવ્યય) **माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्**).

ભાવાર્થ-દેવોને પૂજનારાઓ દેવોને, પિતૃઓને પૂજનારાઓ પિતૃઓને, ભૂતોને પૂજનારાઓ ભૂતોને, મને પૂજનારાઓ (મારા (ભકતો) મને જ પામે છે. (૨૫)

વિવેચન-સકામ ઉપાસનામાં દેવ દેવાન્તરની ઉપાસના સકામ ઉપાસકો કરે છે. પરિણામે તેઓ ઐહિક અથવા પારલૌકિક સુખ ભોગવે ખરા. જેવી જેની જે દેવની ઉપાસના તેવી તેની તે દેવલોકમાં ગતિ થાય છે. એટલે પિતૃના

ઉપાસકો પિતૃલોક, દેવતાના ઉપાસકો દેવલોક અને ભૂતપિશાચાદિકની ઉપાસનાવાળાએ તે લોકમાં જાય છે. આમાંથી કોઈ મને પ્રાપ્ત કરી શકતો નથી. આ પ્રકારની હીન ભકિત પરમ પુરુષાર્થમાં સાધક બનતી નથી. જીવ તો બ્રહ્મની સાથે ઐકય શોધે. ઐકય શોધવામાં એને આ ભકિત દેવાંતરોપાસનાના કામમાં આવતી નથી. અજ્ઞાનીજનો મોહમાં પડી આવી ઉપાસના સ્વીકારે છે.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥

શબ્દાર્થ–पत्रम्–પાનને (નામ, દ્વિ. એ. વ. નપું. पत्र) पुष्पम्–ફૂલને (નામ, દ્વિ. એ. વ. નપું. पुष्प) फलम्–ફળને (નામ, દ્વિ. એ. વ. નપું. फल) तोयम्–જળને (નામ, દ્વિ. એ. વ. નપું. तोय) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) मे–मह्यम्–મને (સર્વનામ, ચ. એ. વ. अस्मत्) भक्त्या–ભક્તિથી, પ્રેમભક્તિથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી. भक्ति) प्रयच्छति–આપે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. प्र+दा (यच्छ्) ૧ ગણ) तत्–તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) भक्त्युपहृतम्–ભક્તિથી અર્પણ કરેલું (વિશેષણ, વિ. तत्, भक्त्या उपहृतम् इति ઉપપદ) अश्नामि–ખાઉં છું, ભોગવું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अश् ૯ ગણ, પરસ્મૈ૦) प्रयतात्मनः–શુદ્ધ બુદ્ધિવાળા, નિષ્કામ પ્રેમી ભક્તોના (નામ, ષ. એ. વ. પુ. प्रयतः आत्मा यस्य इति બહુવ્રીહિ).

ભાવાર્થ–શુદ્ધબુદ્ધિવાળા નિષ્કામ પ્રેમી ભકતોના, પ્રેમભકિતવડે અર્પણ કરેલાં પત્ર, પુષ્પ, ફળ, પાણી જે મને પ્રેમભકિતવડે આપે છે તેનો હું ઉપયોગ કરું છું. (૨૬)

વિવેચન–ભગવાનને અથવા પોતાના ઇષ્ટદેવને ફૂલહાર, નૈવેદ્ય, ધૂપ, દીપ ઈ. લોકો અર્પે છે ખરા; પણ તે કેવળ બાહ્યાચાર ક્રિયા રૂપે જ અર્પતા હશે તો ભગવાન અથવા ઇષ્ટદેવ તેનો સ્વીકાર કરતા નથી. કારણ કે એ અર્પિત હૃદયના ભાવથી નથી હોતું; પણ દેખાદેખીથી હોય છે. જો શુદ્ધ ભકિતથી અર્પવામાં આવે તો ભગવાન અથવા ઇષ્ટદેવ જરૂર તેનો સ્વીકાર કરે.

કેટલાકનું એવું માનવું છે કે ભગવાન આપણા જેવું જ ખાતા હોય તો આપણા જેવા જ શરીરધારી તે હોય; પણ દેવનો ખોરાક દેવના જેવો જ હોય છે. તાત્પર્ય કે એમાંથી તે શુદ્ધ રસનું જ ગ્રહણ કરે છે અને દશ્ય પદાર્થો તો તેના તે જ સ્વરૂપમાં રહેવા દે છે. એટલે ભકતને તે પદાર્થ પ્રસાદ રૂપે જ પ્રાપ્ત થાય છે.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥

શબ્દાર્થ-यत्-જે (સર્વનામ, દ્વિ. એ વ નપું) करोषि-કરે છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. कृ ૮ ગણ, પરસ્મૈ૦) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) अश्नासि-ખાય છે (ક્રિ. વ. કા ૨ પુ એ. વ. अश् ૯ ગણ, પરસ્મૈ૦) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) जुहोषि-હોમે છે (ક્રિ. વ કા. ૨ પુ એ. વ. हु ૩ ગણ, પરસ્મૈ૦) ददासि-આપે છે (ક્રિ વ કા ૨ પુ એ. વ. दा ૩ ગણ, પરસ્મૈ૦) यत्-જે (સર્વનામ, દ્વિ એ વ નપું) तपस्यसि-તપ કરશે (ક્રિ. ભ. કા. ૨ પુ એ. વ. तप् ૧ ગણ, પરસ્મૈ૦) कौन्तेय-અર્જુન (સંબોધન) तत्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) कुरुष्व-કર (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ વ कृ ૮ ગણ, આત્મને૦) मदर्पणम्-મને અર્પણ (નામ, દ્વિ એ. વ. નપું)

ભાવાર્થ-જે તું કરે, ખાય, હોમે, આપે, તપ કરે તે હે કૌન્તેય, મને અર્પણ કર. (૨૭)

शुभाशुभ फलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥

શબ્દાર્થ-शुभाशुभफलैः-શુભ અને અશુભ ફલોથી (વિશેષણ, વિ. कर्मबन्धनैः) एवम्-એ પ્રમાણે (અવ્યય) मोक्ष्यसे-મોક્ષ પામશે (ક્રિ. ભ. કા. ૨ પુ. એ. વ. मुच् ૬ ગણ, આત્મને૦) कर्मबन्धनैः-કર્મોના બન્ધનોથી (નામ, તૃ. બ. વ. નપું.) संन्यासयोगयुक्तात्मा-સંન્યાસ અને યોગથી યુકત થયેલો છે આત્મા જેનો (વિશેષણ, વિ. त्वम्; संन्यासः एव योगः तेन युक्तः आत्मा यस्य । બહુવ્રીહિ)

**विमुक्तः**-મુક્ત થયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. त्वम्) **माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) **उपैष्यसि**-મેળવશે (ક્રિ. ભ. કા. ૨ પુ. એ. વ. उप+इ ૨ ગણ, પરસ્મૈ૦).

ભાવાર્થ-એ પ્રકારે શુભ અને અશુભ ફળવાળા, કર્મબંધનોથી તું છુટશે; સંન્યાસ યોગથી યુકત આત્માવાળો વિમુક્ત થઇને મને જ પ્રાપ્ત કરીશ. (૨૮)

વિવેચન-શ્લોક ૨૭-૨૮. કોઈપણ જીવનાં કોઈપણ કામ નિત્યનાં, નૈમિત્તિક, દેહનાં, વાણીનાં, મનનાં કે આત્માનાં હોય તે બધાં કર્મો પરમાત્માને અર્પણ કર્યા પછી તે કર્મોમાં રહેલા દોષના પ્રત્યવાય જીવને લાગતા નથી. જીવે ચિત્તને ભગવત્સાક્ષાત્કારમાં યોજેલું રાખવું જરૂરી છે. આ પ્રકારથી જીવને કર્મબંધન રહેતું નથી અને આ પ્રકાર મોક્ષને પ્રાપ્ત કરવામાં સાધનરૂપ બને છે.

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥

શબ્દાર્થ-**समः**-સરખો, સમભાવથી વ્યાપક (વિશેષણ, વિ. अहम्) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) **सर्वभूतेषु**-બધા પ્રાણીઓમાં (નામ, સ બ. વ. નપું) **न**-નહિ (અવ્યય) **मे**-મારો (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) **द्वेष्य**-દ્વેષ્ય (વિશેષણ, વિ. कश्चित्) **अस्ति**-છે (ક્રિ. વ. કા ૩ પુ. એ. વ अस् ૨ ગણ, પરસ્મૈ૦) **न**-નહિ (અવ્યય) **प्रियः**-વ્હાલો (વિશેષણ, વિ. कश्चित्) **ये**-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ यत्) **भजन्ति**-ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. भज् ૧ ગણ, પરસ્મૈ૦) **तु**-પરંતુ (અવ્યય) **माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) **भक्त्या**-ભક્તિથી (નામ, તૃ. એ. વ સ્ત્રી. भक्ति) **मयि**-મારામાં (સર્વનામ, સ એ. વ. अस्मत्) **ते**-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ तद्) **तेषु**-તેઓમાં (સર્વનામ, સ બ. વ પુ. तद्) **च, अपि**-અને, વળી, પણ (અવ્યય) **अहम्**-હું (સર્વનામ, પ્ર એ વ अस्मत्).

ભાવાર્થ-હું સર્વ પ્રાણીઓમાં સમાનભાવથી વ્યાપક

દ્વેષ્ય તેમ જ પ્રિય નથી પણ જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે તેઓ મારામાં છે અને હું તેમનામાં પ્રત્યક્ષ છું. (૨૯)

વિવેચન–સામાન્યભાવે પ્રિય અને અપ્રિય કોઈ પણ નથી એવું આ શ્લોકમાં જણાવવામાં આવ્યું છે. તાત્પર્ય કે સામાન્ય રીતે જે મને ભજે છે તેને હું પ્રિય વસ્તુ નથી તેમ જ અપ્રિય વસ્તુ નથી. એટલે માત્ર તે મને માહાત્મ્ય ભાવથી ભજે છે. જે કોઈ મને વિશેષ ભાવથી ભજે છે એટલે સ્નેહથી ભજે છે અને મને પોતાની પ્રિય વસ્તુ તરીકે ગણે છે તેને હું મારો પ્રિય માનું છું. 'યે યથા મામ્ ભજામિ અહમ્' જે કોઈ મને જે રીતે ભજે તેને તે રીતે હું ભજું છું. ૧૨મા અધ્યાયમાં કોઈ ભક્તિમાન મને પ્રિય છે એવા પણ કેટલાએક શ્લોકો છે એ ઉપરથી સમજાય છે કે ભગવાન ભક્તનો કોઈક વિશેષ ભાવ અંગીકાર કરે છે અને તે કારણે (અંગીકાર કરવાના કારણે) તેને પોતાનો પ્રિય માને છે. આ એક મહત્તા સૂચક ભગવત્ ચિહ્ન છે. સામાન્ય ભાવ તો સામાન્યલોકમાં ચાલે અને વિશેષ ભાવ તો વિશેષલોક (ભગવદ્‌લોક)માં બને.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥

શબ્દાર્થ–अपि, चेत्–પણ, જો (અવ્યય) सुदुराचारः–અતિ દુરાચારી (નામ, પ્ર. એ. વ. પુ.) भजते–ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भज् ૧ ગણ) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) अनन्यभाक्–અનન્ય ભાવથી મારો ભક્ત (વિશેષણ, વિ. साधुः) साधुः–સાધુ (નામ, પ્ર. એ. વ. પુ. साधु) एव–જ, માત્ર (અવ્યય) सः–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) मन्तव्यः–માનવા યોગ્ય (વિધેય કર્મણિ, કૃ. વિશેષણ, વિ. साधुः) सम्यक्–યથાર્થ (અવ્યય) व्यवसितः–નિશ્ચયવાળો (ભૂ. કૃ. વિશેષણ, વિ. साधुः) हि–નિશ્ચય (અવ્યય) सः–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्).

ભાવાર્થ–પણ જો અતિ દુરાચારી અનન્યભાવથી મારો ભક્ત થઈ મને ભજે છે તો તે સાધુ જ માનવા યોગ્ય છે, કારણ કે તે યથાર્થ નિશ્ચયવાળો છે. (૩૦)

વિવેચન–આ શ્લોક સ્પષ્ટ સમજાવે છે કે જીવ દુરાચારી બને છે પણ આ દુરાચાર તરફ ભગવાન ધ્યાન આપે તો જીવનો કોઈપણ વખતે ઉદ્ધાર થવાનો સંભવ નથી. જીવ ભગવદંશ હોવાથી ભગવાનની એવી ઈચ્છા છે કે તે (જીવ) મને પ્રાપ્ત થાય. એ કારણે એનામાં ભક્તિનું પ્રબળ લક્ષણ યોજી આપે છે અને તેનામાં (જીવમાં) અનન્ય ભાવ ઉત્પન્ન થતાં તેને પોતાનો બનાવી પોતામાં જોડી દે છે. તાત્પર્ય કે તેને સાયુજ્ય મુક્તિનું દાન પણ કરે છે. આ પ્રકારનું દાન સામાન્ય જીવને માટે તો ઘણું દુર્લભ છે પણ જો ભક્તિ ભાવાપન્ન થાય છે તો આ પ્રકારનું દાન તેને પ્રાપ્ત થાય છે.

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांति निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

શબ્દાર્થ–क्षिप्रम्–જલદીથી (અવ્યય) भवति–થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भू ૧ ગણ) धर्मात्मा–ધર્માત્મા (નામ, પ્ર. એ વ પુ) शाश्वत् शान्तिम्–નિત્ય ટકનારી શાન્તિ (નામ, દ્વિ. એ વ સ્ત્રી) निगच्छति–પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. नि+गम् ૧ ગણ, પરસ્મૈ૦) कौन्तेय–અર્જુન (સંબોધન) प्रतिजानीहि–સમજ, નક્કી જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ વ. प्रति+ज्ञा ૯ ગણ) न–નહિ (અવ્યય) मे–મારો (સર્વનામ, ષ. એ. વ. अस्मद्) भक्तः–ભક્ત (નામ, પ્ર. એ વ. પુ. भक्त) प्रणश्यति–નાશ પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. प्र+नश् ૪ ગણ, પરસ્મૈ૦).

ભાવાર્થ–(તે સાધુ) જલદીથી ધર્માત્મા થાય છે, નિત્ય ટકનારી શાન્તિને પામે છે, હે અર્જુન! તું નક્કી જાણ કે મારો ભક્ત નાશ પામતો નથી. (૩૧)

એનો કોઈ પણ રીતે નાશ થતો નથી. નાશ શબ્દનો અર્થ અહીં વિચાર પરંપરામાં મારા તરફનો સદ્‌ભાવ ઓછો થતો નથી. કેવળ એનો ભક્તિમય ભાવ પ્રચુર બનતો હોવાથી એના દેહનું પરિણામ જે થવું હોય તે થાય. તેની તરફ એને કોઈ જાતની મમતા ન હોવાને કારણે દેહને નાશ તરીકે ન ગણતાં માત્ર ત્યાગ તરીકે ગણે છે અને કોઈક અલૌકિક સામર્થ્યને તનુનવત્વ ગણવામાં આવે છે. વિશેષમાં સ્વભાવ વિજય પણ કરી લે છે.

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपिस्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥३२॥**

શબ્દાર્થ-**माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्**) **हि**-નિશ્ચય (અવ્યય) **पार्थ**-અર્જુન (સંબોધન) **व्यपाश्रित्य**-શરણ થઈને (વિધેય કૃદંત, **वि+अप+आ+श्रि** ૧ ગણ, આત્મને૦) **ये**-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ **यत्**) **अपि**-પણ (અવ્યય) **स्युः**-હોય (ક્રિયાપદ, વિધ્યર્થ, ૩ પુ. બ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૦) **पापयोनयः**-પાપ જ સંભવવાળા, પાપ યોનિમાં જન્મવાળા (વિશેષણ, વિ. **स्त्रियः वैश्याः शूद्राः**) **स्त्रियः**-સ્ત્રીઓ (નામ, પ્ર. બ. વ. **स्त्री**) **वैश्याः**-વૈશ્યો (નામ, પ્ર. બ. વ. પુ. **वैश्य**) **तथा**-અને, વળી (અવ્યય) **शूद्राः**-શૂદ્રો (નામ, પ્ર. બ. વ. પુ. **शूद्र**) **ते**-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **तद्**) **अपि**-પણ (અવ્યય) **यान्ति**-પામે છે, જાય છે (ક્રિ. વ. કા ૩ પુ બ. વ **या** ૨ ગણ, પરસ્મૈ૦) **पराम्**-શ્રેષ્ઠ, પરમ (વિશેષણ, વિ. **गतिम्**) **गतिम्**-ગતિને (નામ, દ્વિ. એ. વ સ્ત્રી. **गति**).

ભાવાર્થ- હે પાર્થ ! મારે શરણે થઈને સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો તેમ જ જેઓ પાપમય જન્મવાળાઓ હોય તેઓ પણ પરમગતિને પામે છે. (૩૨)

વિવેચન-સ્ત્રીવર્ગ, વૈશ્યવર્ગ, શૂદ્રવર્ગ અને ક્ષુદ્રવર્ગ-આ ચાર કોટિના જીવો વેદમાર્ગમાં બતાવેલા મોક્ષને માટે અનાધિકારી છે. જો કે તેમની મોક્ષને માટે ઈંતેજારી તો છે. એ કારણે જો તેઓ અનન્યભાવથી ભગવદ્‌પરિચર્યાત્મક ભક્તિનું અવલંબન કરે તો તેમને પણ મોક્ષનો અધિકાર પ્રાપ્ત થાય. એટલું જ નહિ પણ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે અલૌકિક ભાવાત્મક સેવાનો અધિકાર પણ મળે.

આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ. भू ૧ ગણ, પરસ્મૈ૦) **मद्भक्तः**–મારો ભક્ત (વિશેષણ, વિ. त्वम्) **मयाजी**–મારું યજન કરનારા (વિશેષણ, વિ. त्वम्) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) **नमस्कुरु**–નમસ્કાર કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. नमस्+कृ ૮ ગણ, પરસ્મૈ૦) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ વ. अस्मत्) **एव**–જ, માત્ર (અવ્યય) **एष्यसि**–પામશે (ક્રિ. ભ. કા. ૨ પુ. એ. વ. इ ૨ ગણ, પરસ્મૈ૦) **युक्त्वा**–યોજાઇને, જોડાઇને, ઐક્યભાવથી (વિધેય કૃદંત युज्) **एवम्**–એ પ્રમાણે (અવ્યય) **आत्मानम्**–આત્માને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) **मत्परायणः**–મારામાં પરાયણ થયેલો, મારે શરણે થયેલો (વિશેષણ, વિ. त्वम्).

**ભાવાર્થ**–મારામાં મનવાળો મારો ભક્ત મને ભજન કરનારો થા; મને નમન કર, મારામાં પરાયણ થયેલો, આત્માને જોડીને મને જ તું પામીશ. (૩૪)

**વિવેચન**–જીવભાવનો ત્યાગ કરી ભગવાન સાથે ઐક્યભાવનું અવલંબન કરવું તે આવશ્યક છે. આ અવલંબન **मामेवैष्यसि**થી શરૂ થાય છે. જીવે પોતાનું ભક્તપણું સ્વીકારવું જોઇએ. મનને પણ ભગવદધીન રાખવું જોઇએ. યજન-પૂજનના વિષયો પણ ભગવાનને માટે હોવા જોઇએ. અન્ય જીવને પોતાથી અધિકતમ ગણવો ન જોઇએ. એટલે અંદર અંદરનો એકબીજાનો નમન વ્યવહાર જીવ જીવની સાથે ન કરી શકે. માત્ર ત્યાં પોતાના કરતાં ભગવદ્‌ભાવ અધિક જણાતો હોય તો જ નમન થઇ શકે આ પ્રમાણે જો બરાબર યોજના કરવામાં આવશે તો તે ભક્ત મારા પરાયણ થતાં મને પામી શકશે.

# अध्याय १० – विभूतियोग

श्रीभगवानुवाच ।

भूय एव महाबाहो श्रृणु मे परमं वचः ।
यत्तेहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥

શબ્દાર્થ–भूयः एव–ફરીથી, માત્ર જ (અવ્યય) महाबाहो–અર્જુન (સંબોધન) श्रृणु–સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. श्रु ૫ ગણ) मे–મારું (સર્વનામ, ૫. એ. વ. अस्मत्) परमम्–શ્રેષ્ઠ, રહસ્યયુક્ત (વિશેષણ, વિ. वचः) वचः–વાણી, વચન (નામ, પ્ર. એ. વ. નપું. वचस्) यत्–જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. यत्) ते (तुभ्यम्)–તને (સર્વનામ, ચ એ. વ. युष्मद्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) प्रीयमाणाय–પ્રેમ રાખવા માટે (વિશેષણ, વિ. ते વ ફ.) वक्ष्यामि–કહીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. वच् ૨ ગણ, પરસ્મૈ૦) हितकाम्यया–હિતની ઇચ્છાથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી. हितकाम्या પરસ્મૈ૦).

ભાવાર્થ–ફરીથી પણ હે મહાબાહુ ! મારું રહસ્યયુક્ત વચન સાંભળ. જે હું તને અતિશય પ્રેમવાળાને હિત કરવાની ઇચ્છાથી કહીશ. (૧)

વિવેચન–વાસુદેવ ભગવાને અર્જુનને ઉપદેશ તો આપ્યો અને એના હિતનું ઘણું ઘણું કહ્યું; પણ અર્જુન ઉપર કૃષ્ણ પ્રીત કરે છે એવું કોઈ શ્લોક પરથી નિશ્ચય કહી શકાતું નથી. આ શ્લોકમાં તેમની પ્રીતિ અર્જુન પર છે તે ખુલ્લેખુલ્લું જણાવે છે. જીવભાવે અર્જુન ભગવદંશ તો છે; પરંતુ તે વ્યામોહ દશામાં પડેલો હોવાથી સામાન્ય લોક તરફ એની પ્રીતિ હળે છે.

નવ અધ્યાય સુધીમાં પ્રભુનાં વચન દ્વારા એનો વ્યામોહ ઓછો થયેલો જણાતાં પ્રભુ પણ એના તરફ પ્રીતિમય વચન સાથે કાંઈક વધારે રહસ્યમય ઉપદેશ આપે છે.

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥

શબ્દાર્થ–न–નહિ (અવ્યય) मे–મારો (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) विदुः–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) सुरगणाः–દેવલોકો (નામ, પ્ર. બ. વ. પુ. सुरगण) प्रभवम्–પ્રભાવને (નામ, દ્વિ. એ. વ. પુ. प्रभव) न–નહિ (અવ્યય) महर्षयः–મહર્ષિઓ (નામ, પ્ર. બ. વ. પુ. महर्षि) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) आदिः–આદિ (નામ, પ્ર. એ. વ. પુ.) हि–ચોક્કસ (અવ્યય) देवानाम्–દેવોનું (નામ, ષ. બ. વ. પુ. देव) महर्षीणाम्–મહર્ષિઓનું (નામ, ષ. બ. વ. પુ) च–અને (અવ્યય) सर्वशः–બધી રીતે (અવ્યય)

ભાવાર્થ-મારા લીલામય પ્રાકટ્યને દેવો તેમ જ મહર્ષિઓ જાણતા નથી. હું દેવોનો અને મહર્ષિઓનો બધી રીતે આદિ પુરુષ છું. (૨)

વિવેચન-આ શ્લોક અને હવે પછીના શ્લોકો ભગવાનનું માહાત્મ્ય સમજાવે છે. આ શ્લોકોમાં ખાસ બાબત એટલી જ જોવાની છે કે ભગવાનનું સ્વરૂપ અવ્યક્ત છે તે છતાં પણ પોતે વ્યક્ત ભાવને અંગીકાર કરે છે અને તેમાં અલૌકિક ભાવમય લીલાનું પ્રાકટ્ય જણાય છે. આ પ્રકારની ભાવમય લીલાને યથાર્થ અને તદ્‌ગત રહસ્યને કોઈપણ ભક્ત બરાબર સમજી લે તો તેને ભગવદ્‌જ્ઞાન પ્રાપ્ત થાય અને ભગવાનમાં અને ભગવાનની લીલામાં સુદૃઢ સ્નેહ બંધાય. આ સ્નેહ ભક્તિના પૂર્વરંગમાં ભાવો પ્રકટ થતાં હૃદયને ભક્તિપૂર્ણ બનાવે છે.

यो मामजमनादिं च वेत्ति लोक महेश्वरम् ।
असंमूढः समर्त्येषु सर्वपापैः प्र मु च्य ते ॥३॥

શબ્દાર્થ-યઃ-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) अजम्-અજન્મ (વિશેષણ, વિ. माम्) अनादिम्-અનાદિ (વિશેષણ, વિ. माम्) च-અને (અવ્યય) वेत्ति-જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) लोकमहेश्वरम्-લોકનો મહેશ્વર (વિશેષણ, વિ. माम्) असंमूढः-સંમોહ વિનાનો, જ્ઞાનવાન (વિશેષણ, વિ. सः) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तद्) मर्त्येषु-મૃત્યુલોકમાં (નામ, સ. બ. વ. પુ. मर्त्य) सर्वपापैः-બધા પાપોથી (નામ, તૃ. બ. વ નપું.) प्रमुच्यते-મુક્ત થાય છે (ક્રિ. વ કા. ૩ પુ. એ. વ. मुच् ૬ ગણ, કર્મણિ).

ભાવાર્થ-જે મને અજન્મ, અનાદિ અને લોકમહેશ્વર જાણે છે તે સંમોહ વિનાનો જ્ઞાની મૃત્યુલોકમાં બધાં પાપોથી સારી રીતે મુક્ત થાય છે. (૩)

વિવેચન-શ્લોક ૩-૪ આ શ્લોકોમાં ભગવાનમાંથી ભાવો પ્રકટ થતા જાય છે અને તે ભાવોમાં ભક્ત વિલાસ કરે છે અને આખરે એ ભાવો પોતાના બનાવી લે છે. અહીં ભક્તિ સાધનરૂપે છે. કોઈક જગ્યાએ ભક્તિ ફલરૂપ હોય છે. એ ભક્તિનો વિચાર આગળ ઉપર કહેવામાં આવશે. (અધ્યાય ૧૨)

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥४॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

શબ્દાર્થ-बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) ज्ञानम्-જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું.) असंमोहः-અમૂઢતા (નામ, પ્ર. એ. વ. પુ) क्षमा-ક્ષમા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) सत्यम्-સત્ય (નામ, પ્ર. એ. વ. નપું.) दमः-ઇન્દ્રિયનો નિગ્રહ (નામ, પ્ર. એ. વ. પુ) शमः-મનની શાન્તિ (નામ, પ્ર એ. વ. પુ) सुखंदुःखम्-સુખ અને દુઃખ (નામ, પ્ર. એ વ. નપું.) भवः अभावः-ઉત્પત્તિ અને લય (નામ,

પ્ર. એ. વ. પુ.) भयम्–ભય (નામ, પ્ર. એ. વ. નપું.) च–અને (અવ્યય) अभयम्–અભય (નામ, પ્ર. એ. વ. નપું.) एव, च–માત્ર, અને (અવ્યય) अहिंसा–અહિંસા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) समता–સમતા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) तुष्टिः–સંતોષ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) तपः–તપ (નામ, પ્ર. એ. વ. નપું. तपस्) दानम्–દાન (નામ, પ્ર. એ. વ. નપું. दान) यशः–યશ (નામ, પ્ર. એ. વ. નપું. यशस्) अयशः–હાનિ, અકીર્તિ, અપકીર્તિ (નામ, પ્ર. એ. વ. નપું.) भवन्ति–થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. भू ૧ ગણ, પરસ્મૈ૦) भावाः–ભાવો (નામ, પ્ર. બ વ. પુ. भाव) भूतानाम्–પ્રાણીઓનું (નામ, ષ. બ વ. નપુ. भूत) मत्तः–મારા તરફથી (સર્વનામ, ૫. એ. વ. अस्मत् તદ્ધિત પ્રત્યય तः) एव–માત્ર (અવ્યય) पृथग्विधाः–જુદા પ્રકારના (વિશેષણ, વિ. भावाः)

ભાવાર્થ–બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, નિગ્રહ, શાન્તિ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, લય, ભય, અભય, અહિંસા, સમત્વ, સંતોષ, તપ, દાન, કીર્તિ, અપકીર્તિ એ બધા ભાવો પ્રાણીઓના મારામાંથી જ જુદા જુદા પ્રકારના હોય છે. (૪. ૫.)

વિવેચન–જીવની સાથેના સર્વ ભાવો ભગવાનમાંથી જ ઉદ્ભવે છે. જીવ જેટલા ભાવોની સાથે સંબંધ કરે છે તે બધાએ ભાવો એના પોતાના નથી; એટલું જ નહિ પણ જીવ નામનો ભાવ પણ ભગવાનનો એક જુદો ભાવ છે. આ પરિસ્થિતિમાં વાસ્તવિક વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે જીવ માત્ર ખોટી રીતે अहम् ભાવ ધારણ કરે છે અને એ કારણે એનો ભગવત્સંબંધ ઓછો થાય છે. अहम् ભાવ દ્વારા કરેલાં કૃત્યો એને બાધક થાય છે. જો એ ભગવત્સંબંધ ચાલુ રાખી ભગવદ્ભાવરૂપ પોતાની સ્થિતિ ખેડયા કરે તો, અંશાંશી સંબંધ નિત્ય સ્મરણમાં રાખે તો પોતાનો (જીવનો) નિર્દુષ્ટ સ્વભાવ બને.

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥

શબ્દાર્થ–महर्षयः–મહર્ષિઓ (નામ, પ્ર. બ. વ. પુ. महर्षि) सप्त–સાત (વિશેષણ, વિ. महर्षयः) पूर्वे–પહેલાં (વિશેષણ, વિ. महर्षयः) चत्वारः–ચાર

(સનકાદિક) (વિશેષણ, વિ. महर्षयः) मनवः–મનુઓ (નામ, પ્ર બ. વ. પુ. मनु) तथा–અને (અવ્યય) मद्भावाः मानसाः–મારામાં ભાવવાળાઓ, મારા સંકલ્પવાળા (વિશેષણ, વિ. मनवः; महर्षयः सनकादयः) जाताः–ઉત્પન્ન થયેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. महर्षयः) येषाम्–જેઓની (સર્વનામ, ષ. બ. વ. પુ) लोके–લોકમાં, સંસારમાં (નામ, સ. એ. વ પુ) इमाः–આ (બધા) (સર્વનામ, પ્ર. બ. વ. સ્ત્રી. इदम्) प्रजाः–પ્રજા (નામ, પ્ર. બ. વ. સ્ત્રી. प्रजा).

ભાવાર્થ–સાત મહર્ષિઓ, ચાર પહેલાંના સનકાદિઓ, ચૌદ મનુઓ, મારામાં ભાવવાળા, મારા સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે. જેમની લોકમાં (સંસારમા) આ બધી પ્રજા છે. (૬)

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

શબ્દાર્થ–एताम्–તે (સર્વનામ, દ્વિ એ. વ સ્ત્રી. एतद्) विभूतिम्–વિભૂતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. विभूति) योगम्–યોગને, યોગશક્તિ (નામ, દ્વિ. એ. વ. પુ योग) च–અને (અવ્યય) मम–મારી (સર્વનામ, ષ એ વ. अस्मत्) यः–જે (સર્વનામ, પ્ર એ. વ. પુ यत्) वेत्ति–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ विद् ૨ ગણ, પરસ્મૈ૦) तत्त्वतः–તત્ત્વથી (નામ, પં. એ. વ) सः–તે (સર્વનામ, પ્ર. એ. વ પુ. तद्) अविकम्पेन–નિશ્ચલ, સ્થિર (વિશેષણ, વિ. योगेन) योगेन–યોગથી (નામ, તૃ. એ. વ પુ योग) युज्यते–જોડે છે, યોજાય છે, ઐકયભાવ પામે છે (ક્રિ. વ. કા. કર્મણિ, ૩ પુ. એ વ युज् ૭ ગણ) न, अत्र–નહીં, અહીં (અવ્યય) संशयः–સંશય (નામ, પ્ર. એ. વ. પુ संशय).

ભાવાર્થ–(ઉપનિષદજ્ઞાન) જે પુરુષ આ મારી વિભૂતિને અને યોગશકિતને તત્ત્વથી જાણે છે, તે નિશ્ચલ યોગ વડે, ઐકયભાવથી મારામાં યોજાય છે એમાં સંશય નથી. (૭)

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥८॥

શબ્દાર્થ-अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) सर्वस्य-બધાનું (સર્વનામ, પ્ર. એ. વ. सर्व) प्रभवः-ઉત્પત્તિનું કારણ (નામ, પ્ર. એ. વ. પુ प्रभु) मत्तः-મારાથી (સર્વનામ, પં. એ. વ) सर्वम्-બધું (સર્વનામ, પ્ર. એ વ. નપું. प्रवर्तते-ચેષ્ટા કરે છે, પ્રવૃત્તિ કરે છે (ક્રિ વ. કા. ૩ પુ. એ. વ. प्र+वृत् ૧૦ ગણ, આત્મને૦) इति-એ પ્રમાણે (અવ્યય) मत्वा-માનીને, સમજીને (વિધેય કૃદંત, मन् ૪ ગણ, આત્મને૦) भजन्ते-ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ भज् ૧ ગણ, આત્મને૦) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) बुधाः-બુદ્ધિમાન ભક્તો (નામ, પ્ર બ. વ. પુ. बुध) भावसमन्विताः-ભાવયુક્ત (વિશેષણ, વિ. बुधाः).

ભાવાર્થ-હું સર્વ જગતની ઉત્પત્તિનું કારણ છું, મારાથી સર્વ જગત પ્રવર્તે છે, એ પ્રમાણે સમજીને ભાવયુક્ત બુદ્ધિવાળા જનો મને ભજે છે. (૮)

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥९॥

શબ્દાર્થ-मच्चित्ताः-મારામાં ચિત્તવાળા (વિશેષણ, વિ. बुधाः) मद्गतप्राणाः-મારામાં પ્રાણોને અર્પણ કર્યા છે (વિશેષણ, વિ. बुधाः) बोधयन्तः-સમજાવતાં, જણાવતાં (વ. કૃ. વિશેષણ, વિ. बुधाः) परस्परम्-એકબીજાને (અવ્યય) कथयन्तः-કહેતા, ગુણનું વર્ણન કરતાં (વ. કૃ. વિશેષણ, વિ. बुधाः) माम्-મને (સર્વનામ, દ્વિ એ વ. अस्मत्) नित्यम्, च-હમેશાં, અને (અવ્યય) तुष्यन्ति-સંતોષ પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ तुष् ૪ ગણ, પરસ્મૈ૦) च-અને (અવ્યય) रमन्ति-રમે છે, આનંદ કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. रम् ૧ ગણ, પરસ્મૈ૦) च-અને (અવ્યય).

ભાવાર્થ-મારામાં ચિત્તવાળા, મારામાં પ્રાણ અર્પણ કરનાર, અરસપરસ એક બીજાને બોધ કરતા, મારા ગુણોનું કથન કરતા, હમેશાં આનંદ અને સંતોષ પામે છે. (૯

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥

શબ્દાર્થ-तेषाम्-તેઓને (સર્વનામ, ષ. બ. વ. પુ. तत्) सततयुक्तानाम्-નિરંતર મારામાં યોજાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. बुधानाम्) भजताम्-ભજનારાઓ (વ. કૃ. વિશેષણ, વિ. बुधानाम्) प्रीतिपूर्वकम्-પ્રીતિપૂર્વક (અવ્યય) ददामि-આપું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. दा ૩ ગણ, પરસ્મૈ૦) बुद्धियोगम्-બુદ્ધિયોગ (નામ, દ્વિ. એ. વ. પુ.) तम्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. तत्) येन-જેના વડે (સર્વનામ, તૃ. એ. વ. પુ. यत्) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) उपयान्ति-સમીપમાં જાય છે, મને મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. उप+या ૨ ગણ, પરસ્મૈ૦) ते-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. तत्).

ભાવાર્થ-નિરંતર મારામાં યુક્ત થયેલા પ્રીતિપૂર્વક ભજનારાઓને હું તે બુદ્ધિયોગ આપું છું જે વડે તેઓ મને મેળવે છે. (૧૦)

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

શબ્દાર્થ-तेषाम्-તેઓનું (સર્વનામ, ષ. બ વ. પુ.) एव-જ, માત્ર (અવ્યય) अनुकम्पार्थम्-અનુગ્રહ કરવા માટે (નામ, ચ. એ. વ.) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) अज्ञानजम्-અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. तमः) तमः-અંધકાર (નામ, દ્વિ. એ. વ. નપું. तमस्) नाशयामि-નાશ કરું છું (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. नश् ૪ ગણ, પરસ્મૈ૦) आत्मभावस्थः-અંતઃકરણમાં ભાવરૂપે સ્થિત થયેલો (વિશેષણ, વિ. अहम्) ज्ञानदीपेन-જ્ઞાનરૂપ દીવાથી (નામ, તૃ. એ. વ. પુ. ज्ञानदीप) भास्वता-પ્રકાશમય (વ. કૃ. વિશેષણ, વિ. ज्ञानदीपेन).

ભાવાર્થ-અનુગ્રહ કરવાને માટે તેમના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અંધકારને તેમના અંતઃકરણમાં ભાવરૂપે સ્થિત થયેલા પ્રકાશમય જ્ઞાનદીપથી હું જ નાશ કરું છું. (૧૧)

વિવેચન-શ્લોક ૬ થી ૧૧. આ શ્લોકોમાં પ્રથમ તો જગતસૃષ્ટિકારણમાં ભગવાન પોતે જ છે એવું જણાય છે. પ્રથમ સર્ગ-સૃષ્ટિમાં સપ્તઋષિ, ચાર મુનિઓ, અને ચૌદ મનુઓને સંકલ્પથી ઉત્પન્ન કર્યા. ત્યારપછી બીજી

સૃષ્ટિનો ઉપક્રમ તૈયાર થયો. ગુણ વિભાવથી પણ સૃષ્ટિ તૈયાર થાય છે. તેમ જ કેટલીક સૃષ્ટિ માનસભાવથી પણ બને છે. વળી મિથુનભાવથી પણ બને છે. અનેકાનેક સૃષ્ટિઓ ગુણભાવોના અન્યોન્ય સંમેલનથી પણ થાય છે. છેવટે છેવટે અનેકાનેક બ્રહ્માંડો તૈયાર થતાં સકળ સૃષ્ટિ વિશ્વના નામથી ઓળખાય છે. આ બધીએ સૃષ્ટિનું જ્ઞાન વાસુદેવના તત્ત્વજ્ઞાનમાં સમાવેશ થાય છે. આ મહાત્મ્ય જ્ઞાન છે. કોઈપણ ભક્તને યોગ સિદ્ધ કરવામાં અને વાસ્તવ જ્ઞાન પ્રાપ્ત કરવામાં સહાયક બને છે. આ પ્રકારનું જ્ઞાન એને ( ભક્તને ) પ્રાપ્ત થાય ત્યારે સંપૂર્ણ રીતે ભગવદ્‌જ્ઞાન મેળવી શકે. આ જ્ઞાનનો અનુભવ ભગવાનની સાથે સાથે સહભાવથી હૃદયમાં ધારણ કરી શકે. ત્યાર પહેલાં એનું અંતઃકરણ વાસુદેવાત્મક ( શુદ્ધ-નિષ્કલંક ) થઈ જાય છે. ત્યાં વાસુદેવનું પ્રાકટ્ય થાય છે અને તેમાં ધ્યાન ઈ. સિદ્ધ કરી લે છે. આ પ્રકારે જુદી જુદી જાતની ભગવલ્લીલાનો અનુભવ પોતાના અંતઃકરણમાં મળતાં ભગવદ્‌વ્યાસંગ ચાલુને ચાલુ રહે છે. છેવટે પોતાનો વિનિયોગ સર્વદા વાસુદેવ સાથેકરી લે છે અને એ દ્વારા વાસુદેવને પ્રાપ્ત કરે છે.

કોઈકને અંતર્ભાવાત્મક ભગવાન બહાર પણ દર્શન આપે છે. આ લીલા તો કોઈક જ ભાવુકને થાય છે. આ સ્થિતિમાં જ્ઞાન સાથે સ્નેહ પૂર્વભાવે કામ કરે છે. ત્યારપછી ભગવદ્‌ગત લીલાનો અનુભવ અંદર અને બહાર કરે છે તાત્પર્ય કે ભગવન્મય થઈ જાય છે.

આ પ્રકારના ભક્તોને નિરોધ દશા પ્રાપ્ત થઈ એમ કહેવાય છે અને એ દશામાંના ભક્તો આપસ આપસમાં ભગવદ્‌ગુણાનુવાદ રસ શ્રવણ, કીર્તન, સ્મરણ ઈ. દ્વારા પ્રાપ્ત કરે છે. તેમાં જ તલ્લીન થતાં પ્રપંચ વિસ્મૃતિ બનતાં આનંદ તરંગમાં સ્થિર થાય છે. દેહ ઈ.નું ભાન તેમજ ' કેટલીક લૌકિક મર્યાદાનું ભાન પણ તેમાં રહેતું નથી. નાચવા કુદવાનું પણ સ્વીકારે છે તેમાં પોતાની લૌકિક મોટાઈનું અભિમાન જતું રહે છે.

આ બધું ભક્તિની આરૂઢ દશામાં બને છે. ત્યાર પહેલાં જેટલું જેટલું અજ્ઞાન હોય છે તે બધું અજ્ઞાન ભગવાન પોતે જ જ્ઞાનપ્રકાશ આપી દૂર કરે છે. ભગવાન ભક્તની બુદ્ધિમાં એવો કોઈ વિલક્ષણ ફેરફાર કરી આપે છે કે મિથ્યા જ્ઞાન અને અજ્ઞાન તેની પાસે આવતાં જ નથી. કેવળ શુદ્ધ ભાવમય-જ્ઞાન આવે છે.

મહાત્મ્ય એ ભગવાનનો વૈભવ છે. જેમ કોઈ રાજાધિરાજનો વૈભવ તેના રાજ્ય દ્વારા સમજી શકાય છે તેમ ભગવાન પોતે પોતાના વૈભવમાં અનેક રૂપ ધારણ કરી શકે છે. રાજાધિરાજ અનેક રૂપ ધારણ કરી શકતો નથી એટલો તફાવત છે. ભગવાનની માયા ભગવાનને બંધન કરી શકતી નથી પણ રાજાધિરાજની માયા રાજાધિરાજને બંધન કરી શકે છે

જીવનો વૈભવ તેના સંસાર રૂપે બને છે. તેમાં એ મોહ પામે છે અને સુખદુઃખાદિનો અનુભવ કરે છે. જન્મ મરણનો ચકરાવો કાયમ રહે છે. ભગવદ્વૈભવમાં સમસ્ત બ્રહ્માંડો આવી જાય છે. છતાં પણ તે ( ભગવાન ) નિર્મોહ રહે છે. એ કારણે કોઈ પણ જીવ ભગવાન સાથે સંબંધ કરે તો ભગવાન પોતાનો નિર્મોહભાવ તેનામાં ( જીવમાં ) યોજે અને તેને સંસારના મોહમાંથી દૂર કરી પોતાનો બનાવે. જીવની પાસે સાધનમાં નમન અને શરણ છે. આ બે દ્વારા ભગવાન સાથે સંબંધ વધારે સારો કેળવી શકાય છે.

अर्जुन उवाच ।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

શબ્દાર્થ-परम्-પરમ (વિશેષણ, વિ. ब्रह्म) ब्रह्म-બ્રહ્મ (નામ, પ્ર. એ વ નપું. ब्रह्मन्) परम्-પરમ (વિશેષણ, વિ. धाम) धाम-ધામ, તેજોમય સ્થાન (નામ, પ્ર એ. વ. નપું. धामन्) पवित्रम्-પવિત્ર (વિશેષણ, વિ. धाम) परमम्-પરમ (વિશેષણ, વિ. धाम् ) भवान्-આપ (વ. ? નામ પ્ર. એ. વ.) पुरुषम्-પુરુષને (નામ, દ્વિ એ વ. પુ. पुरुष) शाश्वतम्-શાશ્વત, સનાતન (વિશેષણ, વિ. पुरुषम्) दिव्यम्-દિવ્ય (વિશેષણ, વિ. पुरुषम्) आदिदेवम्-મુખ્ય દેવ (નામ, દ્વિ. એ. વ. પુ आदिदेव) अजम्-અજન્મ (વિશેષણ, વિ. पुरुषम्) विभुम्-વ્યાપક (વિશેષણ, વિ. पुरुषम्) आहुः-કહે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ વ. ब्रू ૨ ગણ. પરસ્મૈ૦) त्वाम्-તને (સર્વનામ, દ્વિ. એ વ. युष्मद्) ऋषयः-ઋષિઓ (નામ, પ્ર.

બ. વ. પુ. ऋषि) सर्वे-બધા (સર્વનામ, પ્ર. બ. વ. પુ) देवर्षि-દેવર્ષિ, દેવના સંબંધમાં આવતો ઋષિ (વિશેષણ, વિ. नारदः) नारदः-નારદ (નામ, પ્ર. એ. વ. પુ.) तथा-અને, તેની જ રીતે (અવ્યય) असितः-અસિત ઋષિનું નામ છે (નામ, પ્ર. એ. વ. પુ. असित) देवलः-દેવલ. નામ છે (નામ, પ્ર. એ. વ. પુ.) व्यासः-વ્યાસ (નામ, પ્ર. એ. વ. પુ.) स्वयम्-પોતે (સર્વનામ, પ્ર. એ. વ.) (અવ્યય) च, एव-અને, વળી (અવ્યય) ब्रवीषि-તું કહે છે (દ્વિ. વ. કા ૨ પુ. એ. વ. ब्रू ૨ ગણ) मे (मह्यम्)-મને (નામ, ચ. એ. વ. अस्मत्).

ભાવાર્થ-આપ પરબ્રહ્મ, પરમ તેજોમય ધામ, પરમ પવિત્ર છો. તમને શાશ્વત, દિવ્ય, આદિદેવ, અજ તેમજ વ્યાપક પુરુષ બધા ઋષિઓ કહે છે. દેવર્ષિ નારદ, અસિત, દેવલ અને વ્યાસ તેમજ તું પોતે પણ તેવી જ રીતે મને કહે છે. (૧૨. ૧૩.)

વિવેચન-શ્લોક ૧૨-૧૩. બારમો શ્લોક જુદા જુદા નામથી જાણીતા ભગવત્સ્વરૂપનું વર્ણન કરે છે. તેરમા શ્લોકમાં બારમા શ્લોકમાં બતાવેલા સ્વરૂપોનો અનુભવ કરનારાનાં નામ આવે છે. વાસુદેવ ભગવાન સ્વયં પણ તેમ જ કહે છે. આ પ્રકારની ખાતરી અર્જુનને થયેલી હોવાથી અર્જુનનો પૂર્ણભાવ નિશ્ચયરૂપે વાસુદેવમાં જોડાય છે. આ પ્રકારનો નિશ્ચય થવો એ શરણભાવનો વિકાસ છે. શરણ પ્રથમ તો પોતાનું હીનત્વ સ્વીકારી ભગવાનનું મહત્ત્વ સ્વીકારે છે. શરણનો વિકાસ થતાં પૂર્ણભાવ ખીલે છે.

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव। 
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥

શબ્દાર્થ-सर्वम्-બધું (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) एतद्-આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) ऋतम्-સત્ય (નામ, દ્વિ. એ. વ. નપું.) मन्ये-માનું છું. (દ્વિ. વ. કા. ૧ પુ. એ. વ. मन् ૪ ગણ, આત્મને૦) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) वदसि-બોલે છે (દ્વિ. વ. કા. ૨ પુ. એ. વ. वद् ૨ ગણ, પરસ્મૈ૦) केशव-કૃષ્ણ (સંબોધન) न, हि-નહિ, ચોક્કસ (અવ્યય) ते-તારી (સર્વનામ, ષ. એ. વ. युष्मद्) भगवन्-હે ભગવાન (સંબોધન) व्यक्तिम्-લીલામય સ્વરૂપને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. व्यक्ति) विदुः-

જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) देवाः-દેવો (નામ, પ્ર બ. વ. પુ.) न-નહિ (અવ્યય) दानवाः-દાનવો (નામ, પ્ર. બ. વ. પુ. दानव).

ભાવાર્થ-હે કેશવ! મને જે તું કહે છે તે બધું સત્ય માનું છું; હે ભગવાન! તારા લીલામય સ્વરૂપને દેવો તેમજ દાનવો જાણતા નથી. (૧૪)

વિવેચન-દેવો અને દાનવો પણ ભગવાનને ઓળખી શકતા નથી તેનું કારણ ફક્ત એ જ છે કે તેઓ પોતાના સ્વાર્થ સિધ્ધ કરવામાં જ તત્પર રહે છે; નહિ કે, ભગવદ્-બ્રહ્મપરાયણ થવા. જેઓ ભગવદ્પરાયણ થાય છે તેને તે પોતાની સ્વેચ્છાથી અથવા કૃપાથી પોતાનાં લીલામય સ્વરૂપો જણાવે છે. કારણ કે તે ભક્તલીલામાં પ્રવેશ કરવા ઈચ્છા રાખે છે. લીલાસ્વરૂપો તો અનેક છે. તેમાંથી કોઈને કોઈ સ્વરૂપનું જ્ઞાન સંબંધ કરાવી આપે છે.

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ पुरुषोत्तम ।
भूत भावन भूतेश देवदेव जगत्पते ॥१५॥

શબ્દાર્થ-स्वयम्-જાતે (અવ્યય) एव-જ, માત્ર (અવ્યય) आत्मना-આત્મા વડે, પોતાની મેળે (નામ, તૃ. એ. વ. પુ. आत्मन्) वेत्थ-તું જાણે છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ વ. विद् પરસ્મૈ૦) त्वम्-તુ (સર્વનામ, પ્ર એ વ. युष्मद्) पुरुषोत्तम-હે પુરુષોત્તમ (સંબોધન) भूतभावन-ભૂતોને ઉત્પન્ન કરનાર (भूतानि भावयति इति ઉપપદ, સંબોધન) भूतेश-ભૂતોના ઈશ્વર (સંબોધન, भूतानाम् ईशः તત્પુરુષ) देवदेव-દેવોના દેવ (સંબોધન) जगत्पते-જગતના અધિપતિ (સંબોધન).

ભાવાર્થ-હે ભૂતોના ઉત્પન્ન કરનાર, ભૂતોના ઈશ્વર, દેવોના દેવ, જગતના સ્વામી, પુરૂષોત્તમ, તું જાતે જ પોતાની મેળે પોતાને જાણે છે. (૧૫)

વિવેચન-આ શ્લોકમાં आत्मना आत्मानम् वेत्थ એવું બતાવ્યું છે, એનો સાર એટલો જ છે કે ભગવાનને કોઈ ઓળખી શકતું નથી. ભગવાન પોતાને પોતાની મેળે જ ઓળખે છે. જ્યારે કોઈ કૃપાપાત્ર ભક્તને પોતાનો પરિચય કરાવવો યોગ્ય જણાય છે ત્યારે તેને પોતાનું સર્વસ્વરૂપનું દર્શન

કરાવે છે. આ અંતરભાવનું દર્શન છે. કોઇક વખતે તે બહાર પણ દર્શન થાય છે; પણ બહારનું દર્શન કવચિત જ હોવાને કારણે અંતરભાવના દર્શનનો પરિચય ભક્તને કૃતાર્થ કરે છે.

અહીં ભૂતભાવન, ભૂતેશ, દેવદેવ અને જગત્પતે સંબોધનરૂપે વપરાયા છે. આ પ્રત્યેક સંબોધનો ભગવાનના ક્રિયાભાવને બતાવે છે. પ્રત્યેક સંબોધનમાં જુદી જુદી ક્રિયા રહેલી છે. એક ભૂતભાવનમાં ભૂતો (સમસ્ત પદાર્થો)ની ઉત્પત્તિ બતાવે છે.

ભૂતેશમાં પોતાનુ નિયમન બતાવે છે. દેવદેવમાં પોતાની સત્તા દેવો પર છે એવું સૂચવે છે અને જગત્પતે કહેવા દ્વારા સમસ્ત બ્રહ્માંડનું પોષણ ભગવાન કરે છે એવુ જણાવે છે. આ ઉપરથી સમજાય છે કે ઉત્પત્તિ, પોષણ અને લયધર્મો ભગવાનના છે. વળી; વિશેષમાં પુરુષોત્તમ સંબોધન પણ છે એટલે વ જો કે પુરુષ તરીકે ઓળખાય છે ખરો પણ તેવા પ્રકારનો એ પુરુષ ન હોવાથી કાંઈક અધિકતા બતાવવા પુરુષોત્તમ નામનું સંબોધન વાપર્યું છે.

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥

શબ્દાર્થ-**वक्तुम्**-બોલાવીને, કહેવાને (હેત્વર્થ કૃદંત) **अर्हसि**-યોગ્ય છે (ક્રિ. વ. કા. ૨.પુ. એ. વ. **अर्ह्** ૧ ગણ, પરસ્મૈ૦) **अशेषेण**-સંપૂર્ણતાથી (નામ, તૃ. એ. વ. પુ.) **दिव्याः**-દિવ્ય (વિશેષણ, વિ. **आत्मविभूतयः**) **हि**-ચોક્કસ (અવ્યય) **आत्मविभूतयः**-પોતાની વિભૂતિઓ-વૈભવ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી.) **याभिः**-જે વડે (સર્વનામ, તૃ. બ. વ. સ્ત્રી.) **विभूतिभिः**-વિભૂતિઓ દ્વારા (નામ, તૃ. બ. વ. સ્ત્રી. **विभुति**) **लोकान्**-લોકોને (નામ, દ્વિ બ. વ. પુ) **इमान्**-આ (સર્વનામ, દ્વિ. બ. વ. પુ. **इदम्**) **त्वम्**-તું (સર્વનામ, પ્ર એ. વ **युष्मद्**) **व्याप्य**-વ્યાપીને (વિધેય કૃદંત **वि+आप्**) **तिष्ठसि**-ઉભો છે, સ્થિત છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ **स्था** ૧ ગણ, પરસ્મૈ૦).

ભાવાર્થ-તું જ તારી વિભૂતિઓને સંપૂર્ણતાથી કહેવા યોગ્ય છે,

જે વિભૂતિઓ વડે આ લોકોને વ્યાપીને તું સ્થિત છે. (૧૬)

વિવેચન–શ્લોક ૧૬થી ૧૮. ભગવદ્વૈભવનું દર્શન અર્જુનને ઈપ્સિત છે. તે કારણે તે ભગવાનને પોતાની વિભૂતિઓ બતાવવા પ્રાર્થે છે. વિભૂતિનું જ્ઞાન થતાં સકળ જગત વાસુદેવમય છે એવું તેને ભાન થાય છે.

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥

શબ્દાર્થ–**कथम्**–કેવી રીતે (અવ્યય) **विद्याम्**–જાણું (ક્રિ. વિધ્યર્થ ૧ પુ. એ. વ. विद् ૨ ગણ,) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) **योगिन्**–હે યોગી (સંબોધન) **त्वाम्**–તને (સર્વનામ, દ્વિ. એ. વ. युष्मद्) **सदा**–હંમેશાં (અવ્યય) **परिचिन्तयन्**–બરાબર ચિન્તવન કરતો (વ. કૃ. વિશેષણ, વિ. अहम्) **केषु केषु**–કયા કયા (સર્વનામ, સ. બ. વ. પુ. किम्) **च**–અને (અવ્યય) **भावेषु**–ભાવોમાં (નામ, સ. બ. વ. પુ. भाव) **चिन्त्यः**–ચિંતવન કરવા યોગ્ય (વિધેય કર્મણિ કૃદંત, વિશેષણ, વિ. त्वम्) **असि**–છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) **भगवन्**–હે ભગવાન (સંબોધન) **मया**–મારા વડે (સર્વનામ, તૃ એ. વ. (अस्मद्).

ભાવાર્થ–હે યોગિન્ ! હું કેવી રીતે હંમેશાં ચિંતવન કરતો આપને જાણું અને હે ભગવન્ ! કયા કયા ભાવોમાં મારા વડે ચિન્તવન કરવાને તું યોગ્ય છે. (૧૭)

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

શબ્દાર્થ–**विस्तरेण**–વિસ્તારથી (નામ, તૃ. એ. વ. પુ. विस्तर) **आत्मनः**–પોતાનો, તારી (નામ, ષ. એ. વ. પુ. आत्मन्) **योगम्**–યોગને (નામ, દ્વિ. એ. વ પુ.) **विभूतिम्**–વિભૂતિને, વૈભવને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. विभूति) **च**–અને (અવ્યય) **जनार्दन**–કૃષ્ણ (સંબોધન) **भूयः**–ફરીથી (અવ્યય) **कथय**–કહે (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. कथ् ૧૦ ગણ, પરસ્મૈ૦) **तृप्तिः**–તૃપ્તિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. तृप्ति)

हि–ચોક્કસ (અવ્યય) शृण्वतः–સાંભળતાં (વ. કૃ. વિશેષણ, વિ. मे) न–નહિ (અવ્યય) अस्ति–છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) मे–મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) अमृतम्–અમૃત, વચનામૃત (નામ, દ્વિ. એ. વ. નપું. अमृत).

ભાવાર્થ–હે જનાર્દન ! તારી યોગશક્તિ અને વિભૂતિને ફરીથી વિસ્તારથી કહે; તારાં વચનામૃતને સાંભળતાં મારી તૃપ્તિ થતી નથી (મારી ઉત્કંઠા વધતી જાય છે). (૧૮)

श्रीभगवानुवाच ।

> हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
> प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥१९॥

શબ્દાર્થ–हन्त–ઠીક, હમણાં, હવે (અવ્યય) ते (तुभ्यम्)–તને (સર્વનામ, ચ. એ. વ. युष्मद्) कथयिष्यामि–કહીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. कथ् ૧૦ ગણ, પરસ્મૈ૦) दिव्याः–દિવ્ય (વિશેષણ, વિ. आत्मविभूतयः) हि–ચોક્કસ (અવ્યય) आत्मविभूतयः–મારી પોતાની વિભૂતિઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી.) प्राधान्यतः–પ્રધાનતાથી, મુખ્યતાથી (નામ, પં. એ. વ.) कुरुश्रेष्ठ–અર્જુન (સંબોધન) न–નહિ (અવ્યય) अस्ति–છે (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) अन्तः–છેડો (નામ, પ્ર. એ. વ. પુ.) विस्तरस्य–વિસ્તારનો (નામ, ષ. એ. વ. પુ.) मे–મારો (સર્વનામ, ષ. એ. વ अस्मत्).

ભાવાર્થ–હે કુરુશ્રેષ્ઠ ! ઠીક, હવે હું તારા માટે મારી પોતાની દિવ્ય વિભૂતિઓને મુખ્યતઃ કહીશ; મારા વિસ્તારનો અંત નથી. (૧૯)

વિવેચન–શ્લોક ૧૯થી ૪૨. આ શ્લોકોમાં ભગવાન અર્જુનને કહે છે કે મારી વિભૂતિઓ તો અપરિમિત છે છતાં પણ તારી જિજ્ઞાસા તૃપ્ત કરવા હું તને સંક્ષેપમાં કહું છું જીવને કાંઈ ભાન થવા અને એ ભાન દ્વારા સકલ જગત વાસુદેવમય છે એવું જ્ઞાન એને પ્રાપ્ત થવા તેમજ સમભાવ ધારણ કરવા ભગવાન પોતાના વિભૂતિમત્ સત્વો શ્લોક ૨૦થી ૩૯ સુધીમાં બતાવે છે. સાથે સાથે એવું પણ જણાવે છે જ્યાં જ્યાં કાંઈ પણ શ્રી, કીર્તિ, પુષ્ટિ અને અને ઉર્જસ્વિતા જણાય છે ત્યાં ત્યાં મારો વૈભવ વિશેષ પ્રમાણમાં છે એમ

જાણવું. વળી પાછું જણાવે છે કે બહુ જાણવાથી વિશેષ લાભ તને શું પ્રાપ્ત થઈ શકે તેમ છે. માત્ર તું એટલું માની લે કે સર્વ બ્રહ્માંડને એક અંશથી વ્યાપીને હું રહેલો છું. ચર અથવા અચર કોઈ પણ પદાર્થ મારા વિના બની શકતો નથી. જ્યાં જ્યાં તું જે જે જુએ ત્યાં ત્યાં હું શુભભાવે અંશરૂપે રહેલો છું. આટલું જ્ઞાન જો કોઈ પણ જીવને પ્રાપ્ત થાય તો તે ભગવદ્‌માહાત્મ્ય યથાર્થ સમજી શકે છે. તેમાં તે પોતાનો ભજનિક ભાવ જોડે તો તેને ભગવદ્દર્શન સુલભ થાય છે.

अ ह मा त्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥२०॥

શબ્દાર્થ–अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) आत्मा–આત્મા (નામ, પ્ર. એ. વ. પુ. आत्मन्) गुडाकेश–અર્જુન (સંબોધન) सर्वभूताशयस्थितः–સર્વ ભૂતોના અંતઃકરણમાં સ્થિત થયેલા (વિશેષણ, વિ. अहम्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) आदिः–આદિ, ઉત્પત્તિ (નામ, પ્ર. એ. વ. પુ.) च–અને (અવ્યય) मध्यम्–મધ્ય (પોષક વિભાવ) (નામ, પ્ર. એ. વ. નપું.) च–અને (અવ્યય) भूतानाम्–પ્રાણીઓનું (નામ. ષ. બ. વ. નપું.) अन्तः–અંત (નામ, પ્ર. એ. વ પુ. अन्त) एव, च–અને, વળી, માત્ર (અવ્યય).

ભાવાર્થ–હે અર્જુન ! હું સર્વભૂતોના હૃદયમાં સ્થિત થયેલા સર્વભૂતોનો આત્મા છું. તેમ જ હું ભૂતોનો ઉત્પત્તિવિભાવ, પોષકવિભાવ અને લયવિભાવ છું. (૨૦)

आदित्यानामहं विष्णुर् ज्योतिषां रविरंशुमान् ।
म री चि र्म रु ता म स्मि नक्षत्राणामहं शशी ॥२१॥

શબ્દાર્થ–आदित्यानाम्–આદિત્યોમાં (નામ, ષ. બ. વ. પુ. आदित्य) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ., अस्मत्) विष्णुः–વિષ્ણુ (વામન) (નામ, પ્ર. એ. વ. પુ.) ज्योतिषाम्–જ્યોતિઓના (નામ, સ. બ. વ. સ્ત્રી.) रविः–રવિ (નામ, પ્ર. એ. વ. પુ.) अंशुमान्–કિરણોવાળો (વિશેષણ, વિ. रविः) मरीचिः–મરીચિ,

(વાયુદેવતા) (નામ, પ્ર. એ. વ. પુ. मरीचि) मरुताम्-વાયુઓમાં (નામ, ષ. બ. વ. પુ मरुत्) अस्मि-હું છુ (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) नक्षत्राणाम्-નક્ષત્રોમા (નામ, ષ. બ. વ. પુ. नक्षत्र) अहम्-હુ (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) शशी-ચન્દ્ર (નામ, પ્ર એ. વ. પુ. शशिन्).

ભાવાર્થ-હું અદિતિના બાર પુત્રોમાં વિષ્ણુ (વામન); જ્યોતિઓમાં કિરણોવાળો સૂર્ય, વાયુઓમા મરીચિ અને નક્ષત્રોમાં (નક્ષત્રોમાં અધિપતિ) ચન્દ્ર છુ. (૨૧)

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥

શબ્દાર્થ-वेदानाम्-વેદોનો (નામ, ષ. બ વ પુ वेद) सामवेदः-સામવેદ (નામ, પ્ર એ વ. પુ) अस्मि-હું છુ (ક્રિ. વ કા ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) देवानाम्-દેવોનો (નામ, ષ. બ. વ. પુ. देव) अस्मि-હું છું (ક્રિ વ. કા. ૧ પુ એ. વ अस् ૨ ગણ, પરસ્મૈ૦) वासवः-ઇન્દ્ર (નામ, પ્ર. એ. વ. પુ. वासव) इन्द्रियाणाम्-ઇન્દ્રિયોનુ (નામ, ષ બ. વ. નપું.) मनः-મન (નામ, પ્ર. એ. વ. નપુ. मनस्) च-અને (અવ્યય) अस्मि-હું છુ (ક્રિ. વ. કા. ૧ પુ એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) चेतना-ચૈતન્યશક્તિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી चेतना).

ભાવાર્થ-વેદોમાં સામવેદ, દેવોમાં ઈન્દ્ર, ઇન્દ્રિયોમાં મન અને ભૂતપ્રાણીઓમાં ચૈતન્ય (જ્ઞાનશક્તિ) હું છું (૨૨)

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

શબ્દાર્થ-रुद्राणाम्-રુદ્રોનો (નામ, ષ. બ. વ. પુ. रुद्र) शङ्करः-શંકર (નામ, પ્ર. એ. વ પુ.) च-અને (અવ્યય) अस्मि-હું છુ (ક્રિ. વ. કા. ૧ પુ. એ વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) वित्तेशः-વિત્તેશ, કુબેર (નામ, પ્ર. એ. વ. પુ) यक्षरक्षसाम्-યક્ષ અને રાક્ષસોનો (નામ, ષ. બ વ. નપું) वसूनाम्-વસુઓનો (નામ, ષ. બ. વ. પુ वसु) पावकः-અગ્નિ (નામ, પ્ર. એ. વ. પુ पावक) च-અને

(અવ્યય) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) मेरुः–મેરૂ પર્વત (નામ, પ્ર. એ. વ. પુ.) शिखरिणाम्–પર્વતોના (નામ, ૬. બ. વ. પુ.) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्).

ભાવાર્થ–રુદ્રોમાં શંકર, યક્ષ અને રાક્ષસોમાં કુબેર, વસુઓમાં અગ્નિ અને પર્વતોમાં મેરૂ હું છું. (૨૩)

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥२४॥

શબ્દાર્થ–पुरोधसाम्–પુરોહિતોનો (નામ, ૬. બ. વ. પુ. पुरोधस्) च–અને (અવ્યય) मुख्यम्–મુખ્ય (વિશેષણ, વિ. माम्) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) विद्धि–જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) पार्थ–અર્જુન (સંબોધન) बृहस्पतिम्–બૃહસ્પતિને (નામ, દ્વિ. એ. વ. પુ. बृहस्पति) सेनानीनाम्–સેનાપતિઓનો (નામ, ૬. બ. વ. પુ. सेनानी) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) स्कन्दः–કાર્તિક સ્વામી (નામ, પ્ર. એ. વ. પુ. स्कन्द) सरसाम्–જળાશયોમાં–નો (નામ, ૬. બ. નપું. सरस्) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) सागरः–સાગર (નામ, પ્ર. એ. વ. પુ.).

ભાવાર્થ–હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ મને જાણ, સેનાપતિઓમાં મને સ્કન્દ ( કાર્તિક સ્વામી ) જાણ, જળાશયોમાં મને સાગર જાણ. (૨૪)

महर्षिणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२३॥

શબ્દાર્થ–महर्षीणाम्–મહર્ષિઓનો (નામ, ૬. બ. વ. પુ. महर्षि) [illegible] ભૃગુ (નામ, પ્ર. એ. વ. પુ भृगु) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. પુ [illegible] गिराम्–વાણીઓનો (નામ, ૬. બ. વ. સ્ત્રી) अस्मि–હું છું (ક્રિ. [illegible] એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) एकमक्षरम्–એક અક્ષર (નામ, [illegible] यज्ञानाम्–યજ્ઞોનો (નામ, ૬ બ. વ. પુ) जपयज्ञः–જપથી કરે [illegible]

એ. વ પુ.) अस्मि–હું છું (ક્રિ વ કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) स्थावराणाम्–સ્થાવર ચીજોનો (નામ, ષ. બ. વ. પુ) हिमालयः–હિમાલય (નામ, પ્ર. એ. વ. પુ).

ભાવાર્થ–મહર્ષિઓમાં ભૃગુ, વાણીમાં એક અક્ષર ૐ, યજ્ઞોમાં જપ કરવાનો યજ્ઞ અને સ્થાવર વસ્તુઓમાં હિમાલય હું છું. (૨૫)

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानाम् कपिलो मुनिः ॥२६॥

શબ્દાર્થ–अश्वत्थः–પીપળો (નામ, પ્ર એ. વ. પુ) सर्ववृक्षाणाम्–બધા ઝાડોનો (નામ, ષ બ. વ. પુ) देवर्षीणाम्–દેવર્ષિઓનો (નામ, ષ. બ. વ. પુ. देवर्षि) च–અને (અવ્યય) नारदः–નારદ (નામ, પ્ર. એ. વ. પુ) गन्धर्वाणाम्–ગંધર્વોનો (નામ, ષ. બ વ પુ.) चित्ररथः–ચિત્રરથ (નામ, પ્ર એ. વ. પુ) सिद्धानाम्–સિદ્ધ પુરુષોનો (નામ, ષ બ વ. પુ सिद्ध) कपिलः–કપિલ (નામ, પ્ર. એ. વ. પુ.) मुनिः–મુનિ (નામ, પ્ર. એ. વ. પુ. मुनि)

ભાવાર્થ-સર્વવૃક્ષોમાં પીપળો, દેવર્ષિઓમાં નારદ, ગંધર્વોમાં ચિત્રરથ, સિદ્ધોમાં કપિલ મુનિ હું છું. (૨૬)

उच्चैश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७॥

શબ્દાર્થ-उच्चैश्रवसम्–ઘોડાનું નામ, ઈન્દ્રનો ઘોડો (નામ, દ્વિ એ. વ. પુ. उच्चैः श्रवस्) अश्वानाम्–ઘોડાઓ, ઘોડાનો (નામ, ષ બ. વ. પુ) विद्धि–જાણ (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ એ વ विद् ૨ ગણ) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) अमृतोद्भवम्–અમૃત મન્થન વખતે ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. उच्चैः श्रवसम्) ऐरावतम्–હાથીનું નામ (નામ, (દ્વિ. એ. વ પુ) गजेन्द्राणाम्–હાથીઓમાં (નામ, ષ બ. વ પુ. गजेन्द्र) नराणाम्–માણસોનો (નામ, ષ બ. વ પુ. नर) च–અને (અવ્યય) नराधिपम्–રાજા (નામ, દ્વિ. એ. વ. પુ. नराधिप).

ભાવાર્થ–ઘોડામાં ઉચ્ચૈશ્રવસ્, અમૃતમાંથી ઉત્પન્ન થયેલો,

હાથીઓમાં મને ઐરાવત, મનુષ્યોમાં રાજા મને જાણ. (૨૭)

आयुधानामहं वज्रम् धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥

શબ્દાર્થ–आयुधानाम्–આયુધોનો, શસ્ત્રોનો (નામ, ષ. બ. વ. પુ. आयुध) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) वज्रम्–વજ્ર (નામ, પ્ર. એ. વ. નપું.) धेनूनाम्–ગાયોનો (નામ, ષ બ. વ. સ્ત્રી. धेनु) अस्मि–છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦)·कामधुक्–કામધેનુ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. कामधुक्) प्रजनः–સંતાનની ઉત્પત્તિના કારણરૂપ (નામ, પ્ર. એ. વ. પુ. प्रजन) च–અને (અવ્યય) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ) वासुकिः–વાસુકિ (નામ, પ્ર. એ. વ. પુ. वासुकि).

ભાવાર્થ–આયુધોમાં વજ્ર, ગાયોમાં કામધેનુ, સંતાનની ઉત્પત્તિમાં હેતુરૂપ કામદેવ, સર્પોમાં વાસુકિ હું છું. (૨૮)

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥

શબ્દાર્થ-अनन्तः–અનંત (નામ, પ્ર. એ. વ. પુ. अनन्त) च–અને (અવ્યય), अस्मि–હું (ક્રિ. વ કા. ૧ પુ. એ. વ. પુ. अस् ૨ ગણ) नागानाम्–નાગોનો (નામ, ષ. બ. વ. પુ.) वरुणः–વરુણ (નામ, પ્ર. એ. વ. પુ. वरुण) यादसाम्–જળમાં રહેનારાઓનો (નામ, પ્ર. બ. વ. પુ. यादस्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) पितॄणाम्–પિતૃઓનો (નામ, ષ. બ. વ. પુ. पितृ) अर्यमा–પિતૃદેવ (નામ, પ્ર. એ. વ. પુ. अर्यमन्) च–અને (અવ્યય) अस्मि–હું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ) यमः–યમ (નામ, પ્ર. એ. વ. પુ) संयमताम्–સંયમ કરનારાઓનો (નામ, ષ. બ. વ संयमत्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्).

ભાવાર્થ–નાગોમાં અનંત, જળમાં રહેનારાઓમાં વરુણ, પિતૃઓમાં અર્યમા અને સંયમ કરનારાઓમાં યમ હું છું. (૨૯)

महादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

શબ્દાર્થ–**प्रह्लादः**–પ્રહ્લાદ (નામ, પ્ર. એ. વ. પુ.) **च**–અને (અવ્યય) **अस्मि**–(ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) **दैत्यानाम्**–દૈત્યોના (નામ, બ. વ. પુ. दैत्य) **कालः**–કાલ, ક્ષણ, ઘડી, દિવસ, પક્ષ, માસ, વર્ષ ઈ.માં જે ભાવ છે તે હું છું (નામ, પ્ર. એ. વ. પુ. काल) **कलयताम्**–કલન કરનારાનો, સંખ્યાની ગણના કરનારાઓનો (નામ, ૫ બ. વ પુ વ કૃ. कलयत्) **अहम्**–હું (સર્વનામ, પ્ર એ. વ. अस्मत्) **मृगाणाम्**–પશુઓના (નામ, ૫. બ. પુ. मृग) **च**–અને (અવ્યય) **मृगेन्द्रः**–સિંહ (નામ, પ્ર. એ. વ. પુ) **अहम्**–(સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) **वैनतेय**–ગરુડ (નામ, પ્ર. એ. વ) **च**–અને (અવ્યય) **पक्षिणाम्**–પક્ષીઓનો (નામ, ૫. બ વ પુ. पक्षिन्).

ભાવાર્થ–હું દૈત્યોમાં પ્રહ્લાદ અને સંખ્યાની ગણના કરનારાઓમાં કાલ, પશુઓમાં સિંહ અને પક્ષીઓમાં ગરુડ છું. (૩૦)

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥

શબ્દાર્થ–**पवनः**–પવન (નામ, પ્ર એ. વ. પુ. पवन) **पवताम्**–પાવન કરનારાઓમાં (નામ, ૫. બ. વ. પુ पवत्) **अस्मि**–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ વ. अस् ૨ ગણ) **रामः**–રામ (નામ, પ્ર. એ. વ. પુ.) **शस्त्रभृताम्**–શસ્ત્રો ધારણ કરનારાઓમાં (નામ, ૫. બ. વ. પુ. शस्त्रभृत्) **अहम्**–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) **झषाणाम्**–માછલીઓમાં (નામ, ૫. બ. વ. પુ.) **मकरः**–મગર (નામ, પ્ર. એ. વ. પુ. मकर) **अस्मि**–છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) **स्रोतसाम्**–જળના પ્રવાહોમાં (નામ, ૫. બ. વ. નપું. स्रोतस्) **अस्मि**–છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ) **जाह्नवी**–ગંગા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.).

ભાવાર્થ–પવિત્ર કરનારાઓમાં હું પવન, શસ્ત્ર ધારણ કરનારાઓમાં

હું રામ, માછલાંઓમાં હું મગર, ઝરણાંઓમાં હું ગંગા છું. (૩૧)

सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥

શબ્દાર્થ-**सर्गाणाम्**-સૃષ્ટિઓનો (નામ, ષ. બ. વ. પુ.) **आदिः**-પ્રારંભ (નામ, પ્ર. એ. વ. પુ.) **अन्तः**-અંત (નામ, પ્ર. એ. વ. પુ.) **च**-અને (અવ્યય) **मध्यम्**-મધ્ય (નામ, પ્ર. એ. વ. નપું.) **च, एव**-અને, જ, માત્ર (અવ્યય) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) **अर्जुन**-અર્જુન (સંબોધન) **अध्यात्मविद्या**-બ્રહ્મવિદ્યા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. अध्यात्मविद्या) **विद्यानाम्**-વિદ્યાઓમાં (નામ, ષ. બ. વ. સ્ત્રી. विद्या) **वादः**-વાદ, તત્ત્વ, નિર્ણય કરવાને કરેલી તકરાર (નામ, પ્ર. એ. વ. પુ. वाद) **प्रवदताम्**-અરસપરસ વિવાદવાળાઓનો (વ. કૃ. નામ, ષ. બ. વ.) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्).

ભાવાર્થ-હે અર્જુન ! સૃષ્ટિઓનો આદિ, મધ્ય અને અંત પણ હું જ છું. વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા, વિવાદ કરનારાઓમાં વાદરૂપ પણ હું જ છું. (૩૨)

अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखम् ॥३३॥

શબ્દાર્થ-**अक्षराणाम्**-અક્ષરોમાં (નામ, ષ. બ. વ. નપું. अक्षर) **अकारः**-(નામ, પ્ર. એ. વ. પુ. अकार) **अस्मि**-હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) **द्वन्द्वः**-દ્વન્દ્વ (નામ, પ્ર. એ. વ. પુ. द्वन्द्व) **सामासिकस्य**-સમાસોનો (નામ, ષ. બ. વ. પુ.) **च**-અને (અવ્યય) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) **एव**-જ, માત્ર (અવ્યય) **अक्षयः**-અક્ષય, નહિ નાશ પામે એવું (વિશેષણ, વિ. कालः) **कालः**-કાલ, મહાકાલ (કાલાધિપતિ) (નામ, પ્ર. એ. વ. પુ. काल) **धाता**-પોષણ કરનાર (નામ, પ્ર. એ. વ. પુ. धातृ) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) **विश्वतोमुखः**-વિરાટ સ્વરૂપ, બધી બાજુએ મુખવાળો (નામ, પ્ર. એ. વ. પુ. विश्वतोमुख).

ભાવાર્થ-અક્ષરોમાં હું મૂળાક્ષર અકાર છું, સમાસોમાં દ્વન્દ્વ સમાસ, તેમજ નહિ નાશ પામે એવો કાલાધિપતિ અને સમસ્ત વિશ્વમાં મુખ છે જેનું એવો ધાતા હું છું. (૩૩)

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥

શબ્દાર્થ-मृत्युः-મૃત્યુ (નામ, પ્ર. એ. વ. પુ. मृत्यु) सर्वहरः-સર્વનો નાશ કરવાવાળો (વિશેષણ, વિ. मृत्युः) च-અને (અવ્યય) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) उद्भवः-ઉત્પત્તિનું કારણ (નામ, પ્ર. એ. વ. પુ. उद्भव) च-અને (અવ્યય) भविष्यताम्-થનારાઓનો (નામ, ષ. બ. વ. વ. કૃ. भविष्यत्) कीर्तिः-કીર્તિ (નામ, પ્ર. એ. વ. સ્રી. कीर्ति) श्रीः-શ્રી (નામ, પ્ર. એ. વ. સ્રી. श्री) वाक्-વાણી (નામ, પ્ર. એ. વ. સ્રી. वाच्) च-અને (અવ્યય) नारीणाम्-નારીઓનો (નામ, ષ. બ. વ. સ્રી. नारी) स्मृतिः-સ્મૃતિ, યાદદાસ્ત (નામ, પ્ર. એ. વ. સ્રી. स्मृति) मेधा-મેધા, બુદ્ધિ (નામ, પ્ર. એ. વ સ્રી. मेधा) धृतिः-ધારણા, ધૈર્ય (નામ, પ્ર. એ. વ. સ્રી. धृति) क्षमा-ક્ષમા (નામ, પ્ર. એ. વ. સ્રી. क्षमा).

ભાવાર્થ-હું સર્વનો નાશ કરનાર મૃત્યુ, ભવિષ્યમાં થનારાઓની ઉત્પત્તિનું કારણ, સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા છું. (૩૪)

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहं ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥

શબ્દાર્થ-बृहत्सामः-બ્રહત્સામ (નામ, પ્ર. એ. વ. નપું.) तथा-અને (અવ્યય) साम्नाम्-ગેય શ્રુતિઓમાં (નામ, ષ. બ. વ. નપું.) गायत्री-ગાયત્રી છંદનું નામ (નામ, પ્ર. એ. વ. સ્રી. गायत्री) छन्दसाम्-છંદોની (નામ, ષ. બ. વ. નપું. छन्दस्) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) मासानाम्-મહિનાઓનો (નામ, ષ. બ. વ. પુ. मास) मार्गशीर्षः-માગશર (નામ, પ્ર. એ. વ. પુ. मार्गशीर्ष) अहम्-હું (સર્વનામ પ્ર. એ. વ. अस्मत्) ऋतूनाम्-ઋતુઓનો (નામ,

૫. બ. વ. ऋतु) कुसुमाकरः– વસંત ઋતુ (નામ, પ્ર. એ. વ. પુ. कुसुमाकर)

ભાવાર્થ–અને વળી હું ગેય શ્રુતિઓમાં બૃહત્સામ, છંદોમાં ગાયત્રી, મહિનાઓમાં માર્ગશીર્ષ, ઋતુઓમાં વસંતઋતુ છું. (૩૫)

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६॥

શબ્દાર્થ–द्यूतम्–દ્યૂત (નામ, પ્ર. એ. વ. નપું. द्यूत) छलयताम्–છલ કરનારાઓમાં (નામ, પ્ર. બ. વ. પુ. छलयत्) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) तेजः–પ્રભાવ (નામ, એ. વ. નપું. तेजस्) तेजस्विनाम्–તેજસ્વીઓનું (નામ, ષ. એ. વ. પુ. तेजस्विन्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) जयः–જય (નામ, પ્ર. એ. વ. પુ. जय) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) व्यवसायः–વ્યવસાય નિશ્ચય (નામ, પ્ર. એ વ. પુ. व्यवसाय) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) सत्त्वम्–સત્ત્વ (નામ, પ્ર એ. વ. નપું. सत्त्व) सत्त्ववताम्–સાત્વિક પુરુષોનો (નામ, ષ. એ. વ. પુ. सत्त्ववत्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्).

ભાવાર્થ–હું છળ કરવાવાળાઓમાં છળરૂપ, પ્રભાવશાળીઓમાં પ્રભાવરૂપ, જય તેમજ નિશ્ચય અને સાત્વિક પુરુષોમાં સત્ત્વરૂપ હું છું. (૩૬)

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनञ्जयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशनाकविः ॥३७॥

શબ્દાર્થ–वृष्णीनाम्–યાદવોના વંશમાં, અંતર્ગત વંશોના (નામ, ષ. બ. વ. પુ. वृष्णी) वासुदेवः–કૃષ્ણ, વાસુદેવ (નામ. પ્ર. એ. વ. પુ. वासुदेव) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ એ. વ. अस् ૨ ગણ) पाण्डवानाम्–પાંડવોનો (નામ, ષ. બ. વ. પુ पाण्डव) धनञ्जय–ધનંજય, અર્જુન (નામ, પ્ર. એ. વ. પુ.) मुनीनाम्–મુનિઓમાં (નામ, ષ બ વ. પુ. मुनि) अपि–પણ, તથા (અવ્યય)

अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) व्यासः–વ્યાસ (નામ, પ્ર એ. વ. પુ. व्यास) कवीनाम्–કવિઓમાં (નામ, ષ. બ. વ. પુ कवि) उशना–નામ છે (નામ, પ્ર. એ. વ. પુ.) कविः–કવિ (નામ, પ્ર. એ. વ. પુ. कवि).

ભાવાર્થ–વૃષ્ણીઓમાં વાસુદેવ, પાંડવોમાં ધનંજય, મુનિઓમાં વ્યાસ, કવિઓમાં ઉશના (શુક્ર) કવિ હું છું. (૩૭)

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीपताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

શબ્દાર્થ–दण्डः–દંડ, દમન કરવાની શક્તિ (નામ, પ્ર. એ. વ. પુ.) दमयताम्–દમન કરવાવાળાઓનુ (નામ, ષ બ. વ પુ. दमयत्) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ अस् ૨ ગણ, પરસ્મૈ૦) नीतिः–નીતિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. नीति) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ) जिगीपताम्–જીતવાની ઇચ્છાવાળાઓની (વ. કૃ. નામ, ષ. બ વ. પુ) मौनम्–મૌન (નામ, પ્ર એ. વ. નપું. मौन) च, एव–અને, વળી (અવ્યય) अस्मि–હું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) गुह्यानाम्–ગુપ્ત રાખવા યોગ્ય ભાવોનું (નામ, ષ. બ. વ. નપું. गुह्य) ज्ञानम्–જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. ज्ञान) ज्ञानवताम्–જ્ઞાનવાળાઓનુ (નામ, ષ. બ. પુ. ज्ञानवत्) ज्ञानम्–જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. ज्ञान) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ अस्मत्).

ભાવાર્થ– દમન કરવાવાળાઓનો દંડ, જીતવાવાળાઓની નીતિ, ગુપ્ત રાખવા યોગ્ય ભાવોનું મૌન, જ્ઞાનવાનોનું જ્ઞાન હું જ છું. (૩૮)

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान् मया भूतं चराचरम् ॥३९॥

શબ્દાર્થ–यत्–જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) च, अपि–અને, પણ (અવ્યય) सर्वभूतानाम्–સર્વપ્રાણીઓનું (નામ, ષ. બ. વ. નપું.) बीजम्–બીજ (નામ, પ્ર. એ. વ. નપું. बीज) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) अहम्–હું (સર્વનામ, પ્ર એ. વ. अस्मत्) अर्जुन–અર્જુન (સંબોધન) न–નહિ (અવ્યય)

**तत्**-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપુ.) **अस्ति**-છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) **विना**-વિના (અવ્યય) **यत्**-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **स्यात्**-હોય (ક્રિ. વિધ્યર્થ, ૩ પુ એ. વ. अस् ૨ ગણ) **मया**-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) **भूतम्**-પ્રાણી (નામ, પ્ર. એ. વ. નપું.) **चराचरम्**-ચર અને અચર, જડ અને ચેતન્ય (વિશેષણ, વિ. भूतम्).

ભાવાર્થ- અને હે અર્જુન ! જે સર્વભૂતોનું બીજરૂપ તે પણ હું છું; જે ચરાચર ભૂત છે તે (કંઈપણ) મારા વિના નથી. (૩૯)

नान्तोऽस्ति मम दिव्यानां विभूतिनां परन्तप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥

શબ્દાર્થ-**न**-નહિ (અવ્યય) **अन्तः**-અંત (નામ, પ્ર. એ. વ. પુ.) **अस्ति**-છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) **मम**-મારી (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) **दिव्यानाम्**-દિવ્ય (વિશેષણ, વિ. विभूतिनाम्) **विभूतिनाम्**-વિભૂતિઓનો (નામ, ષ. બ વ. સ્ત્રી. विभूति) **परन्तप**-શત્રુતાપન (સંબોધન) **एषः**-તે (સર્વનામ, પ્ર એ વ પુ. एतद्) **तु**-તો પણ (અવ્યય) **उद्देशतः**-ઉદ્દેશથી, સંક્ષેપથી (નામ, પં. એ. વ.) **प्रोक्तः**-કહેવાયું (કૃ. વિશેષણ, વિ. विस्तरः) **विभुतेः**-વિભૂતિનું (નામ, ષ. એ. વ. સ્ત્રી. विभृति) **विस्तरः**-વિસ્તાર (નામ, પ્ર. એ. વ. પુ. विस्तर) **मया**-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ अस्मत्) .

ભાવાર્થ- હે પરંતપ ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. આ તો મારા વડે વિભૂતિનો વિસ્તાર સંક્ષેપથી કહેવાયો છે. (૪૦)

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥

શબ્દાર્થ-**यत् यत्**-જે જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **विभूतिमत्**-ઐશ્વર્યયુક્ત વિભાવવાળું (વિશેષણ, વિ सत्त्वम्) **श्रीमत्**-કાન્તિયુક્ત (વિશેષણ, વિ. सत्त्वम्) **ऊर्जितम्**-શક્તિવાળું (વિશેષણ, વિ. सत्त्वम्) **एव, वा**-માત્ર, અથવા

(અવ્યય) तत् तत्–તે તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) एव–જ (અવ્યય) अवगच्छ–જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ એ. વ. अव+गम् ૧ ગણ, પરસ્મૈ૦) त्वम्–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मद्) मम–મારું (સર્વનામ, ષ. એ. વ. युष्मत्–तेजोंऽशसंभवम्–તેજના અંશથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. तत् तत्).

ભાવાર્થ– જે જે વિભૂતિયુક્ત, કાન્તિયુક્ત અને શકિતમત્ વસ્તુ છે તે તે મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલી તું જાણ. (૪૧)

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टाभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितोजगत् ॥४२॥

શબ્દાર્થ–अथवा–અથવા (અવ્યય) बहुना–બહુથી, બહુ પ્રકારથી (વિશેષણ, વિ. एतेन) एतेन–એનાથી (સર્વનામ, તૃ. એ. વ. નપું. एतद्) किम्–શું (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) ज्ञातेन–જાણ્યાથી (ભૂ. કૃ. વિશેષણ, વિ. एतेन) तव–તારું, તારા (સર્વનામ, ષ. એ. વ. युष्मत्) अर्जुन–અર્જુન (સંબોધન) विष्टभ्य–ધરીને, રોકીને, ધારણ કરીને (વિધેય કૃદન્ત वि+स्तम्भ् ૯ ગણ) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) इदम्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) कृत्स्नम्–અખિલ (વિશેષણ, વિ. जगत्) एकअंशेन–એક અંશથી (નામ, તૃ. એ. વ. પુ. एकअंश) स्थितः–રહેલો (વિશેષણ, વિ. अहम्) जगत्–જગતને (નામ, દ્વિ. એ. વ. નપું. जगत्).

ભાવાર્થ– અથવા હે અર્જુન ! તારા આ બહુ જાણ્યાથી શું ? હું આ સમસ્ત જગત્ એક અંશ માત્રથી ધારણ કરીને રહેલો છું. (૪૨)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥१०॥

卐

# अध्याय ११–विश्वरूपदर्शन

अर्जुन उवाच ।

> मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
> यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥

શબ્દાર્થ–**मदनुग्रहाय**–મારા ઉપર અનુગ્રહ કરવાને માટે (નામ, ચ. એ. વ. પુ) **परमम्**–પરમ (વિશેષણ, વિ. वचः) **गुह्यम्**–ગૂઢ, ગોપનીય, રક્ષણીય (વિશેષણ, વિ. वचः વિધેય કર્મ કૃ) **अध्यात्मसंज्ञितम्**–અધ્યાત્મવિષયક (વિશેષણ, વિ. वचः) **यत्**–જે (સર્વનામ, પ્ર એ. વ નપુ) **त्वया**–તારાથી (સર્વનામ, તૃ એ. વ. युष्मत्) **उक्तम्**–કહેવાયેલું (ભૂ કૃ વિશેષણ, વિ वचः) **वचः**–વચન (નામ, પ્ર. એ. વ. નપું.) **तेन**–તેના વડે (સર્વનામ, તૃ એ. વ. નપુ) **मोहः**–મોહ, અજ્ઞાન (નામ, પ્ર. એ. વ પુ **मोह**) **अयम्**–આ (સર્વનામ, પ્ર એ વ પુ. **इदम्**) **विगतः**–નાશ પામ્યો (ભૂ. કૃ વિશેષણ વિ **मोहः**) **मम**–મારો (સર્વનામ, ષ એ. વ. **अस्मत्**)

ભાવાર્થ–મારા ઉપર અનુગ્રહ કરવાને માટે પરમ ગોપનીય અધ્યાત્મના નામથી ઓળખાતું જે વચન તારા વડે કહેવાયેલું તેનાથી મારો આ મોહ નાશ પામ્યો છે. (૧)

વિવેચન–શ્લોક ૧–૨. જીવ ઉપર ભગવત્કૃપા હોય તો જ તે જગતના પદાર્થોને અને તેમાં ચાલતી યૌગિક ક્રિયાઓ અને તેમાં રહેલું આત્મજ્ઞાન અને ભગવત્ માહાત્મ્ય યથાર્થ રીતે સમજી શકે છે. આ સમજ પ્રાપ્ત થતાં જીવનો વિકાસ થાય છે અને તે બ્રહ્મભાવને પ્રાપ્ત કરી શકે છે.

ત્યારપછી તેને કોઈ પણ જાતના લૌકિક પ્રપંચ પર મોહ રહેતો નથી. માત્ર ભગવત્ સંતોષને માટે જ તેનું જીવન બની રહે છે. જો કે તેની જીવન વ્યવહારની ક્રિયા સામાન્ય લોક જેવી જ હોય છે છતાં એનો જીવન વ્યવહાર વિશિષ્ટ પ્રકારનો હોય છે.

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥

**શબ્દાર્થ**–**भवाप्ययौ**–ઉત્પત્તિ અને નાશ (નામ, પ્ર. દ્વિ. વં. भव, अप्यय દ્વન્દ્વ) **हि**–ચોક્કસ (અવ્યય) **भूतानाम्**–પ્રાણીઓના (નામ, ષ. બ. વ નપું. भूत) **श्रुतौ**–સાંભળ્યાં (ભૂ કૃ. વિશેષણ, વિ. भवाप्ययौ) **विस्तरशः**–વિસ્તારથી, વિસ્તાર પૂર્વક (અવ્યય) **मया**–મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) **त्वत्तः**–તારાથી, તારી પાસેથી (સર્વનામ, પં. એ. વ.) **कमलपत्राक्ष**–કમળના પાન જેવી આંખ છે જેની (સંબોધન) **माहात्म्यम्**–માહાત્મ્ય (નામ, પ્ર એ. વ. નપું. माहात्म्य) **अपि, च**–પણ, અને (અવ્યય) **अव्ययम्**–અવિનાશી (વિશેષણ, વિ. माहात्म्यम्)

**ભાવાર્થ**–ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય તારી પાસેથી હે કમલપત્રાક્ષ! મારા વડે વિસ્તારપૂર્વક સાંભળયા; તેમ જ તારૂ અવિનાશી માહાત્મ્ય પણ સાંભળ્યું. (૨)

एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥

**શબ્દાર્થ**–**एवम्**–એ પ્રમાણે જ (અવ્યય) **एतद्**–આ, એ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું) **यथा**–જેવી રીતે (અવ્યય) **आत्थ**–કહે છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. ૨ ગણ, પરસ્મૈ૦) **त्वम्**–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) **आत्मानम्**–આત્માને, પોતાને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) **परमेश्वर**–પરમેશ્વર (સંબોધન) **द्रष्टुम्**–જોવાને (હેત્વર્થ કૃદંત) **इच्छामि**–હું ઇચ્છા રાખું છુ (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. इष् (इच्छ्) ૧ ગણ, પરસ્મૈ૦) **ते**–તારુ (સર્વનામ, ષ. એ વ. युष्मत्) **रूपम्**–સ્વરૂપને (નામ, દ્વિ એ વ. નપું.) **ऐश्वरम्**–ઇશ્વરભાવવાળું

(વિશેષણ, વિ रूपम्) पुरुषोत्तम–હે પુરુષોત્તમ (સંબોધન).

ભાવાર્થ-હે પરમેશ્વર ! તું તારા રૂપને જેવી રીતે કહે છે તે તેવું જ છે. હે પુરુષોત્તમ ! તારા ઇશ્વરભાવવાળા રૂપને હું જોવા ઇચ્છું છું. (૩)

વિવેચન-ભગવાનને યથાર્થ સમજવાની ઇચ્છાવાળો કોઈ પણ જીવ દશમ અધ્યાયમાં બતાવ્યા પ્રમાણે માત્ર શાબ્દિક માહાત્મ્યજ્ઞાનથી તૃપ્ત થતો નથી તેને તો દર્શનની પણ અભિલાષા રહે છે. તેવા જ કારણે અર્જુન અહીં ભગવાનને પોતે કહેલા માહાત્મ્યવાળું સ્વરૂપ બતાવવા વિજ્ઞાપના કરે છે.

मन्यसे यदि तच्छक्यं मयाद्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥

શબ્દાર્થ-मन्यसे-માને છે, તું માને (ક્રિ. વ કા. ર પુ એ. વ. मन् ૪ ગણ, આત્મને૦) यदि-જો (અવ્યય) तत्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપુ.) शक्यम्-શક્ય (વિધેય કર્મણિ કૃદંત, વિશેષણ, વિ तत्) मया-મારા વડે (સર્વનામ, તૃ એ વ. अस्मत्) द्रष्टुम्-જોવાને (હેત્વર્થ કૃદંત) इति-એ પ્રમાણે (અવ્યય) प्रभो-હે પ્રભુ (સંબોધન) योगेश्वर-હે યોગેશ્વર (સંબોધન) ततः-તેથી (અવ્યય) मे-મને (સર્વનામ, ચ. એ વ अस्मत्) त्वम्-તું (સર્વનામ, પ્ર એ. વ युष्मत्) दर्शय-દેખાડ (ક્રિ આજ્ઞાર્થ ર પુ એ. વ કારક दृश् ૧ ગણ, પરસ્મૈ૦) आत्मानम्-સ્વરૂપને (નામ, દ્વિ એ. વ પુ आत्मन्) अव्ययम्-અવિનાશી (વિશેષણ, વિ. आत्मानम्).

ભાવાર્થ-હે પ્રભો ! મારાથી જોઈ શકાય એવું રૂપ જો તું માને તો હે યોગેશ્વર ! તું મને હે અવિનાશી ! તારા પોતાના સ્વરૂપને દેખાડ. (૪)

વિવેચન-આ શ્લોકમાં અર્જુનની માગણી એવી છે કે તમારું સ્વરૂપ દર્શન મારાથી થઈ શકે તેમ હોય તો તમારા કહ્યા પ્રમાણે મને તમારું સ્વરૂપ બતાવો. (આ પ્રકાર તો અર્જુનનો દીનભાવ પ્રગટ કરે છે) ભગવાનના અનુગ્રહ વિના કોઈ પણ જીવને ભગવત્સ્વરૂપનું દર્શન થતું નથી. ભગવાન કોઈ ને કોઈ પ્રકારની મદદ આપે તો જ દર્શન થાય છે

श्रीभगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥

શબ્દાર્થ–पश्य–જો (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ એ વ. दृश् ૧ ગણ, પરસ્મૈ૦) मे–મારું (સર્વનામ, ૫. એ. વ. अस्मत्) पार्थ–હે અર્જુન (સંબોધન) रूपाणि–સ્વરૂપોને (નામ, દ્વિ. બ. વ નપું. रूप) शतशः–સો, સેંકડો (અવ્યય) अथ–હવે (અવ્યય) सहस्रशः– હજાર, હજારો (અવ્યય) नानाविधानि–જુદી જુદી જાતના (વિશેષણ, વિ. रूपाणि) दिव्यानि–દિવ્ય (વિશેષણ વિ. रूपाणि) नानावर्णाकृतीनि–જુદા જુદા રંગ અને આકૃતિવાળા. (વિશેષણ, વિ. रूपाणि) च–અને (અવ્યય).

ભાવાર્થ–હે પાર્થ ! મારાં સેંકડો, હજારો જુદા જુદા પ્રકારનાં અને ભિન્ન ભિન્ન રગ તથા આકૃતિવાળાં દિવ્ય રૂપોને હવે તું જો. (૫)

વિવેચન–શ્લોક ૫ થી ૮. ભગવાનનાં અગણિત રૂપો છે. એ બધાં રૂપો જોવાને આપણી આંખ કામ કરી શકતી નથી. એ માટે પ્રજ્ઞાચક્ષુની જરૂર છે. આ પ્રજ્ઞાચક્ષુ પ્રાપ્ત કરતાં પહેલાં જીવમાં કોઈક વિશેષ ધર્મ આવે છે. આ ધર્મ દ્વારા એનું અતકરણ નિર્દોષ અને ભાવપૂર્ણ બને છે આ ભાવપૂર્ણ ચક્ષુમાં ભગવાનનો નિવાસ થાય છે. જે સ્વરૂપ ઈષ્ટ હશે તે તેમાં જણાશે.

અર્જુનની અભિલાષા તો ભગવાનનાં સંપૂર્ણ માહાત્મ્યસૂચક રૂપો જોવાની છે. એ કારણે એની સ્થૂલ દષ્ટિમાં પણ ભગવાને એવી કોઈ વિલક્ષણ રચના કરી આપી અને તેમાં કોઈ એવું અલૌકિક સામર્થ્ય મૂક્યું કે જે દ્વારા અનેકાનેક સ્વરૂપોનો એણે અનુભવ કરી લીધો.

આ બધાં સ્વરૂપો વિશ્વમય પ્રભુના મહિમામાં જણાતાં અનેકાનેક ભાવોને પોષનારાં બન્યાં. તેથી અર્જુનની પરિસ્થિતિ કેવળ ભાવલીના ભક્ત જેવી બની ગઈ. એ એના શબ્દો દ્વારા આ અધ્યાયના અતભાગમાં સમજવામાં આવે છે. જેટલા જેટલા વ્યવહારમાં ઉપયોગી પ્રચલિત દેવો છે તેનું પણ દર્શન અહીં કરે છે.

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौमरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥

શબ્દાર્થ–पश्य–જો (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. दृश् (पश्य्) ૧ ગણ, પરસ્મૈ૦) आदित्यान्–આદિત્યોને (૧૨) ધાતા, મિત્ર, અર્યમા, રુદ્ર, વરુણ, સૂર્ય, ભગ, વિવસ્વાન, પૂષા, સવિતા, ત્વષ્ટા અને વિષ્ણુ (નામ, દ્વિ. બ. વ. પુ. आदित्य) वसून्–વસુઓને (૮) ધર, ધ્રુવ, સોમ, અહ (આપ) અનિલ, અનલ, પ્રત્યૂષ ને પ્રભાસ (નામ, દ્વિ. બ. વ. પુ. वसु) रुद्रान्–રુદ્રોને (૧૧) અજૈકપાત, અહિર્બુધ્ન, વિરૂપાક્ષ, સુરેશ્વર, જયન્ત, બહુરૂપ, ત્ર્યંબક, અપરાજીત, સાવિત્ર અને હર (નામ, દ્વિ બ. વ. પુ) अश्विनौ–અશ્વિનીકુમારો (૨) (દેવતાઓનો વૈદ્ય, સૂર્યની વડવાથી જેમની ઉત્પત્તિ થઈ છે) (નામ, દ્વિ દ્વિ વ. પુ) मरुतः–મરુતો (૪૯) (ઓગણપચાસ મરુતો, દિતિના પુત્રો (નામ, દ્વિ. વ. પુ. બ. मरुत्) तथा–અને (અવ્યય) बहूनि–ઘણાં (વિશેષણ, વિ. रूपाणि) अदृष्टपूर्वाणि–પહેલાં નહિ જોયેલા એવાં (વિશેષણ, વિ. रूपाणि) पश्य–જો (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ વ. दृश् (पश्य्) ૧ ગણ, પરસ્મૈ૦) आश्चर्याणि–આશ્ચર્ય ભરેલા, અચંબો ઉત્પન્ન કરે એવા (વિશેષણ, વિ. रूपाणि) भारत–અર્જુન ભરતવંશોત્પન્ન (સંબોધન).

ભાવાર્થ–હે ભારત ! બાર આદિત્યોને, આઠ વસુઓને, અગિયાર રુદ્રોને, બે અશ્વિનીકુમારોને, ઓગણપચાસ મરુતગણોને તેમજ ઘણાએ પહેલાં નહિ જોયેલાં એવાં અચંબો પમાડે એવાં રૂપોને જો .(૬)

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥

શબ્દાર્થ–इह–અહીં (અવ્યય) एकस्थम्–ભેગું રહેલું, એક જગાએ રહેલું (વિશેષણ, વિ जगत्) कृत्स्नम्–અખિલ (વિશેષણ, વિ. जगत्) जगत्–જગતને (નામ, દ્વિ. એ. વ. નપું. जगत्) पश्य–જો (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. दृश् ૧ ગણ, પરસ્મૈ૦) अद्य–આજે, હમણાં (અવ્યય) सचराचरम्–ચર અને અચર, જડ અને ચૈતન્ય (વિશેષણ, વિ. जगत्) मम–મારા (સર્વનામ, ૫. એ. વ. अस्मत्) देहे–દેહમાં (નામ, સ. એ. વ. પુ. देह) गुडाकेश–અર્જુન (સંબોધન) यत्–જે

(સર્વનામ, દ્વિ. એ. વ. નપું) च–અને (અવ્યય) अन्यत्–બીજું (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) द्रष्टुम्–જોવાને (હેત્વર્થ કૃદંત) इच्छसि–તું ઈચ્છે છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. इष् (इच्छ्) ૧ ગણ, પરસ્મૈ૦).

ભાવાર્થ–હે અર્જુન ! આજે હવે આ મારા દેહમાં એક જગાએ સ્થિત થયેલા ચર અને અચર સાથે સંપૂર્ણ જગતને અને જે કાંઈ બીજું જોવાની ઈચ્છા રાખે તે બધું જો (૭)

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

શબ્દાર્થ–न, तु–નહિ, તો પણ (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ વ. अस्मत्) शक्यसे–થઈ શકે છે, સમર્થ (ક્રિ. વ કા. ૨ પુ. એ. વ. शक् ૫ ગણ, આત્મને૦) द्रष्टुम्–જોવાને (હેત્વર્થ કૃદંત) अनेन–આના વડે (સર્વનામ, તૃ એ. વ इदम्) एव–જ (અવ્યય) स्वचक्षुषा–તારી પોતાની આંખે (નામ, તૃ. એ. વ. નપું स्वचक्षुष्) दिव्यम्–દિવ્ય (વિશેષણ, વિ चक्षुः) ददामि–આપું છું (ક્રિ. વ કા ૧ પુ એ વ दा ૩ ગણ, પરસ્મૈ૦) ते–તને (સર્વનામ, ચ. એ. વ. युष्मद्) चक्षुः–આંખ (નામ, દ્વિ એ. વ નપું.) पश्य–જો (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ એ. વ. दृश् ૧ ગણ) मे–મારા (સર્વનામ, ષ એ. વ. अस्मत्) योगम्–યોગને (નામ, દ્વિ. એ વ પુ योग) ऐश्वरम्–ઈશ્વરભાવવાળું (વિશેષણ, વિ. योगम्).

ભાવાર્થ–આ તારી પોતાની આંખથી જ મને જોવાને સમર્થ થવાશે નહિ. તને હું દિવ્ય ચક્ષુ આપું છું, મારા ઈશ્વરભાવવાળા યોગને જો (૮)

सञ्जय उवाच ।

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥

શબ્દાર્થ–एवम्–એ પ્રમાણે (અવ્યય) उक्त्वा–કહીને (વિધેય કૃદંત) ततः–તેથી, ત્યારપછી (અવ્યય) राजन्–હે રાજન્ (સંબોધન) महायोगेश्वरः–મહા-

યોગેશ્વર, (વિશેષણ, વિ. हरिः) हरिः-હરિ, સર્વ પાપોનો નાશ કરવાવાળો (નામ, પ્ર. એ. વ. પુ.) दर्शयामास-દેખાડ્યું (ક્રિ, પૂર્ણ ભૂ. કા. ૩ પુ. એ. વ. दृश् ૧ ગણ, પરસ્મૈ૦) पार्थाय-પાર્થને (નામ, ચ. એ. વ. પુ. पार्थ) परमम्-પરમ (વિશેષણ, વિ. रूपम्) रूपम्-સ્વરૂપને (નામ, દ્વિ. એ. વ. નપું. रूप) ऐश्वरम्-ઐશ્વરભાવવાળું (વિશેષણ, વિ. रूपम्)..

ભાવાર્થ-હે રાજન્! મહાયોગેશ્વર હરિએ એ પ્રમાણે કહીને ત્યારપછી પાર્થને પરમ ઐશ્વર્યયુક્ત રૂપને દેખાડ્યું. (૯)

વિવેચન-શ્લોક ૯ થી ૧૪. આ શ્લોકો સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યા છે. જે સ્વરૂપદર્શન અર્જુને કર્યું તેનું વર્ણન સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું. અહીં ભગવાનનું આશ્ચર્યમય દિવ્ય સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. આ સ્વરૂપ અર્જુને જોયું. અર્જુનને અધિક હર્ષ થયો અને ત્યારપછી પ્રભુના વિરાટ સ્વરૂપમાં કાંઈક કાંઈક વિશેષ જોવાની ઈચ્છા કરી, તે હવે પછીના શ્લોકોમાં આવે છે.

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥

શબ્દાર્થ-अनेकवक्त्रनयनम्-અનેક મુખ તથા નેત્રોથી યુક્ત (વિશેષણ, વિ. रूपम्; अनेकानि वक्त्राणि नयनानि च यस्य इति બહુવ્રીહિ) अनेक अद्भुतदर्शनम्-અનેક અદ્દ્ભુત દર્શનવાળું (વિશેષણ, વિ. रूपम्) अनेकदिव्याभरणम्-અનેક દિવ્ય આભરણવાળું (વિશેષણ, વિ. रूपम्; अनेकानि दिव्यानि आभराणि यस्य इति) दिव्यानेकोद्यतायुधम्-દિવ્ય અનેક શસ્ત્રોને ઉગામેલાં છે એવું (વિશેષણ, વિ. रूपम्; दिव्यानि अनेकानि उद्यतानि आयुधानि यस्य इति બહુવ્રીહિ).

ભાવાર્થ-અનેક મુખ અને નયનવાળું, અનેક અદ્દ્ભુત દર્શનવાળું, અનેક દિવ્ય આભરણવાળું, ઉગામેલા અનેક દિવ્ય શસ્ત્રોવાળું (૧૦)

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥११॥

**શબ્દાર્થ**-**दिव्यमाल्यांबरधरम्**-દિવ્ય માલા અને અંબર ધારણ કરનારને (વિશેષણ, વિ. **रूपम्** ; **दिव्यानि माल्यानि अम्बराणि धरति इति** ઉપપદ) **दिव्यगन्धानुलेपनम्**-દિવ્ય ગંધનું લેપવાળું (વિશેષણ, વિ. **रूपम्** ; **गंधस्य अनुलेपनं दिव्यं च गंधानुलेपनम् यस्मिन् इति** બહુ૦) **सर्वाश्चर्यमयम्**-સર્વ આશ્ચર્યવાળું (વિશેષણ, વિ. **रूपम्** ; **सर्वम् आश्चर्यम् यस्मिन् विद्यते** બહુ૦) **देवम्**-દેવને (નામ, દ્વિ. એ. વ. પુ. **देव**) **अनन्तम्**-અનંત (વિશેષણ, વિ. **देवम्**) **विश्वतोमुखम्**-બધા વિશ્વમાં મુખ છે જેનું (વિશેષણ, વિ. **देवम्** ; **विश्वतः मुखम् यस्य इति** બહુ૦)

**ભાવાર્થ**-દિવ્ય માલા તથા વસ્ત્ર ધારણ કરેલું, દિવ્ય ગંધનું લેપન કરેલું, સર્વ આશ્ચર્યથી ભરપૂર, (પ્રકાશરૂપ) અંત વિનાનું સમસ્ત વિશ્વ ભણી મુખવાળું, દેવરૂપને (દેખાડયું). (૧૧)

दिवि　सूर्यसहस्रस्य　भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद् भासस्तस्य महात्मनः ॥१२॥

**શબ્દાર્થ**-**दिवि**-આકાશમાં (નામ, સ એ. વ. સ્ત્રી. **द्यु**) **सूर्यसहस्रस्य**-હજારો સૂર્યની (નામ, ષ. એ. વ. પુ) **भवेत्**-થાય (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ. **भू** ૧ ગણ) **युगपत्**-એકદમ, એકાએક (અવ્યય) **उत्थिता**-જાગૃત (ભૂ. કૃ. વિશેષણ, વિ. **भाः**) **यदि**-જો (અવ્યય) **भाः**-પ્રકાશ, કાન્તિ (નામ, પ્ર. એ. વ સ્ત્રી. **भास्**) **सदृशी**-જેવું, જેની (વિશેષણ, વિ. **भाः**) **सा**-તે (સર્વનામ, પ્ર. એ વ. સ્ત્રી) **स्यात्**-થાય (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૦) **भासः**-પ્રકાશની (નામ, ષ. એ. વ. સ્ત્રી. **भास्**) **तस्य**-તેનું, તેની (સર્વનામ, ષ. એ. વ. પુ. **तत्**) **महात्मनः**-મહાત્માની (નામ, ષ એ. વ. પુ. **महात्मन्**).

**ભાવાર્થ**-જો આકાશમાં હજારો સૂર્યોનો પ્રકાશ એકાએક ઉત્પન્ન થાય તેવી તે મહાત્માના પ્રકાશની કાન્તિ છે. (૧૨)

तत्रैकस्थं　जगत्कृत्स्नं　प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य　शरीरे　पाण्डवस्तदा ॥१३॥

શબ્દાર્થ–तत्र–ત્યાં (અવ્યય) एकस्थम्–એક જગ્યામાં સ્થિત થયેલો (વિશેષણ, વિ. जगत्) जगत्–જગતને (નામ, દ્વિ એ. વ નપું) कृत्स्नम्–અખિલ (વિશેષણ, વિ जगत्) प्रविभक्तम्–વહેંચાયેલું, વિભાગ પડેલું (વિશેષણ, વિ जगत्) अनेकधा–અનેક પ્રકારે, વિવિધ પ્રકારે (અવ્યય) अपश्यत्–જોયું (ક્રિ. ભૂ. કા. ૩ પુ એ. વ दृश् ૧ ગણ) देवदेवस्य–દેવાધિદેવના (નામ, ષ. એ. વ. પુ.) शरीरे–શરીરમાં (નામ, સ એ વ નપું. शरीर) पाण्डव–અર્જુન (નામ, પ્ર એ. વ પુ) तदा–ત્યારે (અવ્યય)

ભાવાર્થ– ત્યા એક જગાએ સ્થિત થયેલું સપૂર્ણ જગત અને જુદા જુદા પ્રકારે વ્હેંચાયેલું દેવાધિદેવના શરીરમા તે વખતે પાંડવે (અર્જુને) જોયુ (૧૩)

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनञ्जय ।
मणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥१४॥

શબ્દાર્થ–तत–ત્યારપછી (અવ્યય) स.–તે (સર્વનામ, પ્ર એ. વ પુ. तत्) विस्मयाविष्टः–આશ્ચર્યચકિત (ભૂ કૃ. વિશેષણ, વિ धनञ्जयः) धनञ्जयः–ધનજ્ય, ઇન્દ્રિયોનો જય કરનાર (નામ, પ્ર એ. વ પુ) हृष्टरोमा–પ્રફુલ્લ થયેલાં છે રોમાંચ જેના (વિશેષણ, વિ. धनञ्जय, हृष्टानि रोमानि यस्य બહુ૦) प्रणम्य–નમીને (વિધેય કૃદંત) शिरसा–મસ્તકવડે (નામ, તૃ એ વ. નપું शिरस्) देवम्–દેવને વિરાટ સ્વરૂપને (નામ, દ્વિ એ વ પુ देव) कृताञ्जलिः–જેણે હાથ જોડેલા છે એવો (વિશેષણ, વિ. धनजय.) अभाषत–બોલ્યો (ક્રિ ભૂ કા ૩ પુ એ વ. भाष् ૧ ગણ, આત્મને૦)

ભાવાર્થ– ત્યાર પછી તે વિસ્મય પામેલો, જેનાં રોમ પ્રફુલ્લ થયેલા છે, અને જેણે નમસ્કાર કર્યા છે, એવો ધનજ્ય પોતાના શિરથી દેવને પ્રણામ કરીને બોલ્યો (૧૪)

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमोशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥

શબ્દાર્થ–पश्यामि–જોઉં છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. दृश् ૧ ગણ, પરસ્મૈ૦) देवान्–દેવોને (નામ, દ્વિ. બ. વ. પુ. देव) तव–તારા (સર્વનામ, ષ. એ. વ. युष्मत्) देव–હે દેવ (સંબોધન) देहे–શરીરમાં (નામ, સ. એ. વ. પુ. देह) सर्वान्–બધાને (સર્વનામ, દ્વિ. બ. વ. પુ.) तथा–તેવી રીતે, અને (અવ્યય) भूतविशेषसंघान्–ભૂતોના સમુદાયો (નામ, દ્વિ. બ. વ. પુ) ब्रह्माणम्–બ્રહ્માને (નામ, દ્વિ. એ. વ. પુ. ब्रह्मन्) ईशम्–મહાદેવને (નામ, દ્વિ. એ. વ. પુ.) कमलासनस्थम्–કમળના આસન ઉપર બેઠેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. ब्रह्माणम्) ऋषीन्–ઋષિઓને (નામ, દ્વિ. બ. વ. પુ. ऋषि) सर्वान्–બધાને (સર્વનામ, દ્વિ. બ. વ. પુ.) उरगान्–સર્પોને (નામ, દ્વિ. બ. વ. उरसा गच्छति इति ઉપપદ) दिव्यान्–દિવ્ય (વિશેષણ, વિ. उरसान्) च–અને (અવ્યય).

ભાવાર્થ– હે દેવ ! તારા શરીરમાં બધા દેવોને તથા અનેક ભૂતોના સમુદાયોને કમલાસન ઉપર બેઠેલા બ્રહ્માને, મહાદેવને બધા ઋષિઓને અને દિવ્ય સર્પોને જોઉં છું. (૧૫)

વિવેચન– શ્લોક ૧૫થી ૩૧. આ શ્લોકામાં અર્જુને ઘણું ઘણું જોયું. બ્રહ્માથી માંડીને દેવવર્ગ જોયો. પિતૃવર્ગ જોયો. વળી આ ભૂમિના લોકો, અંતરિક્ષના લોકો અને સ્વર્ગના લોકોને પણ જોયા.

વસ્તુતઃ ત્રણે લોકનો સમસ્ત વિભાવ અહીં અર્જુનને બતાવ્યો. વિશેષમાં પોતાનું કાલ સ્વરૂપ પણ બતાવ્યું. એ સ્વરૂપમાં આખી રણનદીમાં પડેલા અર્જુનના પક્ષના તેમજ દુર્યોધનના પક્ષના માણસોને પણ પોતે કાલરૂપે ભક્ષતા હોય એ પણ બતાવ્યું. આ બધું દૃશ્ય અર્જુન સહી શક્યો નહિ. કારણ અર્જુન દયાવાળો હોવાથી તેનું હૃદય કોમળ બની ગયું હતું. એથી તે ગભરાટમાં પડી જઈ પોતાને સાંત્વન થાય એ માટે ભગવાનને વજ્ઞાપના કરે છે.

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नान्त न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१६॥

શબ્દાર્થ–अनेकबाहूदरवक्त्रनेत्रम्–ઘણા બાહુ, ઉદર, મુખ અને નેત્ર છે

જેનાં (વિશેષણ, वि. त्वाम्; अनेकाः बाहवः उदराणि वक्त्राणि नेत्राणि च यस्य इति બહુ૦) **पश्यामि**–જોઉં છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. दृश् ૧ ગણ, પરસ્મૈ૦) **त्वाम्**–તને (સર્વનામ, દ્વિ. એ. વ. युष्मत्) **सर्वतः**–બધી તરફથી (સર્વનામ, પં. એ. વ.) **अनन्तरूपम्**–અનંતરૂપને (નામ, દ્વિ. એ. વ. નપું.) **न**–નહિ (અવ્યય) **अन्तम्**–છેડો, અંત (નામ, દ્વિ. એ. વ. પુ.) **न**–નહિ (અવ્યય) **मध्यम्**–મધ્યને (નામ, દ્વિ. એ. વ. પુ. मध्य) **न पुनः**–ફરીથી નહિ (અવ્યય) **तव**–તારું (સર્વનામ, ષ. એ. વ. युष्मत्) **आदिम्**–આદિ (નામ, દ્વિ. એ. વ. પુ.) **पश्यामि**–જોઉં છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. दृश् ૧ ગણ. પરસ્મૈ૦) **विश्वेश्वर**–હે વિશ્વના ઈશ્વર (સંબોધન) **विश्वरूप**–હે વિશ્વરૂપ (સંબોધન).

ભાવાર્થ–હે વિશ્વેશ્વર ! તને અનેક હાથ, ઉદર, મુખ, નેત્રવાળો બધી તરફ અનંત રૂપોવાળો જોઉં છું. હે વિશ્વરૂપ ! તારા આદિ, મધ્ય અને અંતને હું જોતો નથી. (૧૬)

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतोदीप्तिमन्तम् ।**
**पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥**

શબ્દાર્થ–**किरीटिनम्**–મુગટ ધારણ કરનારને (વિશેષણ, वि. त्वाम्) **गदिनम्**–ગદા ધારણ કરનારને (વિશેષણ, वि. त्वाम्) **चक्रिणम्**–ચક્ર ધારણ કરનારને (વિશેષણ, वि. त्वाम्) **च**–અને (અવ્યય) **तेजोराशिम्**–તેજનો અંબાર, તેજનો ઢગલો (વિશેષણ, वि. त्वाम्) **सर्वतः**–બધી તરફથી (સર્વનામ, પં. એ. વ.) **दीप्तिमानम्**–પ્રકાશમાનને (વ. કૃ. વિશેષણ, वि. त्वाम्) **पश्यामि**–જોઉં છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ दृश् ૧ ગણ, પરસ્મૈ૦) **त्वाम्**–તને (સર્વનામ, દ્વિ એ. વ. युष्मत्) **दुर्निरीक्ष्यम्**–મુશ્કેલીથી જોવાય એવું (વિશેષણ, वि. त्वाम् વિધેય કર્મણિ કૃદંત વિશેષણ) **समन्तात्**–ચારે બાજુથી (અવ્યય) **दीप्तानलार्कद्युतिम्**–પ્રકાશિત અગ્નિ તથા સૂર્યની કાન્તિ જેવો (વિશેષણ, वि त्वाम्) **अप्रमेयम्**–જેનું માપ થાય નહિ એવો તે (વિશેષણ, वि. त्वाम्).

ભાવાર્થ–હું તને કિરીટવાળો, ગદાવાળો, ચક્રવાળો, તેજનો અંબાર, બધી બાજુએ પ્રકાશતો, નહિ જોઈ શકાય એવો, આસપાસ સળગતા અગ્નિ અને સૂર્યની કાન્તિ જેવો અને જેનું માપ સમજી શકાય નહિ એવો

જોઉં છું. (૧૭)

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषोमतो मे ॥१८॥

શબ્દાર્થ-त्वम्-તું (સર્વનામ, પ્ર એ. વ. युष्मत्) अक्षरम्-અક્ષર (નામ, પ્ર. એ. વ. નપું. अक्षर) परमम्-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. अक्षरम्) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) अस्य-આ (સર્વનામ, ૫. એ. વ. પુ. નપું. इदम्) विश्वस्य-વિશ્વનો (નામ, ૫ એ. વ. પુ. નપું.) परम्-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. निधानम्-સ્થાન (નામ, પ્ર એ. વ. નપુ. निधान) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) अव्ययः-અવિનાશી (વિશેષણ, વિ. त्वम्) शाश्वतधर्मगोप्ता-અનાદિ ધર્મના રક્ષક વિશેષણ, વિ. त्वम्) सनातनः-શાશ્વત, અનાદિ (વિશેષણ, વિ. त्वम्) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ युष्मत्) पुरुषः-પુરુષ (નામ, પ્ર. એ. વ. પુ) मतः-મનાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) मे-મારાથી (સર્વનામ, ૫. એ. વ अस्मत्).

ભાવાર્થ-તું જાણવા યોગ્ય પરમ અક્ષર (પરબ્રહ્મ) છે, તું આ વિશ્વનું પરમ આશ્રયસ્થાન છે, તું અવ્યય અનાદિ ધર્મનો રક્ષક અને સનાતન પુરુષ છે એવો મારો મત છે. (૧૮)

अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥१९॥

શબ્દાર્થ-अनादिमध्यान्तम्-આદિ, મધ્ય અને અંત વિનાનો (વિશેષણ, વિ. त्वम्; न आदिः मध्यः अन्तः यस्य બહુ૦) अनन्तवीर्यम्-જેનું પરાક્રમ અંત વિનાનું છે (વિશેષણ, વિ. त्वाम्; न अन्तः वीर्य यस्य इति) अनन्तबाहुम्-અનંત છે બાહુઓ જેના (अनन्ताः बाहवः यस्य इति બહુ૦ વિશેષણ, વિ. त्वाम्) शशिसूर्यनेत्रम्-શશિ અને સૂર્યરૂપ નેત્રવાળાને (વિશેષણ, વિ. त्वाम्; शशी च सूर्यश्च नेत्रे यस्य બહુ૦) पश्यामि-જોઉં છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. दृश् (पश्य्) ૧ ગણ) त्वाम्-તને (સર્વનામ, દ્વિ. એ. વ. युष्मत्)

दीप्तहुताशवक्त्रम्-પ્રકાશિત અગ્નિના રૂપ જેવા મુખવાળાને (વિશેષણ, વિ. त्वाम्। दीप्त हुताशस्य वक्त्रं इव यस्य इति બહુ૦) स्वतेजसा-પોતાના તેજથી (નામ, તૃ. એ. વ. નપું. स्वतेजस्) विश्वम्-વિશ્વને (નામ, દ્વિ એ. વ. નપું. विश्व) इदम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું) तपन्तम्-તપાવતા (વ. કૃ. વિશેષણ, વિ. त्वाम्).

ભાવાર્થ-અનંત સામર્થ્યયુક્ત, અનંત હાથવાળા, ચન્દ્રસૂર્યરૂપ નેત્રવાળા, પ્રકાશિત અગ્નિરૂપ મુખવાળા, પોતાના તેજથી આ જગતને તપાવતા હું જોઉં છું (૧૯)

द्यावापृथिव्योरिदमन्तरं व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

શબ્દાર્થ-द्यावापृथिव्योः-સ્વર્ગ અને પૃથ્વીનુ (નામ, ષ. દ્વિ વ. द्यौः पृथिवी च દ્વન્દ્વસમાસ) इदम्-આ (સર્વનામ, પ્ર એ વ. નપું.) अन्तरम्-મધ્યો ભાગ (નામ, પ્ર. એ વ. નપું अन्तर) हि-ચોક્કસ (અવ્યય) व्याप्तम्-વ્યાપેલુ (વિશેષણ, વિ अन्तरम्) त्वया-તારા વડે (સર્વનામ, તૃ એ. વ. પુ युष्मत्) एकेन-એકથી (વિશેષણ, વિ त्वया) दिशः-દિશાઓ (નામ, પ્ર બ. વ. સ્ત્રી. दिश् च-અને (અવ્યય) सर्वाः-બધી (પ્ર. બ. વ. સ્ત્રી) दृष्ट्वा-જોઈને (વિધેય કૃદંત) अद्भुतम्-અદ્ભુત (વિશેષણ, વિ रूपम्) रूपम्-રૂપને (નામ, દ્વિ. એ. વ નપું. रूप) उग्रम्-ઉગ્ર (વિશેષણ, વિ. रूपम्) तव-તારુ (સર્વનામ, ષ એ વ. युष्मत्) इदम्-આ (સર્વનામ, પ્ર એ વ. નપું) लोकत्रयम्-ત્રણ લોક (નામ, પ્ર એ. વ. નપું) प्रव्यथितम्-ગભરાઈ ગયેલુ, વ્યથાને પામેલુ (વિશેષણ, વિ लोकत्रयम्) महात्मन्-હે મહાત્મન્ (સંબોધન).

ભાવાર્થ-હે મહાત્મન્ ! આ સ્વર્ગ અને પૃથ્વીનુ અંતર તેમજ બધી દિશાઓ તારા એકલાથી વ્યાપ્ત થયેલ છે; આ તારૂં અલૌકિક અને ભયંકર રૂપ જોઈને ત્રણે લોક અતિ વ્યથિત છે (૨૦)

अमी हि त्वां सुरसंघा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

શબ્દાર્થ–अमी–આ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. अदस्) हि–ચોક્કસ (અવ્યય) त्वाम्–તને (સર્વનામ, દ્વિ. એ. વ. युष्मत्) सुरसंघाः–દેવોના સમૂહ (નામ, પ્ર. બ. વ. પુ) विशन्ति–દાખલ થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. विश् ૬ ગણ, પરસ્મૈ૦) केचिद्–કેટલાક (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) भीतः–બીધેલા (વિશેષણ, વિ. सुरसंघाः) प्राञ्जलयः–નમસ્કાર કરીને (નામ, પ્ર બ. વ. પુ प्राञ्जलि) गृणन्ति–બોલે છે (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ. गृ ૯ ગણ, પરસ્મૈ૦) स्वस्ति–સ્વસ્તિ (નામ) इति–એ પ્રમાણે (અવ્યય) उक्त्वा–કહીને (વિધેય કૃદંત) महर्षिसिद्धसंघाः–મોટા ઋષિ તથા સિદ્ધના સંઘો (નામ, પ્ર. બ. વ. પુ.) स्तुवन्ति–સ્તુતિ કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. स्तु ૨ ગણ, પરસ્મૈ૦) त्वाम्–તને (સર્વનામ, દ્વિ. એ. વ. युष्मत्) स्तुतिभिः–સ્તુતિઓ વડે (નામ, તૃ. બ. વ. સ્ત્રી स्तुति) पुष्कलाभिः–પુષ્કળ, ઘણી (વિશેષણ, વિ. स्तुतिभिः).

ભાવાર્થ–તે દેવતાઓના સમૂહો તારામાં પ્રવેશ કરે છે, કેટલાએક ભયભીત થયેલા હાથ જોડેલા નામ ગુણોનું ઉચ્ચારણ કરે છે; (અને) મહર્ષિ અને સિદ્ધોના સમૂહો (સ્વસ્તિ) કહીને ઘણા સ્તોત્રો દ્વારા તારી સ્તુતિ કરે છે. (૨૧)

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गन्धर्वयक्षासुरसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

શબ્દાર્થ-रुद्रादित्याः–રુદ્રો અને આદિત્યો (નામ, પ્ર બ. વ. પુ.) वसवः–વસુઓ (નામ, પ્ર. બ વ. પુ वसु) ये–જેઓ (સર્વનામ, પ્ર બ. વ. પુ.) च–અને (અવ્યય) साध्या–સાધ્યો (નામ, પ્ર. બ વ. પુ. साध्य) विश्वे–વિશ્વે નામના બે દેવો (નામ, પ્ર. દ્વિ વ. સ્ત્રી) अश्विनौ–અશ્વિનીકુમારો (નામ, પ્ર. દ્વિ વ. પુ) मरुतः–મરુતગણો (નામ, પ્ર. બ. વ. પુ. मरुत्) च–અને (અવ્યય) उष्मपा–પિતૃગણો (નામ, પ્ર. બ. વ. પુ. उष्मप) च–અને (અવ્યય) गन्धर्वयक्षासुरसिद्धसंघाः–ગંધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધોના સમૂહો (નામ, પ્ર. બ. વ. પુ गन्धर्वाः यक्षाः असुराः सिद्धसंघाश्च દ-દ) वीक्षन्ते–જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ वि+इक्ष् ૧ ગણ, આત્મને૦) त्वाम्–તને (સર્વનામ, દ્વિ એ. વ. युष्मत्) विस्मिताः–વિસ્મય પામેલા (વિશેષણ, વિ. सर्वे બ. ૬) च, एव–અને, માત્ર (અવ્યય) सर्वे–બધા (સર્વનામ, પ્ર. બ. વ. પુ).

ભાવાર્થ-જે રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યગણો, વિશ્વદેવો, અશ્વિની કુમારો, મરુત્ ગણો અને પિતરોનો સમુદાય તથા ગન્ધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધગણોનો સમુદાય (છે તેઓ) બધા જ વિસ્મિત થયેલા તેને જુવે છે. (૨૨)

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥

શબ્દાર્થ-रूपम्-રૂપ (નામ, દ્વિ એ. વ. નપું.) महत्-મોટું (વિશેષણ, વિ. रूपम्) ते-તારૂ (સર્વનામ, ષ. એ. વ. युष्मत्) बहुवक्त्रनेत्रम्-ઘણા મુખો તથા નેત્રોવાળું (વિશેષણ, વિ. रूपम्; बहूनि वक्त्राणि नेत्रे यस्य બહુ૦) महाबाहो-હે મહાબાહો, કૃષ્ણ (સંબોધન) बहुबाहूरुपादम्-ઘણા છે બાહુ, જાંગ અને પગ (વિશેષણ, વિ. रूपम्; बहवः बाहवः उरवः पादाश्च यस्य इति બહુ૦) बहूदरम्-ઘણા ઉદરવાળું (વિશેષણ, વિ. रूपम्; बहूनि उदराणि यस्य इति બહુ૦) बहुदंष्ट्राकरालम्-ઘણી વિકરાળ દાઢોવાળું (વિશેષણ, વિ रूपम्; बहवाः दंष्ट्राः करालाः यस्य इति બહુ૦) दृष्ट्वा-જોઈને (વિધેય કૃદંત) लोकाः-લોકો (નામ, પ્ર. બ. વ. પુ. लोक) प्रव्यथिताः-ઘણી વ્યથા પામેલા (વિશેષણ, વિ लोकाः) तथा-અને (અવ્યય) अहम्-હું,-અર્જુન (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्).

ભાવાર્થ-હે મહાબાહો ! (કૃષ્ણ) તારાં ઘણાં મુખ અને નેત્રોવાળું, ઘણા હાથ, જાંગ અને પગોવાળું, ઘણી વિકરાળ દાઢોવાળું, મહત્ રૂપ જોઈને સર્વ લોક તથા હું વ્યાકુળ થઈ રહ્યા છીએ. (૨૩)

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ॥२४॥

શબ્દાર્થ-नभःस्पृशम्-આકાશને અડકતું (નામ, દ્વિ. એ. વ. नभः स्पृशति इति ઉપપદ) दीप्तम्-પ્રકાશિત (વિશેષણ, વિ. अनेकवर्णम्) अनेकवर्णम्-અનેક રંગોવાળું (વિશેષણ, વિ. त्वाम्; अनेकानि वर्णानि यस्य इति બહુ૦) व्यात्ताननम्-વિકસેલા મુખવાળું (વિશેષણ, વિ. त्वाम्; व्यात्तम् आननम् કર્મધારય) दीप्तविशालनेत्रम्-પ્રકાશિત વિશાળ નેત્રવાળું (વિશેષણ, વિ त्वाम्,

दीप्ते च विशाले च नेत्रे यस्य इति બહુ૦) दृष्ट्वा–જોઈને (વિધેય કૃદંત) हि–ચોક્કસ (અવ્યય) त्वाम्–તને (સર્વનામ, દ્વિ એ વ युष्मत्) प्रव्यथितान्तरात्मा–દુઃખિત છે અંતરાત્મા જેનો (प्रव्यथितः अन्तरात्मा यस्य इति બહુ૦) धृतिम्–ધીરજ (નામ, દ્વિ. એ. વ સ્ત્રી. धृति) न–નહિ (અવ્યય) विन्दामि–પ્રાપ્ત કરું છું (ક્રિ વ. કા. ૧ પુ. એ. વ. विन्द् ૬ ગણ, પરસ્મૈ૦) शमम्–શાન્તિને (નામ, દ્વિ એ. વ પુ.) च–અને (અવ્યય) विष्णो–હે વિષ્ણુ (સંબોધન).

ભાવાર્થ–હે વિષ્ણુ ! આકાશની સાથે સ્પર્શ કરતા પ્રકાશતા, અનેક રંગોથી યુક્ત ઉઘડેલા મુખોવાળા, પ્રકાશમાન વિશાળ નેત્રોવાળા, તને જોઈને ભય પામેલો હું ધીરજ અને શાન્તિને મેળવતો નથી. (૨૪)

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥

શબ્દાર્થ–दंष्ट्राकरालानि–વિકરાળ દાઢોવાળા (વિશેષણ, વિ मुखानि) च–અને (અવ્યય) ते–તારા (સર્વનામ, ષ. એ. વ युष्मत्) मुखानि–મોઢા (નામ, દ્વિ બ. વ નપુ. मुख) दृष्ट्वा–જોઈને (વિધેય કૃદંત) एव–જ (અવ્યય) कालानलसंनिभानि–કાલાગ્નિના તેજ જેવા (कालानलस्य सन्निभा येषु इति બહુ૦ વિશેષણ, વિ मुखानि) दिश–દિશાઓને (નામ, બ વ સ્ત્રી दिश्) न–નહિ (અવ્યય) जाने–જાણું છું (ક્રિ વ કા ૧ પુ એ વ ज्ञा ૯ ગણ, આત્મને૦) न–નહિ (અવ્યય) लभे–મેળવું છું (ક્રિ વ કા ૧ પુ એ. વ लभ् ૧ ગણ, આત્મને૦) च–અને (અવ્યય) शर्म–સુખ (નામ, દ્વિ એ વ. નપું शर्मन्) प्रसीद–પ્રસન્ન થા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ વ प्र+सीद् ૧ ગણ, પરસ્મૈ૦) देवेश–હે દેવના ઈશ્વર (સંબોધન) जगन्निवास–હે જગન્નિવાસ (સંબોધન).

ભાવાર્થ–તારા વિકરાળ દાઢોવાળા, કાળાગ્નિની દીપ્તિ જેવા મુખો જોઈને જ દિશાઓને હું સમજી શકતો નથી, અને સુખને મેળવી શકતો નથી; (માટે) હે દેવેશ ! હે જગન્નિવાસ ! પ્રસન્ન થા. (૨૫)

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।

भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपियोधमुख्यैः ॥२६॥
वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥२७॥

શબ્દાર્થ-अमी-તે (સર્વનામ, પ્ર બ વ. પુ. अदस्) च-અને (અવ્યય) त्वाम्-તને (સર્વનામ, દ્વિ. એ. વ युष्मत्) धृतराष्ट्रस्य-ધૃતરાષ્ટ્રના (નામ, ષ. એ. વ. પુ) पुत्राः-છોકરાઓ (નામ, પ્ર. બ. વ. પુ) सर्वे-બધા (સર્વનામ, પ્ર. બ. વ. પુ) सह, एव-સાથે, જ, માત્ર (અવ્યય) अवनिपालसंघैः-રાજાઓના સંઘો સાથે, (નામ, તૃ. બ. વ. अवनेः पालानाम् संघैः તત્પુરુષ) भीष्मः-ભીષ્મ (નામ, પ્ર. એ. વ. પુ) द्रोण.-દ્રોણ (નામ, પ્ર એ. વ. પુ) सूतपुत्रः-કર્ણ (નામ, પ્ર. એ. વ પુ) तथा-તેવી રીતે (અવ્યય) असौ-તે (સર્વનામ, પ્ર એ. વ. પુ. अदस्) सह-સાથે (અવ્યય) अस्मदीयैः-અમારા (વિશેષણ, વિ. योधमुख्यैः) योधमुख्यैः-લડવૈયાઓમાં મુખ્ય (નામ, તૃ. બ. વ. પુ) वक्त्राणि-મુખો, મોઢાંઓ (નામ, દ્વિ. બ. વ. નપું. वक्त्र) ते-તારા (સર્વનામ, ષ. એ વ युष्मत्) त्वरमाणाः-ઉતાવળ કરતાં (વિશેષણ, વિ. पुत्राः) विशन्ति-દાખલ થાય છે (ક્રિ. વ. કા ૩ પુ, બ વ विश् ૬ ગણ, પરસ્મૈ०) दंष्ट्राकरालानि-વિશાળ દાઢોવાળા (વિશેષણ, વિ वक्त्राणि करालाः दंष्ट्राः येषु બહુ०) भयानकानि-ભયાનક (વિશેષણ, વિ वक्त्राणि) केचिद्-કેટલાક (સર્વનામ, પ્ર. બ. વ. પુ किम्+चित्) विलग्नाः-વળગેલાં (વિશેષણ, વિ. केचिद्) दशनान्तरेषु-દાંતના ગાળાઓમાં (નામ, સ બ. વ. પુ) संदृश्यन्ते-સારી રીતે દેખાય છે (ક્રિ. વ કા ૩ પુ બ વ. ૧ ગણ કર્મણિ सम्+दृश्) चूर्णितैः-ભૂકો થઇ ગયેલા, ચૂરેચૂરા થઇ ગયેલા (વિશેષણ, વિ उत्तमांगैः) उत्तमांगैः-માથાઓ સાથે (નામ, તૃ. બ વ નપું.)

ભાવાર્થ- તેઓ સર્વે જ ધૃતરાષ્ટ્રના પુત્રો રાજાઓના સમુદાય સહિત, ભીષ્મ, દ્રોણ, કર્ણ, અને અમારા પક્ષના મુખ્ય યોદ્ધાઓની સાથે તારા વિકરાળ દાઢોવાળા ભયાનક મુખમા પેસે છે; અને કેટલાએક દાતોના મધ્ય ગાળામાં વળગેલા ચૂર્ણ થયેલા માથાઓ સહિત દેખાય છે. (૨૬-૨૭)

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभितो ज्वलन्ति ॥२८॥

**શબ્દાર્થ**-**यथा**-જેવી રીતે (અવ્યય) **नदीनाम्**-નદીઓનો (નામ, ષ. બ. વ. સ્ત્રી. **नदी**) **बहवः**-ઘણા (વિશેષણ, વિ अम्बुवेगाः) **समुद्रम्**-સમુદ્ર તરફ (નામ, દ્વિ. એ. વ. પુ. **समुद्र**) **एव**-માત્ર, જ (અવ્યય) **अभिमुखाः**-સન્મુખ (વિશેષણ, વિ. **अम्बुवेगाः**) **द्रवन्ति**-દોડે છે, ધસે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ **द्रु (द्रव्)** ૧ ગણ, પરસ્મૈ૦) **तथा**-તેવી રીતે (અવ્યય) **तव**-તારા (સર્વનામ, ષ. એ. વ **युष्मद्**) **अमी**-તે (સર્વનામ, પ્ર. બ વ. પુ **अदस्**) **नरलोकवीरा**-નરલોકમાં વીરો (નામ, પ્ર. બ. વ પુ. **नरलोकेषु वीरा**. તત્પુ૦) **विशन्ति**-પ્રવેશે છે (ક્રિ. વ. કા ૩ પુ બ વ. **विश्** ૬ ગણ, પરસ્મૈ૦) **वक्त्राणि**-મુખો (નામ, દ્વિ. બ. વ. નપું) **अभितोज्वलन्ति**-આસપાસ અગ્નિ ઝરતા (વ. કૃ. વિશેષણ, વિ. વિ. **वक्त्राणि**).

**ભાવાર્થ**-જેવી રીતે નદીઓના ઘણા પાણીઓના વેગો, સમુદ્ર તરફ સન્મુખ પ્રવેશે છે, તેવી રીતે આ નરલોકમાના યોદ્ધાઓ તારા અગ્નિ ઝરતા મુખમાં પ્રવેશે છે. (૨૮)

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशन्ति नाशाय समृद्धवेगाः ।**
**तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥**

**શબ્દાર્થ**-**यथा**-જેમ (અવ્યય) **प्रदीप्तम्**-સળગેલો (કૃદન્ત, વિશેષણ, **प्र+दीप्** ધાતુ) **ज्वलनम्**-અગ્નિ (કૃદત, નામ, દ્વિ. એ વ. નપું. **ज्वल्** ધાતુ) **पतङ्गा**-પતંગીઆઓ (નામ, પ્ર બ. વ **पतङ्ग**) **विशन्ति**-પ્રવેશે છે (ક્રિ વ કા ૩ પુ બ. વ. **विश्** ૬ ગણ, પરસ્મૈ૦) **नाशाय**-નાશને માટે (નામ, ચ એ. વ પુ.) **समृद्धवेगा**-વધારેલા વેગવાળાઓ (વિશેષણ, વિ **पतगा ; समृद्धः वेगः येषाम्** બહુ૦) **तथैव**-તેવી રીતે (અવ્યય **तथा+एव**) **नाशाय**-નાશને માટે (નામ, ચ. એ. વ. પુ. **नाश**) **विशन्ति**-પ્રવેશે છે (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ **विश्** ૬ ગણ, પરસ્મૈ૦) **लोकाः**-લોકો (નામ, પ્ર. એ. વ. પુ. **लोक**) **तव**-તારા (ષ. એ. વ **युष्मद्**) **अपि** વળી (અવ્યય) **वक्त्राणि**-મુખોમા (નામ, દ્વિ. એ. વ નપું. **वक्त्र**) **समृद्धवेगाः**-વધારેલા વેગવાળાઓ (વિશેષણ, વિ **लोकाः; समृद्धः वेगः येषाम्** બહુ૦).

**ભાવાર્થ**-જેવી રીતે સળગેલા અગ્નિમાં પતંગીઆઓ વેગને વધારતા વધારતા (પોતાના) નાશ માટે પ્રવેશે છે, તેવી રીતે તારા મુખોમાં વળી લોકો

વેગને વધારતા વધારતા નાશને માટે પ્રવેશે છે. (૨૯)

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३०॥

શબ્દાર્થ–**लेलिह्यसे**–ચાટવાની ઇચ્છા કરે છે (ઇચ્છા દર્શક ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. **लिह्** ૪ ગણ) **ग्रसमानः**–ગળી જવાની ક્રિયા કરતો (વિશેષણ, વિ. **त्वम्**) **समन्तात्**–બધી બાજુએથી (અવ્યય) **लोकान्**–લોકોને (નામ, દ્વિ. બ. વ. પુ. **लोक**) **समग्रान्**–બધા (વિશેષણ, વિ. **लोकान्**) **वदनैः**–મુખો વડે (નામ, તૃ. બ. વ. નપું. **वदन**) **ज्वलद्भिः**–સળગતા (વ. કૃ. વિશેષણ, વિ. **वदनैः**) **तेजोभिः**–તેજો વડે, પ્રકાશ વડે (નામ, તૃ. બ. વ. નપું. **तेजस्**) **आपूर्य**–પૂરીને, ઘેરીને (વિધેય કૃદંત) **जगत्**–જગતને (નામ, દ્વિ. એ. વ. નપું. **जगत्**) **समग्रम्**–અખિલ (વિશેષણ, વિ. **जगत्**) **भासः**–પ્રકાશની છટાઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી. **भास्**) **तव**–તારો (સર્વનામ, ષ. એ. વ. **युष्मत्**) **उग्राः**–ઉગ્ર (વિશેષણ, વિ. **भासः**) **प्रतपन्ति**–સારી રીતે તપાવે છે, ખૂબ તપાવે છે (ક્રિ. વ કા ૩ પુ. બ. વ. **प्र+तप्** ૧ ગણ, પરસ્મૈ૦) **विष्णो**–હે વિષ્ણુ (સંબોધન).

ભાવાર્થ–અખિલ લોકોને પ્રજ્વલિત મુખોવડે બધી બાજુએથી ગ્રાસ કરતો ચાટી રહ્યો છે; હે વિષ્ણો ! તારી ઉગ્ર પ્રકાશની છટાઓ સમગ્ર જગતને તેજ દ્વારા બધી બાજુએથી ઘેરીને તપાવે છે. (૩૦)

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

શબ્દાર્થ–**आख्याहि**–કહે (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ વ. **आ+ख्या** ૨ ગણ, પરસ્મૈ૦) **मे**–મને (સર્વનામ, ચ. એ. વ. **अस्मत्**) **कः**–કોણ (સર્વનામ, પ્ર એ. વ. પુ. **किम्**) **भवान्**–આપ (નામ, પ્ર. એ. વ. પુ **भवत्**) **उग्ररूपः**–વિકરાળ રૂપ (નામ, પ્ર. એ. વ. પુ **उग्ररूप**) **नमः**–નમસ્કાર **अस्तु**–હો (ક્રિ. આજ્ઞાર્થ ૩ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૦) **ते**–તને (સર્વનામ, ચ. એ વ. **युष्मत्**) **देववर**–દેવાધિપતિ દેવોમા શ્રેષ્ઠ (સંબોધન) **प्रसीद**–પ્રસન્ન થાઓ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ.

વ. प्र+सीद् ૧ ગણ, પરસ્મૈ૦) विज्ञातुम्-જાણવાને (હેત્વર્થ કૃદંત) इच्छामि-હું ઈચ્છા રાખું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. इष् (इच्छ्) ૧ ગણ. પરસ્મૈ૦) भवन्तम्-આપને, તમને (નામ, દ્વિ. એ. વ. પુ. भवत्) आद्यम्-મૂળ સ્વરૂપને (વિશેષણ, વિ. भवन्तम्) न, हि-નહિ. ચોક્કસ (અવ્યય) प्रजानामि-બધી રીતે જાણું છું (ક્રિ. વ. કા ૧ પુ. એ. વ. प्र+ज्ञा ૯ ગણ, પરસ્મૈ૦) तव-તારી (સર્વનામ, ષ. એ. વ. युष्मत्) प्रवृत्तिम्-પ્રવૃત્તિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. प्रवृत्ति)

ભાવાર્થ-(હે ભગવન્ !) મને કહો, આપ ઉગ્ર રૂપવાળા કોણ છો ? હે દેવોમાં શ્રેષ્ઠ તમને નમસ્કાર હો; પ્રસન્ન થાવ. આદિસ્વરૂપ આપને તત્ત્વતઃ જાણવા ઈચ્છું છું. તારી પ્રવૃત્તિને હું સમજતો નથી. (૩૧)

श्रीभगवानुवाच ।

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥

શબ્દાર્થ-कालः-કાળ. મહાકાળ (નામ, પ્ર. એ. વ. પુ. काल) अस्मि-છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) लोकक्षयकृत्-લોકનો નાશ કરવાવાળો (વિશેષણ, વિ. कालः) प्रवृद्धः-વધેલો (વિશેષણ, વિ. कालः) लोकान्-લોકોને (નામ, દ્વિ. બ. વ. પુ. लोक) समाहर्तुम्-ગળી જવાને, સંપૂર્ણ રીતે ગળી જવાને (હેત્વર્થ કૃદંત सम्+आ+हृ) इह-અહીં (અવ્યય) प्रवृत्तः-પ્રવૃત્ત થયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. कालः) ऋते अपि-વિના, સિવાય, પણ (અવ્યય) त्वाम्-તને (સર્વનામ, દ્વિ. એ. વ. युष्मत्) न-નહિ (અવ્યય) भविष्यन्ति-રહેશે (ક્રિ. ભ. કા. ૩ પુ. બ. વ. भू ૧ ગણ) सर्वे-બધા (સર્વનામ, પ્ર. બ. વ. પુ. सर्व) ये-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. यत्) अवस्थिताः-સ્થિર થયેલા, રહેલા (ભૂ કૃ. વિશેષણ, વિ. योधा) प्रत्यनीकेषु-પ્રતિપક્ષની સેનાઓમાં (નામ, સ. બ. વ. નપું) योधाः-યોદ્ધાઓ, લડવૈયાઓ (નામ, પ્ર. બ. વ. પુ. योध).

ભાવાર્થ-લોકોનો નાશ કરવાવાળો, સંપૂર્ણ રીતે જાગૃત થયેલો (વધેલો) અને લોકોને ગળી જવા પ્રવર્તતો કાળ હું છું; પણ તારા વિના જેઓ પ્રતિપક્ષીઓની સેવાઓમાં સ્થિત થયેલા યોદ્ધાઓ છે; તેઓ બધા રહેશે નહિ. (૩૨)

વિવેચન-શ્લોક ૩૨થી ૩૪. ભગવાન આ શ્લોકોમાં અર્જુનને સાંત્વન આપવા કહે છે. પહેલાં તો ભગવાને પોતાનું મહાકાળ સ્વરૂપ અર્જુનને બતાવ્યું તેથી અર્જુન ગભરાયો. એ ગભરાટને દૂર કરવા પોતે જણાવે છે કે તારે કાંઇ કરવાનું કારણ નથી. કારણ કે તારા (જીવના) શત્રુવર્ગના તમામ આસુર *ભાવાપન્ન જીવોને મેં પૂર્વથી જ મારી મૂકેલા છે. માત્ર તારે તો નિમિત્તરૂપે જ* થવાનું છે અને યશ પણ વચમાં વચમાં તારે પ્રાપ્ત કરી લેવાનો છે. સાથે સાથે રાજ્યસમૃદ્ધિ પણ પ્રાપ્ત કરી લેવાની છે. આ સંગ્રામમાં માત્ર સંપત્તિવાળા જ બચી જવાના છે.

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥

શબ્દાર્થ-**तस्मात्**-તેથી (અવ્યય) **त्वम्**-તું (સર્વનામ, પ્ર. એ. વ. **युष्मत्**) **उत्तिष्ठ**-તૈયાર થા, ઉભો થા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. **उत्+स्था** ૧ ગણ, પરસ્મૈ૦) **यशः**-યશને (નામ, દ્વિ એ. વ. નપું. **यशस्**) **लभस्व**-મેળવ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ વ. **लभ्** ૧ ગણ, આત્મને૦) **जित्वा**-જીતીને (વિધેય કૃદંત) **शत्रून्**-શત્રુઓને (નામ, દ્વિ. બ. વ પુ. **शत्रु**) **भुंक्ष्व**-ભોગવ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. **भुज्** ૭ ગણ, આત્મને૦) **राज्यम्**-રાજ્યને (નામ, દ્વિ. એ. વ. નપું. **राज्य**) **समृद्धम्**-આબાદ (વિશેષણ, વિ **राज्यम्**) **मया**-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ **अस्मत्**) **एव**-જ, માત્ર (અવ્યય) **एते**-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **एतद्**) **निहताः**-હણાયેલા, મરાયેલા (ભૂ કૃ. વિશેષણ, વિ. **एते**) **पूर्वम् एव**-પહેલાથી જ (અવ્યય) **निमित्तमात्रम्**-માત્ર નિમિત્તરૂપ (અવ્યય; નામ, પ્ર. એ. વ. નપું. **निमित्ते एव इति** અવ્યયીભાવ) **भव**-થા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ **भू** ૧ ગણ, પરસ્મૈ૦) **सव्यसाचिन्**-હે ડાબે હાથે કામ કરનાર, અર્જુન (સંબોધન).

ભાવાર્થ-હે અર્જુન ! એટલા માટે તું ઊઠ, યશ પ્રાપ્ત કર, શત્રુઓને જીતીને આબાદી ભોગવતા રાજ્યનો ઉપભોગ કર. આ બધા મારા વડે પહેલેથી જ હણાઈ ચૂકેલા છે. માત્ર તું નિમિત્ત થા. (૩૩)

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धयस्व जेतासि रणे सपत्नान् ॥३४॥

શબ્દાર્થ-द्रोणम्-દ્રોણને (નામ, દ્વિ. એ. વ. પુ द्रोण) च-અને (અવ્યય) भीष्मम्-ભીષ્મને (નામ, દ્વિ. એ. વ. પુ. भीष्म) च-અને (અવ્યય) जयद्रथम्-જયદ્રથને (નામ, દ્વિ. એ. વ. પુ. जयद्रथ) च-અને (અવ્યય) कर्णम्-કર્ણને (નામ, દ્વિ. એ. વ. પુ. कर्ण) तथा-અને (અવ્યય) अन्यान्-બીજાઓને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ.) अपि-પણ (અવ્યય) योधवीरान्-વીર યોદ્ધાઓને (નામ, દ્વિ. બ. વ. પુ. योधवीर) मया-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. युष्मत्) हतान्-મારી નાખેલાઓને (ભૂ કૃ. વિશેષણ, વિ योधवीरान्) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ વ. युष्मत्) जहि-માર (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. हन् ૨ ગણ, પરસ્મૈ૦) मा-નહિ (અવ્યય) व्यथिष्टाः-વ્યથા પામ (ક્રિ. ભૂતકાળ, (Aorist) ૨ પુ. એ. વ. व्यथ् ૧ ગણ, આત્મને૦) युध्यस्व-લડ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ એ વ. युध् ૧ ગણ, આત્મને૦) जेतासि-તુ જીતીશ (ક્રિ આજ્ઞાર્થ ૧ પુ એ વ. जि (जय्) ૧ ગણ, પરસ્મૈ૦) रणे-રણમાં (નામ, સ. એ. વ. નપું. रण) सपत्नान्-શત્રુઓને (નામ, દ્વિ. બ. વ. પુ. सपत्न).

ભાવાર્થ-દ્રોણને, ભીષ્મને, કર્ણને જયદ્રથ અને બીજા પણ યોદ્ધાઓમાં વીરોને મારાથી હણાયેલાઓને તું માર, ભય ન પામ, રણમાં શત્રુઓને જીતીશ (૩૪)

सञ्जय उवाच ।

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूयः एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

શબ્દાર્થ-एतद्-આ (સર્વનામ, દ્વિ. એ વ નપું) श्रुत्वा-સાભળીને (વિધેય કૃદંત) वचनम्-વચનને (નામ, દ્વિ. એ. વ નપું. वचन) केशवस्य-કેશવનું (નામ, ષ. એ. વ. પુ. केशव) कृताञ्जलिः-હાથ જોડેલા છે જેણે (વિશેષણ, વિ किरीटी; कृतः अञ्जलिः येन इति બહુ૦) वेपमानः-ધ્રૂજતો, કંપાયમાન થતો (વિશેષણ, વિ किरीटी) किरीटी-અર્જુન, કિરીટ નામનો મુકુટ ધારણ કરનાર (નામ, પ્ર. એ. વ. પુ. किरीटिन्) नमस्कृत्वा-નમસ્કાર કરીને (વિધેય કૃદંત) भूयः-ફરીથી (અવ્યય) एव-જ, માત્ર (અવ્યય) आह-કહ્યું (ક્રિ વ. કા. ૩ પુ. એ. વ. ब्रू ૧ ગણ) कृष्णम्-કૃષ્ણને (નામ, દ્વિ. એ. વ. પુ. कृष्ण) सगद्गदम्-ગદ્‌ગદ્ વાણીથી

(અન્વય) भीतभीतः-ભયભીત થયેલો (વિશેષણ, વિ. किरीटी) प्रणम्य-નમસ્કાર કરીને (વિધેય કૃદંત).

ભાવાર્થ-ભગવાન કેશવનાં આ વચન સાંભળીને કિરીટધારી અર્જુન હાથ જોડીને ધ્રુજતો નમસ્કાર કરીને ફરીને ભયભીત થયેલો પ્રણામ કરીને ગદ્‌ગદ્‌વાણીથી ભગવાન કૃષ્ણને નીચે પ્રમાણે બોલ્યો. (૩૫)

વિવેચન-શ્લોક ૩૫-૩૬ આ શ્લોકમાં અર્જુનનો ગભરાટ બતાવે છે. વચમાં કૃષ્ણે સાંત્વનને માટે વ્યવસ્થા કરી ખરી; પરંતુ ગભરાટની અસર અતિ વેગવાળી હોવાથી અર્જુનમા મૂઢતા ઊભી થઈ. વિવેકશક્તિ એની ઓછી થવાથી પોતે જ માગેલુ અને ભગવાને બતાવેલું સ્વરૂપ એના ગભરાટનું કારણ બન્યું આ જગ્યા પર (આ સમયે) જો અર્જુને જ્ઞાન કેળવ્યું હોત અને ભક્તિભાવ પણ રાખ્યો હોત તો તેને ગભરાટ થાત નહિ. ગભરાટમાં કોઈ પણ માણસ અસ્પષ્ટ બોલે, ભયભીત થાય અને જેનાથી ગભરાટ ઉત્પન્ન થયો છે તેને પ્રણામ કરે. આ બધુયે થાય છતા ત્યાં ભક્તિભાવ જણાતો નથી. આવી અર્જુનની પરિસ્થિતિ માત્ર મોહથી જ ઊભી થઈ છે. મોહ જીવને નથી જ્ઞાની બનાવી શકતો, નથી ભક્ત બનાવી શકતો લૌકિક ભાવ તજવો ખાસ જરૂરનો છે. કારણ કે લૌકિક ભાવ જ મોહને ઉત્પન્ન કરે છે બ્રહ્મસાન્નિધ્ય (દર્શન) થયું છતાં મોહ રહે એ જીવની નિકૃષ્ટ દશા છે બ્રહ્મસાન્નિધ્ય જીવને ઉત્તમ ભાવમાં લઇ જાય છે એ પ્રકારનો ઉત્તમ ભાવ ૧૨ મા અધ્યાયમાં સ્પષ્ટ રીતે સમજાવશે.

अर्जुन उवाच ।

**स्थाने ऋषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।**
**रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसङ्घाः ॥३६॥**

શબ્દાર્થ-स्थाने-યોગ્ય જગાએ (નામ, સ. એ વ. નપું. स्थान) हृषीकेश-હે કૃષ્ણ, હે ઇન્દ્રિયોના અધિપતિ (સંબોધન) तव-તારી (સર્વનામ, ષ. એ. વ युष्मत्) प्रकीर्त्य-કીર્તનથી (નામ અને પ્રભાવના કીર્તનથી) (તૃ એ. વ. સ્ત્રી. कीर्ति) जगत्-જગત (નામ, પ્ર એ. વ. નપું. जगत्)

પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. प्र+हृष् ૪ ગણ, પરસ્મૈ૦) अनुरज्यते–અનુરાગ થાય છે, પ્રેમ થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अनु+रज् ૪ ગણ, આત્મને૦) च–અને (અવ્યય) रक्षांसि–રાક્ષસો (નામ, પ્ર. બ. વ रक्षस्) भीतानि–બીધેલા (વિશેષણ, વિ. रक्षांसि ભૂ. કૃ.) दिशः–દિશાઓ તરફ (નામ, દ્વિ બ. વ. સ્ત્રી. दिश्) द्रवन्ति–દોડે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. द्रु ૧ ગણ, પરસ્મૈ૦) सर्वे–બધા (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) नमस्यन्ति–નમસ્કાર કરશે (ક્રિ. ભ. કા. ૩ પુ. બ. વ. नम् ૧ ગણ, પરસ્મૈ૦) च–અને (અવ્યય) सिद्धसंघाः–સિદ્ધગણો (નામ, પ્ર. બ. વ. પુ)

ભાવાર્થ–હે હૃષિકેશ ! એ યોગ્ય છે કે તારાં નામ અને પ્રભાવના કીર્તનથી જગત્ અતિ હર્ષ પામે છે, અને અનુરાગને પણ પ્રાપ્ત થાય છે; ભયભીત થયેલા રાક્ષસો પણ દિશાઓમાં દોડી જાય છે અને બધો સિદ્ધ સમુદાય નમસ્કાર કરતો થાય છે. (૩૬)

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

શબ્દાર્થ–कस्मात्–શા માટે, શાથી (સર્વનામ, પં. એ. વ. નપું. किम्) च, न–અને, નહિ (અવ્યય) ते–તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ) नमेरन्–નમે (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. બ. વ. नम् ૧ ગણ, આત્મને૦) महात्मन्–હે મહાત્મા (સંબોધન) गरीयसे–વધારે મોટું (વિશેષણ, વિ. आदिकर्त्रे) ब्रह्मणः–બ્રહ્માના (નામ, ષ. એ. વ. પુ. ब्रह्मन्) अपि–પણ (અવ્યય) आदिकर्त्रे–આદિ કર્તાને (નામ, ચ. એ. વ. પુ. आदिकर्तृ) अनन्त–હે અનંત (સંબોધન) देवेश–હે દેવના ઈશ્વર (સંબોધન) जगन्निवास–હે જગતમાં નિવાસ કરનાર (સંબોધન) त्वम्–તમે (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) अक्षरम्–અક્ષર (નામ, પ્ર. એ. વ નપું. अक्षर) सत्–સત્ (નામ, પ્ર. એ. વ. નપું. सत्) असत्–અસત્ (નામ, પ્ર. એ. વ. નપું. असत्) तत्परम्–તેનાથી પર (નામ, પ્ર. એ. વ. નપું. तत्पर) यत्–જે (સર્વનામ, પ્ર. એ વ. નપું. यत्).

ભાવાર્થ–હે મહાત્મન ! બ્રહ્માના પણ આદિ કર્તા અને વધારે મોટા (તને) શા કારણે તેઓ નમસ્કાર ના કરે; હે અનંત ! હે દેવેશ ! હે જગન્નિવાસ ! અને તું અક્ષર, સત, અસત્ છે અને જે પર છે તે પણ તું છે. (૩૭)

વિવેચન–શ્લોક ૩૭થી ૪૦. આ શ્લોકો ભગવાનનો નામ મહિમા વર્ણવે છે.

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्त रूपम् ॥३८॥

શબ્દાર્થ–त्वम्–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) आदिदेवः–આદિદેવ (નામ, પ્ર. એ. વ. પુ. आदिदेव) पुरुषः–પુરુષ (નામ, પ્ર. એ વ. પુ. पुरुष) पुराण.–પુરાણ, સનાતન (વિશેષણ, વિ. पुरुषः) त्वम्–તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) अस्य–આ (સર્વનામ, ષ. એ. વ. નપું. इदम्) विश्वस्य–જગતના (નામ, ષ. એ. વ નપું. विश्व) परम्–પરમ (વિશેષણ, વિ. निधानम्) निधानम्–સ્થાન (નામ, પ્ર. એ. વ. નપું. निधान) वेत्ता–જાણવાવાળો, જાણનાર (વ. કૃ. નામ, પ્ર. એ. વ. પુ वेत्तृ) असि–છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) वेद्यम्–જાણવા યોગ્ય (વિધેય કર્મણિ કૃદંત, વિશેષણ, વિ. त्वम्) च–અને (અવ્યય) परम्–પરમ, શ્રેષ્ઠ (વિશેષણ, વિ. धाम) च–અને (અવ્યય) धाम–ધામ, સ્થાન (નામ, પ્ર. એ વ. નપું. धामन्) त्वया–તારા વડે (સર્વનામ, તૃ. એ., વ. युष्मत्) ततम्–વ્યાપ્ત (ભૂ. કૃ. વિશેષણ, વિ विश्वम्) विश्वम्–વિશ્વ (નામ, પ્ર. એ. વ. નપું. विश्व) अनन्तरूप–અનંતરૂપ (સંબોધન; अनन्तानि रूपाणि यस्मिन् विद्यन्ते इति બહુવ્રીહિ).

ભાવાર્થ–તું આદિદેવ પુરાણ પુરુષ છે; તું આ જગતનો પર આશ્રય તથા (જગતને) જાણનાર તેમજ જાણવા યોગ્ય અને પરમ ધામ છે. હે અનંતરૂપ ! તારાથી આ સર્વ જગત વ્યાપ્ત છે. (૩૮)

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥

શબ્દાર્થ–वायु.–વાયુ (નામ, પ્ર. એ વ પુ वायु) यमः–યમ (નામ, પ્ર. એ. વ. પુ. यम) अग्नि.–અગ્નિ (નામ, પ્ર. એ. વ. પુ.) वरुणः–વરુણ (નામ, પ્ર. એ. વ. પુ. वरुण) शशाङ्कः–ચન્દ્ર (નામ, પ્ર. એ. વ. પુ शशाङ्क) प्रजापतिः–

પ્રજાપતિ, બ્રહ્મા (નામ, પ્ર. એ. વ. પુ. प्रजापति) त्वम्-તુ (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) प्रपितामहः-દાદાના પિતા (નામ, પ્ર. એ. વ. પુ. प्रपितामह) च-અને (અવ્યય) नमः नमः-નમસ્કાર (અવ્યય) ते-તને (સર્વનામ, ચ. એ. વ. युष्मत्) अस्तु-હો (ક્રિ. આજ્ઞાર્થ ૩ પુ એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) सहस्रकृत्वः-હજારો વાર (અવ્યય) पुनः च भूयः-ફરીથી અને ફરીથી (અવ્યય) अपि-પણ (અવ્યય) नमः नमः ते-નમસ્કાર તને (ते-સર્વનામ, ચ. એ. વ युष्मत्).

ભાવાર્થ-તું વાયુ, યમ, અગ્નિ, વરુણ, પ્રજાપતિ અને પ્રપિતામહ (પિતામહ=બ્રહ્મા, પ્રપિતામહ=બ્રહ્માનો પિતા) છે, તને હજારોવાર નમસ્કાર, અને વળી ફરીથી પણ તને નમસ્કાર, નમસ્કાર (૩૯)

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनन्तवीर्यामित विक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

શબ્દાર્થ-नमः-નમસ્કાર (અવ્યય) पुरस्तात्-આગળ (અવ્યય) अथ-અને, વળી (અવ્યય) पृष्ठतः-પાછળથી (અવ્યય) नमः-નમસ્કાર (અવ્યય) अस्तु-હો (ક્રિ. આજ્ઞાર્થ ૩ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) ते-તને (સર્વનામ, ચ. એ. વ. युष्मत्) सर्वतः एव-ચારે તરફથી, બધી બાજુએથી, માત્ર (અવ્યય) सर्व-હે સર્વાત્મન્ (સંબોધન) अनन्तवीर्य-હે અનંતવીર્ય (સંબોધન) अमितविक्रमः-અનંત પરાક્રમશીલ (अमितः विक्रमः यस्य इति બહુ૦ વિશેષણ, વિ. त्वम्) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ. युष्मत्) समाप्नोषि-વીંટળાઇ વળે છે, વ્યાપી રહે છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. सम्+आप् ૫ ગણ, પરસ્મૈ૦) ततः-તેથી (અવ્યય) असि-તુ છે (ક્રિ વ. કા. ૨ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) सर्वः-સર્વરૂપ (સર્વનામ, પ્ર. એ. વ. પુ सर्व).

ભાવાર્થ-હે અનન્તવીર્ય ! તને આગળથી તેમજ પાછળથી નમસ્કાર. હે સર્વાત્મન્ ! સર્વ બાજુથી પણ તને નમસ્કાર હો; તું અનંત પરાક્રમશીલ સર્વ (સંસારને) વ્યાપીને રહે છે તેથી તુ સર્વરૂપ છે. (૪૦)

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वाऽपि ॥४१॥

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

શબ્દાર્થ—**सखा**-સખા (નામ, પ્ર. એ. વ **सखा**) **इति**-એ પ્રમાણે (અવ્યય) **मत्वा**-માનીને (વિધેય કૃદંત) **प्रसभम्**-મૂર્ખતા ભરેલું, હઠપૂર્વક (વિશેષણ, વિ. **यत्**) **यत्**-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **यत्**) **उक्तम्**-કહેવાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. **यत्**) **हे कृष्ण**-હે કૃષ્ણ (સંબોધન) **हे यादव**-હે યાદવ (સંબોધન) **हे सखे**-હે સખા (સંબોધન) **इति**-એ પ્રમાણે (અવ્યય) **अजानता**-નહિ જાણતો (વ. કૃ. વિશેષણ, વિ. **मया**) **महिमानम्**-મહિમાને (નામ, દ્વિ. એ. વ. પુ. **महिमन्**) **तव**-તારું, તારો (સર્વનામ, ષ. એ. વ. **युष्मत्**) **इदम्**-આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **मया**-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. **अस्मत्**) **प्रमादात्**-પ્રમાદથી (નામ, પં. એ. વ. પુ. **प्रमाद**) **प्रणयेन**-પ્રેમથી, સદ્‌ભાવથી (નામ, તૃ. એ. વ. પુ. **प्रणय**) **वाऽपि**-અથવા, પણ (અવ્યય) **यत्**-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **च**-અને (અવ્યય) **अवहासार्थम्**-મશ્કરીને માટે, હાંસીને માટે (નામ, ચ. એ. વ) **असत्कृतः**-અપમાનિત થયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. **त्वम्**) **असि**-છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ०) **विहारशय्यासनभोजनेषु**-વિહાર શય્યાસન ભોજનમાં (નામ, સ. બ. વ. પુ) **एकः**-એકલો (વિશેષણ, વિ. **त्वम्**) **अथवा**-અથવા (અવ્યય) **अपि**-પણ (અવ્યય) **अच्युत**-હે અચ્યુત (સંબોધન) **तत्समक्षं**-તેઓની હાજરીમાં (અવ્યય) **तत्**-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **क्षामये**-ક્ષમા કરાવું છું (ક્રિ. વ. કારક ૧ પુ. એ. વ. **क्षम्** ૧ ગણ, આત્મને०) **त्वाम्**-તને, તારાથી (સર્વનામ, દ્વિ. એ. વ. **युष्मत्**) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **अप्रमेयम्**-ચિન્ત્ય પ્રભાવવાળા (વિશેષણ, વિ. **त्वाम्**).

ભાવાર્થ—તું સખા છે એમ માનીને, તેમજ તારા પ્રભાવને નહિ જાણીને મારા વડે પ્રમાદથી અથવા તો પ્રેમથી હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! એ પ્રમાણે હઠપૂર્વક અને મૂર્ખતાપૂર્વક જે કહેવાયું તે; અને હે અચ્યુત ! હાંસીને માટે રમતાં, સૂતાં, બેસતાં અને ખાતાં એકલો અથવા સખાઓની સમક્ષમાં પણ તુ અપમાનિત કરાયો છે, અને અચિન્ત્ય પ્રભાવ-શીલ તારાથી તે અપરાધોની હું ક્ષમા કરાવું છું-ઈચ્છું છું. (૪૧-૪૨)

વિવેચન—શ્લોક ૪૧-૪૨. આ શ્લોકોમાં અર્જુને પોતાનો દેહભાવ

અને કૃષ્ણનો દેહભાવ લઇને કૃષ્ણને સખા તરીકે માન્યો. અર્જુનને કૃષ્ણ સાથે સગપણનો પણ હક્ક છે. કૃષ્ણ સખા તરીકે છે અને અર્જુન બનેવી તરીકે છે. એ કારણે કૃષ્ણનો ઉત્તમોત્તમ ભાવ (બ્રહ્મસ્વરૂપ) અર્જુને ધ્યાનમાં લીધો નહિ. કેવળ મશ્કરીના આવેશમાં દૈહિક કાર્યોમાં અણછાજતા અનેક શબ્દો કહ્યા જેની ક્ષમા માગવા અત્યારે તે પ્રવૃત્ત થાય છે.

અત્યારસુધી અર્જુને કૃષ્ણનું મહાત્મ્ય જાણેલું નહિ એમ લાગે છે. મહાત્મ્ય જાણ્યા પછી ભક્તિને માટે સુદૃઢ સ્નેહ બંધાય તો સ્વરૂપાસક્તિ બને. પછી બ્રહ્મરસનો અનુભવ થાય

पिताऽसि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥

શબ્દાર્થ-पिता-પિતા (નામ, પ્ર. એ. વ. પુ. पितृ) असि-છું (ક્રિ. વ. કા. ૨ પુ એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) लोकस्य-લોકનું, વિશ્વનું (નામ, ષ. એ. વ. પુ.) चराचरस्य-જડ અને ચેતનનું, ચર અને અચરનું (વિશેષણ, વિ. लोकस्य) त्वम्-તું (સર્વનામ, પ્ર. એ. વ युष्मत्) अस्य-આનું (સર્વનામ, ષ. એ. વ. પુ. इदम्) पूज्यः-પૂજનીય (વિશેષણ, વિ. त्वम्) च-અને (અવ્યય) गुरुः-ગુરુ (નામ, પ્ર. એ. વ. પુ गुरु) गरीयान्-વધારે મોટા (વિશેષણ, વિ. त्वम्) न-નહિ (અવ્યય) त्वत्समः-તારા જેવો (વિશેષણ, વિ. अन्यः) अस्ति-છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) अभ्यधिकः-વધારે અધિક (વિશેષણ, વિ. अन्यः) कुतः-ક્યાંથી (અવ્યય) अन्यः-બીજો (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) लोकत्रये-ત્રણ લોકમાં (નામ, સ. એ. વ. નપું.) अपि-પણ (અવ્યય) अप्रतिमप्रभाव-હે અતુલ પ્રભાવવાળા (સંબોધન).

ભાવાર્થ-તમે ચરાચર જગતના પિતા, ગુરુથી પણ મોટા ગુરૂ, અને પૂજ્ય છો; હે અનુપમ પ્રભાવવાળા ત્રણે લોકમાં તમારા જેવો પણ બીજો કોઈ નથી, તો અધિક ક્યાંથી હોય ? (૪૩)

વિવેચન-આ શ્લોક અર્જુનનો ભગવાન પ્રતિ પૂજ્યભાવ દર્શાવે છે અને કાંઈક મહાત્મ્યનો પણ અવબોધ કરે છે. સર્વભાવરૂપ ભગવાનનું જ્ઞાન તો ભગવાને પોતાના શબ્દોમાં આગળ ઉપર ઘણી વખત બતાવ્યું છે તેની

અર્જુનને માહિતી છે. તો પણ પોતાને માટે કાંઈક વિશેષભાવની કલ્પના કરતાં અર્જુન માને છે કે ભગવાન પૂજ્ય અને સેવ્ય પણ બને. આમ અર્જુનમાં કાંઈક ભક્તિઅંશનું પ્રાકટ્ય થાય છે. અત્યાર સુધી એને જ્ઞાન આપવામાં આવ્યું. હવે એનામાં ભક્તિરસનું સ્થાપન કરવા ભગવાન વિચારે છે. તે કારણે આ શ્લોકમાં ભગવાનને અર્જુન પૂજ્ય તરીકે માને છે.

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

શબ્દાર્થ-**तस्मात्**-તેથી (અવ્યય) **प्रणम्य**-નમસ્કાર કરીને (વિધેય કૃદંત), **प्रणिधाय**-મૂકીને (વિધેય કૃદંત) **कायम्**-શરીરને (નામ, દ્વિ. એ. વ. પુ. **काय**) **प्रसादये**-પ્રસન્ન કરું છું (ક્રિ. વ. કારક ૧ પુ. એ. વ. **प्र+सद्** ૧ ગણ, પરસ્મૈ૦) **त्वाम्**-તને (સર્વનામ, દ્વિ. એ. વ. **युष्मत्**) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **ईशम्**-ઈશને (નામ દ્વિ. એ. વ. પુ.) **ईड्यम्**-સ્તુતિ કરવા યોગ્ય (વિશેષણ, વિ. **ईशम्**) **पिता**-પિતા (નામ, પ્ર. એ. વ. પુ. **पितृ**) **एव**-જ, માત્ર (અવ્યય) **पुत्रस्य**-પુત્રનો (નામ, ષ. એ. વ. પુ. **पुत्र**) **सखा**-સખા (નામ, પ્ર. એ. વ. પુ.) **इव**-માફક (અવ્યય) **सख्युः**-સખાનો (નામ, ષ. એ વ પુ.) **प्रियः**-પ્રિય (નામ, પ્ર. એ. વ. પુ.) **प्रियायाः**-પ્રિયાનો (નામ, ષ. એ. વ. સ્ત્રી.) **अर्हसि**-તું યોગ્ય છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. **अर्ह्** ૨ ગણ, પરસ્મૈ૦) **देव**-હે દેવ (સંબોધન) **सोढुम्**-સહન કરવાને (હેત્વર્થ કૃદત).

ભાવાર્થ-તે કારણે શરીરને આગળ ધરીને પ્રણામ કરીને તને સ્તુતિ કરવા યોગ્ય ઈશને હું પ્રસન્ન કરું છું; પિતા જેમ પુત્રનો (અપરાધ), સખા જેમ સખાનો, પતિ પત્નીનો (અપરાધ) હે દેવ! જેમ સહન કરવા યોગ્ય છે (તેમ મારો અપરાધ સહન કરવા તું યોગ્ય છે).

વિવેચન-ભગવાન પ્રતિના લોકભાવમાં અર્જુને તેમને ઘણાં અયુક્ત વચનો કહ્યાં હશે. તેથી ક્ષમા માટે અર્જુન ભગવાનને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. આ પ્રકાર દરેક ભક્ત કોટિના જીવને આવશ્યક છે. જ્યાંજ્યાં ભગવદ્ભાવ જણાય ત્યાંત્યાં નમન કરી શકાય.

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥४५॥

શબ્દાર્થ-अदृष्टपूर्वम्-પહેલાં નહિ જોયેલું (વિશેષણ, વિ. रूपम्) हृषितः-હર્ષ પામેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. अहम्) अस्मि-છું (ક્રિ વ. કા ૧ પુ. એ. વ अस् ૨ ગણ, પરસ્મૈ૦) दृष्ट्वा-જોઈને (વિધેય કૃદંત) भयेन-ભયથી (નામ, તૃ. એ. વ. પુ. भय) च-અને (અવ્યય) प्रव्यथितम्-વ્યથા પામેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. मनः) मनः-મન (નામ, પ્ર. એ વ. નપું. मनस्) मे-મારું (સર્વનામ, ષ એ. વ. अस्मत्) तत्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) एव-માત્ર (અવ્યય) मे-મને (સર્વનામ, ચ. એ. વ. अस्मत्) दर्शय-દેખાડ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. કારક दृश् ૧ ગણ, પરસ્મૈ૦) देव-હે દેવ ! (સંબોધન) रूपम्-રૂપને (નામ, દ્વિ. એ. વ. નપું.) प्रसीद-પ્રસન્ન થા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. प्र+सीद् ૧ ગણ, પરસ્મૈ૦) देवेश-હે દેવેશ (સંબોધન) जगन्निवास-હે જગન્નિવાસ (સંબોધન).

ભાવાર્થ-પૂર્વે નહિ જોયેલા રૂપને જોઈ હર્ષ પામું છું અને ભયથી મારું મન ઘણું વ્યથિત થયું છે હે દેવ ! તે રૂપ જ (જે મેં પ્રથમ જોયેલું છે તે) મને દેખાડ; હે દેવેશ ! રે જગન્નિવાસ ! (મારા ઉપર) પ્રસન્ન થા. (૪૫)

વિવેચન-તારું બતાવેલું રૂપ (વિરાટ સ્વરૂપ) જોઇને મને હર્ષ તો થયો પણ સાથે સાથે ગભરાટ પણ થયો કારણ કે આ રૂપ મારાથી સહી શકાતું નથી. એથી હવે તારું પૂર્વ રૂપ હતું તે મને બતાવ.

સ્નેહાર્દ્ર ભક્ત ઉગ્ર અને ભયાનક સ્વરૂપમાં નિજાનંદ કેળવી શકતો નથી. ભક્તને નિજાનંદની અપેક્ષા છે અને એ આનંદમાં એને (લીલાપ્રવેશમાં) રમમાણ થવું છે. તાત્પર્ય કે પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરી સહજભાવ (એકમેકતા) ધારણ કરવો છે.

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

શબ્દાર્થ-**किरीटिनम्**-કિરીટ ધારણ કરનારને (વિશેષણ, વિ. **त्वाम्**) **गदिनम्**-ગદા ધારણ કરનારને (વિશેષણ, વિ. **त्वाम्**) **चक्रहस्तम्**-હાથમાં ચક્ર ધારણ કરનારને (વિશેષણ, વિ. **त्वाम्**) **इच्छामि**-ઇચ્છું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. **इष् (इच्छ्)** ૧ ગણ, પરસ્મૈ૦) **त्वाम्**-તને (સર્વનામ, દ્વિ. એ. વ. **युष्मत्**) **द्रष्टुम्**-જોવાને (હેત્વર્થ કૃદંત) **अहम्**-હું (સર્વનામ, પ્ર. એ. વ. **अस्मत्**) **तथा, एव**-તેવી રીતે, અને, જ, માત્ર (અવ્યય) **तेन**-તેના વડે (સર્વનામ, તૃ. એ. વ. નપું. **तत्**). **एव**-એ પ્રમાણે (અવ્યય) **रूपेण**-રૂપથી (નામ, તૃ. એ. વ. નપું.) **चतुर्भुजेन**-ચાર હાથવાળું (વિશેષણ, વિ. **रूपेण**) **सहस्रबाहो**-હે હજાર હાથવાળા (સંબોધન) **भव**-થા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. **भू** ૧ ગણ, પરસ્મૈ૦) **विश्वमूर्ते**-હે વિશ્વરૂપ (નામ, સંબોધન).

ભાવાર્થ-હું તને કિરીટધારી, ગદાવાળો, હાથમાં ચક્રવાળો જ જોવાને ઇચ્છું છું, હે સહસ્રબાહુ, હે વિશ્વરૂપ તેવી રીતે જ ચતુર્ભુજ રૂપથી યુક્ત થા. (૪૬)

વિવેચન-અર્જુને જો કે વિશ્વરૂપ દર્શન તો કર્યું પણ એ દર્શનથી એને કાંઇ વિશેષ આનંદનો અનુભવ થયો નહિ. અર્જુનમાં ભક્તિભાવ જાગૃત થયો છે. તે ભાવ પોષવા ભગવાનને આ શ્લોકમાં બતાવેલા સ્વરૂપની પ્રાર્થના કરે છે **प्रार्थना=प्र+अर्थ्**=માંગવું; દીનભાવ સાથે માંગવું. **स्तुति=स्तु** ધાતુનો અર્થ વખાણ કરવાં. સ્તુતિમાં માંગણી હોય અગર ન પણ હોય

श्रीभगवानुवाच ।

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोऽयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥

શબ્દાર્થ-**मया**-મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. **अस्मत्**) **प्रसन्नेन**-પ્રસન્નતાથી, અનુગ્રહયુક્ત (વિશેષણ, વિ. **मया**) **तव**-તારો (સર્વનામ, ષ. એ. વ. **युष्मत्**) **अर्जुन**-હે અર્જુન (સંબોધન) **इदम्**-આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **रूपम्**-રૂપ (નામ, પ્ર. એ. વ. નપું.) **परम्**-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. **रूपम्**) **दर्शितम्**-દેખાડ્યું (ભૂ. કૃ. વિશેષણ, વિ **रूपम्**) **आत्मयोगात्**-મારી યોગશક્તિથી (નામ,

પં. એ. વ. પુ.) तेजोमयम्–પ્રકાશિત (વિશેષણ, વિ. रूपम्) विश्वम्–વ્યાપ્ત, વિરાટ (વિશેષણ, વિ. रूपम्) अनन्तम्–અનંત (વિશેષણ, વિ. रूपम्) आद्यम्–મૂળ (વિશેષણ, વિ. रूपम्) यत्–જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) मे–મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मद्) त्वत् अन्येन–તારા સિવાય બીજાથી (સર્વનામ, તૃ. એ. વ. પુ) न–નહિ (અવ્યય) दृष्टपूर्वम्–પૂર્વે જોયેલું (ભૂ કૃ. વિશેષણ, વિ. रूपम्).

ભાવાર્થ–હે અર્જુન ! મારી યોગશક્તિના પ્રભાવથી આ પરમ, તેજોમય, વ્યાપક, અનંત, આદ્ય જે તારા સિવાય બીજા કોઈથી પણ પૂર્વે જોવાયું નહિ એવું મારૂ રૂપ તને મારા વડે અનુગ્રહપૂર્વક બતાવાયું છે. (૪૭)

વિવેચન–શ્લોક ૪૭થી ૪૯. ભગવાન કૃષ્ણ કહે છે કે આ રૂપ તો મેં તને જ બતાવ્યું છે. તારા સિવાય કોઈને બતાવવામાં આવ્યું નથી. આ પ્રકારના વચનમાં કાંઈક ગર્ભિત ભાવ જણાય છે અર્જુન ઉપર કોઈ જાતની વિલક્ષણ કૃપા અને અસાધારણ પ્રેમ હોવાના કારણે ભગવાને આ સ્વરૂપ અર્જુનને બતાવ્યું. વિશેષમાં ભગવાન જણાવે છે કે આ સ્વરૂપ જોતાં અર્જુનને દુઃખ થવું જોઈએ નહિ ગભરાટ પણ થવો ન જોઈએ. તેણે પ્રસન્નચિત્ત રહેવું જોઈએ. તે પછી તેને જે સ્વરૂપ જોવાની ઈચ્છા છે તે ચતુર્ભુજ સ્વરૂપ બતાવે છે. આ સ્વરૂપ અર્જુન માટે સેવ્ય બને છે. વિશ્વસ્વરૂપ જ્ઞાન માટે છે. ભગવાનના ચાર હાથમાં એક એક તત્ત્વ ગ્રહણ કરેલું છે. આકાશ એ ભગવાનનું શરીર છે. ગદા એ વાયુતત્ત્વ છે. સુદર્શન એ તેજસ્ તત્ત્વ છે શંખ એ જલતત્ત્વ છે. કમલપત્ર એ પૃથ્વીતત્ત્વ છે. આ પ્રકારે સર્વતત્ત્વમય કૃષ્ણ ઉપાસ્ય–સેવ્ય બને છે.

न वेदयज्ञाध्ययनैर्न दानैर् न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवं रूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

શબ્દાર્થ–न–નહિ (અવ્યય) दानैः–દાનથી (નામ, તૃ. બ. વ. નપું) न, च–નહિ, અને (અવ્યય) क्रियाभिः–ક્રિયાઓ વડે (નામ, તૃ એ વ. સ્ત્રી. क्रिया) न–નહિ (અવ્યય) तपोभिः–તપો વડે (નામ, તૃ બ વ. નપુ. तपस्) उग्रैः–ઉગ્ર (વિશેષણ, વિ. तपोभिः) एवम् रूपः–એ પ્રમાણેના રૂપવાળો (વિશેષણ, વિ. अहम्) शक्यः–યોગ્ય (વિશેષણ, વિ. अहम्) अहम्–હું (સર્વનામ, પ્ર. એ વ. अस्मद्)

**नृलोके**–મનુષ્યલોકમા, સંસારમાં (નામ, સ. એ. વ. પુ) **द्रष्टुम्**–જોવાને (હેત્વર્થ કૃદંત) **त्वदन्येन**–તારા સિવાય બીજાથી (સર્વનામ, તૃ. એ. વ. પુ.) **कुरुप्रवीर**–કુરુઓમાં શ્રેષ્ઠ–કર્મક્ષેત્રમાં મુખ્ય રહીને વીરતા બતાવનાર (સંબોધન).

ભાવાર્થ–હે કુરુપ્રવર ! (હે કર્મક્ષેત્રમાં મુખ્ય), હું આવા રૂપવાળો મનુષ્યલોકમાં વેદ, યજ્ઞ અને અધ્યયન વડે, દાનો વડે, ક્રિયાઓ વડે, ઉગ્ર તપ વડે, તારા સિવાય બીજા કોઈથી પણ જોવાને શકય નથી. (૪૮)

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।**
**व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥**

શબ્દાર્થ–**मा**–નહિ (અવ્યય) **ते**–તને (સર્વનામ, ચ. એ. વ. **युष्मत्**) **व्यथा**–દુઃખ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) **मा, च**–નહિ, અને (અવ્યય) **विमूढभावः**–મોહભાવ (નામ, પ્ર. એ. વ. પુ) **दृष्ट्वा**–જોઈને (વિધેય કૃદંત) **रूपम्**–રૂપને (નામ, દ્વિ એ. વ. નપું) **घोरम्**–ઘોર, ભયંકર (વિશેષણ, વિ. **रूपम्**) **ईदृक्**–આના જેવું (વિશેષણ, વિ. **रूपम्**; **ईदम्+ऋक्=ईदृक्**) **मम**–મારું (સર્વનામ, ષ. એ. વ. **अस्मत्**) **इदम्**–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **व्यपेतभीः**–ભય જતો રહ્યો છે જેનો (વિશેષણ, વિ. **त्वम्**; **व्यपेतः भीः यस्य** બહુ૦) **प्रीतमनाः**–જેનું મન ખુશ થયેલું છે એવો (વિશેષણ, વિ. **त्वम्**; **प्रीतं मनः यस्य इति** બહુ૦) **पुनः**–ફરીથી (અવ્યય) **त्वम्**–તું (સર્વનામ, પ્ર. એ. વ **युष्मत्**) **तत्**–તે, પૂર્વનું અનુભૂત રૂપ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **एव**–માત્ર, જ (અવ્યય) **मे**–મારું (સર્વનામ, ષ. એ. વ. **अस्मत्**) **रूपम्**–રૂપને (નામ, દ્વિ. એ વ નપું.) **इदम्**–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું) **प्रपश्य**–જો (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ એ. વ. **प्र+दृश्** ૧ ગણ, પરસ્મૈ૦)

ભાવાર્થ–આ મારા ઘોર અને એના જેવા રૂપને જોઈને તને વ્યથા તેમ જ મૂઢતા (ગાંડપણ) થાવ નહિ; તું ભયમુક્ત અને પ્રીતિયુક્ત મનવાળો થઈને ફરીથી પૂર્વે તારા વડે અનુભૂત થયેલા મારા આ રૂપને જો. (૪૯)

**सञ्जय उवाच ।**

**इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।**

आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

શબ્દાર્થ–इति–એ પ્રમાણે (અવ્યય) अर्जुनम्–અર્જુનને (નામ, દ્વિ. એ. વ. પુ) वासुदेवः–વાસુદેવ (નામ, પ્ર. એ. વ. પુ) तथा–વળી (અવ્યય) उक्त्वा–કહીને (વિધેય કૃદંત) स्वकम्–પોતાનુ (વિશેષણ, વિ. रूपम्) रूपम्–રૂપને (નામ, દ્વિ. એ. વ. નપું. रूप) दर्शयामास–દેખાડ્યુ (ક્રિ. પૂર્ણ ભૂતકાળ ૩ પુ. એ. વ. दृश् ૧ ગણ, પરસ્મૈ૦) भूयः–ફરીથી (અવ્યય) आश्वासयामास–આશ્વાસન આપ્યું (ક્રિ. પૂર્ણ ભૂતકાળ ૩ પુ. એ. વ. आ+श्वस् ૧ ગણ, પરસ્મૈ૦) च–અને (અવ્યય) भीतम्–બીધેલો (વિશેષણ, વિ. एनम्) एनम्–એને (સર્વનામ, દ્વિ એ. વ. પુ एतद्) भूत्वा–થઈને, બનીને (વિધેય કૃદંત) पुनः–ફરીથી (અવ્યય) सौम्यवपु:–શાન્ત સ્વરૂપ (નામ, પ્ર. એ વ પુ) महात्मा–મહાત્મા (નામ, પ્ર. એ. વ. પુ महात्मन्).

ભાવાર્થ–વાસુદેવે અર્જુનને આ પ્રકારે કહીને ફરીથી તથા તેવું જ પોતાના સ્વરૂપને દેખાડ્યું અને ફરીથી સૌમ્ય સ્વરૂપ મહાત્મા થઈને આ ભયભીત થયેલાને આશ્વાસન આપ્યું. (૫૦)

વિવેચન–આ શ્લોકમાં સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે ભગવાને સૌમ્ય સ્વરૂપ ધારણ કર્યું. જેનાં દર્શનથી અર્જુનનો ભય જતો રહ્યો જ્યાં સુધી ભક્તને ભય અથવા કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ હોય ત્યાં સુધી ભગવત્સ્વરૂપ સુસેવ્ય થતું નથી અને ભક્તને સેવામાનો આનંદરસ પ્રાપ્ત થતો નથી. આનંદરસ કેળવવા આનંદમય સ્વરૂપનું અવલંબન જરૂરનું છે.

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

શબ્દાર્થ–दृष्ट्वा–જોઈને (વિધેય કૃદંત) इदम्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) मानुषम्–મનુષ્યનું (વિશેષણ, વિ. रूपम्) रूपम्–રૂપને (નામ, દ્વિ. એ વ. નપું.) तव–તારું (સર્વનામ, ષ. એ. વ युष्मत्) सौम्यम्–શાન્ત (વિશેષણ, વિ. रूपम्) जनार्दन–હે જનાર્દન (સંબોધન) इदानीम् (અવ્યય) अस्मि–છું (ક્રિ વ. કા. ૧ પુ એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) संवृत्तः–થયો (ભૂ કૃ. વિશેષણ, વિ.

अहम्) सचेताः-સ્થિર ચિત્તવાળો, શાન્ત ચિત્તવાળો (ભૂ. કૃ. વિશેષણ, વિ. अहम्) प्रकृतिम्-પ્રકૃતિને, સ્વભાવને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. प्रकृति) गतः-પ્રાપ્ત થયો (ભૂ. કૃ. વિશેષણ, વિ. अहम्).

ભાવાર્થ-હે જનાર્દન ! તારા આ શાન્ત મનુષ્યરૂપને જોઈને હવે હું શાન્ત ચિત્તવાળો થયો છું અને મારા પોતાના સ્વભાવને પામ્યો છું. (૫૧)

વિવેચન-જીવને અનેક ભવ્ય પદાર્થોનું દર્શન કરવાની ઈચ્છા થાય છે. આ પ્રકારનો સામાન્ય ભાવ દરેકમાં હોય છે. ભવ્ય પદાર્થોમાં રહેલા કોઈક વિશેષ રહસ્યાત્મક ભાવ સમજવા જ્યાં સુધી જીવમાં તાકાત હોતી નથી ત્યાં સુધી માત્ર મોહ જ રહે છે. તેનું પરિણામ રહાય તો આનંદ થાય અગર ભય થાય. જો આનંદ થાય તો તેમાં અલૌકિકતા સમજાય તો સારૂં; પણ જો લૌકિક ભાવ સમજાય તો આનદ પણ દોષરૂપ થઈ જાય છે. ભય તો કોઈ પણ જીવને આવશ્યક નથી. જીવ પોતાના સ્વભાવના આધારે વ્યવહાર કર્યા કરે છે. એવા જ હેતુથી અર્જુનને ભગવાનના માનુષ સ્વરૂપમાં આનંદ પડચો જણાય છે.

श्रीभगवानुवाच ।

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥

શબ્દાર્થ-सुदुर्दर्शम्-જોવાને અતિ દુર્લભ (વિશેષણ, વિ. रूपम्) इदम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું) रूपम्-રૂપને (નામ, દ્વિ. એ. વ. નપું.) दृष्टवान्-જોનાર (વ. કૃ. નામ, પ્ર. એ. વ. પુ.) असि-તું છે (ક્રિ. વ. કા. ૨ પુ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) मम-મારૂં (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) देवाः-દેવો (નામ, પ્ર. બ. વ. પુ. देव) अपि-પણ (અવ્યય) अस्य-આનું (સર્વનામ, ષ. એ. વ. નપું. इदम्) रूपस्य-સ્વરૂપનું (નામ, ષ. એ. વ. નપું. रूप) नित्यम्-હમેશાં (અવ્યય) दर्शनकांक्षिणः-દર્શનની ઇચ્છાવાળાઓ (વિશેષણ, વિ. देवाः)

ભાવાર્થ–જે મારૂં આ રૂપ તેં જોયું છે તે જોવાને અતિ દુર્લભ છે. દેવો પણ હંમેશાં આ સ્વરૂપનાં દર્શન કરવાની ઈચ્છાવાળા છે. (૫૨)

વિવેચન–શ્લોક ૫૨ થી ૫૫. ભગવાન અર્જુનને કહે છે કે મેં તને દેવો જે સ્વરૂપદર્શનની આકાંક્ષા કરી રહ્યા છે તેવું સ્વરૂપ બતાવ્યું. આ તારા ઉપરના સ્નેહને કારણે છે. જેના ઉપર મારી કૃપા અને સ્નેહ હોય છે તેને હું મારાં ચમત્કારિક સ્વરૂપો બતાવું છું. આ સ્વરૂપોમાં મારા મહાત્મ્યનું દર્શન થાય છે. આ મહાત્મ્યદર્શન કોઈ પણ સાધન દ્વારા પ્રાપ્ત થતું નથી. માત્ર મારી ઈચ્છાએ જ પ્રાપ્ત થાય છે. વેદ દ્વારા, યજ્ઞ દ્વારા કે તપ દ્વારા પણ આ પ્રકારનું સ્વરૂપ જોઈ શકાતું નથી. મારા સ્વરૂપને બરોબર સમજ્યા પછી તેમા પ્રવેશ કરવાની જરૂર છે તેમા સાધનરૂપે અનન્ય ભક્તિ સાથે જ્ઞાન ઉપયોગમાં આવે છે જો કે અનન્ય ભક્તિ અને જ્ઞાન સાધનરૂપે કામમાં આવે ખરાં; પરંતુ મારી કૃપા વિના અનન્ય ભક્તિ અને જ્ઞાન સિદ્ધ થતાં નથી. આ શ્લોક કાંઈક પ્રતિજ્ઞાના રૂપે જણાય છે. ભગવાન જણાવે છે કે હું જેમાં મુખ્ય હોઉં અને મારા નિમિત્તે કર્મ કરવામા આવે એવાં સમસ્ત કર્મો કોઈ પણ બાબતે સ્વાર્થ વિનાનાં હોવાં જોઈએ પ્રાણી માત્ર પર કોઈ પણ જાતનો દ્વેષ, ઈર્ષ્યા, તિરસ્કાર, વૈમનસ્ય નહિ રાખે તેવા જે કોઈ મારું ભજન કરવા પ્રવૃત્ત થશે તેની તરફ હું મારો ભાવ પ્રકટ કરુ છું.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥

શબ્દાર્થ–ન–નહિ (અવ્યય) अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) वेदैः–વેદોથી (નામ, તૃ. એ. વ. પુ. वेद) ન–નહિ (અવ્યય) तपसा–તપથી (નામ, તૃ. એ. વ. નપું. तपस्) ન–નહિ (અવ્યય) दानेन–દાનથી (નામ, તૃ. એ વ. નપું. दान) ન, च–નહિ, અને (અવ્યય) इज्यया–યજ્ઞ ક્રિયા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. इज्या) शक्यः–શકય (વિધેય કર્મણિ કૃદંત વિ अहम्) एवंविधः–એ પ્રકારનો, તેવી રીતનો (વિશેષણ, વિ. अहम्) द्रष्टुम्–જોવાને (હેત્વર્થ કૃદંત) द्रष्टवान्–જોનાર (વ. કૃ. વિશેષણ, વિ अहम्) असि–તું છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) माम्–મને (સર્વનામ દ્વિ. એ. વ. अस्मत्) यथा–જેવી

રીતે (અવ્યય).

ભાવાર્થ-જેવી રીતે મને તે જોયો છે તેવી રીતે હું વેદોથી, વેદોના અધ્યયનથી, તપ, દાન અને યાજ્ઞિક કર્મથી પણ જોવાવાને શકય નથી (૫૩)

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टु च तत्त्वेन प्रवेष्टु च परंतप ॥५४॥

શબ્દાર્થ-भक्त्या-ભક્તિથી (નામ તૃ એ વ સ્ત્રી भक्ति) तु-તો પણ (અવ્યય) अनन्यया-અનન્યથી (વિશેષણ, વિ भक्त्या) शक्य-શકય (વિધેય કર્મ કૃદત, વિશેષણ, વિ अहम्) अहम्-હુ (સર્વનામ, પ્ર એ વ. अस्मत्) एवविध.-એ પ્રમાણેનો, એવી રીતનો (વિશેષણ, વિ अहम्) अर्जुन-અર્જુન (સબોધન) ज्ञातुम्-જાણવાને (હેત્વર્થ કૃદત) द्रष्टुम्-જોવ ને (હેત્વર્થ કૃદત) च-અને (અવ્યય) तत्त्वेन-તત્ત્વથી (નામ, તૃ એ. વ નપુ तत्त्व) प्रवेष्टुम्-દાખલ થવાને, ઐક્યભાવથી પ્રાપ્ત થવાને (હેત્વર્થ કૃદત) च-અને (અવ્યય) परतप-હે અર્જુન (સબોધન)

ભાવાર્થ-હે પરતપ ! અનન્ય ભક્તિ વડે જ એ પ્રકારનો હુ તત્ત્વથી જાણવાને, જોવાને અને પ્રવેશ કરવાને શકય છુ (૫૪)

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥५५॥

શબ્દાર્થ-मत्कर्मकृत्-મારા સબધી કર્મ કરનાર (વિશેષણ, વિ य.) मत्परम.-મને પરમ જાણનાર (વિશેષણ, વિ य) मद्भक्त.-મારામા ભક્તિ રાખનાર (વિશેષણ, વિ. य.) सङ्गवर्जित.-લોકના સગને ત્યજનાર (ભૂ કૃ વિશેષણ, વિ य.) निर्वैर.-વૈરભાવ વિનાનો (વિશેષણ, વિ य) सर्वभूतेषु-બધા પ્રાણીઓ તરફ (નામ, સ બ વ નપુ) य.-જે (સર્વનામ, પ્ર એ વ પુ) स-તે (સર્વનામ, પ્ર એ વ. પુ तत्) माम्-મને (સર્વનામ, દ્વિ એ વ अस्मत्) एति-જાય છે, પામે છે (ક્રિ. વ કા ૩ પુ એ વ इ ૨ ગણ, પરસ્મૈ૦) पाण्डव-હે પાડવ (સબોધન)

ભાવાર્થ-હે અર્જુન ! જે પુરુષ મારે માટે કર્મ કરનાર, મને જ પરમ જાણનાર, મારામાં જ ભક્તિ રાખનાર, લોકસંગમાંથી આસક્તિ છોડનાર, બધા પ્રાણીઓ તરફ વૈરભાવ વિનાનો હોય તે મને પામે છે. (૫૫)

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनं नामैकादशोऽध्यायः ॥११॥

卐

# अध्याय १२ – भक्तियोग

अर्जुन उवाच ।

> एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
> ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

શબ્દાર્થ-**एवम्** એ પ્રકારે (અવ્યય) **सततयुक्ताः**-હમેશાં ભજન-ધ્યાન યુક્ત (ભૂ કૃ. વિશેષણ, વિ. **भक्ताः**) **ये**-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ) **भक्ताः**-ભક્તો, અનન્ય ભક્તો (નામ, પ્ર. બ. વ. પુ.) **त्वाम्**-તને (સર્વનામ, દ્વિ. એ. વ. **युष्मत्**) **पर्युपासते**-ભાવપૂર્વક સેવે છે, ઉપાસે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **परि+उप+आस्** ૨ ગણ) **ये**-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ પુ) **च, अपि**-અને, પણ (અવ્યય) **अक्षरम्**-અક્ષરને, અક્ષરબ્રહ્મને (નામ, દ્વિ. એ. વ. નપું. **अक्षर**) **अव्यक्तम्**-અદૃશ્ય, નિરાકાર (વિશેષણ, વિ. **अक्षरम्**) **तेषाम्**-તેઓનું, તે બન્ને પ્રકારના ભક્તોમાંના (સર્વનામ, ષ. બ. વ. પુ. **तत्**) **के**-કોણ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **किम्**) **योगवित्तमाः**-યોગ જાણનારાઓમાં ઉત્તમ (વિશેષણ, વિ. **के:**)

ભાવાર્થ-એ પ્રકારે નિરંતર ભજન-ધ્યાનમાં યુક્ત રહેલા જે અનન્ય ભક્તો તને ઉપાસે છે અને જેઓ નિરાકાર અક્ષરબ્રહ્મને (ઉપાસે છે), તે બન્ને પ્રકારના ભકતોમાંના કોણ યોગ જાણનારાઓમાં ઉત્તમ છે? (૧)

વિવેચન-અર્જુન અહીં પ્રશ્ન કરે છે. બે પ્રકારના ભકતો છે તેમાં એક ભકત બ્રહ્મના નિર્દિષ્ટ સ્વરૂપની સાથે પોતાનું ચિત્ત લગાડવા સેવા-પૂજા ઈત્યાદિ પ્રકારનો ઉપયોગ કરે છે એ રીતે પોતાના સમસ્ત મનોભાવો તેમાં

યોજે છે. આ પ્રકારનો એક ભક્તનો યોગ બને છે.

વળી બીજો કોઇ ભક્ત અનિર્દિષ્ટ સ્વરૂપ જેને સચ્ચિદાનંદ કહેવામાં આવે છે તેમાં પોતાની સમસ્ત વૃત્તિઓ યોગ દ્વારા યોજે છે. આ બે પ્રકારના ભક્તોમાંથી કોને વિશેષ યોગારૂઢ માનવો ? જો કે બ્રહ્મ નિરાકાર છે છતાં પણ તેને આકાર ગ્રહણ કરવો હોય તો તે ગ્રહણ કરી શકે છે. કારણ કે બ્રહ્મમાંથીજ સર્વ પ્રકટ થાય છે. જ્યારે સર્વ પ્રકટ થાય છે ત્યારે તેને (બ્રહ્મને) કોઈ પણ રૂપ અંગીકાર કરવામા પ્રતિબંધ આવતો નથી. वृंहत्वात् वृंहणत्वात् ब्रह्म ॥

श्रीभगवानुवाच ।

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥

**શબ્દાર્થ–मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) **आवेश्य**–દાખલ કરીને, એકાગ્ર કરીને (વિધ્યર્થ કૃદંત) **मनः**–મન (નામ, દ્વિ. એ. વ. નપું.) **ये**–જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. यत्) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) **नित्ययुक्ताः**–નિરંતર મારા ભજન–ધ્યાનમાં લાગેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ ये) **उपासते**–ઉપાસે છે, ભાવનાપૂર્વક સેવે છે (ક્રિ. વ. કા ૩ પુ. બ. વ. परि+उप+आस् ૨ ગણ) **श्रद्धया**–શ્રદ્ધાથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી. श्रद्धा) **परया**–શ્રેષ્ઠ (વિશેષણ, વિ. श्रद्धा) **उपेताः**–યુક્ત થયેલા (ભૂ. કૃ વિ. ये; उप+इ) **ते**–તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ तत्) **मे**–મારા (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) **युक्ततमाः**–યોગીઓમાં ઉત્તમ (વિશેષણ, વિ. ते) **मताः**–માનેલા (ભૂ કૃ વિશેષણ, વિ. ते)

**ભાવાર્થ**–મારામાં મનને એકાગ્ર કરીને નિરંતર મારા ભજન અને ધ્યાનમાં યુક્ત થયેલા જે અતિશય શ્રદ્ધાવાળા ભક્તો મને ભજે છે તેઓ મારા ઉત્તમ યોગીઓ માનેલા છે. (૨)

**વિવેચન**–ગયા શ્લોકમાં પ્રશ્ન પૂછવામા આવ્યો છે તેનો ઉત્તર આ અધ્યાયમાં કોઈ ને કેઇ પ્રકારે ભગવાન આપે છે. જુદા જુદા પ્રકાર ત્યાં

છે. માત્ર સાર એટલો જ છે કે ઉત્તમ ભક્ત તે જ બની શકે જે ભગવાનમાં પોતાનું મન સંપૂર્ણ રીતે લગાડી શકે. પછી તે ચ્હાય તો ભગવાનના વ્યક્ત સ્વરૂપ સાથે સંબંધ કરે અને તેમાં પોતાનો સર્વભાવ મૂકે અથવા તો અવ્યક્ત સાથે સંબંધ કરે અને તેમાં પોતાનો પૂર્ણભાવ મૂકે. માત્ર ભક્તિરસમાં પૂર્ણભાવ ભગવાનમાં યોજવાનો છે. તેમાં જીવ દ્વારા જે કાંઇ પણ બનતું હોય તે બધું નિવેદન કરવાનું છે.

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥

सन्नियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहितेरताः ॥४॥

શબ્દાર્થ-ये-જેઓ (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) तु-પણ (અવ્યય) अक्षरम्-અક્ષરને (નામ, દ્વિ એ. વ. નપું. अक्षर) अनिर्देश्यम्-અકથનીય, સમજાવી ન શકાય એવું (વિશેષણ, વિ. अक्षरम्) अव्यक्तम्-અવ્યક્ત, નિરાકાર (વિશેષણ, વિ. अक्षरम्) पर्युपासते-ઉપાસે છે, અનન્ય ભાવથી સેવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. परि+उप+आस् ૨ ગણ, આત્મને૦) सर्वत्रगम्-બધે ઠેકાણે જનારૂં, સર્વવ્યાપી (વિશેષણ, વિ अक्षरम्) अचिन्त्यम्-અચિન્ત્ય, નહિ વિચારી શકાય એવું, બુદ્ધિ અને મનથી પર (વિશેષણ, વિ. अक्षरम्) च-અને (અવ્યય) कूटस्थम्-વિશ્વમાં રહેનાર સ્વરૂપ (વિશેષણ, વિ. अक्षरम्) अचलम्-અચળ (વિશેષણ, વિ अक्षरम्) ध्रुवम्-નિત્ય (વિશેષણ, વિ. अक्षरम्) सन्नियम्य-સારી રીતે વશમાં રાખીને (વિધેય કૃદંત, सम्+नि+यम् ૧ ગણ) इन्द्रियग्रामम्-ઇન્દ્રિયના સમુદાયને (નામ, દ્વિ. એ. વ. પુ. इन्द्रियग्राम) सर्वत्र-બધે ઠેકાણે (અવ્યય) समबुद्धयः-સમબુદ્ધિવાળાઓ, સમાન ભાવવાળા (વિશેષણ, વિ. ते) ते-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) प्राप्नुवन्ति-મેળવે છે, પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. प्र+आप् ૫ ગણ, પરસ્મૈ૦) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) एव-જ, માત્ર (અવ્યય) सर्वभूतहिते-બધા પ્રાણીઓના હિતમાં (નામ, સ. એ. વ.) रताः-લાગેલા, રોકાયેલા, રમતા (ભૂ. કૃ વિશેષણ, વિ. ते)

ભાવાર્થ—જે પુરુષો ઇન્દ્રિયોના સમુદાયને સારી રીતે વશમાં રાખીને મન અને બુદ્ધિથી પર સર્વવ્યાપક, અકથનીય સ્વરૂપ અને રસરૂપ નિત્ય અચલ, નિરાકાર અક્ષરને (ઐકયભાવથી) ઉપાસે છે તેઓ સર્વ ભૂતોના હિતમાં લાગેલા અને સર્વમાં સમાનભાવવાળા મને જ પ્રાપ્ત થાય છે. (૩–૪)

વિવેચન—શ્લોક ત્રણનો વિષય પ્રથમ શ્લોકના ભાવમાં સારરૂપે જણાવવામાં આવ્યું તેના વિશેષ સ્પષ્ટીકરણ માટે છે. ચોથા શ્લોકમાં અક્ષરની ઉપાસના કેવી રીતે કરવી તે બતાવવામાં આવ્યું છે.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥

શબ્દાર્થ—क्लेशः—કલેશ (નામ, પ્ર. એ. વ. પુ) अधिकतरः—અધિકથી વધારે (વિશેષણ, વિ. क्लेशः Comparative degree) तेषाम्—તેઓને (સર્વનામ, ષ. બ. વ. પુ. तद् ) अव्यक्तासक्तचेतसाम्—અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળા એવા (નામ, ષ. બ. વ. પુ.) अव्यक्ता—અવ્યક્ત, નિર્ગુણ (પ્ર. એ. વ न व्यक्ता इति अव्यक्ता નઞ તત્પુરુષ) हि—ચોક્કસ (અવ્યય) गतिः—ગતિ, બ્રહ્મ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી गति) दुःखम्—દુઃખે કરીને (અવ્યય) देहवद्भिः—દેહાભિમાનીઓ વડે (નામ, તૃ. બ. વ પુ देहवत्) अवाप्यते—પમાય છે (દ્વિ. વ કા. ૩ પુ. એ વ. अव+आप् પરસ્મૈ०)

ભાવાર્થ—અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળા એવા તેઓને અધિકથી વધારે કલેશ (થાય છે) કેમકે દેહાભિમાનીઓ વડે નિર્ગુણ બ્રહ્મ દુઃખે કરીને પમાય છે. (૫)

વિવેચન—ભક્તિ કરનાર કોઈ પણ મનુષ્ય વિચાર કરે ત્યારે તેને અવલંબનરૂપે કોઈ પણ વ્યક્ત સ્વરૂપનો ઉપયોગ કરવો પડે છે. જેથી એના ચિત્તને સ્થિર કરવાનું સુલભ પડે. તેમ છતાં તે સ્વરૂપ સાથેના પ્રસંગોમાં વિધિ વિધાન તો રહે છે. દા ત :- પૂજા, સેવા ઠેરવેલા ક્રમે, સમયે અને

નિયત પદ્ધતિએ જ કરવી પડે છે. એમ કરવામાં ભક્તને ચિત્તોદ્વેગ તો થવાનો તેમ જ શરીરને પણ શ્રમ પડવાનો; છતાં પણ બધુ સહન કરી પૂજા અને સેવામાં પોતાનો વ્યવહાર તે ચાલુ રાખે છે. તાત્પર્ય કે અહીં પણ કલેશ તો છે. કલેશ સહન કર્યા વિના કોઈ પણ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી નથી.

અવ્યક્ત ઉપાસનામાં તેના ક્રમે અને તેની વિધિએ વ્યવસ્થા કરવી પડે છે માત્ર ત્યાં સ્વરૂપ હોવાથી ચિત્તનું અવલંબન યથાસ્થિત જોઈએ. તેમ બનતાં વાર લાગે છે એ કારણે તેમાં કલેશ વધારે છે એમ દેખાય છે. કારણ કે ત્યાં આલંબન જલદીથી તૈયાર થતું નથી અને આલંબન વિના ચિત્તને શાન્તિ તેમ જ આનદ મળતા નથી. ચિત્તની શાન્તિ અને આનંદને કેળવવા સહિષ્ણુતાની જરૂર પડે છે. વિવેક, ધૈર્ય અને આશ્રય દ્વારા સહિષ્ણુતા કેળવવી

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मा ध्यायन्त उपासते ॥६॥

तेषामहं समुद्धर्ता मृ त्यु सं सा र सा ग रा त् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

શબ્દાર્થ-ये-જેઓ (સર્વનામ, પ્ર બ વ પુ यत्) तु-તો, પણ (અવ્યય) सर्वाणि-બધાં (સર્વનામ, વિશેષણ, વિ कर्माणि) मयि-મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) सन्यस्य-અર્પણ કરીને, ત્યાગ કરીને (વિધેય કૃદંત, सम्+न्यस् ૧ ગણ, આત્મને૦) मत्पराः-મારા પરાયણ (વિશેષણ, વિ ये) अनन्येन-અનન્ય (વિશેષણ, વિ योगेन) एव-જ, માત્ર (અવ્યય) योगेन-યોગથી (નામ, તૃ. એ. વ. પુ योग) माम्-મને (સર્વનામ, દ્વિ એ. વ. अस्मत्) ध्यायन्तः-ધ્યાન કરતા વ કૃ વિશેષણ, વિ ये) उपासते-ઉપાસે છે, ભજે છે (ક્રિ વ. કા. ૩ પુ. બ. વ. उप+आस् ૨ ગણ, આત્મને૦) तेषाम्-તેઓનો (સર્વનામ, ષ. બ. વ. પુ अहम्-હું (સર્વનામ, પ્ર એ વ अस्मत्) समुद्धर्ता-ઉદ્ધાર કરનાર (નામ, પ્ર. એ વ. પુ सम+उद्+धर्तृ) मृत्युसंसारसागरात्-મૃત્યુરૂપ સસાર સાગરમાં (નામ, પં. એ. વ પુ संसारस्य सागरः; ससार सागर, मृत्युः एव संसार सागरः

इति કર્મધારય) भवामि-થાઉં છું, બનું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. भू ૧ ગણ, પરસ્મૈ૦) न, चिरात्-નહિ, વિલંબે (અવ્યય) पार्थ-હે અર્જુન (સંબોધન) मयि-મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) आवेशितचेतसाम्-જેનું ચિત્ત પ્રવેશાયેલું છે એવાઓનો (વિશેષણ, વિ. तेषाम् आवेशितम् चेतः येषाम् इति બહુવ્રીહિ).

ભાવાર્થ-જેઓ મારા પરાયણ થયેલા સર્વ કર્મોને મારામાં અર્પણ કરીને મને જ અનન્ય ધ્યાનયોગ વડે ચિન્તવન કરતા ઉપાસે છે; તેમનો તેમ જ મારામા ચિત્ત રાખનારાઓનો હે પાર્થ ! વિના વિલંબે મૃત્યુરૂપ સંસાર સાગરમાંથી ઉદ્ધાર કરનાર હું થાઉં છું (૬–૭)

વિવેચન-શ્લોક ૬માં અનન્ય યોગ નામનો શબ્દ વાપરેલો છે. તેનો ભાવાર્થ એટલો છે કે કોઈ પણ ભક્તે પોતાના ચિત્તને ભગવાન સિવાય ઈતરમાં જોડવું નહિ. માત્ર ભગવાન (બ્રહ્મ)માં જ જોડવું. આ પ્રકાર સિદ્ધ થવા માટે ભગવદ્‌પરાયણતા સર્વ કર્મો ભગવાનને અર્પણ કરવા દ્વારા થાય છે. ભગવાનની ઉપાસના ચિત્તમાં ધ્યાન દ્વારા કરવી. એ ઉપાસનામા સાધન અને પ્રકાર જરૂરનાં હોય તો તેનો પણ ઉપયોગ થવો જોઈએ તાત્પર્ય કે ઠેરવેલી વિધિ પ્રમાણે ઉપાસના કરવી.

જે ભક્તોએ પોતાનું ચિત્ત મારામાં અર્પ્યું છે તેમનો ઉદ્ધાર (મોક્ષ) હું જલદી કરૂ છું સંસારમાં બીજાને જે ભય થાય છે તેવો ભય આ પ્રકારના ભક્તોને થતો નથી. કારણ કે આ ભક્તો પ્રપંચરહિત હોય છે. કેવળ શુદ્ધ હોવાના કારણે માયાનાં આવરણો એમને બાધ કરતાં નથી. સંસારમાં માયા છે અને આ (ભક્ત) સંસારથી અતિરિક્ત છે. જેણે સંસારમાં મમતા ઓછી કરી છે તેનું જ ચિત્ત ભગવાનમાં રહી શકે છે.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥

શબ્દાર્થ-मयि-મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) एव-જ, માત્ર (અવ્યય) मनः-મનને (નામ, દ્વિ. એ. વ નપું. मनस्) आधत्स्व-પરોવ (ક્રિ.

આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. आ+धा ૩ ગણ) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) **बुद्धिम्**–બુદ્ધિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. बुद्धि) **निवेशय**–દાખલ કર, પરોવ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ એ. વ निं+विश् ૧૦ ગણ, પરસ્મૈ०) **निवसिष्यसि**–નિવાસ કરશે (ક્રિ. ભ. કા. ૨ પુ એ. વ. नि+वस् ૧ ગણ, પરસ્મૈ०) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) **एव, न**–જ, માત્ર, નહિ (અવ્યય) **अतः उर्ध्वम्**–તેથી પછી (અવ્યય) **संशयः**–સંશય (નામ, પ્ર. એ. વ. પુ. संशय)

ભાવાર્થ–મારામાં મનને લગાડ, મારામાં બુદ્ધિને પરોવ, એ પછી (આ કર્યા પછી) મારામાં જ નિવાસ કરશે (મને જ પ્રાપ્ત કરશે) એમાં સંશય નથી.

अथ चित्तं समाधातुं न शक्नोपि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥९॥

શબ્દાર્થ–**अथ**–વળી (અવ્યય) **चित्तम्**–ચિત્તને (નામ, દ્વિ. એ. વ. નપું. चित्त) **समाधातुम्**–મૂકવાને, રાખવાને (હેત્વર્થ કૃદંત) **न**–નહિ (અવ્યય) **शक्नोपि**–શક્તિમાન છે (ક્રિ. વ. કા. ૨ પુ એ. વ. शक् ૫ ગણ, પરસ્મૈ०) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मत्) **स्थिरम्**–સ્થિર (વિશેષણ, વિ. चित्तम्) **अभ्यासयोगेन**–અભ્યાસ યોગથી (નામ, તૃ એ. વ. પુ) **ततः**–ત્યારે, પછી (અવ્યય) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) **इच्छ**–ઈચ્છા કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ इष् (इच्छ्) ૧ ગણ) **आप्तुम्**–મેળવવાને (હેત્વર્થ કૃદંત) **धनञ्जय**–હે ધનંજય (સંબોધન).

ભાવાર્થ–વળી જો તું મારામાં ચિત્તને સ્થિર રાખવા શક્તિમાન ન હોય તો પછી હે અર્જુન ! અભ્યાસરૂપ યોગ વડે મને પ્રાપ્ત થવાની (કરવાની) ઈચ્છા રાખ. (૯)

વિવેચન–આ શ્લોક બતાવે છે કે કોઈ પણ ભક્ત ચિત્તનું સમાધાન કરવા શક્તિમાન ન હોય તો તેણે ધીમે ધીમે સમાધાનમાં ચિત્તને રોકવાની તજવીજ કરવી. આ રીતે ટેવ ચાલુને ચાલુ રહેતાં ચિત્તનો વ્યાપાર શાંતિમય બનશે.

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥

**શબ્દાર્થ**–**अभ्यासे**–અભ્યાસમાં (નામ, સ. એ. વ. પુ. **अभ्यास**) **अपि**–પણ (અવ્યય) **असमर्थः**–અસમર્થ (વિશેષણ, વિ. **त्वम्**) **असि**–છે (તું) (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૰) **मत्कर्मपरमः**–મારે માટે કર્મમાં તત્પર, પરાયણ (વિશેષણ, વિ. **त्वम्**) **भव**–થા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. **भू** ૧ ગણ, પરસ્મૈ૰) **मदर्थम्**–મારે માટે (સર્વનામ, ચ એ. વ. **अस्मत्**) **अपि**–પણ (અવ્યય) **कर्माणि**–કર્મોને (નામ, દ્વિ એ. વ. નપું. **कर्मन्**) **कुर्वन्**–કરતો (વ. કૃ. વિશેષણ, વિ. **त्वम्**) **सिद्धिम्**–સિદ્ધિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **सिद्धि**) **अवाप्स्यसि**–મેળવશે (ક્રિ ભ. કા. ૨ પુ એ. વ. **अव+आप्** ૫ ગણ, પરસ્મૈ૰)

**ભાવાર્થ**–અભ્યાસમાં પણ તું અસમર્થ થાય, તો મારે માટે કર્મ-પરાયણ થા, મારે માટે પણ કર્મ કરતો તું સિદ્ધિને મેળવીશ. (૧૦)

**વિવેચન**–જો અભ્યાસયોગ ભક્ત આદરી ન શકે તો માત્ર તેણે કર્મ-ફલત્યાગ કરવો. કર્મફલત્યાગ દ્વારા વાસનાથી મુક્ત થઈને ભગવદ્ પ્રાપ્તિ કરી શકાય.

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥

**શબ્દાર્થ**–**अथ**–વળી (અવ્યય) **एतद्**–આ–**मत्कर्मपरत्वम्**–(સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **अपि**–પણ (અવ્યય) **अशक्तः**–અશક્ત (વિશેષણ, વિ **त्वम्** ભૂ કૃ) **असि**–તું છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ **अस्** ૨ ગણ, પરસ્મૈ૰) **कर्तुम्**–કરવાને (હેત્વર્થ કૃદંત) **मद्योगम्**–મારી સાથે જોડાવું, મારી પ્રાપ્તિરૂપ યોગને (નામ, દ્વિ. એ. વ. પુ.) **आश्रितः**–આશ્રયવાળો (ભૂ. કૃ વિશેષણ, વિ. **त्वम्**) **सर्वकर्मफलत्यागम्**–સર્વકર્મના ફળના ત્યાગને (નામ, દ્વિ. એ. વ. પુ. **सर्वेषाम् कर्मणाम् फलानाम् त्यागः**) **ततः**–ત્યાર પછી (અવ્યય) **कुरु**–કર (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ એ. વ. **कृ** ૮ ગણ, પરસ્મૈ૰) **यतात्मवान्**–જેણે અંતઃકરણ જીતેલું છે એવો (વિશેષણ, વિ. **त्वम्**

यतः आत्मा यस्य इति બહુવ્રીહિ).

ભાવાર્થ-જો તુ એ પણ કરવાને અશક્ત છે તો જીતેલા મનવાળા મારી પ્રાપ્તિરૂપ યોગનો આશ્રય કરી સર્વકર્મ ફલત્યાગ કર. (૧૧)

श्रेयो हि ज्ञानमभ्यासाज् ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् । १२॥

શબ્દાર્થ-श्रेयः-કલ્યાણ (નામ, પ્ર. એ વ નપું. श्रेयस्) हि-ચોક્કસ (અવ્યય) ज्ञानम्-જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. ज्ञान) अभ्यासात्-અભ્યાસ કરતાં (નામ, પં. એ. વ. પુ अभ्यास) ज्ञानात्-જ્ઞાન કરતાં (નામ, પં. એ. વ. નપું. ज्ञान) ध्यानम्-ધ્યાન (નામ, પ્ર. એ. વ નપું. ध्यान) विशिष्यते-વિશેષ છે વધારે છે (દ્વિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. वि+शिष् ૭ ગણ, આત્મને૦) ध्यानात्-ધ્યાન કરતાં (નામ, ૫. એ. વ નપું. ध्यान) कर्मफलत्यागः-કર્મફળનો ત્યાગ પ્ર. એ. વ પુ) त्यागात्-ત્યાગથી (નામ, પં. એ. વ. પુ. त्याग) शान्तिः-શાન્તિ (નામ, પ્ર. એ વ સ્ત્રી. शान्ति) अनंतरम्-તરત જ, અંતર નથી જ્યાં, તત્કાળ (અવ્યય)

ભાવાર્થ-મર્મ સમજ્યા વિના કરેલા અભ્યાસ કરતાં જ્ઞાન વધારે સારૂં છે, જ્ઞાન કરતાં ધ્યાન વિશેષ છે, ધ્યાન કરતાં કર્મફલત્યાગ વિશેષ છે, ત્યાગથી તત્કાળ જ શાન્તિ મળે છે. (૧૨)

વિવેચન-જીવ સામાન્યતઃ ચિંતાગ્રસ્ત રહે છે. વળી સંશયમાં પણ પડે છે એ કારણે એને શાન્તિ મળતી નથી એટલે ચિંતા અને સંશય એ બે એનાં ઓછાં થવા જોઈએ. એ ઓછાં કરવા જ્ઞાનની જરૂર. જ્ઞાન માટે નિરંતર અભ્યાસની જરૂર. અભ્યાસને સ્થિર કરવા સ્વરૂપની જરૂર. સ્વરૂપનું ધ્યાન અને સ્વરૂપ સંબધી વિચારો સ્થિર કરવા ત્યાગની જરૂર. એ કારણે આ શ્લોકમાં કર્મફલત્યાગને મહત્ત્વ આપેલું જણાય છે.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर् यो मे भक्त स मे प्रियः ॥१४॥

શબ્દાર્થ–अद्वेष्टा–દ્વેષભાવ વિનાનો (વિશેષણ, વિ योगी) सर्वभूतानाम्–બધા પ્રાણીઓનો (નામ, ૫. બ. વ. નપું. सर्वभूत) मैत्रः–સ્વાર્થ રહિત, પ્રેમી (વિશેષણ, વિ. योगी) करुणः–કરુણ, હેતુરહિત દયાળુ (વિશેષણ, વિ. योगी) एव–સમુચ્ચયવાન अद्वेष्टा मैत्रः करुणः एव (વિશેષણ, વિ. योगी) च–અને (અવ્યય) निर्ममः–મમતારહિત (વિશેષણ, વિ. योगी) निरहंकारः–અહંકાર રહિત (વિશેષણ, વિ. योगी) समदुःखसुखः–સુખ અને દુઃખોની પ્રાપ્તિમાં સમતા કરનાર (વિશેષણ, વિ. योगी) क्षमी–ક્ષમાવાન, અપરાધ કરવાવાળાને પણ અભય દાન કરનાર (વિશેષણ, વિ योगी) संतुष्टः–લાભ અને હાનિમાં પણ સંતોષ ભોગવતો (વિશેષણ, વિ. योगी) सततम्–નિરંતર (અવ્યય) योगी–યોગી (નામ, પ્ર એ વ પુ योगिन्) यतात्मा–અંતઃકરણને કબજે રાખનાર (વિશેષણ, વિ. योगी) दृढनिश्चयः–દૃઢ નિશ્ચયવાળો (વિશેષણ, વિ. योगी) मयि–મારામાં (સર્વનામ, સ. એ. વ. अस्मद्) अर्पितमनोबुद्धिः–મન અને બુદ્ધિ અર્પણ કરનાર (अर्पितं मनः बुद्धि· येन इति બહુવ્રીહિ) सः–તે (સર્વનામ, પ્ર એ. વ. પુ) मे–મારો (સર્વનામ, ષ. એ વ. अस्मत्) मद्भक्तः–મારો ભક્ત (નામ, પ્ર. એ. વ. પુ मद्भक्त) यः–જે (સર્વનામ, ષ. એ વ. પુ) प्रियः–પ્રિય (વિશેષણ, વિ. सः)

ભાવાર્થ–સર્વભૂતપ્રાણીઓમા દ્વેષભાવ વિનાનો, સ્વાર્થરહિત, પ્રેમવાન, હેતુરહિત દયાળુ, (તેમજ આ બધા વિશેષણોયુક્ત પુરુષ) મમતારહિત, અહંકાર વિનાનો, સુખદુઃખોની પ્રાપ્તિમાં સમતા ધારણ કરનાર, અપરાધીને અભયદાન આપનાર, જે ધ્યાનમાં જોડાયેલો નિરંતર લાભહાનિમાં સંતુષ્ટ રહેનાર, અંતઃકરણ અને તેની સમસ્ત વૃત્તિઓ વશમા રાખનાર, મારામાં દૃઢ નિશ્ચયવાળો અને મન બુદ્ધિ મને અર્પણ કરનાર, મારો ભક્ત જે છે તે મને પ્રિય છે. (૧૩–૧૪)

વિવેચન–શ્લોક ૧૩ અને તેની પછીના શ્લોકોમાં ભગવાનના કેટલાક પ્રીતિપાત્ર ભક્તો ગણાવ્યા છે. તેમનામા રહેલાં પ્રીતિ–લક્ષણો આ શ્લોકોમા બતાવવામા આવ્યા છે

બધાં પ્રાણી તરફ કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ ન કેળવે એવો. (દ્વેષનું પ્રાકટ્ય હંમેશાં દરેક જીવમાં થાય છે ખરૂં; પણ જ્યાં સુધી તેનામાં નીચ સ્વાર્થવૃત્તિ હોય છે ત્યાં સુધી જ દ્વેષભાવ ઊભો રહે છે. આ કારણે જેને સાધુતા ગ્રહણ કરવી હોય તેને ત્યાગવૃત્તિ વધારવાની જરૂર હોવાથી સ્વાર્થ-ત્યાગ કરવાની જરૂર છે. સ્વાર્થત્યાગ કરવા સાથે દ્વેષનો ત્યાગ પણ થઈ જશે.) બધાં પ્રાણીમાં વાસુદેવની ભાવના કરવા દ્વારા સમભાવ પ્રાપ્ત થાય છે. પછી દ્વેષ ઊભો થતો નથી.

મિત્રભાવ અને કરુણાભાવ; મમતારહિતપણું અને સુખ તેમજ દુઃખ ઉદાસીનભાવ, અભિમાનત્યાગ અને નિકૃષ્ટભાવવાળા જીવો પર ક્ષમાની જરૂર છે

હમેશાં સંતોષની ભાવના કેળવનાર લોભથી મુક્ત રહે છે. લોભ સર્વ પાપ ઊભા કરે છે. પાપથી મુક્ત થવા લોભનો ત્યાગ કરી સંતોષવૃત્તિ વધારવાની જરૂર છે. સંતોષ સુખદ બને છે અને અંતઃકરણના દોષોને દૂર કરવા જીવને સહાયક બને છે. આ સંતોષ યોગધર્મમાં દાખલ કરે છે. યોગધર્મ એટલે ભગવાનની સાથે ઐકયભાવ. આ પ્રકારનો ઐકયભાવ પ્રાપ્ત કરનારો યોગી દૃઢ નિશ્ચયવાળો બને છે પૂર્ણ ધારણાશક્તિ ખીલવી શકે છે. ત્યાર પછી એ પોતાનું મન અને બુદ્ધિ મને અર્પણ કરી પોતાના ચિત્તની સ્થિરતા કરી લે છે. ચિત્તની સ્થિરતાવાળો જ મને પ્રિય બને છે.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर् मुक्तो यः स च मे प्रियः ॥१५॥

શબ્દાર્થ-**यस्मात्**-જેનાથી (સર્વનામ, પં. એ વ. પુ) **न**-નહિ (અવ્યય) **उद्विजते**-ઉદ્વેગ પામે છે (ક્રિ. વ કા ૩ પુ. એ વ. **उद्+विज्** ૧ ગણ, આત્મને૦) **लोकः**-લોક (નામ, પ્ર. એ. વ પુ) **लोकात्**-લોકોથી (નામ, પં. એ. વ. પુ **लोक**) **न**-નહિ (અવ્યય) **उद्विजते**-ઉદ્વેગ પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **उद्+विज्** ૧ ગણ, આત્મને૦) **च**-અને (અવ્યય) **यः**-જે (સર્વનામ, પ્ર. એ વ. પુ. **यत्**) **हर्षामर्षभयोद्वेगैः**-હર્ષ, ઈર્ષ્યા, ભય, ઉદ્વેગો વડે (નામ, તૃ. બ. વ. પુ **हर्षश्च अमर्षश्च भयश्च उद्वेगश्च इति** દ્વન્દ્વ) **मुक्त**-છુટો (ભૂ કૃ વિશેષણ, વિ. **य**) **यः**-જે (સર્વનામ, પ્ર એ. વ પુ) **सः**-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ **तत्**) **च**-

અને (અવ્યય) મે-મારો (સર્વનામ, ષ. એ. વ अस्मत्) प्रियः-વ્હાલો (વિશેષણ, વિ. यः)

ભાવાર્થ-અને જેનાથી લોકને ઉદ્વેગ થતો નથી, જે લોકથી ઉદ્વેગ પામતો નથી, હર્ષ, અમર્ષ-બીજાની ઉન્નતિ જોઈ થતો સંતાપ, ભય અને ઉદ્વેગથી મુક્ત છે તે મને પ્રિય છે. (૧૫)

વિવેચન-ચિત્તનો ઉદ્વેગ દરેક સાધકને વિક્ષેપરૂપ થાય છે. જ્યા સુધી દ્વૈતની ભાવના છે ત્યાં સુધી ઉદ્વેગ થવાનો સંભવ રહે છે. સુખદુઃખાદિ દ્વૈત-ભાવના હોય ત્યા સુધી ઉદ્વેગ રહે છે, અને પ્રભુભક્તિમાં વિક્ષેપ પણ થાય છે. એ કારણે ભકતે પોતાના મનોભાવો એવી રીતે તૈયાર કરવા કે જેથી તે બીજાને ઉદ્વેગરૂપ ન થાય; તેમ બીજા એને ઉદ્વેગ ન કરાવે તાત્પર્ય કે જેમ જેમ સમાધાનવૃત્તિ અને સહિષ્ણુતા વધતી જશે તેમ તેમ ઉદ્વેગનાં કારણો બંધ થશે. આ પ્રકારે સમાધાન અને સહિષ્ણુતા હર્ષ, શોક, ભય, ક્રોધ ઈ દોષોને દૂર કરશે. આમ થયે ભક્તની સ્થિતિ ભગવદ્‌વિભાવમાં આનંદ પ્રાપ્ત કરનારી થાય છે. એ કારણે ભગવાનની પ્રીતિનું કારણ ભક્ત બને છે.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

શબ્દાર્થ-अनपेक्षः-અપેક્ષા વગરનો (વિશેષણ, વિ. भक्त) शुचिः-પવિત્ર (વિશેષણ, વિ. भक्तः) दक्षः-ચતુર, કામને સફળ કરનાર (વિશેષણ, વિ. भक्त) उदासीनः-ઉદાસીન, પક્ષપાતરહિત (વિશેષણ, વિ भक्तः) गतव्यथः-દુઃખોથી છુટેલો (વિશેષણ, વિ भक्तः) सर्वारम्भ परित्यागी-સર્વ કર્મના આરંભનો ત્યાગ કરનાર કર્મમા અભિમાન અને આસક્તિ છોડનાર (વિશેષણ, વિ. भक्तः; सर्वेषाम् (कर्माणाम् आरम्भानाम् परित्यागः येन બહુ૦) यः-જે (સર્વનામ, પ્ર એ વ. પુ) मद्भक्तः-મારો ભક્ત (નામ, પ્ર. એ. વ. પુ) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) मे-મારો (સર્વનામ, ષ. એ. વ પુ अस्मत्) प्रियः-વ્હાલો, પ્રિય (વિશેષણ, વિ. भक्तः)

ભાવાર્થ-અપેક્ષારહિત, અંતઃબહિઃ શુદ્ધ, સફળ કામ કરનાર, પક્ષપાતરહિત વ્યથાથી મુક્ત થયેલો, સર્વ કર્મોના આરંભનો ત્યાગ કરનાર,

(સર્વ કર્મોમાં આરંભ કરતાં પ્રાપ્ત થતા અભિમાન અને આસક્તિનો ત્યાગ કરનાર) જે મારો ભક્ત છે તે મને પ્રિય છે. (૧૬)

વિવેચન-ભક્ત ઈચ્છા વગરનો હોવો જોઈએ. કામનાઓ અથવા ઈચ્છાઓ અંતઃકરણમાં મલિનતા વધારનારી છે એ કારણે જેટલી બને તેટલી કામનાઓ વધે નહિ, કિન્તુ ઓછી થાય અથવા સમૂળગી નાશ પામે એવી રીતે પોતે ભક્તિમાં આરૂઢ થવું; તાત્પર્ય કે ભગવાન પાસે કાંઈ પણ યાચના કરવી નહિ માત્ર ગુણગાન કરવાં. આ પ્રકાર ચાલુને ચાલુ રહેવાથી અંતઃકરણ શુદ્ધ બને છે. અંતઃકરણની નિર્મળતા અને પવિત્રતા ભગવદ્-ભાવાપત્તિમાં જેટલું જોઈએ તેટલુ ચાતુર્ય ઉદ્ભવ કરે છે. આ પ્રકાર થયા પછી એનામાં સાંસારિક વિષયોમાં ઉદાસીનતા પ્રકટ થશે. તાત્પર્ય કે સંસાર તરફનો મોહ નિવૃત્ત થશે એટલે સંસારમાં જે એને વ્યથા માલમ પડતી હતી એ બધી દૂર થશે. એનો ભક્તિભાવ તો ચાલુને ચાલુ છે એટલે ભગવાનનો પ્રીતિપાત્ર બની શકે છે. આ ભાવનામાં જાતે તો તે આરંભ કરતો નથી, માત્ર ભગવદર્થે જ ક્રિયા કરે છે. आश्रेय कार्यं सततम् । આટલી જ એની ભાવના રહે છે.

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७॥

શબ્દાર્થ-**यः**-જે (સર્વનામ, પ્ર એ. વ. પુ यत्) **न**-નહિ (અવ્યય) **हृष्यति**-હર્ષ પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ વ. हृष् ૪ ગણ, પરસ્મૈ૦) **न**-નહિ (અવ્યય) **द्वेष्टि**-દ્વેષ કરે છે (ક્રિ વ કા ૩ પુ એ. વ. द्विष् ૨ ગણ, પરસ્મૈ૦) **न**-નહિ (અવ્યય) **कांक्षति**-આશા રાખે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. कांक्ष् ૧ ગણ) **शुभाशुभपरित्यागी**-અશુભ અને શુભ ફલનો ત્યાગ કરનાર (વિશેષણ, વિ यः) **भक्तिमान्**-ભક્તિવાળો (વિશેષણ, વિ यः) **यः**-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ यत्) **सः**-તે (સર્વનામ, પ્ર. એ વ. પુ तत्) **मम**-મારો (સર્વનામ, ૫ એ. વ अस्मत्) **प्रियः**-પ્રિય (વિશેષણ, વિ. यः)

ભાવાર્થ-જે નથી હર્ષ પામતો, નથી દ્વેષ પામતો, નથી શોચ કરતો. નથી આશા રાખતો, તેમ જ અશુભ અને શુભ કર્મના ફળનો ત્યાગી, ભક્તિ-

વાળો હોય છે તે મને પ્રિય છે. (૧૭)

વિવેચન–સંસારમાં રાગદ્વેષાદિ ધર્મો પ્રત્યેકની સાથે જોડાયેલા રહે છે ખરા. આ દ્વન્દ્વ ધર્મો ભગવન્માર્ગમાં અનિષ્ટ માર્ગને પેદા કરે છે; કારણ સમભાવની જરૂર ભગવન્માર્ગમાં અતિશય ઉપયોગી છે. ધર્મો સમભાવ પેદા થવા દેતા નથી ભક્તો એક બીજાની સાથે વિષમભાવ કેવળ બાધક થાય છે. એ હેતુથી આ શ્લોક અહીં ઉપસ્થિત થાય છે. ભક્તિમાર્ગમાં વિચરનારે હર્ષ, શોક ઈ. વિરુદ્ધભાવો પ્રાપ્ત થાય તો પણ ત્યાં પોતાનો સમભાવ કેળવવા તજવીજ કરવી. જે ભક્તો સુંદર સમભાવ કેળવી ગયા છે તે જ ભક્તો પ્રભુને પ્રિય થઈ પડે છે. **समत्वम् योगम् उच्येत** । સમત્વને યોગ કહેવામાં આવે છે. યોગ=ભગવદ્ અનુસંધાન.

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः सङ्ग विवर्जितः ॥१८॥**

શબ્દાર્થ–**समः**–સમાન, સરખો (વિશેષણ, વિ. **भक्तः**) **शत्रौ**–શત્રુઓમાં (નામ, સ. એ. વ. પુ **शत्रु**) **च**–અને (અવ્યય) **मित्रे**–મિત્રમાં (નામ, સ. એ. વ. નપું. **मित्र**) **च, तथा**–અને, વળી, અથવા (અવ્યય) **मानापमानयोः**–માન અને અપમાનમાં (નામ, સ. દ્વિ વ. નપું. **माने अपमाने च** દ્વન્દ્વ) **शीतोष्णसुखदुःखेषु**–શીત, ઉષ્ણ, સુખ અને દુ ખમાં (નામ, સ. બ. વ. **शीतम् च उष्णम् च सुखम् च दुःखम् च** દ્વન્દ્વ) **समः**–સરખો (વિશેષણ, વિ. **भक्त**.) **सङ्गविवर्जितः**–સંગથી રહિત (વિશેષણ, વિ. **भक्तः**; **संगेन विवर्जितः इति** તત્પુ૦ ઉપપદ)

ભાવાર્થ–શત્રુ, મિત્ર, માનાપમાન, શીતોષ્ણ સુખદુઃખોમાં પણ જે સમાન છે તે સંગથી રહિત છે. (૧૮)

વિવેચન–ભક્ત સંગથી દૂર રહેવો જોઈએ. નિર્દુષ્ટ ભાવના ખેડવાને માટે સંગત્યાગની ખાસ જરૂર છે સામાન્યતઃ સંસારમાં ભાવુક ભક્તો સાથે સંગ થવાનો સંભવ ઓછો છે. એટલે જેની તેની સાથે અને જે તે વસ્તુ સાથે સંગ થતાં તેમાં રહેલા દોષોનો સંગ થવાનો જ થવાનો. એ કારણે જ અસંગતામાં ભક્તિ સુદૃઢ અને સ્નેહાળ બને છે.

પ્રસગે કદાચ કોઈ કોઈ સાથે વિરુદ્ધભાવે સમાગમ થવાનો સંભવ થાય ત્યાં ભકતે પોતાનો સમભાવ સ્થિર રહે એટલી કાળજી લેતા રહેવી. તાત્પર્ય કે કોઇ પ્રિય કે અપ્રિય હોવો ન જોઈએ. સર્વમાં સમાનતા કેળવવી.

तुल्यनिन्दास्तुतिर्मौनो संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर् भक्तिमान्मे प्रियो नरः ॥१९॥

શબ્દાર્થ–तुल्यनिन्दास्तुतिः–તુલ્ય છે નિંદા, અને સ્તુતિ જેને (વિશેષણ, વિ. नरः; तुल्या निन्दा च स्तुतिः यस्य इति બહુ૦) मौनी–મનનશીલ (मुनेः भावः यस्मिन् इति બહુ૦ વિશેષણ, વિ. नरः) संतुष्टः–સંતોષ માનતો (ભૂ. કૃ. વિશેષણ, વિ. नरः) येनकेनचित्–જેના તેનાથી (સર્વનામ, તૃ. એ. વ. નપું. यत् किञ्चित्) अनिकेतः–રહેવાના સ્થાન પર મમતા વિનાનો (વિશેષણ, વિ. नरः; न निकेतम् यस्य इति બહુ૦) स्थिरमतिः–સ્થિર બુદ્ધિવાળો (વિશેષણ, વિ नरः; स्थिरा मतिः यस्य इति બહુ૦) भक्तिमान् ભક્તિવાળો (વિશેષણ, વિ. नरः) मे–મને, મારો (સર્વનામ, ષ. એ વ. अस्मत्) प्रिय.–વ્હાલો, પ્રિય (વિશેષણ, વિ. नरः) नरः–મનુષ્ય (નામ, પ્ર એ વ. પુ नर).

ભાવાર્થ–નિન્દા અને સ્તુતિમાં સમાન રહેનારો, મનનશીલ, જેના તેનાથી શરીરના નિર્વાહમા સતુષ્ટ થયેલો, રહેવાના સ્થાનમાં મમતારહિત, સ્થિર બુદ્ધિવાળો, ભક્તિમાન પુરુષ મને પ્રિય છે. (૧૯)

વિવેચન–આ શ્લોકમાં કોઈક ભક્તનું વિચિત્ર પ્રકારનુ લક્ષણ જણાવે છે. આ પ્રકારનું લક્ષણ નિરોધ દશામાં જ પ્રાપ્ત થાય છે. આ નિરોધ દશામાં જ ભગવદ્ આસક્તિ સંપૂર્ણભાવે ખીલે છે. અને ત્યારે જ એવા ભક્તને નિંદા અથવા સ્તુતિમા ભેદ માલમ પડતો નથી. અથવા તો તે તરફ બેદરકાર રહે છે. જે કાઇ પદાર્થ ભગવદિચ્છાએ તેને પ્રાપ્ત થાય છે તેમાં તે સતોષ અને આનંદનો અનુભવ કરે છે તેમ જ પોતાના ગૃહ ઈ. પર પણ તેને આસક્તિ હોતી નથી. કારણ એનું ચિત્ત ભગવાનમય થયુ છે. આવી ભક્તિ ભગવાનને આનંદ આપતી હોવાથી એ પ્રકારનો ભક્ત ભગવાનને પ્રિય થઈ પડે છે.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्धाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियः ॥२०॥

શબ્દાર્થ-ये-જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) तु-પણ (અવ્યય) धर्म्यामृतम्-ધર્મમય અમૃતને (નામ, દ્વિ. એ. વ. નપું.) इदम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) यथा-જેવી રીતે (અવ્યય) उक्तम्-કહેવાયેલું (વિશેષણ, વિ. धर्म्यामृतम्) पर्युपासते-નિષ્કામ ભાવથી સેવા કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. परि+उप+आस् ૨ ગણ, આત્મને૦) श्रद्दधानाः-શ્રદ્ધાયુક્ત, શ્રદ્ધાવાળા (વિશેષણ, વિ. भक्ताः) मत्परमाः-મારે પરાયણ (વિશેષણ, વિ. भक्ताः) भक्ताः-ભક્તો (નામ, પ્ર. બ. વ. પુ. भक्त) ते-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) अतीव-ઘણું જ (અવ્યય) प्रियाः-પ્રિય (વિશેષણ, વિ. भक्ताः)

ભાવાર્થ-પરંતુ જેઓ આ ધર્મમય અમૃતને કહ્યા પ્રમાણે શ્રદ્ધાવાળા, મને પરાયણ થયેલા, ભક્તો સેવે છે તેઓ મને ઘણા જ પ્રિય છે. (૨૦)

ભાવાર્થ-આ શ્લોક ઉપસંહારરૂપે છે. ભગવદ્‌વાણી અમૃતરૂપે પાન કરનાર ભક્ત ભગવદ્ આજ્ઞાને ઉલ્લંઘન કરી શકતો નથી. કેવળ ભગવદ્ વાણીમાં જ એને શ્રદ્ધા હોય છે. એ પ્રકારે એનું શરીર શ્રદ્ધામય બને છે. श्रद्धामयो हि सः કહેવા વડે શ્રદ્ધારૂપ ભગવદ્‌ભાવમય એ ભક્ત ભગવદીય થાય છે એટલે ભગવાનને ઘણો જ પ્રીતિપાત્ર થાય છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगोनाम द्वादशोऽध्यायः ॥१२॥

卐

# अध्याय १३–क्षेत्रक्षेत्रज्ञविभागयोग

श्रीभगवानुवाच ।

> इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
> एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥१॥

શબ્દાર્થ–इदम्–આ (સર્વનામ પ્ર. એ વ. નપુ.) शरीरम्–શરીર (નામ પ્ર એ. વ. નપુ. શરીર) कौन्तेय–હે કૌન્તેય (સંબોધન) क्षेत्रम्–ક્ષેત્ર (નામ પ્ર. એ. વ નપું. ક્ષેત્ર) इति–એમ (અવ્યય) अभिधीयते–કહેવાય છે (ક્રિ વ કર્મણિ ૩ પુ એ. વ. अभि+धा ૩ ગણ આત્મને) एतद्–આને (સર્વનામ દ્વિ. એ. વ. નપું) यः–જે (સર્વનામ પ્ર એ વ. પુ) वेत्ति–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. विद् ૨ ગણ પરસ્મૈ૦) तम्–તેને (સર્વનામ દ્વિ. એ વ પુ.) प्राहुः–કહે છે (ક્રિ. ૩ પુ બ. વ.) क्षेत्रज्ञः–ક્ષેત્રને જાણનાર, શરીરની ઉપર દેખરેખ રાખનાર (નામ પ્ર. એ. વ. પુ) इति–એમ (અવ્યય) तद्विदः–तत्=તત્ત્વ; તત્ત્વને જાણનાર (નામ પ્ર. બ. વ. પુ.)

ભાવાર્થ–હે કૌન્તેય! આ શરીર ક્ષેત્ર છે એમ કહેવાય છે, એને જે જાણે છે તેને ક્ષેત્રજ્ઞ, એમ તત્ત્વને જાણનારાઓ કહે છે. (૧)

વિવેચન–આ અધ્યાયને ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગ યોગ નામ આપવામાં આવ્યું છે. એટલે કે ક્ષેત્ર નામની વસ્તુ કોઈ જુદી છે અને ક્ષેત્રનો જાણનારો કોઈ જુદો છે આ બન્નેને યથાર્થ સ્વરૂપે સમજવા આ અધ્યાય છે. એટલે

ક્ષેત્રનું જ્ઞાન અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન દરેકને હોવું જોઈએ. એવી અભિલાષાએ શ્રીકૃષ્ણ અહીં અર્જુનને બોધ કરે છે.

જેવું ક્ષેત્ર તેવું શરીર. એટલે કે ક્ષેત્રમાં જુદા જુદા પ્રકારની વાવણી થતાં જુદા જુદા પ્રકારનો પાક તૈયાર થાય છે એમ ક્ષેત્રના જાણકારે સમજવું જોઈએ. એથી કોઈપણ ક્ષેત્રનો જાણકાર જેવા પાકની (જે પદાર્થના પાકની) અભિલાષા હશે તેવો પાક ઉતારવા જોઈતાં સાધન સામગ્રીની વ્યવસ્થા કરશે. આ વ્યવસ્થાને તત્ત્વ નામથી જાણવી. તત્ત્વને જે બરાબર સમજી શકે છે તે પોતાનો ધારેલો વિષય સિદ્ધ કરી શકે છે.

દરેક સાધકને સાધન અને સામગ્રીની અપેક્ષા છે. દેહ સાધનરૂપે બને છે અને અંતઃકરણ ચતુષ્ટયમાં ઉદ્‌ભવતા વિચારો, વૃત્તિઓ અને ભાવો સામગ્રીરૂપે કામ કરે છે. સામગ્રીનો કેવી રીતે ઉપયોગ કરવો અને સાધન સાથે સામગ્રીને કેવી રીતે જોડી આપવી એટલું જ જો એ (ક્ષેત્રજ્ઞ) બરાબર ધ્યાનમાં લે તો જ દેહ મારફતે એ પ્રભુનો આસ્વાદરસ પ્રાપ્ત કરે, અને પૂર્ણભાવે ભગવદ્‌વિલાસ પણ કરી શકે. ભગવદ્‌વિલાસ કરવો એજ તત્ત્વવિદ્‌નું કામ છે

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥२॥

શબ્દાર્થ-**क्षेत्रज्ञम्**-ક્ષેત્રજ્ઞને, જીવાત્માને (નામ, દ્વિ. એ. વ. પુ. ક્ષેત્રજ્ઞ) **च, अपि**-અને, પણ (અવ્યય) **माम्**-મને (સર્વનામ, દ્વિ. એ. વ. અસ્મત્) **विद्धि**-જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ. विद् ૨ ગણ) **सर्वक्षेत्रेषु**-બધા ક્ષેત્રોમાં, શરીરોમાં (નામ, સ. બ. વ. નપું.) **भारत**-હે ભારત, હે અર્જુન (સંબોધન) **क्षेत्रक्षेत्रज्ञयोः**-ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું, વિકાર સહિત પ્રકૃતિ અને પુરુષનું (નામ, ષ. દ્વિ. વ. પુ.) **ज्ञानम्**-જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું.) **यत्**-જે (સર્વનામ, પ્ર. એ. વ નપું.) **तत्**-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **ज्ञानम्**-જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું.) **मम**-મારું (સર્વનામ, ષ એ. વ. અસ્મત્) **मतम्**-મત, માનેલું (ભૂ. કૃ વિશેષણ, વિ. ज्ञानम्).

ભાવાર્થ-અને હે ભારત ! સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ મને જ જાણ; ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંબંધી જે જ્ઞાન છે તે જ જ્ઞાન છે એમ મારો મત છે. (૨)

વિવેચન-જેને ક્ષેત્રજ્ઞની સંજ્ઞા અપાય છે તે ભગવાન કૃષ્ણ છે. ભાવાર્થ એમાંથી એટલો નીકળે છે કે સર્વ ક્ષેત્રોમાં અધિષ્ઠાતારૂપે પોતે જ છે, તો પણ દરેક ક્ષેત્રને જુદા જુદા હિસાબે ગણીએ ત્યારે દરેક ક્ષેત્રમાંના જીવને ભગવદ્-અંશ તરીકે જાણવામાં આવે છે. સામુદાયિક પક્ષ લઈએ ત્યાં જીવ એક છે અને તે વાસુદેવરૂપે (બ્રહ્મરૂપે) છે. આ જ કારણે तत्त्वमसिનો અવબોધ કરવામાં આવે છે. તાત્પર્ય કે જીવને પણ બ્રહ્મ કહેવામાં આવે છે. "તે તું છે"; એ પ્રકારનું વાક્ય ગુરુ જ્ઞાનના હિતમાં શિષ્યને સમજાવે છે. એવા જ હેતુથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન મારૂં જ્ઞાન છે એ પ્રકારે આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે.

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥३॥

શબ્દાર્થ-तत्-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) क्षेत्रम्-શરીર, ક્ષેત્ર (નામ, પ્ર. એ. વ. નપું. ક્ષેત્ર) यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) च-અને (અવ્યય) यादृक्-જેવું છે, તેવું (વિશેષણ, વિ. क्षेत्रम्) च-અને (અવ્યય) यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) विकारि-વિકારી (વિશેષણ, વિ. क्षेत्रम्) यतः, च-જે કારણથી, અને (અવ્યય) यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) च-અને (અવ્યય) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. અથવા વિશેષણ વિ. सः) प्रभावः-જેના પ્રભાવવાળો, સ્વભાવવાળો (વિશેષણ વિ. सः) च-અને (અવ્યય) तत्-તે, તે બધું (સર્વનામ દ્વિ. એ. વ. નપું.) समासेन-સંક્ષેપથી (નામ, તૃ. એ. વ. પું.) मे-મારી (સર્વનામ ષ. એ. વ. अस्मत्) शृणु-સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. શ્રુ ૫ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ-તે ક્ષેત્ર જે છે; અને જેવું છે, તથા જે જે વિકારોવાળું છે, અને જે કારણથી ઉત્પન્ન થયું છે, તથા તે (ક્ષેત્રજ્ઞ) જે છે, અને જેવા સ્વભાવવાળો છે તે સર્વ સંક્ષેપથી મારી પાસેથી સાંભળ. (૩)

વિવેચન–એ ક્ષેત્ર કેવું છે તે સમજાવવા માટે આ શ્લોક છે જેવું છે તેવું, જેટલું છે તેટલું જે કાંઈ ફેરફાર થાય છે તેવું અને જે છે તે ક્ષેત્ર ભાવે કહેવામાં આવે છે

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥४॥

શબ્દાર્થ–ऋषिभिः–ઋષિઓ વડે (નામ, તૃ. બ વ પુ ऋषि) बहुधा–બહુ પ્રકારે (અવ્યય) गीतम्–ગવાયેલુ છે, સમજાવાયુ છે (ભૂ. કૃ વિશેષણ, વિ एतद् ज्ञानम्) छन्दोभिः–છંદોથી, વેદમંત્રોથી (નામ, તૃ બ. વ નપું.) विविधैः–નાના પ્રકારના (વિશેષણ, વિ छन्दोभिः) पृथक्–જુદીજુદી રીતે (અવ્યય) ब्रह्मसूत्रपदैः–બ્રહ્મસૂત્રમાંના પદોથી (નામ, તૃ બ વ નપુ) च, एव–અને, માત્ર (અવ્યય) हेतुमद्भिः–હેતુવાળાઓ વડે, યુક્તિથી સિદ્ધ કરેલુ (વિશેષણ, વિ. ब्रह्मसूत्रपदैः) विनिश्चितैः–સારી રીતે નિશ્ચય કરેલા (વિશેષણ, વિ ब्रह्मसूत्रपदैः)

ભાવાર્થ–ઋષિઓ વડે બહુ પ્રકારથી સમજાવાયેલુ અને નાના પ્રકારના (જ્ઞાન) વેદ મંત્રોથી જુદી જુદી રીતે કહેવાયેલુ તથા સારી રીતે નિશ્ચય કરાયેલા યુક્તિવાળા બ્રહ્મસૂત્રના પદો દ્વારા પણ કહેવાયેલુ છે (જ્ઞાન છે.) (૪)

વિવેચન–આ પ્રકાર સમજાવવા જુદા જુદા હેતુથી ઋષિઓએ પૃથક્ પૃથક્ ભાવે ઘણે પ્રકારે જણાવ્યુ છે તેમજ બ્રહ્મસૂત્રમા પણ એનો રહસ્યભાવ સમજાવેલો છે એ રહસ્ય ભાવ ટૂંકમા અહીં કહેવામા આવે છે પંચ મહાભૂત, અહંકાર, બુદ્ધિ અને અવ્યક્ત સ્વરૂપ, દશ ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો અને મન કુલ ૨૪

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पंच चेन्द्रियगोचराः ॥५॥

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥६॥

**શબ્દાર્થ**-**महाभूतानि**-મહાભૂતો (નામ, પ્ર. બ. વ. નપું.) **अहंकारः**-અહંકાર (નામ, પ્ર. એ. વ. પુ. **अहंकार**) **बुद्धिः**-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી **बुद्धि**) **अव्यक्तम्**-અવ્યક્ત, મૂળ પ્રકૃતિ (નામ, પ્ર. એ. વ. નપું. **अव्यक्त**) **एव, च**-માત્ર, અને (અવ્યય) **इन्द्रियाणि**-ઇન્દ્રિયો (નામ, પ્ર. બ. વ. નપું.) **दश**-પાંચ કર્મેન્દ્રિય, પાચ જ્ઞાનેન્દ્રિય (વિશેષણ વિ. **इन्द्रियाणि**) **एकम्**-એક (મન) વિશેષણ વિ. **मनः**) **च**-અને (અવ્યય) **पञ्च**-પાંચ (વિશેષણ, વિ. **इन्द्रियगोचराः**) **च**-અને (અવ્યય) **इन्द्रियगोचराः**-ઇન્દ્રિયોથી સમજાય એવા વિષયો; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ગંધ (નામ, પ્ર. બ. વ. પુ.) **इच्छा**-ઇચ્છા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. **इच्छा**) **द्वेषः**- દ્વેષ (નામ, પ્ર. એ. વ. પુ.) **सुखम्**-સુખ (નામ, પ્ર. એ. વ. નપું. **सुख**) **दुःखम्**-દુઃખ (નામ, પ્ર. એ. વ. નપું. **दुःख**) **सघातः**-સમૂહ, સ્થૂલ દેહનો પિંડ (નામ, પ્ર. એ. વ. પુ.) **चेतना**-ચેતના (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) **धृतिः**-ધારણા શક્તિ, ધૈર્ય (નામ, પ્ર. એ વ સ્ત્રી **धृति**) **एतद्**-આ (વિશેષણ, વિ. **क्षेत्रम्**) **क्षेत्रम्**-ક્ષેત્ર (નામ, પ્ર. એ. વ. નપું. **क्षेत्र**) **समासेन**-ભેગું થયેલું તે સમૂહ વડે, ટૂંકામાં (નામ, તૃ. એ. વ. પુ. **समास**) **सविकारम्**-વિકારી (વિશેષણ, વિ. **क्षेत्रम्**) **उदाहृतम्**-કહ્યું, કહેલું છે (ભૂ. કૃ. વિશેષણ વિ. **क्षेत्रम्**)

**ભાવાર્થ**-પાંચ મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, મૂળ પ્રકૃતિ, દશ ઇન્દ્રિયો એક મન, અને પાચ ઇન્દ્રિયોના વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂલ દેહનો પિંડ, ચેતના અને ધૃતિ આ પ્રમાણે આ ક્ષેત્ર વિકારી સંક્ષેપથી કહેવાયું છે. (૫-૬)

વિવેચન-ગયા શ્લોકમાં બતાવેલા ૨૪ તત્ત્વો સાથે આ શ્લોકમાં બતાવેલા સાત ભાવો. આ બધાં સાથે લેતાં ૩૧ ની સંખ્યાએ શરીર બને છે, તેને ક્ષેત્ર કહેવામાં આવે છે. આ ક્ષેત્ર છે તેથી તેને સુરક્ષિત રાખવાની જરૂર છે અને તેનો ઉપયોગ બ્રહ્મપ્રાપ્તિ માટે જરૂરી જ્ઞાન અને જરૂરી ક્રિયા માટે કરવાનો છે. જ્યાંસુધી તેનો ઉપયોગ બરાબર થશે નહિ ત્યાં સુધી ફળભાગ તાત્પર્ય કે બ્રહ્મનો સંબંધ (એક ભાવ) પ્રાપ્ત થશે નહિ.

अमानित्वमदंभित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥७॥

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥८॥

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥१०॥

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥११॥

શબ્દાર્થ–**अमानित्वम्**–અમાનીપણું; શ્રેષ્ઠતાનું અભિમાન ન રાખવું તે (નામ, પ્ર. એ વ. નપું.) **अदम्भित्वम्**–અદંભીપણું (નામ, પ્ર એ. વ નપું) **अहिंसा**–અહિંસા (નામ, પ્ર. એ વ. સ્ત્રી अहिंसा) **क्षान्तिः**–ક્ષમા ભાવ (નામ, પ્ર. એ. વ સ્ત્રી. क्षान्ति) **आर्जवम्**–મન અને વાણીની સરળતા (નામ, પ્ર એ વ. નપું. आर्जव) **आचार्योपासनम्**–શ્રદ્ધા અને ભક્તિ વડે ગુરુની સેવા (નામ, પ્ર. એ. વ નપું) **शौचम्**–બહિર્ અને અન્તર્ શુદ્ધિ (નામ, પ્ર એ વ. નપું. शौच) **स्थैर्यम्**–અંતઃકરણની સ્થિરતા (નામ, પ્ર એ વ. નપું. स्थैर्य) **आत्मविनिग्रहः**–મન અને ઇન્દ્રિયો સહિત શરીરનો નિગ્રહ (નામ, પ્ર એ વ પું) **इन्द्रियार्थेषु**–ઇન્દ્રિયોના ભોગોમાં (નામ, સ. બ વ પું) **वैराग्यम्**–વૈરાગ્ય, આસક્તિનો અભાવ (નામ, પ્ર એ વ નપું वैराग्य) **अनहंकारः**–અહંકારનો અભાવ (નામ, પ્ર એ વ નપું) **एव च**–માત્ર અને (અવ્યય) **जन्म मृत्यु जरा व्याधि दुःख**–જન્મ, મરણ જરા, વ્યાધિ, દુઃખ (નામ, પ્ર એ વ નપું.) **दोषानुदर्शनम्**–દોષોનું વારવાર વિચાર કરવું (નામ, પ્ર એ વ નપું.) **असक्तिः**–આસક્તિ ન હોવાપણું (નામ, પ્ર એ વ સ્ત્રી.) **अनभिष्वङ्गः**–મમતાનો નાશ (નામ, પ્ર. એ. વ. પું) **पुत्रदारगृहादिषु**–પુત્ર સ્ત્રી, ઘર ઈમાં (નામ, સ એ વ. પું) **नित्यम् च**–હમેશા, અને (અવ્યય) **समचित्तत्वम्**–ચિત્તની સમાનતા (નામ, પ્ર. એ. વ. નપું) **इष्टानिष्टोपपत्तिषु**–પ્રિય તેમ જ અપ્રિયની પ્રાપ્તિમાં

(નામ, સ. બ. વ. સ્ત્રી. **इष्टम् च अनिष्टम् च इति तयोः उपपत्तिषु** તત્પુ૦) **मयि**–મારામાં (સર્વનામ, સ. એ. વ. **अस्मत्**) **च**–અને (અવ્યય) **अनन्ययोगेन**–ઐકયભાવથી સ્થિતિરૂપ યોગવડે (નામ, તૃ. એ વ. પુ. **अनन्ययोग**) **भक्तिः**–ભક્તિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. **भक्ति**) **अव्यभिचारिणी**–બીજામાં ચિત્ત ન જાય એવી (વિશેષણ, વિ. **भक्तिः**) **विविक्तदेशसेवित्वम्**–એકાંત અને શુદ્ધ દેશમાં રહેવું તે, સેવવુ તે (નામ, પ્ર. એ. વ. નપું. **विविक्तः देशः इति तस्य सेवित्वम्** તત્પુ૦) **अरतिः**–રતિ નહિ હોવાપણુ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) **जनसंसदि**–વિષયાસક્ત મનુષ્યના સમુદાયમાં (નામ, સ. એ વ. **जनानां संसत् जनसंसत्** તત્પુ૦) **अध्यात्मज्ञान**–અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય સ્થિતિ (નામ, પ્ર. એ. વ. નપું. **आत्मनः इति अध्यातमा** (તત્પુ૦) **अध्यात्मं च ज्ञानं इति तस्य नित्यत्वम्**) **तत्त्वज्ञानार्थदर्शनम्**–તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનું દર્શન (નામ, પ્ર. એ. વ. નપું.) **एतद्**–આ (સર્વનામ, પ્ર એ વ. નપું.) **ज्ञानम्**–જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું.) **इति**–એમ (અવ્યય) **प्रोक्तम्**–કહેવાયું (ભૂ. કૃ. વિશેષણ, વિ. **ज्ञानम्**) **अज्ञानम्**–અજ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. **अज्ञान**) **यत्**–જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **अतः**–એથી (અવ્યય) **अन्यथा**–ઉલટું, વિપરીત (અવ્યય).

**ભાવાર્થ**:–અમાનીપણું, અદંભીપણુ, ક્ષમા, અહિંસા, મન–વાણીની સરળતા, શ્રદ્ધા અને ભક્તિથી ગુરુની સેવા, અન્તર્બાહ્ય શુદ્ધિ, અંતઃકરણની સ્થિરતા, મન અને ઇન્દ્રિયો સહિત શરીરનો નિગ્રહ, ઇન્દ્રિયોના વિષયોના ભોગોમાં આસક્તિનો અભાવ, અહંકારનો અભાવ અને વળી જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખદોષોનો વારવાર વિચાર કરવો, પુત્ર, સ્ત્રી, ઘર ઇ.માં આસક્તિ ન હોવાપણું, મમતાનો નાશ તથા પ્રિય તેમજ અપ્રિયની પ્રાપ્તિમાં સદા ચિત્તની સમાનતા, મારામાં ઐકયભાવથી સ્થિતિરૂપ યોગવડે, મન બીજામાં પ્રવેશે નહિ એવી ભક્તિ, તથા એકાંત અને શુદ્ધ દેશમાં સ્થિતિ, વિષયાસક્ત મનુષ્યોના સમુદાયમાં પ્રેમ ન થવો, અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય સ્થિતિ, તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનું દર્શન, એ સર્વજ્ઞાન છે અને જે એથી વિપરીત છે તે અજ્ઞાન છે એમ કહેવાયું છે. (૭–૧૧)

વિવેચનઃ–આ પાચ શ્લોકો શું શું કેવી રીતે જાણુવું તે સમજાવે છે જે જે પ્રકાર અનુભવમાં મૂકાતા જાય તે તે પ્રકાર આ શ્લોકોને સુસંગત છે કે કેમ તેનુ ધ્યાન રાખવાની જરૂર છે. જો અનુભવમાં મૂકાતા પદાર્થો આ

શ્લોકોમાં રહેલા ભાવોને સંગત નહિ હોય તો યથાર્થ જ્ઞાન થવાને બદલે મિથ્યા જ્ઞાન અથવા અજ્ઞાન આવી ઉભુ રહેશે એટલે બ્રહ્મભાવ પ્રાપ્ત કરવામાં વિક્ષેપ થશે

સ્થિરભાવ તૈયાર કરવામા ૭ થી ૧૧ શ્લોકોમા નિર્દિષ્ટ ૨૧ પ્રકાર સાધકે શરૂઆતથી જ તાત્પર્ય કે સાધન દશામાં પ્રક્રમ સયોગે વ્યવસ્થિત રીતે પાળવા જોઈએ

અમાનિત્વ, અદંભિત્વ, અહિંસા, ક્ષાન્તિ, આર્જવ, આચાર્યોપાસના શૌચ, સ્થિરતા અને આત્મસયમ આ નવ પૂર્ણભાવે કામ કરે છે અને ચિત્તમાં રહેલા જેટલા વિકાર છે તે દૂર કરવામા સહાયક બને છે

અમાનિત્વથી દીનતા પ્રગટ થાય છે અદંભિત્વથી મિથ્યા ઢોંગ દૂર થઈ સત્યના માર્ગ પર જવા રૂચિ ઉત્પન્ન થાય છે અહિંસા પોતાનો તેમજ અન્યનો દ્રોહ કરતા અટકાવે છે. ક્ષાન્તિ ધ્યાનને ઉત્પન્ન કરી સર્વમા સમભાવ કેળવવા મદદ કરે છે આર્જવ ખોટા પ્રકારની ગભીરતા અને અકકડ પણું દૂર કરી શ્રવણમા આવતા ભગવદ્વાચક અનેક શબ્દોને સ્થિર કરવામા મદદ કરે છે. આચાર્યોપાસના, (આચાર્યની સમીપમા નિરંતર રહેવું અને મન, વાણી અને કર્મથી પોતાનો યથેચ્છ વિનિયોગ થવા દેવો.), આચાર્યની સાથેના નિત્ય સહવાસ દ્વારા તે (ગુરુ) કોઈક વખતે કઠિનમા કઠિન વિષયોને પણ સહેલામા સહેલી રીતે સમજાવી દઈ પોતાના રહસ્યાત્મક અતર્ગૂઢ ભાવોનું સ્પષ્ટીકરણ શુદ્ધભાવે, બ્રહ્મના યોગે સર્વસ્વ આપી દે છે

શૌચના જો કે અનેક પ્રકાર છે છતા પણ સામાન્યતઃ તેના ત્રણ પ્રકારની ચર્ચા કરીશુ. દેહશુદ્ધિ, અંતઃકરણ-માનસશુદ્ધિ, જીવમાં રહેલા મિથ્યા ભાવોની શુદ્ધિ. આ ત્રિવિધ શૌચ માટે તે તે અગનાં શાસ્ત્રો સાથે વ્યવસ્થા કરવાની જરૂર છે. તેમા ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનો વ્યવસ્થિત અભ્યાસ ઉપયોગમા આવશે ખરો. એ બધા કરતા જો સ્થિરભાવે આચાર્યોપાસના ટકાવી શકાશે તો બધુએ પ્રાપ્ત થશે.

સ્થૈર્ય-ચિત્તનો સામાન્ય ધર્મ વિહ્વલતામા લઈ જવાનો અને અશાશ્વત પદાર્થમા આનદ આપવાનો બને છે. એ પ્રકારે ચિત્તનો સામાન્ય

ધર્મ ચંચળતાવાળો હોવાથી એકાગ્રતા કોઈ પણ પ્રકારે તે થવા દે નહિ. એકાગ્રતા વિના કાર્ય સિદ્ધ થાય નહિ. કાર્ય સિદ્ધ થવામાં ચિત્તવૃત્તિના નિરોધની જરૂર છે. નિરોધ યોગ દ્વારા પ્રાપ્ત કરી શકાય. આ યોગ સિદ્ધ કરવામાં આચાર્યની મદદ દ્વારા સર્વ પ્રકારની અનુકૂળતા કરી લેવી તેને ચિત્તનું સ્થૈર્ય કહે છે.

આત્મવિનિગ્રહ'–આ શબ્દ વિશેષ ગંભીર છે. એમાં વિલક્ષણ ગાંભીર્ય છે. આત્મા કહેવા દ્વારા દેહ, ઈન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ, ઘરબાર, પુત્ર પરિવાર વગેરેનો સમાવેશ થાય છે. આ બધાંનો વિનિગ્રહ કરવાનુ કહે છે એનો અર્થ એ છે કે આ સૌનો મોહમય અને મિથ્યા વ્યવસાય અટકાવવો. તેનો વિનિયોગ શાસ્ત્ર દૃષ્ટિએ થઈ શકે તેવો કરવો. આ રીતે આત્મવિનિગ્રહ થઈ શકે છે.

ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્યઃ– ઇન્દ્રિયો અગિયાર છે. આ બધી ઇન્દ્રિયો ક્યાં ક્યાં કેવી રીતે પ્રવૃત્ત થાય છે તેને બરાબર સમજી અયોગ્ય પથે જતા ઇન્દ્રિયના વિષયોને અટકાવવા અને એ વિષયોમા બની રહેલા રાગનો ત્યાગ કરવો. આ હકીકતને ઈન્દ્રિયોના વિષયોમા વૈરાગ્ય કહે છે.

અહંકાર – જીવધર્મ તો એવો છે કે પ્રત્યેક કાર્યનો કર્તા તે પોતને માની લે છે. વસ્તુતઃ તો પ્રકૃતિ ધર્મો ક્રિયાવાન બને છે. એથી જીવે પોતાનો અહંભાવ તજવો જોઈએ. તેમ કરવાથી દ્વન્દ્વભાવ ત્યજાય છે અને કોમળ ભાવનો અંગીકાર થાય છે એ કોમલભાવ ભગવદ્રસને સિદ્ધ કરવામા મદદગાર છે.

અનુદર્શનઃ- પાછળ જોતા રહેવું. પાછળ જોતા રહેવુ અને આગળ ચાલવુ. તાત્પર્ય કે આગળ ચાલવામા પાછલા અનુભવનો ઉપયોગ કરતા રહેવુ. અનુભવના બે પ્રકાર (૧) દૃષ્ટશ્રુત (૨) આત્માનુભવ. આ બે પ્રકારના અનુભવથી કોઇ પણ મનુષ્યને સમજાશે કે સંસારમાં જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખ અને દોષ સર્વતઃ પ્રસરી રહ્યા છે આ પ્રકારની પરિસ્થિતિ હોવાથી આત્માનુભવ એને કહે છે કે સંસારાસક્તિમા લુબ્ધ ન થતાં કોઈક વિશેષ પ્રકાર ધારણ કરે સંસારને ભગવદ્‌મય બનાવવા તજવીજ કરવી અથવા પૂર્ણ ત્યાગ કરવો. સંસારને ભગવાનમય બનાવવામાં માનસ ત્યાગની

ભગવદ્રસના અનુભવમાં વિક્ષેપરૂપ થાય છે તો પણ ભગવદ્રસ પ્રાપ્ત કરેલા ભક્તોનો સહવાસ પ્રતિબંધક નથી. અર્થાત્ સામાન્ય જન એટલે કે લૌકિક-ભાવવાળા જીવોનો સમુદાય ત્યાજ્ય છે. સામાન્ય જનસંઘની સાથે કોઈ પણ પ્રકારની રતિ થવી ન જોઈએ.

અધ્યાત્મજ્ઞાન નિત્યત્વમ્ :- આત્મા સંબંધી જ્ઞાનમાં નિત્ય સ્થિતિ કરવી. સામાન્યતઃ દેહ, અંતઃકરણ ઈને આપણે આત્મા તરીકે ઓળખીએ છીએ. પણ આ આત્મા તો સર્વગત, સ્થાણ, અચલ અને સનાતન છે આ આત્માને પ્રાપ્ત કરી તેમાં ચિત્તને સ્થિર કરવાની આવશ્યકતા છે.

તત્ત્વજ્ઞાનાર્થ દર્શનમ્ :- ત્રીજા પુરૂષવાચક પદાર્થો અને બીજા પુરૂષવાચક પદાર્થો. આ બંને પદાર્થોનું યથાર્થ જ્ઞાન સંપાદન કરી એમાંથી પ્રથમ પુરૂષનો આવિર્ભાવ કરી અર્થ રૂપે તેને (બ્રહ્મને) સિદ્ધ કરી સર્વત્ર અને સર્વતઃ તેનુ થર્શન કરવું. एतत् ज्ञानम् ; આ બધું જાણવું, સમજવું. જાણ્યા પછી અનુભવવું. એ સિદ્ધ જ્ઞાન સ્થિર કરી વિચર્યા કરવું. આ જ્ઞાન. અન્યથા જ્ઞાન અજ્ઞાન છે.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१२॥

શબ્દાર્થ–ज्ञेयम्–જાણવા યોગ્ય (વિધેય કર્મ કૃ વિશેષણ વિ. यत्) यत्–જે (સર્વનામ પ્ર. એ. વ. નપું.) तत्–તેને (સર્વનામ દ્વિ.એ.વ. નપું.) प्रवक्ष्यामि–કહીશ (ક્રિ. ભ. કા ૧ પુ. એ. વ. प्र+वच् ૨ ગણ પરસ્મૈ.) यत्–જેને (સર્વનામ દ્વિ. એ. વ. નપુ.) ज्ञात्वा–જાણીને (વિધેય કૃદન્ત) अमृतम्–અમૃતને (નામ દ્વિ. એ. વ. નપું.) अश्नुते–ભોગવે છે, પામે છે (નામ દ્વિ. એ. વ. નપું.) अनादिमत्–જેનો આદિ નથી (વિશેષણ વિ. ब्रह्म) परम्–શ્રેષ્ઠ, પર (વિશેષણ વિ. ब्रह्म) ब्रह्म–બ્રહ્મને (નામ પ્ર. એ. વ. નપું. ब्रह्मन्) न–નહિ (અવ્યય) सत् (વ. કૃ. વિશેષણ વિ. ब्रह्म) तत्–તે (સર્વનામ પ્ર. એ. વ. નપું.) न–નહિ (અવ્યય) असत्–અસત (વિશેષણ વિ. तत्) उच्यते–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ वच् ૨ ગણ ૨પુ. એ.વ.)

ભાવાર્થ–જે જાણવા યોગ્ય છે તથા જેને જાણી મનુષ્ય અમૃત

અપેક્ષા છે એટલે કે ત્યાગ પ્રથમ જોઈએ અને ત્યારપછી વિચરણ જોઈએ.

આસક્તિઃ સંગનો અભાવ. મનના નિરોધમાં લૌકિક સંગ બાધક છે. ગૃહ ઈ.ની મમતા જો પ્રગટ થાય તો મનોનિગ્રહ બની શકતો નથી. મનના નિગ્રહ માટે પ્રથમ સંગત્યાગ આવશ્યક છે.

અનભિષ્વંગ : મમતાના પદાર્થો સંસારમાં અનેકાનેક છે. વળી તેમને ઉપસ્થિત પણ કરાય છે. આ બધા પદાર્થો બાધક ન થાય તેમ રહેવું તેને અનભિષ્વંગ કહે છે. તાત્પર્ય કે પદાર્થ પરની મમતા તજવી. આ મમતા ખાસ કરીને પુત્ર, સ્ત્રી અને ઘરમાં વધારે હોય છે. એ મમતાનો પ્રથમભાવે માનસત્યાગ કરવામાં આવે તો તેમાં મમતા રહેવાના સંભવો ઓછા થશે. સાથે સાથે આ પદાર્થોનું પણ બ્રહ્મમાં નિવેદન કરી દેવું વધારે ઈષ્ટ છે

સમચિત્તતા હમેશને માટે રાખવી. કાળના પ્રવાહમાં મનુષ્યને પ્રિય અને અપ્રિય બન્ને વસ્તુઓ સાંપડે છે. વસ્તુતઃ તો પ્રિય તેમ જ અપ્રિય કોઈ પણ વસ્તુ બની શકતી નથી. માત્ર સ્વીકૃત ભાવે જ વસ્તુને પ્રિય અગર અપ્રિય માની લેવામાં આવે છે. પ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં તેમાં રાગ ન થવો જોઈએ અને અપ્રિય પ્રાપ્ત થતાં દ્વેષ ન થવો જોઈએ. આ રીતે વ્યવહાર કરતાં દ્વન્દ્વાતીત થઈ શકાય અને અદ્વિતીય બ્રહ્મનું દર્શન કરી શકાય.

દશમા શ્લોકમાં ભક્તિને મુખ્ય અંગ તરીકે સ્વીકારવામાં આવે છે ભક્તિ કૃષ્ણમય જ હોવી જોઈએ. તે કોઈ પણ પ્રકારના મિશ્રભાવવાળી હોવી જોઈએ નહિ. ચિત્તનો વિષય પણ ભગવાન સિવાય બીજો ન હોવો જોઈએ. આ પ્રકારની ભક્તિ પ્રાપ્ત કરવામાં કર્મ, જ્ઞાન વગેરેને સાધનરૂપ બનાવવાં અને એ સાધનથી સિદ્ધ થયેલી ભક્તિ ભગવદ્રસ પ્રાપ્ત કરવામાં મદદરૂપ થઈ શકશે. ભક્તિ પણ સાધનરૂપ છે. ફલ તો કૃષ્ણ રસાસ્વાદ છે. આ પ્રાપ્ત કરવા માટે એકાંત અને શુદ્ધ અંતઃકરણની જરૂર છે. સ્વભાવને એ પ્રમાણે ટેવ પાડવાથી "વિવિક્ત દેશસેવિત્વમ્" થવાય છે. શુદ્ધ અંતઃ-કરણ સર્વ વસ્તુનો યથાર્થ ભાવ પામી શકે છે અને તેમાથી ઉદ્‌બોધ થતા રસનો અનુભવ કરવામાં સહાયક બને છે. જો કે મનુષ્યમાત્રનો સહવાસ

ભગવદ્રસના અનુભવમાં વિક્ષેપરૂપ થાય છે તે પણ ભગવદ્રસ પ્રાપ્ત કરેલા ભક્તોનો સહવાસ પ્રતિબંધક નથી. અર્થાત્ સામાન્ય જન એટલે કે લૌકિક-ભાવવાળા જીવોનો સમુદાય ત્યાજ્ય છે. સામાન્ય જનસંઘની સાથે કોઈ પણ પ્રકારની રતિ થવી ન જોઈએ.

અધ્યાત્મજ્ઞાન નિત્યત્વમ્ :- આત્મા સંબંધી જ્ઞાનમાં નિત્ય સ્થિતિ કરવી. સામાન્યત: દેહ, અંતઃકરણ ઈ.ને આપણે આત્મા તરીકે ઓળખીએ છીએ. પણ આ આત્મા તો સર્વગત, સ્થાણ, અચલ અને સનાતન છે આ આત્માને પ્રાપ્ત કરી તેમાં ચિત્તને સ્થિર કરવાની આવશ્યકતા છે.

તત્ત્વજ્ઞાનાર્થ દર્શનમ્ :- સ્ત્રીજાત પુરૂષવાચક પદાર્થો અને બીજા પુરૂષવાચક પદાર્થો આ બંને પદાર્થોનું યથાર્થ જ્ઞાન સંપાદન કરી એમાંથી પ્રથમ પુરૂષનો આવિર્ભાવ કરી અર્થ રૂપે તેને (બ્રહ્મને) સિદ્ધ કરી સર્વત્ર અને સર્વત: તેનું થર્શન કરવું. एतत् ज्ञानम् ; આ બધું જાણવું, સમજવું. જાણ્યા પછી અનુભવવું. એ સિદ્ધ જ્ઞાન સ્થિર કરી વિચર્યા કરવું. આ જ્ઞાન. અન્યથા જ્ઞાન અજ્ઞાન છે.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१२॥

શબ્દાર્થ-ज्ञेयम्-જાણવા યોગ્ય (વિધેય કર્મ કૃ. વિશેષણ વિ. यत्) यत्-જે (સર્વનામ પ્ર. એ. વ. નપું.) तत्-તેને (સર્વનામ દ્વિ.એ.વ. નપું.) प्रवक्ष्यामि-કહીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. प्र+वच् ૨ ગણ પરસ્મૈ.) यत्-જેને (સર્વનામ દ્વિ. એ. વ. નપું.) ज्ञात्वा-જાણીને (વિધેય કૃદન્ત) अमृतम्-અમૃતને (નામ દ્વિ. એ. વ. નપું.) अश्नुते-ભોગવે છે, પામે છે (નામ દ્વિ. એ. વ. નપું.) अनादिमत्-જેનો આદિ નથી (વિશેષણ વિ. ब्रह्म) परम्-શ્રેષ્ઠ, પર (વિશેષણ વિ. ब्रह्म) ब्रह्म-બ્રહ્મને (નામ પ્ર. એ. વ નપું. ब्रह्मन्) न-નહિ (અવ્યય) सत् (વ. કૃ. વિશેષણ વિ. ब्रह्म) तत्-તે (સર્વનામ પ્ર. એ. વ. નપું.) न-નહિ (અવ્યય) असत् (વિશેષણ વિ. तत्) उच्यते-કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ वच् ૨ ગણ ...)

ભાવાર્થ-જે જાણવા યોગ્ય છે તથા જેને જાણી ...

(પરમાનંદ)ને પ્રાપ્ત થાય છે (ભોગવે છે). તેને હું સારી રીતે કહીશ; તે અનાદિ પરમ બ્રહ્મ (અનિર્વચનીય હોવાથી) સત્ નથી, અસત્ નથી એમ કહેવાય છે. (૧૨)

વિવેચન–આ જ્ઞેય વસ્તુ સમજવા માટે છે. જાણવા યોગ્ય વસ્તુ તો જગતમાં ઘણીએ પડેલી છે. અપાર જગતમાં પાર વિનાની વસ્તુ હોવાથી બધી વસ્તુને જાણવું શક્ય નથી. એક જ વસ્તુને પૂર્ણતઃ જાણવામાં કાલનો કાલ વ્યતીત થઈ જાય છે છતાં પણ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી એ કારણે કોઈક એક વસ્તુ 'બ્રહ્મ' નામથી પ્રસિદ્ધ છે. તેનું જ્ઞાન જો પ્રાપ્ત થઈ શકે તો તેમાં સર્વસ્વ સમાઈ જતું હોવાથી સમસ્ત જ્ઞાન પ્રાપ્ત થઈ શકે. એ જ્ઞાન પ્રાપ્ત કરીને અમૃતરસ ભોગવી શકાય. બ્રહ્મને સમજવામાં એના કેટલાક વિશેષણો આપ્યાં છે. અનાદિ, સત્ તેમ જ અસત્ જ્યાં નથી એવું પરમ નામના વિશેષણથી સમજાવે છે. (અનાદિ અને પરમ) જ્યાં વિશેષણના કોઈ પણ ભાવો લગાડી ન શકાય એવા બ્રહ્મને અનાદિ પરમ કહે છે. તે ઉપરથી સમજાય છે કે જ્ઞાન સિદ્ધ થવા કોઈ કોઈ પ્રકારના વિશેષ ભાવોનો ઉપયોગ કરવો પડે એથી આવા વિશેષ ભાવોનો ઉપયોગ કર્યો છે. વળી આવાં બીજાં વિશેષણો પણ અનેક જગાએ આવે છે આ બધાં માત્ર ભાવસૂચક અને બોધક તરીકે સાધકને પોતાના નિર્વહન ધર્મમાં યોજી શકાય તેટલાં પૂરતા જ છે એમ સમજવું.

सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१३॥

શબ્દાર્થ–सर्वतः पाणिपादम्–બધી રીતે, બધી તરફથી હાથપગવાળો (નામ પ્ર. એ. વ. નપું. सर्वतः पाणिः पादः च यस्य इति બહુ) तत्–તે (સર્વનામ પ્ર. એ. વ નપું.) सर्वतोऽक्षिशिरोमुखम्–સર્વ તરફથી નેત્ર, શિર અને મુખવાળો (નામ પ્ર. એ. વ. નપું.) सर्वतः श्रुतिमत्–સર્વ તરફથી કાનવાળો (નામ પ્ર. એ. વ. નપું.) लोके–લોકમાં, સંસારમાં (નામ સ. એ વ लोक) सर्वम्–સર્વને (સર્વનામ દ્વિ. એ. વ. નપું.) आवृत्य–ઘેરીને, વ્યાપીને (વિધેય કૃદંત) तिष्ठति–રહે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ स्था (तिष्ठ्) ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ-તે સર્વ તરફથી હાથપગવાળો. સર્વતઃ નેત્ર, શિર અને મુખવાળો, સર્વતઃ કાનવાળો સંસારમાં સર્વને વ્યાપીને રહ્યો છે. (૧૩)

વિવેચન-એ બ્રહ્મને ઉપાસ્ય સ્વરૂપ તરીકે ઓળખાવવા **सर्वतः पाणिपादम्**, ઈ. વિશેષણો આપે છે. બધા સ્થળ ઉપર એના હાથ, ચરણ, આંખ, માથું, મુખ અને કાન ઈ. અંગ પ્રત્યંગ સર્વ સ્થળમાં વ્યાપ્તિ કરીને રહે છે. તાત્પર્ય કે તે સર્વ સ્થળોમાં વ્યાપ્ત છે. વૈદિક પુરુષસૂકતના મંત્રોને ઉપલક્ષક આ શ્લોક જણાય છે.

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१४॥

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥१५॥

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१६॥

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्यधिष्ठितम् ॥१७॥

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१८॥

શબ્દાર્થ-**सर्वेन्द्रियगुणाभासम्**-સર્વ ઈન્દ્રિયોના વિષયોને જાણનાર (વિશેષણ, વિ. **ब्रह्म; सर्वेषाम् इन्द्रियाणाम् गुणानाम् आभाः यस्मिन् इति तत्** બહુ૦) **सर्वेन्द्रियविवर्जितम्**-બધી ઇન્દ્રિયોથી રહિત (વિશેષણ, વિ. **ब्रह्म। सर्वैः इन्द्रियैः विवर्जितम् इति** તત્પુ૦) **असक्तम्**-આસક્તિ રહિત (વિશેષણ, વિ. **ब्रह्म**) **सर्वभृत्**-સર્વને ધારણ પોષણ કરનાર (વિશેષણ, વિ. **ब्रह्म**) **च, एव**-

અને, વળી (અવ્યય) **निर्गुणम्**–ગુણોથી અતીત (વિશેષણ, વિ. ब्रह्म) **गुणभोक्तृ**–ગુણોને ભોગવનાર (વિશેષણ, વિ. ब्रह्म) **च**–અને (અવ્યય) **वहिः अन्तः च**–બહાર, અંદર, અને (અવ્યય) **भूतानाम्**–પ્રાણીઓના (નામ, ષ. બ. વ. નપું. भूत) **अचरम्**–સ્થાવર (વિશેષણ, વિ. ब्रह्म) **चरम्**–જંગમ (વિશેષણ, વિ. ब्रह्म) **एव, च**–વળી, અને (અવ્યય) **सूक्ष्मत्वात्**–સૂક્ષ્મ હોવાને કારણે (નામ, પં. એ. વ. નપું.) **तत्**–તે (વિશેષણ, વિ. ब्रह्म) **अविज्ञेयम्** નહિ જાણી શકાય એવું (વિશેષણ, વિ. ब्रह्म; વિધેય કર્મણિ કૃદંત) **दूरस्थम्**–દૂર રહેલું (વિશેષણ, વિ. ब्रह्म) **च**–અને (અવ્યય) **अन्तिके च**–પાસે, અને (અવ્યય) **तत्**–તે (વિશેષણ, વિ. ब्रह्म) **अविभक्तम्**–અખંડ (વિશેષણ, વિ. ब्रह्म) **च**–અને (અવ્યય) **भूतेषु**–ભૂતોમાં (નામ, સ. બ. વ. નપું.) **विभक्तम्**–વિભાગ પડેલા, વિભક્ત (વિશેષણ, વિ. ब्रह्म) **इव, च**–માફક, અને (અવ્યય) **स्थितम्**–રહેલો, પ્રતીત થયેલો (વિશેષણ, વિ. ब्रह्म ભૂ કૃ) **भूतभर्तृ**–ભૂતોને પોષણ કરનાર, વિષ્ણુરૂપ (વિશેષણ, વિ. ब्रह्म) **च**–અને (અવ્યય) **तत्**–તે (વિશેષણ, વિ. ब्रह्म) **ज्ञेयम्**–જાણવું જોઇએ (વિધેય કર્મણિ કૃદંત, વિશેષણ, વિ. ब्रह्म) **ग्रसिष्णु**–ગળી જનાર, સંહાર કરનાર, રુદ્રરૂપ (વિશેષણ, વિ. ब्रह्म) **प्रभविष्णु**–ઉત્પન્ન કરનાર, બ્રહ્મા (વિશેષણ, વિ. ब्रह्म) **च**–અને (અવ્યય) **ज्योतिषाम्**–જ્યોતિઓનું (નામ, ષ. બ. વ. નપું. **ज्योतिस्**) **अपि**–પણ (અવ્યય) **तम्**–તે બ્રહ્મ (વિશેષણ, વિ. ब्रह्म) **ज्योतिः**–જ્યોતિ (વિશેષણ, વિ. ब्रह्म) **तमसः**–તમસથી માયાથી, અંધકારથી (નામ પં એ. વ. નપું. **तमस्**) **परम्**–પર, દૂર, શ્રેષ્ઠ, ઉત્તમ (વિશેષણ, વિ. ब्रह्म) **उच्यते**–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ, ૩ પુ. એ. વ ब्रह्म ૨ ગણ) **ज्ञानम्**–જ્ઞાનરૂપ (વિશેષણ, વિ. ब्रह्म) **ज्ञेयम्**–જાણવા યોગ્ય (વિશેષણ, વિ. ब्रह्म) **ज्ञानगम्यम्**–તત્ત્વજ્ઞાન વડે પ્રાપ્ત થનાર (વિશેષણ, વિ. ब्रह्म) **हृदि**–હૃદયમાં (નામ, સ. એ. વ. નપું. **हृद्**) **सर्वस्य**–બધાના (નામ, ષ એ. વ. પુ.) **धिष्ठितम्**–(ભૂ કૃ. વિશેષણ, વિ. ब्रह्म) **इति**–એમ, એ પ્રમાણે (અવ્યય) **क्षेत्रम्**–ક્ષેત્ર, શરીર (નામ, પ્ર. એ. વ. નપું.) **तथा**–અને (અવ્યય) **ज्ञानम्**–જ્ઞાન (નામ, પ્ર. એ વ. નપું. **ज्ञान**) **ज्ञेयम्**–જાણવા યોગ્ય, બ્રહ્મ (વિધેય કર્મણિ કૃદંત, વિશેષણ, વિ ब्रह्म) **च**–અને (અવ્યય) **उक्तम्**–કહેવાયું (ભૂ કૃ. વિશેષણ, વિ. ब्रह्म) **समासतः**–ટૂંકમાં (અવ્યય) **मद्भक्तः**–મારો ભક્ત (નામ, પ્ર એ વ. પુ. **मद्भक्त**) **एतद्**–એને (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **विज्ञाय**–જાણીને (વિધેય કૃદંત) **मद्भावाय**–મારા ભાવો, મારાં સ્વરૂપો (નામ, ચ. એ. વ. પુ.) **उपपद्यते**–મેળવે છે, પામે છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. उप+पद् ૧ ગણ).

ભાવાર્થ-સર્વ ઇન્દ્રિયોના વિષયોને જાણનાર, સર્વ ઇન્દ્રિયોથી રહિત, આસક્તિ વિનાનો, સર્વને ધારણ પોષણ કરનાર અને નિર્ગુણ છતાં ગુણભોક્તા, ચરાચર ભૂતોની બહાર તેમજ અંદર અને ચર તેમજ અચરરૂપ પણ તે સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય, દૂરસ્થ અને વળી પાસે પણ છે. તે વિભાગ રહિત છતાં પણ સર્વ ભૂતોમાં વિભક્તની પેઠે સ્થિત, ભૂતોને ધારણ પોષણ કરનાર, સંહાર કરનાર અને ઉત્પન્ન કરનાર, જાણવા યોગ્ય છે; તે બ્રહ્મ જ્યોતિઓનું પણ જ્યોતિરૂપ માયાથી પર કહેવાય છે, તે જ્ઞાનરૂપ જાણવા યોગ્ય અને જ્ઞાનથી ગમ્ય, સર્વના હ્રદયમાં સ્થાન કરીને રહેલો છે. આ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન અને જાણવા યોગ્ય પરમાત્માનું સ્વરૂપ ટૂંકામાં કહેવાયુ. એને તત્ત્વથી જાણીને, વિચારીને મારો ભક્ત મારા ભાવને પ્રાપ્ત કરે છે. (૧૪-૧૮)

વિવેચન-ચૌદમા શ્લોકમાં છ વિશેષણ એના પ્રકટભાવે એ વસ્તુને સમજવા પુરતા છે : (૧) સર્વ ઇન્દ્રિયોના વિષયોને પ્રકાશ આપનાર (૨) સર્વ ઇન્દ્રિયો રહિત (૩) કોઈ પણ પદાર્થમાં આસક્તિ નહિ ધરાવનાર (૪) સર્વને ધારણ કરી તેનું પોષણ કરનાર (૫) નિર્ગુણ એટલે કે જગતમાં દેખાતા ગુણધર્મથી અતીત (૬) સર્વ ગુણોનો ભોક્તા. તાત્પર્ય કે જગતના ગુણધર્મોનો અંગીકાર કરી તેમાં રહેલા દોષોને દૂર કરવા આ સ્વરૂપ ગુણોનો ભોક્તા બને છે અને ભક્તોના દોષોને દૂર કરે છે.

શ્લોક ૧૫. સર્વભૂતમા તાત્પર્ય કે સ્થાવર જગમમાં બ્હાર તેમજ અંદર આ સ્વરૂપ સૂક્ષ્મભાવે રહી શકે છે. સાથે સાથે એનું ત્યાં રહેવુ સમજી શકાય એવું બનતું નથી. કેમકે એ દૂર પણ હોઈ શકે છે અને તે જ ક્ષણે નજીકમાં નજીક પણ બની શકે છે.

સમાગમ કરનાર જિજ્ઞાસુની, આર્તની અને સેવન કરનારની પાસે રહે છે અને વિપરીત બુદ્ધિવાળા અજ્ઞાની જીવોથી દૂરનો દૂર રહે છે. **विषयाक्रान्त देहानाम् नावेशः सर्वथा हरे. ।**

શ્લોક ૧૬ : જો કે પ્રાણી માત્રથી પોતે (ભગવાન) છુટો હોય એ પ્રકારે જણાય છે છતાં પણ સર્વમા વિભાગ ન થઈ શકે એવી રીતે સ્થિતિ કરે છે. સર્વ પ્રાણીઓના ભર્તારૂપે રહે છે તાત્પર્ય કે એની નિર્વાહક સામગ્રી-

રૂપે પોતે બને છે. વળી સાથે સાથે પોતાનો સંહારક ભાવ તેમ જ ઉત્પાદક ભાવ પણ પોતાનો પ્રાણીમાત્રમાં બતાવે છે. આ રીતે બ્રહ્મ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર બને છે અને એ રીતે ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે.

શ્લોક ૧૭ : સર્વ પ્રકાશમાન ભાવોના પ્રકાશરૂપ, અજ્ઞાન અને અંધકારથી દૂર (અહંકાર અને અજ્ઞાન અસર ન કરે એ રીતે રહી) હૃદયમાં જ્ઞાનરૂપે, જ્ઞેય સ્વરૂપે અને જ્ઞાનથી પ્રાપ્ત થતા સાધનરૂપે પણ તાત્પર્ય કે તત્ત્વરૂપે પણ સ્થિત રહે છે.

શ્લોક ૧૮ · આ શ્લોક ભક્તને પ્રોત્સાહક છે. વિશેષમાં ભગવત્ સ્વરૂપ દર્શનમાં ઉપયોગી છે. કારણ કે એની પહેલાંના શ્લોકોમાં ક્ષેત્રનો વિષય, જ્ઞાનનો વિષય અને જ્ઞેય પદાર્થને જો કે ટૂંકમાં સમજાવ્યો ખરો છતાં પણ આટલું સમજતાં કોઈ પણ મનુષ્ય ભક્ત બની શકે છે અને ભગવદ્‌ભાવને પ્રાપ્ત કરી શકે છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसम्भवान् ॥१९॥

શબ્દાર્થ–**प्रकृतिम्**–પ્રકૃતિને, ત્રિગુણમયી માયા (નામ, દ્વિ. એ. વ. સ્રી.) **पुरुषम्**–પુરુષને, ક્ષેત્રજ્ઞ (નામ, દ્વિ. એ. વ. પુ. पुरुष) **च, एव**–અને, વળી (અવ્યય) **विद्धि**–જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) **अनादी**–આદિ નથી જેનો (વિશેષણ, વિ. उभौ) **उभौ**–બન્ને (સર્વનામ, દ્વિ. દ્વિ. વ. પુ.) **अपि**–પણ (અવ્યય) **विकारान्**–વિકારોને, રાગદ્વેષાદિ (નામ, દ્વિ. બ વ. પુ. विकार) **च**–અને (અવ્યય) **गुणान्**–ગુણોને (નામ, દ્વિ. બ. વ. પુ. गुण) **च, एव**–અને, વળી (અવ્યય) **विद्धि**–જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) **प्रकृतिसम्भवान्**–પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા (નામ, દ્વિ. બ. વ. પુ. **प्रकृतिः सम्भवः येषाम्**)

ભાવાર્થ–પ્રકૃતિ ત્રિગુણમયી માયા અને પુરુષ (જીવાત્મા, ક્ષેત્રજ્ઞ) આ બન્ને જ તું અનાદિ જાણ અને વિકારો (રાગ, દ્વેષાદિ) તથા ગુણોને

પણ પ્રકૃતિથી જ ઉપજેલા જાણ. (૧૯)

વિવેચન-જેને માયા નામથી ઓળખવામાં આવે છે તેને પ્રકૃતિ નામના શબ્દથી સમજાવે છે. પ્રકૃતિનો અર્થ સામાન્યતઃ પ્રકાર અથવા કરણ વિભાવમાં અતિશયતા.

પુરુષ=પુરમાં રહે તે. જીવાત્મા-ક્ષેત્રજ્ઞ. આ ક્ષેત્રજ્ઞ પોતાના ક્ષેત્રને યથાર્થ સમજે છે અને જ્યાં જ્યાં અપેક્ષિત હોય છે ત્યાં ત્યાં પોતાનું કાર્ય-સૂત્ર જમાવે છે. જો કે એની સહાયતામાં તો બીજા ઘણાએ પદાર્થો છે. આ બન્ને, પ્રકૃતિ અને પુરુષ, બ્રહ્મના ભાવો છે. બ્રહ્મ અનાદિ હોવાથી આ બન્ને અનાદિ હોય છે. પ્રકૃતિના વિકારોમાં; તાત્પર્ય કે પ્રકૃતિમાં કેટલાએક વિશેષ ભાવો થાય છે. તેને ગુણ નામની સંજ્ઞા અપાય છે. આ બધા ગુણો પ્રકૃતિ-માંથી ઉદ્દભવે છે.

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२०॥

શબ્દાર્થ-कार्यकारणकर्तृत्वे-કાર્ય, કરણ અને કર્તૃત્વમાં-આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ-કાર્યકરણ-ઉપસ્થ, ગુદા, બુદ્ધિ, અહંકાર, મન, શ્રોત્ર, ત્વચા, રસના, નેત્ર, ઘ્રાણ, વાક્, હસ્ત, પાદ-(નામ, સ. એ. વ. નપું.) हेतु-હેતુ (નામ, પ્ર. એ. વ. પુ. हेतु) प्रकृतिः-પ્રકૃતિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) उच्यते-કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ वच् ૨ ગણ) पुरुषः-પુરુષ (નામ, પ્ર. એ. વ. પુ पुरुष) सुखदुःखानाम्-સુખ અને દુઃખોનું (નામ, (ષ. બ. વ. નપું.) भोक्तृत्व-ભોક્તાપણામાં (નામ, સ એ. વ નપું. भोक्तृत्व) हेतुः-હેતુ (નામ, પ્ર. એ. વ પુ. हेतु) उच्यते-કહેવાય છે (ક્રિ. વ. કા ૩ પુ. એ. વ. કર્મણિ वच् ૨ ગણ)

ભાવાર્થ-કાર્ય, કરણ અને કર્તૃત્વમાં પ્રકૃતિ કારણરૂપ કહેવાય છે. સુખ દુઃખોના ભોક્તૃત્વમાં પુરુષ હેતુ છે એમ કહ્યું છે. (૨૦)

વિવેચન-પ્રકૃતિ હેતુરૂપ બને છે ત્યારે કાર્ય, કરણ અને કર્તાના

ધર્મો સ્વીકારે છે પણ એ (પ્રકૃતિ) કોઈ પણ વખતે ભોક્તા બની શકતી નથી. ભોક્તા તો પુરુષ બને છે. એ કારણે તે સુખદુ:ખાદિનો ભાગ કરે છે. પ્રકૃતિની સાથે એ સંબંધ કરે છે ત્યારે જ અહંકાર ધારણ કરે છે. વાસ્તવિક રીતે પુરુષ અને પ્રકૃતિ બન્ને છુટા છુટા છે, પરંતુ કોઈક હેતુથી કાળના નિયમનભાવે પ્રકૃતિની સાથે સંબંધ કરી જાય છે અને ભોક્તા બની જાય છે.

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥२१॥

શબ્દાર્થ-**पुरुषः**-પુરુષ, જીવાત્મા (નામ, પ્ર એ વ પુ) **प्रकृतिस्थः**-પ્રકૃતિમાં રહેનાર (વિશેષણ, વિ. **पुरुषः**) **हि**-ચોક્કસ (અવ્યય) **भुङ्क्ते**-ભોગવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **भुज्** ૭ ગણ આત્મને૦) **प्रकृतिजान्**-પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાને (વિશેષણ, વિ. **गुणान्**) **गुणान्**-ગુણોને (નામ, દ્વિ બ વ. પુ. **गुण**) **कारणम्**-કારણ (નામ, પ્ર. એ. વ નપુ. **कारण**) **गुणसङ्ग**-ગુણનો સંગ, ગુણનો સંપર્ક (નામ, પ્ર એ. વ પુ. **गुणसङ्ग**) **अस्य**-આનો, જીવનો (સર્વનામ, ષ એ. વ. પુ. **इदम्**) **सत् असत् योनिजन्मसु**-સારી નરસી જાતિમા (નામ, સ. બ. વ. નપું.)

ભાવાર્થ-પ્રકૃતિમાં સ્થિત થયેલો જ પુરુષ પ્રકૃતિથી ઉપજેલા ગુણોને (પદાર્થોને) ભોગવે છે; અને તે ગુણોનો સંગ આ જીવાત્માને સારી નરસી યોનિઓમાં જન્મ થવામાં કારણ છે. (૨૧)

વિવેચન-પુરુષ પ્રકૃતિમાં સ્થિત થયો. એટલે પ્રકૃતિને વશ થયો એ ઉપરથી એવું સમજાય છે કે પ્રકૃતિ દ્વારા ઉપસ્થિત થયેલા સત્ત્વ, રજસ અને તમાસ્ ગુણો દ્વારા સર્વ પદાર્થોનો ભોકતા બની ગુણના જ સંગમાં પ્રવૃત્ત થતાં સારી અને ખોટી પોતાની સ્થિતિ બનાવે છે અને તે પ્રકારે જન્મ અંગીકાર કરે છે ગુણનો અર્થ દોરડુ થાય છે. એ કારણે કોઈપણ ગુણથી બંધાતાં દોરડાથી જ બંધાયેલો રહે છે. આ હેતુથી જેટલો જેટલો સંગ ઓછો તેટલો તે મુકત બને જ્યારે સંપૂર્ણ મુકત બને ત્યારે એ પર થાય છે. પર થાય એટલે શ્રેષ્ઠભાવને અંગીકાર કરે.

उपद्रष्टाऽनुमन्ता च, भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२२॥

શબ્દાર્થ-उपद्रष्टा-જોનાર, દેખરેખ રાખનાર (નામ, પ્ર. એ. વ. પુ. उप+द्रष्टृ) अनुमन्ता-દેખરેખ રાખનાર, સંમતિ આપનાર (નામ, પ્ર. એ. વ. પુ. अनुमन्तृ) च-અને (અવ્યય) भर्ता-ધારણ કરનાર (નામ, પ્ર. એ. વ. પુ. भर्तृ) भोक्ता-ભોગવનાર (નામ, પ્ર. એ. વ પુ. भोक्तृ) महेश्वर.-મહેશ્વર (નામ, પ્ર. એ. વ. પુ महेश्वर) परमात्मा-પરમાત્મા (નામ, પ્ર. એ. વ. પુ. परमात्मन्) इति, च, अपि-એમ, અને, પણ (અવ્યય) उक्तः-કહેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) देहे-શરીરમાં (નામ, સ. એ. વ. નપું. देह) अस्मिन्-આ (સર્વનામ, સ. એ. વ. નપું. इदम्) पुरुषः-પુરુષ (નામ, પ્ર. એ. વ. પુ.) परः-પર, શ્રેષ્ઠ परमात्मा-ઉત્તમ (વિશેષણ, વિ. पुरुषः)

ભાવાર્થ-પુરુષ (જીવાત્મા) આ દેહમાં સ્થિત થયેલા પણ પર જ છે, કેવળ સાક્ષી હોવાથી ઉપદ્રષ્ટા, (જોનાર) સંમતિ આપનાર હોવાથી અનુમન્તા, ધારણ કરનાર હોવાથી ભર્તા, જીવરૂપથી ભોક્તા, બ્રહ્માદિકોના સ્વામી હોવાથી પરમાત્મા કહેવાય છે. (૨૨)

વિવેચન-આ શ્લોકમાં જીવનો પરભાવ સમજાવે છે. દેહમાં રહેલો પુરુષ જ્યારે સમજે છે કે "હુ તો માત્ર સાક્ષીરૂપે છું, સર્વના ભાવોને સંમતિ આપનાર છુ, સર્વને ધારણ કરનાર ભક્તિરૂપે છું; વળી ભોક્તારૂપે છું અને પ્રાકૃત ભાવોનો નિયામક છું. ત્યારે જ એ સચ્ચિદાનન્દ પરમાત્માનો અનુભવ-કરતા કરતાં પરમાત્મા થાય છે. જીવ પર અને અપર પણ બની શકે છે. પર એટલે શ્રેષ્ઠ અને અપર (અવર) એટલે હલકુ. પર કહેતાં ઉચ્ચભાવ અને અપર કહેતાં નીચભાવ. જ્યારે એ (જીવ) બ્રહ્મની સાથે સંબંધ કરવા લાયક બને છે ત્યારે એ પર ભાવ (પરમાત્મા)ને પામે છે. જ્યાંસુધી આ પ્રકારનો ઉચ્ચભાવ પ્રાપ્ત થતો નથી ત્યાસુધી પ્રકૃતિ અને કાળને વશ રહી, ગુણદોષનો વિભાગી બને છે અને સંસારનો અનુભવ કરે છે અનુભવ કરતાં કરતાં કર્મ અને જ્ઞાન દ્વારા ચિત્તની શુદ્ધિ થતાં થતાં ભગવદ્ આસક્તિ વધતાં વધતા તદનુગુણરૂપને ધારણ કરે છે એટલે ભગવદ્ભાવ, પરમભાવ, બ્રહ્મભાવને પ્રાપ્ત કરે છે એટલે પર થાય છે.

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२३॥

શબ્દાર્થ-યઃ-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) एवम्-એ પ્રમાણે (અવ્યય) वेत्ति-જાણે છે (ક્રિ વ. કા. ૩ પુ. એ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) पुरुषम्-પુરુષને (નામ, દ્વિ. એ. વ. પુ. पुरुष) प्रकृतिम्-પ્રકૃતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. प्रकृति) च-અને (અવ્યય) गुणैः-ગુણો વડે (નામ, તૃ. બ. વ. પુ. गुण) सह, सर्वथा-સાથે, સારી રીતે (અવ્યય) वर्तमानः-વર્તતો છતાં (વિશેષણ, વિ. यः) अपि, न-પણ, અને (અવ્યય) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) भूयः-ફરીથી (અવ્યય) अभिजायते-જન્મે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अभि+जन् ૪ ગણ, આત્મને૦)

ભાવાર્થ-આ પ્રમાણે પુરુષને અને ગુણો સહિત પ્રકૃતિને જે મનુષ્ય જાણે છે તે સર્વ પ્રકારથી વર્તતો છતાં પણ ફરીથી જન્મતો નથી. (૨૩)

વિવેચન-આ પ્રકારે પુરુષ અને પ્રકૃતિને તેના ગુણો સાથે બરાબર તાત્પર્યપૂર્વક સમજે છે અને અનુભવ કરે છે. એ પ્રમાણે સર્વ રીતે વર્તતો છતાં પણ ફરીથી જન્મ મરણને પામતો નથી. આ શ્લોકમાં રહસ્ય એટલું જ છે કે પ્રકૃતિ અને તેના ગુણોને તેમજ પદાર્થોને તત્ત્વથી સમજવા જોઈએ અને સર્વત્ર બ્રહ્મ ઓતપ્રોત રહ્યો છે એવું દર્શન થવું જોઈએ અને અનુભવ પણ થવો જોઈએ. તો જ પુનર્જન્મ હોતો નથી.

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये साङ्ख्येन योगेन कर्मयोगेन चापरे ॥२४॥

શબ્દાર્થ-ध्यानेन-ધ્યાનથી (નામ, તૃ. એ. વ. નપું. ध्यान) आत्मनि-આત્મામાં, હૃદયમાં (નામ, સ. એ. વ. પુ आत्मन्) पश्यन्ति-જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. दृश् (पश्य्) ૧ ગણ, પરસ્મૈ૦) केचित्-કેટલાક (નામ, પ્ર. બ. વ. किञ्चित्) आत्मानम्-આત્માને, પરમાત્માને (નામ, દ્વિ. એ. વ. પુ.) आत्मना-આત્માવડે, શુદ્ધ થયેલી બુદ્ધિથી (નામ, તૃ. એ. વ. પુ. आत्मन्) अन्ये-બીજા (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) साङ्ख्येन-સાંખ્યથી (વિશેષણ, વિ. योगेन)

**योगेन**-યોગથી, જ્ઞાનયોગથી (નામ, તૃ. એ. વ. પુ. **योग**) **कर्मयोगेन**-કર્મયોગથી (નામ, તૃ. એ. વ. પુ) **च**-અને (અવ્યય) **अपरे**-બીજા (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **अपर**)

ભાવાર્થ-પરમાત્માને કેટલાક શુદ્ધ થયેલી સૂક્ષ્મ બુદ્ધિથી ધ્યાન દ્વારા હૃદયમાં જુવે છે તથા બીજા કેટલાક સાંખ્યયોગથી અને બીજા કર્મયોગથી (જુવે છે) (૨૪)

વિવેચન-આ શ્લોક પરમાત્માનું દર્શન કેવી રીતે કરવું તે સમજાવે છે. દર્શન કરવામાં પ્રથમ પરિપકવ અને શુદ્ધ બુદ્ધિ જોઈ એ. શુદ્ધ બુદ્ધિ થયેલા જીવો-કેટલાક જ્ઞાનયોગદ્વારા અને કેટલાક કર્મયોગદ્વારા હૃદયગુહામાં જુએ છે. સ્વરૂપજ્ઞાન જો શાસ્ત્રથી અને ગુરૂમુખથી પ્રાપ્ત થયું હશે તો તેનો અનુભવ હૃદયગુહામાં કરશે વળી સાથે સાથે બ્હાર પણ કરી શકશે.

अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥२५॥

શબ્દાર્થ-**अन्ये**-બીજા (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **अन्य**) **तु, एवम्**-પણ, તો પણ, એ પ્રમાણે (અવ્યય) **अजानन्तः**-નહિ જાણનારાઓ (નામ, પ્ર. બ. વ. પુ. **अजानत्**) **श्रुत्वा**-સાંભળીને (વિધેય કૃદન્ત) **अन्येभ्यः**-બીજા પાસેથી (સર્વનામ, પ. બ. વ. પુ) **उपासते**-સેવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **उप+आस्** ૨ ગણ, આત્મને૦) **ते**-તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) **अपि, च**-પણ, અને (અવ્યય) **अतितरन्ति**-તરી જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **अति+तृ** ૧ ગણ, પરસ્મૈ૦) **एव**-જ, માત્ર (અવ્યય) **मृत्युम्**-મૃત્યુને (નામ, દ્વિ. એ. વ પુ. **मृत्यु**) **श्रुतिपरायणाः**-શ્રવણપરાયણ (વિશેષણ, વિ. **अन्ये**)

ભાવાર્થ-પરંતુ બીજા આ પ્રમાણે નહિ જાણીને બીજાઓની પાસેથી સાંભળીને ઉપાસના કરે છે, અને તેઓ શ્રવણ પરાયણ થયેલા પણ મૃત્યુને તરી જાય છે. (૨૫)

વિવેચન-સાંખ્યયોગ (ધ્યાનયોગ) અને નિષ્કામ કર્મયોગને સમજી

શકતા નથી અને બીજાની આપેલી બુદ્ધિથી ઉપાસના કરે છે તેવા પણ મૃત્યુને તરી જાય છે.

તરી જવાની બાબતમાં વિશેષ ધ્યાનની જરૂર છે. પ્રથમ શ્રવણ સિદ્ધ થવું જોઈએ અને એ પ્રકારે ઉપાસના થવી જોઈએ. ઉપાસના નિત્ય, શુદ્ધ, અંતિમ ફલોન્મુખ હોવી જોઈએ.

यावत्संजायते किञ्चित् सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत્रज्ञसंयोगात् तद्विद्धि भ र त र्ष भ ॥२६॥

**શબ્દાર્થ–यावत्**–જેટલું, જે કાંઈ (વિશેષણ, વિ. सत्त्वम्) **सञ्जायते**–ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. सम्+जन् ૪ ગણ, આત્મને૦) **किञ्चित्**–કાંઈ પણ (વિશેષણ, વિ. सत्त्वम्) **सत्त्वम्**–સત્ત્વ (નામ, પ્ર. એ. વ. નપું. सत्त्व) **स्थावरजङ्गमम्**–સ્થાવરજંગમ (વિશેષણ, વિ. सत्त्वम्) **क्षेत्रक्षेत्रज्ञसंयोगात्**–પ્રકૃતિ અને પુરુષના સંયોગથી (નામ, પં. એ. વ. પુ. क्षेत्रम् क्षेत्रज्ञः च तयोः संयोगात् તત્પુ૦) **तत्**–તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. तत्) **विद्धि**–જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) **भरतर्षभ**–હે ભરતર્ષભ (સંબોધન).

**ભાવાર્થ**–હે અર્જુન ! યાવત્ માત્ર જે કાંઈ સ્થાવર જંગમ સત્ત્વ (પદાર્થ) ઉત્પન્ન થાય છે તેને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થયેલું જાણ. (૨૬)

વિવેચન–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી સ્થાવર અને જંગમ જેટલાં છે એ બધાં સંયોગભાવે તૈયાર થાય છે. ક્ષેત્ર કહેતાં પ્રકૃતિના ભાવો. પુરુષ કહેતાં ચૈતન્યના ભાવો. આ બન્નેના સંયોગથી પદાર્થો પ્રાપ્ત થાય છે. આ પદાર્થો સ્થાવર અને જંગમ પણ બની શકે છે. આ બન્ને પ્રકારના પદાર્થોમાં સત્ત્વ તો હોય છે. સત્ત્વત્વ એટલે ભગવત્ સત્તા માત્રકત્વ. જો કે પદાર્થ ક્ષણભંગુર બને તો પણ તેમાં ભગવત્ સત્તાનું દર્શન હોવાથી તેનું (પદાર્થોનું) જ્ઞાન અને વિવેક પણ થઈ શકે છે.

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥२७॥

શબ્દાર્થ–**समम्**–સરખું (વિશેષણ, વિ. **परमेश्वरम्**) **सर्वेषु**–બધાઓમાં (વિશેષણ, વિ. **भूतेषु**) **भूतेषु**–ભૂતોમાં (નામ, સ. બ. વ. **भूत**) **तिष्ठन्तम्**–રહેલો (વ. કૃ. વિશેષણ, વિ. **परमेश्वरम्**) **परमेश्वरम्**–પરમેશ્વરને (નામ, દ્વિ. એ. વ. પું.) **विनश्यत्सु**–વિનાશ પામતાઓમાં (વ. કૃ. વિશેષણ, વિ. **भूतेषु**) **अविनश्यन्तम्**–નહિ નાશ પામતો, અવિનાશી (વ. કૃ. વિશેષણ, વિ. **परमेश्वरम्**) **यः**–જે (સર્વનામ પ્ર. એ. વ પુ) **पश्यति**–જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **दृश्** (**पश्**) ૧ ગણ પરસ્મૈ॰) **सः**–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) **पश्यति**–તે જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ. **दृश्** (**पश्**) ૧ ગણ, પરસ્મૈ॰)

ભાવાર્થ–જે પુરુષ નાશ પામનારા સર્વભૂતોમાં નાશરહિત પરમેશ્વરને સમભાવથી રહેતો જુએ છે તે જ જુએ છે. (૨૭)

વિવેચન–સ્થાવર અને જંગમ ભૂતોમાં (ઉત્પન્ન થયેલા પદાર્થોમાં તેમજ ઉત્પન્ન થવાના પદાર્થોમાં, નાશ થયેલા પદાર્થોમાં તેમજ નાશ થવાના પદાર્થોમાં) સમભાવથી ભગવાનની સ્થિતિ જે જોઈ શકે છે, તે જ બરાબર જુએ છે. સરખી રીતે ભગવાન સર્વત્ર સ્થિત હોય છે. એની ત્યાં સત્તા જણાય છે અને એ સત્તા માત્રથી એની સ્થિતિ બની રહેલી હોય છે. કોઈક જ જીવને પોતાની ઈચ્છાથી સાક્ષાત્કાર કરાવે છે એટલે એનો (બ્રહ્મનો) ગુપ્તભાવ પ્રકટ કરે છે. દૃષ્ટ પદાર્થોનો નાશ થતાં પણ તેમાં રહેલો પરમેશ્વર-ભાવ નાશ પામતો નથી.

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥२८॥

શબ્દાર્થ–**समम्**–સરખું, સમાન (વિશેષણ, વિ. **ईश्वरम्**) **पश्यन्**–જોતો (વ. કૃ. વિશેષણ, વિ. **यः**) **हि**–ચોક્કસ (અવ્યય) **सर्वत्र**–બધે ઠેકાણે (અવ્યય) **समवस्थितम्**–સમાનતાથી રહેવાવાળો (વિશેષણ, વિ. **ईश्वरम्**) **ईश्वर**–

(નામ, દ્વિ. એ. વ. પુ. ईश्वर) न-નહિ (અવ્યય) हिनस्ति-હિંસે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. हिंस् ૭ ગણ, પરસ્મૈ૦) आत्मना-આત્મા વડે, માયા વડે (નામ, તૃ. એ. વ. પુ.) आत्मानम्-પોતાને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) ततः-પછી (અવ્યય) याति-જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. या ૨ ગણ, પરસ્મૈ૦) पराम्-પરા, ઉત્તમ (વિશેષણ, વિ. गतिम्) गतिम्-ગતિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. गति)

ભાવાર્થ-જે પુરુષ સમભાવથી સર્વમાં રહેલા ઈશ્વરને એકસરખો જોતો આત્મા (માયા)થી હણતો નથી, તે પરમ ગતિને પામે છે. (૨૮)

વિવેચન-પરમગતિ પ્રાપ્ત કરવામાં નિખાલસભાવે શુદ્ધ થયેલા અંતઃકરણને ભગવત્સાક્ષાત્કાર ઉપયોગમાં આવે છે.

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥२९॥

શબ્દાર્થ-प्रकृत्या-પ્રકૃતિથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી. प्रकृति) एव, च-જ, માત્ર, અને (અવ્યય) कर्माणि-કર્મોને (નામ, દ્વિ. બ. વ. નપું. कर्मन्) क्रियमाणानि-કરવામાં આવતાં (વિશેષણ, વિ. कर्माणि) सर्वशः-બધી રીતે, સર્વ પ્રકારે (અવ્યય) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ) पश्यति-જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. दृश् (पश्य्) ૧ ગણ, પરસ્મૈ૦) तथा-અને (અવ્યય) आत्मानम्-પોતાને, આત્માને (નામ, દ્વિ. એ. વ. પુ. आत्मन्) अकर्तारम्-અકર્તા (નામ, દ્વિ. એ. વ. પુ. अकर्तृ) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) पश्यति-તે જુએ છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. दृश् ૧ ગણ, પરસ્મૈ૦)

ભાવાર્થ-અને જે પુરુષ સર્વ કર્મોને સર્વ પ્રકારથી પ્રકૃતિથી જ કરાતાં જુએ છે અને આત્માને અકર્તા જુએ છે, તે જ જુએ છે. (૨૯)

વિવેચન-કર્મ માત્ર પ્રકૃતિના સંબંધે પ્રકૃતિ દ્વારા થાય છે એટલે પુરુષ પોતાને અકર્તા માની શકે છે. એ ભાવનાથી પુરુષ પ્રકૃતિથી પર થઈ શકે છે. અર્થાત્ તે પોતાનો અલિપ્તભાવ તૈયાર કરી બ્રહ્મરસ અથવા ભગવત્

રસમાં નિમગ્ન થાય છે.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३०॥

શબ્દાર્થ-यदा-જ્યારે (અવ્યય) भूतपृथग्भावम्-ભૂતોના જુદા જુદા ભાવોને (નામ, દ્વિ. એ. વ. પુ. पृथक् भावः इति भूतानां पृथक् भावः इति) एकस्थम्-એકમાં જ રહેલા (વિશેષણ, વિ. भूतपृथक्भावम्) अनुपश्यति-જુએ છે (ક્રિ. વ કા. ૩ પુ એ. વ. अनु+दृश् ૧ ગણ, પરસ્મૈ૦) ततः-તે પરમાત્માથી (સર્વનામ, પં. એ. વ) एव, च-વળી, અને (અવ્યય) विस्तारम्-વિસ્તાર (નામ, દ્વિ. એ. વ. પુ विस्तार) सम्पद्यते-પ્રાપ્ત કરે છે (ક્રિ. વ. કર્મણિ, ૩ પુ. એ. વ. सम्+पद् ૧ ગણ) तदा-ત્યારે (અવ્યય) ब्रह्म-બ્રહ્મ (નામ, દ્વિ. એ. વ. નપું.)

ભાવાર્થ-જ્યારે ભૂતોના જુદા જુદા ભાવોને એક પરમાત્મામાં સ્થિત થએલા જુએ છે અને તે પરમાત્મામાંથી સર્વનો વિસ્તાર જુએ છે ત્યારે બ્રહ્મને પ્રાપ્ત કરે છે. (૩૦)

વિવેચન-આ શ્લોક એકત્વ અને પૃથક્ત્વ સમજાવે છે. પરમાત્મામાં સંકલ્પ નામનો આધાર બની રહ્યો છે. એ આધારના હિસાબે સર્વ ભૂતોની પૃથક્ભાવના પણ થાય છે. તાત્પર્ય કે તેનો વિસ્તાર પણ થાય છે અને જ્યારે એ વિસ્તાર એકભાવ (એકત્વ)માં સ્થિત થાય છે ત્યારે તે સર્વ ભૂત પદાર્થો પરમાત્મામા સ્થિત રહે છે. એટલે સર્વ પદાર્થો સૂક્ષ્મભાવે ભગવાનમાં એકત્વને પામેલા હોય છે અને જ્યારે વિસ્તાર કરવો હોય છે ત્યારે તેમને પૃથક્ભાવે પ્રસારે છે.

अनादित्वान्निर्गुणत्वात् परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥३१॥

શબ્દાર્થ-अनादित्वात् અનાદિ હોવાથી (નામ, પં. એ. વ. નપું.) निर्गुणत्वात्-નિર્ગુણ હોવાથી (નામ, પં. એ. વ. નપું. निर्गुणत्व) परमात्मा-પરમાત્મા (નામ, પ્ર. એ. વ. પુ) अयम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. પુ. इदम्)

अव्ययः–અવિનાશી (વિશેષણ, વિ. परमात्मा) शरीरस्थः–શરીરમાં રહેલો (વિશેષણ, વિ. परमात्मा) अपि–પણ (અવ્યય) कौन्तेय–હે કૌન્તેય (સંબોધન) न–નહિ (અવ્યય) लिप्यते–લેપાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. लिप् ૬ ગણ, કર્મણિ)

ભાવાર્થ–હે કૌન્તેય ! અનાદિ હોવાથી, ગુણાતીત હોવાથી, આ અવિનાશી પરમાત્મા શરીરમાં રહેલો છતાં પણ તે કંઈ કરતો નથી અને કશાથી લેપાતો નથી. (૩૧)

વિવેચન–પરમાત્માનો વિષય આ શ્લોક સમજાવે છે. અહીં પરમાત્માને अयम् अव्यय એ શબ્દોથી ઓળખાવે છે. अयम् કહેતાં આ એટલે દૃષ્ટ. अव्यय કહેતાં અવિનાશી અથવા પોતાના મૂળ સ્વરૂપે કાયમ રહેનાર. એના મૂળ સ્વરૂપને અનાદિત્વ નામના ભાવવાચક શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. એટલે એ ગુણાતીત છે. ગુણાતીત એટલે ગુણથી પર. ગુણનો સંબંધ કરતાં છતાં પણ નિર્દુષ્ટપૂર્ણ શુદ્ધ પરમાત્મા છે. શરીરમાં પણ એ સ્થિતિ કરે છે તો પણ એની સ્થિતિ ગુણોથી અબાધિત થતા કરતો નથી અને લેપાતો નથી એમ કહેવામાં આવે છે.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते ॥३२॥

શબ્દાર્થ–यथा–જેવી રીતે (અવ્યય) सर्वगतम्–બધે ઠેકાણે વ્યાપ્ત થતું (ભૂ કૃ. વિશેષણ, વિ. आकाशम्) सौक्ष्म्यात्–સૂક્ષ્મ હોવાથી (નામ, પં. એ. વ. નપું. सौक्ष्म्य) आकाशम्–આકાશ (નામ, પ્ર. એ. વ. નપું. आकाश) न–નહિ (અવ્યય) उपलिप्यते–લેપાય છે (ક્રિ. વ. કર્મણિ उप+लिप् ૬ ગણ) सर्वत्र–બધે ઠેકાણે (અવ્યય) अवस्थितः–રહેલો (વિશેષણ, વિ. आत्मा) देहे–દેહમાં (નામ, સ. એ. વ. પુ. देह) तथा–તેથી (અવ્યય) आत्मा–આત્મા (નામ, પ્ર. એ. વ. પુ. आत्मन्) न–નહિ (અવ્યય) उपलिप्यते–લેપાય છે (ક્રિ. વ. કર્મણિ, ૩ પુ. એ. વ. उप+लिप् ૬ ગણ)

ભાવાર્થ–જેમ સર્વત્ર વ્યાપી આકાશ, સૂક્ષ્મ હોવાથી લેપાતું નથી

તે જ પ્રમાણે સર્વત્ર દેહમા સ્થિત છતા પણ આત્મા ગુણાતીત હોવાને લીધે લેપાતો નથી (૩૨)

વિવેચન-આ શ્લોક ગયા શ્લોકમાં બતાવેલા વિષયને દૃષ્ટાન્ત સહિત સમજાવે છે દૃષ્ટાન્તમા આકાશને લે છે આકાશ કેવળ સૂક્ષ્મ પદાર્થ છે અને તે બધી જગ્યા પર વ્યાપ્ત છે ઓતપ્રોતભાવે એની સ્થિતિ છે તે જ પ્રકારે દેહમા થતી ક્રિયાથી આત્મા અલિપ્ત રહી શકે છે

यथा प्रकाशयत्येकः कृत्स्न लोकमिम रविः ।
क्षेत्रंक्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३३॥

શબ્દાર્થ-**यथा**-જેવી રીતે (અવ્યય) **प्रकाशयति**-પ્રકાશ આપે છે (ક્રિ વ કા ૩ પુ એ વ **प्र+काश** ૧૦ ગણ, પરસ્મૈ૦) **एक**-એક (વિશેષણ, વિ. **रवि**) **कृत्स्नम्**-અખિલ, બધુ (વિશેષણ, વિ **लोकम्**) **लोकम्**-લોકને (નામ, દ્વિ એ વ પુ) **इमम्**-આ (સર્વનામ, દ્વિ એ. વ પુ) **रवि**.-રવિ, સૂર્ય (નામ, પ્ર એ વ પુ **रवि**) **क्षेत्रम्**-ક્ષેત્ર, શરીર (નામ, દ્વિ એ વ નપુ **क्षेत्र**) **क्षेत्री**-ક્ષેત્રી, જીવાત્મા (નામ, પ્ર એ વ પુ **क्षेत्रिन्**) **तथा**-તેવી રીતે (અવ્યય) **कृत्स्नम्**-અખિલ (વિશેષણ, વિ **क्षेत्रम्**) **प्रकाशयति**-પ્રકાશ આપે છે (ક્રિ વ કા. ૩ પુ એ વ **प्र+काश्** ૧ ગણ પરસ્મૈ૦) **भारत**-હે અર્જુન (સબોધન)

ભાવાર્થ-હે ભારત, જે પ્રમાણે એક જ સૂર્ય આ સપૂર્ણ લોકને (બ્રહ્માડને) પ્રકાશે છે તે જ પ્રમાણે એક જ આત્મા સપૂર્ણ ક્ષેત્રને પ્રકાશિત કરે છે (આત્મા બોધરૂપ હોવાથી તેની સત્તાથી સપૂર્ણ જડવર્ગ એટલે ક્ષેત્ર પ્રકાશિત થાય છે) (૩૩)

વિવેચન-અહીં સૂર્યનુ દૃષ્ટાત છે સમસ્ત લોકને સૂર્ય પ્રકાશ આપે છે એ જ રીતે એક જ આત્મા ક્ષેત્રમા (શરીરમા) રહેલો બધુ જ સમજાવે છે સૂર્ય જેમ નિત્ય પ્રકાશ જ્ઞાન ઈ રૂપ છે તેમજ ક્ષેત્રી કહેતા આત્મા પણ છે

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तर ज्ञानचक्षुपा ।
भूतप्रकृतिमोक्ष च ये विदुर्यान्ति ते परम् ॥३४॥

**શબ્દાર્થ**–**क्षेत्रक्षेत्रज्ञयोः**–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું (નામ, ષ. દ્વિ. વ. પુ.) **एवम्**–એ પ્રકારે (અવ્યય) **अन्तरम्**–તફાવત (નામ, પ્ર. એ. વ. નપું. **अन्तर**) **ज्ञानचक्षुषा**–જ્ઞાનચક્ષુઓથી (નામ, તૃ એ. વ. નપું. **ज्ञानचक्षुष्**) **भूतप्रकृतिमोक्षम्**–ભૂત (પ્રાણી) અને પ્રકૃતિને છોડાવનાર (**भूतानि च प्रकृतिश्च इति तयोः मोक्षः यस्मिन् विद्यते इति**) **च**–અને (અવ્યય) **ये**–જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **यत्**) **विदुः**–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **विद्** ૨ ગણ, પરસ્મૈ૦) **यान्ति**–પામે છે, જાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **या** ૨ ગણ, પરસ્મૈ૦) **ते**–તેઓ (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **तत्**) **परम्**–બ્રહ્મને (નામ, દ્વિ. એ. વ. નપું. **पर**)

**ભાવાર્થ**–આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના તફાવતને તથા ભૂત અને પ્રકૃતિના મોક્ષને જે પુરુષો જ્ઞાનનેત્રો વડે જાણે છે તેઓ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૩૪)

વિવેચન–પ્રકાશ નામના ભાવથી અંતરાત્મા જ્ઞાન નામના પ્રકાશથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો વિવેક સમજાવે છે. વિશેષમાં જીવ (ક્ષેત્રજ્ઞ)ને ભૂત પ્રકૃતિથી છૂટો પાડી તેને આત્મભાવે, બ્રહ્મભાવે, પરમાત્મભાવે ઓળખાવે છે. આ પ્રકારનું સિદ્ધ જ્ઞાન છે. એ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી સર્વ તત્ત્વ જેમાંથી ઉત્પન્ન થાય છે એ પ્રકારના બ્રહ્મસ્વરૂપને કોઈ પણ પુરુષ પ્રાપ્ત કરી શકે છે.

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु [illegible] विद्यायां [illegible] शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोग [illegible] ॥**

卐

# अध्याय १४ – गुणत्रयविभागयोग

परं भूयः प्रवक्ष्यामि ज्ञानाना ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परा सिद्धिमितोगताः ॥१॥

શબ્દાર્થ-परम्-પર, શ્રેષ્ઠ (વિશેષણ, વિ ज्ञानम्) भूयः-ફરીથી (અવ્યય) प्रवक्ष्यामि-કહીશ, સારી રીતે કહીશ (ક્રિ ભ કા ૩ પુ. એ વ प्र+वच् ૨ ગણ પરસ્મૈ૦) ज्ञानानाम्-જ્ઞાનોમા, જુદી જુદી જાતના જ્ઞાનોમાં (નામ, ૫ બ વ નપું. ज्ञान) ज्ञानम्-જ્ઞાન (નામ, દ્વિ એ. વ નપુ ) उत्तमम्-ઉત્તમ (વિશેષણ, વિ. ज्ञानम्) यत्-જે (સર્વનામ, દ્વિ એ વ નપુ ) ज्ञात्वा-જાણીને (વિધેય કૃદન્ત) मुनयः-મુનિઓ (નામ, પ્ર બ બ વ પુ मुनि) सर्वे-બધા (સર્વનામ, પ્ર બ વ. પુ ) पराम्-શ્રેષ્ઠ, પર (વિશેષણ વિ सिद्धिम्) सिद्धिम्-સિદ્ધિને (નામ, દ્વિ. એ વ સ્ત્રી सिद्धि) इत.-આ સસારથી, કામનાઓના સમૂહથી (અ વ્ય) गताः-પામ્યા છે (ભૂ કૃ વિશેષણ, વિ मुनय.)

ભાવાર્થ-સર્વ જ્ઞાનોમા પણ ઉત્તમ પરમ જ્ઞાન ફરીથી (તને) કહીશ, જેને જાણીને સર્વે મુનિજનો આ સસારથી (છુટી) પરમ સિદ્ધિને પામ્યા છે (૧)

વિવેચન-આ અધ્યાયને ગુણત્રયવિભાગયોગ કહેવામા આવે છે સમસ્ત ક્રિયા જ્ઞાનભાવે, કર્મભાવે અથવા ભક્તિભાવે આ ગુણત્રય પર આધાર રાખે છે ત્રણ ગુણના સમૂહને ગુણત્રય કહેવામાં આવે છે દરેકની સાથે આ ત્રણે ગુણો સબધ કરે છે ઓછા વધતા પ્રમાણમા આ ગુણોનો

સંબંધ થાય છે. એ આધારે કોઈને આપણે સાત્વિક ગુણવાળો, રાજસ ગુણવાળો અથવા તામસ ગુણવાળો કહીએ છીએ. આ ત્રણે ગુણો વશમાં રાખી ક્રિયા કરનાર કોઈક જ બની શકે છે. તેને કદાચ ગુણાતીત કહી શકાય. સામાન્યતઃ જીવ ગુણાતીત બની શકે નહિ. ગુણાતીત સ્વરૂપ તો પરબ્રહ્મ જ હોઈ શકે.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥२॥

શબ્દાર્થ–इदम्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) ज्ञानम्–જ્ઞાનને (નામ, દ્વિ. એ. વ. નપું.) उपाश्रित्य–પ્રાપ્ત કરીને, આશ્રય કરીને (વિધેય કૃદન્ત) मम–મારા (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) साधर्म्यम्–સ્વરૂપને (નામ, દ્વિ. એ. વ. નપું. साधर्म्य) आगताः–પામેલા (ભૂ કૃ. વિશેષણ વિ. पुरुषाः) सर्गे–સૃષ્ટિમાં (નામ, સ. એ. વ. પુ. सर्ग) अपि न–પણ, નહિ, (અવ્યય) उपजायन्ते–ઉત્પન્ન થાય છે (ક્રિ. ૩ પુ. બ. વ. उप+जन् ૪ ગણ આત્મને.) प्रलये–પ્રલયમાં (નામ, સ. એ. વ. પુ. प्रलय) न च–નહિ, અને (અવ્યય) व्यथन्ति–વ્યથા પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ વ. व्यथ् ૧ ગણ પરસ્મૈ॰)

ભાવાર્થ–આ જ્ઞાનને આશ્રય કરીને રહેનારા, મારા સ્વરૂપને પામેલા પુરુષો સૃષ્ટિમાં પણ ઉત્પન્ન થતા નથી અને પ્રલયકાળમાં પણ વ્યાકુળ થતા નથી. (૨)

વિવેચન–ભગવાન કહે છે કે હું તને ઉત્તમ જ્ઞાન જણાવું છું. આ ઉત્તમ જ્ઞાન જાણવા વડે મુનિઓ પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા. સંસારમાં જાણવાના પદાર્થો તો અનેક છે. આ બધા પ્રકારનાં જ્ઞાન કદાચ એકને પ્રાપ્ત થાય તો પણ તેની પાસે માત્ર જ્ઞાનની સમૃદ્ધિ થઈ એમ કહેવાય. આ સમૃદ્ધિ માત્ર એનું મહત્ત્વ જગતમા પ્રવર્તાવે પણ એથી કાંઈ એને મોક્ષ વિષયક ભગવદ્‌ધર્મો તો પ્રાપ્ત ન થાય એ ધર્મો પ્રાપ્ત થયા વિનાનું બધુએ જ્ઞાન લુખ્ખું પડે. એ હેતુથી જ આ શ્લોકમાં કોઈક પ્રકારનું ઉત્તમ જ્ઞાન છે એમ કહ્યું છે. વળી મુનિઓ જ એ જ્ઞાનનું મનન કરી શકે અને સિદ્ધિ પણ પ્રાપ્ત કરી શકે. માત્ર શ્રવણથી કાંઈ જ લાભ મળતો

નથી. મનનથી જ શ્રવણુ દ્વારાએ પ્રાપ્ત થયેલો ભાવ સિદ્ધ કરી શકાય છે. આ પ્રકારે સિદ્ધ થયેલા ભાવોને ભગવદ્દધર્મો તરીકે ઓળખવામાં આવે છે. એ પ્રાપ્ત થયા પછી પ્રલયમાં એને દુઃખ થતું નથી તથા સર્ગમાં એની ઉત્પત્તિ થતી નથી.

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
सम्भवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥

શબ્દાર્થ-मम-મારી ( સર્વનામ ષ. એ. વ. अस्मत् ) योनिः-ઉત્પત્તિ-સ્થાન (નામ પ્ર. એ. વ. સ્ત્રી.) महत्-મહાન (વિશેષણુ વિ. ब्रह्म) ब्रह्म-બ્રહ્મ (પ્રકૃતિ, ત્રિગુણમયી માયા) ( નામ પ્ર. એ. વ. નપું. ब्रह्मन् ) तस्मिन्-તેમાં ( સર્વનામ, સ. એ. વ. નપું. तत् ) गर्भम्-ગર્ભને, ચેતનરૂપ બીજને (નામ, દ્વિ એ. વ. પુ. गर्भ) दधामि-મૂકું છું ( ક્રિ. ૧ પુ. એ. વ. अस्मत ) सम्भवः-સંભવ, ઉત્પત્તિ (નામ, પ્ર. એ. વ. પુ. सम्भव) सर्वभूतानाम्-સર્વભૂતોનો (નામ, ષ. બ. વ. નપું.) ततः-તેમાંથી, જડ અને ચેતનના સંયોગથી (સર્વનામ, પં. એ. વ.) भवति-થાય છે ( ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. ભૂ ૧ ગણુ પરસ્મૈ.) भारत-હે ભારત (સંબોધન)

ભાવાર્થ-હે અર્જુન ! મારી મહત બ્રહ્મ પ્રકૃતિ સર્વભૂતોની ઉત્પત્તિનું સ્થાન છે. હું તે ઉત્પત્તિસ્થાનમાં ચેતનરૂપ બીજને મૂકું છું; જડ ચેતનના સયોગથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. (૩)

વિવેચન-શ્લોક ૩ અને ૪ આ શ્લોક ઉત્પત્તિ વિભાવ બતાવે છે. એમાં મહદ્દબ્રહ્મ નામનું તત્ત્વ છે. તેને ગર્ભાધાનનું સ્થાન આપે છે. મહદ્ બ્રહ્મને બ્રહ્મના ભાવે જ રહેતી પ્રકૃતિ અથવા ત્રિગુણમયી માયા ઉત્પત્તિ સ્થાન તરીકે બને છે. એ સ્થાનમાં ચેતનરૂપ બીજનું સ્થાપન હું-વાસુદેવ-બ્રહ્મ-પરબ્રહ્મ કરૂં છું. આમાંથી સર્વભૂતોની ઉત્પત્તિ થાય છે. આ પ્રકારે સર્વ ઉત્પત્તિસ્થાન વિભાવોમાં સમજી લેવું અને એ રીતે અનેકાનેક શરીરો બ્રહ્માંડમાં ઉદ્દભવે છે.

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ॥
तासां ब्रह्म महद्योनिरहं बीजमदः पिता ॥४॥

શબ્દાર્થ-सर्वयोनिषु-બધી ઉત્પત્તિઓમાં (નામ, સ. બ વ સ્ત્રી) कौन्तेय-હે અર્જુન (સંબોધન) मूर्तय:-સ્વરૂપો, શરીરો, આકૃતિઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી. मूर्ति) सम्भवन्ति-થાય છે ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. सम्+भू ૧ ગણ પરસ્મૈ.) या:-જે (સર્વનામ, પ્ર. બ. વ. સ્ત્રી.) तासाम्-તે મૂર્તિઓના (સર્વનામ, ષ. બ. વ. સ્ત્રી. तत्) ब्रह्म-બ્રહ્મ (નામ, પ્ર. એ. વ. નપું. ब्रह्मन्) महत्-મહાન (વિશેષણ, વિ. ब्रह्म) योनि:-ઉત્પત્તિસ્થાન (નામ, પ્ર એ. વ. સ્ત્રી. योनि) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) बीजप्रदः- બીજને સ્થાપન કરનાર ( વિશેષણ વિ. अहम् ) पिता-પિતા (નામ, પ્ર. એ વ पितृ પુ)

ભાવાર્થ-હે અર્જુન ! નાના પ્રકારની સર્વ યોનિઓમાં જેટલી મૂર્તિઓ ઉત્પન્ન થાય છે તે સર્વની મહત્ બ્રહ્મ ગર્ભને ધારણ કરનારી માતૃરૂપા છે અને હું બીજને સ્થાપન કરનાર પિતા છું. (૪)

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ॥
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥

શબ્દાર્થ-सत्त्वम्-સત્વ (નામ પ્ર. એ. વ. નપું.) रजः-રજસ (નામ, પ્ર. એ. વ. નપું. रजस्) तमः-તામસ (નામ, પ્ર. એ. વ. નપું. तमस्) इति-એમ (અવ્યય) गुणाः-ગુણો (નામ, પ્ર. બ વ. પુ. गुण) प्रकृतिसम्भवाः-પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ( વિશેષણ વિ. गुणाः ; प्रकृतिः एव सम्भवः येषां इति બહુ૦) निबध्नन्ति-બાંધે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ निर्+बध् પરસ્મૈ૦ ૯ ગણ) महाबाहो-હે અર્જુન (સંબોધન) देहे-દેહમાં (નામ, સ. એ. વ. देह નપુ.) देहिनम्-જીવને (નામ, દ્વિ. એ. વ. પુ. देहिन्) अव्ययम्-અવિનાશી (વિશેષણ, વિ. देहिनम्)

ભાવાર્થ-હે અર્જુન ! સત્ત્વ, રજસ્, તમસ્ એ પ્રકારના પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણો અવિનાશી જીવને શરીરમાં બાંધે છે. (૫)

વિવેચન-શ્લોક ૫-૬-૭ ૮. આ શ્લોકો પ્રકૃતિમાંથી ગુણનો આવિર્ભાવ બતાવે છે અને તે પ્રત્યેક દૃશ્ય સ્વરૂપ સાથે સંબંધ કરે છે. તે દૃશ્ય પદાર્થમાં રહેલા જીવ નામના અવ્યય તત્ત્વને બંધન અથવા મોક્ષમાં લઈ જાય છે.. આ ગુણના સત્ત્વો સામાન્ય રીતે ત્રણ વિભાગે જણાય છે. આ ત્રણ

વિભાગ તે સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણનો અંદરો અંદર સંબંધ થતાં નવ પ્રકાર ઉભા થાય છે (૩×૩=૯). હવે આપણે મૂળ ત્રણ ગુણ સાથે વ્યવહારની વ્યવસ્થા તપાસીએ. ત્યાં સત્ત્વગુણનો ધર્મ નિર્મળ, પ્રકાશક અને સુખમય હોય છે. એમાથી જ્ઞાન અને સુખની ઉત્પત્તિ થાય છે. આ સુખ અને જ્ઞાન જીવને બંધનમાં રાખે છે. તૃષ્ણા અને આસક્તિને ઉત્પન્ન કરવાને માટે રજોગુણનો ઉપયોગ થાય છે અને એ દ્વારા કોઈને કોઈ કર્મમાં જોડાતાં બંધનભાવને પ્રાપ્ત થાય છે.

તમોગુણ નામનું તત્ત્વ બધાં પ્રાણીઓ-જીવોને મોહ કરનારું તત્ત્વ છે. આ તત્ત્વ અજ્ઞાનથી જડભાવ અંગીકાર કરતાં આળસ અને નિદ્રા દ્વારા જીવોને બંધનમાં રાખે છે.

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥

શબ્દાર્થ-तत्र-ત્યાં (અવ્યય) सत्त्वम्-સત્ત્વ (નામ, પ્ર. એ. વ. નપું) निर्मलत्वात्-નિર્મળ હોવાને કારણે (નામ, પ. એ. વ નપું.) प्रकाशकम्-પ્રકાશ કરનાર (વિશેષણ, વિ सत्त्वम्) अनामयम्-વિકાર વિનાનું (વિશેષણ, વિ. सत्त्वम्) सुखसंगेन-સુખની આસક્તિથી (નામ, તૃ. એ વ પુ) बध्नाति-બાંધે છે (ક્રિ. ૩ પુ એ. વ. ૯ ગણ પરસ્મૈ.) ज्ञानसंगेन-જ્ઞાનની આસક્તિથી (નામ, તૃ. એ. વ. પુ) च-અને (અવ્યય) अनघ-હે અર્જુન ! (સંબોધન)

શબ્દાર્થ-હે નિષ્પાપ ! તે ત્રણ ગુણોમા પ્રકાશ કરનારો, વિકાર વિનાનો, સત્ત્વગુણ નિર્મળ હોવાને કારણે સુખની આસક્તિથી અને જ્ઞાનની આસક્તિથી જીવને બાંધે છે. (૬)

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥७॥

શબ્દાર્થ-रज-રજસ્, રજોગુણ (નામ, દ્વિ એ. વ નપું रजस्) रागात्मकम्-રાગરૂપ (વિશેષણ, વિ. रजः) विद्धि-જાણ (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ એ.

વ. विद् ૨ ગણ ) तृष्णासङ्गसमुद्भवम्–તૃષ્ણા–કામના અને આસક્તિથી ઉપજેલો (વિશેષણ વિ. रजः, तृष्णा च सङ्गश्च तयोः समुद्भवम् इति समुद्भवः) तत्–તે ( સર્વનામ પ્ર. એ. વ. નપું. तत् ) निबध्नाति–બાંધે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. बध् ૯ ગણ પરસ્મૈ૦) कौन्तेय–હે અર્જુન ! (સંબોધન) कर्मसङ्गेन–કર્મ અને તેના ફળની આસક્તિથી (નામ, તૃ. એ. વ. પુ) देहिनम्–જીવને (નામ, દ્વિ. એ. વ. પુ. देहिन् )

ભાવાર્થ–હે કૌન્તેય ! રાગરૂપ રજોગુણને કામના અને આસક્તિથી ઉપજેલો જાણ તે જીવાત્માને કર્મોનાં અને તેમના ફળની આસક્તિથી બાંધે છે.

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥

શબ્દાર્થ–तमः–તમોગુણ (નામ, દ્વિ. એ. વ. નપુ.) तु–તો પણ (અવ્યય) अज्ञानजम्–અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું (વિશેષણ વિ. तमः) विद्धि–જાણ (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ એ. વ. विद् ૨ ગણ પરસ્મૈ૦) मोहनम्–મોહ કરનારું (વિશેષણ, વિ. तमः) सर्वदेहिनाम्–બધા શરીરધારીઓને, દેહાભિમાનીઓને (નામ, ષ બ. વ. सर्वदेहिन् ) प्रमादालस्यनिद्राभि –પ્રમાદ આળસ અને નિદ્રા વડે (प्रमादश्च आलस्यं च निद्राः प्रमादालस्यनिद्राः ताभिः દ્વન્દ્વ૦) तत्–તે–તમોગુણ (પ્ર. એ. વ. तत् નપુ.) निबध्नाति–બાંધે છે (ક્રિ વ. કા. ૩ પુ એ. વ. नि+बध् ૯ ગણ પરસ્મૈ૦) भारत–હે ભારત ! (સંબોધન)

ભાવાર્થ–હે ભારત ! સર્વદેહાભિમાનોઓને મોહ ઉત્પન્ન કરનાર, અજ્ઞાનથી ઉપજેલા તમોગુણને જાણ. પ્રમાદ, આલસ્ય અને નિદ્રા વડે તે તમોગુણ, જીવને બાંધે છે. (૮)

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥

શબ્દાર્થ–सत्त्वम्–સત્ત્વગુણ (નામ, પ્ર. એ. વ. નપુ.) सुखे–સુખમાં (નામ, સ. એ વ નપું. सुख) सञ्जयति–જોડે છે (ક્રિ. વ કા. ૩ પુ. એ. વ. सम् + जि (जय्) પરસ્મૈ૦ ૧ ગણ) रजः – રજોગુણ (નામ,

પ્ર. એ. વ. પુ.) कर्माणि-કર્મમાં (નામ, સ. એ. વ. પુ. कर्मन् ) भारत-હે ભારત ! (સંબોધન) ज्ञानम्-જ્ઞાનને (નામ, દ્વિ એ. વ. નપું. ज्ञानम् ) आवृत्य-ઢાંકી દઈને (વિધેયકૃદન્ત) तु-તો પણ (અવ્યય) तमः- તમોગુણ (નામ, પ્ર. એ. વ. નપું. तमस् ) प्रमादे-પ્રમાદમાં (નામ, સ. એ. વ. નપું. प्रमाद) सञ्जयति-જોડે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. सम्+जि પરસ્મૈ૦ ૧ ગણ) उत-ઊલટું; પણ (અવ્યય)

ભાવાર્થ-હે અર્જુન ! સત્ત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં જોડે છે અને તમોગુણ ઊલટું જ્ઞાનને ઢાંકી દઈને ઇન્દ્રિયો અને અંતઃકરણને વ્યર્થ ચેષ્ટાઓમાં જોડે છે. (૯)

વિવેચન-સત્ત્વગુણ સુખને પ્રગટ કરે છે; રજોગુણ કર્મમાં જોડે છે તમોગુણ જ્ઞાનને ઢાંકી દઇ પ્રમાદમાં નાંખી દે છે. જો કે સત્ત્વગુણ સુખને પ્રાપ્ત કરાવે છે; છતાં આ સુખ સાંસારિક હોવાથી વ્યામોહક બને છે.

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति, भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥१०॥

શબ્દાર્થ-रजः રજોગુણ ( નામ, દ્વિ. એ. વ નપું. रजस् ) तमः-તમોગુણ (નામ, દ્વિ. એ. વ નપું. तमस् ) च-અને (અવ્યય) अभिभूय- દબાવી દઈને (વિધેય કૃદન્ત) सत्त्वम्-સત્ત્વ (નામ, પ્ર એ. વ. નપું. सत्त्व) भवति-થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ એ વ भू (भव) ૧ ગણ પરસ્મૈ૦) भारत-હે ભારત ! (સંબોધન) रजः-રજોગુણ (નામ, એ. વ. નપું. रजस् ) सत्त्वम्-સત્ત્વગુણ (નામ, દ્વિ. એ વ. નપું. सत्त्व) तमः-તમોગુણ ( નામ, દ્વિ એ વ. तमस् ) च एव-અને, વળી (અવ્યય) तमः-તમોગુણ (નામ, દ્વિ. એ. નપું. तमस् ) सत्त्वम्-સત્ત્વગુણને (નામ, દ્વિ. એ. નપું सत्त्व ) रजः-રજોગુણ (નામ, પ્ર. એ. વ નપું. रजस्) तथा-તેવી રીતે (અવ્યય)

ભાવાર્થ-હે અર્જુન ! રજોગુણ તમોગુણને દબાવીને સત્ત્વગુણ થાય છે અને વળી સત્ત્વગુણને દબાવી તમોગુણ થાય છે. તેમજ તમોગુણ સત્ત્વને દબાવીને રજોગુણ થાય છે. (૧૦)

વિવેચન-કોઈક પ્રસંગે તમોગુણ અને રજોગુણને દબાવી સત્ત્વગુણ

આગળ પડે છે. કોઈક વખતે સત્ત્વગુણ અને તમોગુણને દબાવી રજોગુણ આગળ પડે છે અને કોઈક વખતે સત્ત્વગુણ અને રજોગુણને દબાવી તમોગુણ આગળ પડે છે. એટલે કે કોઈપણ માણસને સાત્ત્વિક, રાજસી કે તામસી કહી શકાય નહિ. ક્રિયા અને ગુણ દ્વારા દરેકના ધર્મો આવિર્ભાવ થાય છે. એટલે નિશ્ચિત ભાવો કોઇ પણ જગાએ જણાતા નથી. એ કારણે તદીય અને તદાશ્રયભાવ (ભગવદીય અને ભગવદાશ્રય)નું અવલંબન કરી પોતાનો વ્યવહાર ચલાવ્યા કરવો

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

શબ્દાર્થ-**सर्वद्वारेषु**-બધા દ્વારોમાં, અંતઃકરણની ઇન્દ્રિયોમાં (નામ, સ. બ. વ નપું. **सर्वद्वार**) **देहे**-દેહમાં (નામ, સ. એ. વ. નપુ. **देह**) **अस्मिन्**-આ (સર્વનામ, સ. એ. વ નપું. **इदम्**) **प्रकाश**.-પ્રકાશ, ચેતન, જ્ઞાન (નામ, પ્ર એ વ.) **उपजायते**-થાય છે, ઉપજે છે (ક્રિ વ કા. ૩ પુ. એ. વ. **उप + जन्** (**जाय्**) ૪ ગણ) **ज्ञानम्**-જ્ઞાન (નામ, પ્ર. એ. વ નપું.) **यदा तदा**-જ્યારે, ત્યારે (અવ્યય) **विद्यात्**-જાણવુ જોઈએ (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ. **विद्**-૨ ગણ) **विवृद्धम्**-વધારે વધેલું (વિશેષણ, વિ. **सत्त्वम्**) **सत्त्वम्**-સત્ત્વ (નામ, પ્ર એ વ.) **इति उत**-એમ, એટલે કે (અવ્યય)

ભાવાર્થ-જ્યારે આ દેહમાં, અંતઃકરણનો ઇન્દ્રિયોમાં ચૈતન્ય અને જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે જાણવું કે સત્ત્વગુણ વધેલો છે. (૧૧)

વિવેચન-શરીરમાં નવ દ્વાર છે અને આ નવ દ્વારમા સંબંધ કરવા અંતઃકરણ અને ઇન્દ્રિયોનો આવિર્ભાવ (પ્રકાશ) કરવામા આવ્યો છે. ખામી તો ત્યાં યોગ્ય જ્ઞાનની છે એ ખામી દૂર કરવા સત્ત્વગુણને વધારો જ્ઞાનની છે. એ ખામી દૂર કરવા સત્ત્વગુણને વધારો જ્ઞાનની અભિવૃદ્ધિ કરવી

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥१२॥

શબ્દાર્થ-लोभः-લોભ (નામ, પ્ર. એ. વ. પુ. लोभ) प्रवृत्तिः-પ્રવૃત્તિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) आरम्भः-આરંભ (નામ, પ્ર. એ. વ. પુ.) कर्मणाम्-કર્મોનું (નામ, ૬ બ. વ. નપું. कर्मन्) अशमः-અશાંતિ (નામ, પ્ર. એ. વ. પુ.) स्पृहा-વિષયોની લાલસા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી.) रजसि-રજોગુણમાં (નામ, સ. એ. વ. નપું. रजस्) एतानि-આ (સર્વનામ, પ્ર. બ. વ. નપું. एतद्) जायन्ते-ઉત્પન્ન થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. ૪ ગણ) विवृद्धे-વધારે વધેલામાં (વિશેષણ, વિ. रजसि) भरतर्षभ-હે અર્જુન ! (સંબોધન)

ભાવાર્થ-હે ભરતર્ષભ ! વધેલા રજોગુણની વિશેષ વૃદ્ધિ થવાથી લોભ, પ્રવૃત્તિ, કર્મોનો સ્વાર્થથી આરંભ, અશાંતિ, વિષયભોગની લાલસા એ બધાં ઉત્પન્ન થાય છે. (૧૨)

વિવેચન-સાંસારિક પ્રવૃત્તિમાં જીવને લોભ, અશાંતિ અને જુદા જુદા વિષયોની સ્પૃહા થાય છે. આ સ્પૃહાને પહોંચી વળવા કર્મો પણ કરવાં પડે છે. કર્મો લૌકિક અને વૈદિક હોય છે. આ કર્મોમાં એની પ્રવૃત્તિ ચાલુ ને ચાલુ કોઈપણ ફળની આશાએ બની રહે છે. આ પ્રકાર જ્યાં જ્યાં જણાય ત્યાં ત્યાં રજોગુણના ધર્મો પ્રવર્તે છે એમ જાણવું. જીવ આ દ્વારા મોક્ષની આશા રાખતો હોય તો તે વ્યર્થ છે. કેટલાએક કર્મો અંતઃકરણની શુદ્ધિ માટે હોય છે. એવાં કર્મો કરવાની આવશ્યકતા રહે છે ખરી. જો કે બીજાં કર્મો સંયોગોવશાત કરવાં પડે તો તે નિષ્કામભાવે કરવાં જોઈએ.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥१३॥

ભાવાર્થ-હે કુરુનંદન ! વધેલા તમોગુણમાં અજ્ઞાન અને અંધકાર, કર્તવ્ય કર્મોમાં અપ્રવૃત્તિ, વ્યર્થ ચેષ્ટા, નિદ્રા વ. વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. (૧૩)

વિવેચન-સંસારમાં આપણે મોહ જોઈએ છીએ. આ મોહ, વસ્તુનો યથાર્થ પ્રકાશ ન સમજવાથી થાય છે. વસ્તુનો યથાર્થ ન સમજવાથી થાય છે. વસ્તુનો યથાર્થ પ્રકાશ ન સમજવાથી થાય છે. વસ્તુનો યથાર્થ પ્રકાશ ન સમજવાથી જીવ પ્રમાદમાં પડી જઈ પ્રવૃત્તિનો અંગીકાર કરે છે. આ પ્રકારના ધર્મને તમોગુણના ભાવથી સમજાવાય છે. આવા સંયોગો પ્રાપ્ત થતાં કેટલાંક કર્મો પર મનુષ્યને શ્રદ્ધા ઉપજતી નથી અને તે કારણે તે ભ્રષ્ટતાનો અનુભવ કરે છે.

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥१४॥

શબ્દાર્થ-**यदा**-જ્યારે (અવ્યય) **सत्त्वे**-સત્ત્વમાં (નામ, સ એ. વ. નપું. **सत्त्व**) **प्रवृध्धे**-સારી રીતે વધેલા (ભૂ. કૃ. વિશેષણ વિ. **सत्त्वे**) **तु**-તો પણ. (અવ્યય) **प्रलयम्**-પ્રલયને (નામ, દ્વિ. એ. વ. નપું. **प्रलय**) **याति**-પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. ૨ ગણ) **देहभृत्**-શરીરધારી (નામ, પ્ર. એ. વ. નપુ. **देहभृत्**) **तदा**-ત્યારે (અવ્યય) **उत्तमविदाम्**-ઉત્તમ વસ્તુને સમજનારાઓનો (નામ, ષ. બ. વ. સ્ત્રી. **उत्तमविदा**) **लोकान्**-લોકોને (નામ, દ્વિ. બ. વ પુ. **लोक**) **अमलान्**-નિર્મળ ( વિશેષણ, વિ. **लोकान्** ) **प्रतिपद्यते**-પામે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **प्रति + पद्** ૪ ગણ આત્મને૦)

ભાવાર્થ-પણ જ્યારે જીવાત્મા સત્ત્વગુણની વૃદ્ધિમાં મરણ પામે છે ત્યારે ઉત્તમ વસ્તુને સમજનારાઓના લોકોને તે શરીરધારી પામે છે. (૧૪)

વિવેચન-કોઈક જીવાત્માને સત્ત્વગુણની અભિવૃદ્ધિ થઇ અને એવા સંયોગમાં જો એનું મૃત્યુ થાય તો તે ઉત્તમ પુરુષને ઓળખનારા દિવ્ય અને વિશુદ્ધ લોકને પ્રાપ્ત કરે છે. આ ઉત્તમ પુરુષ અધ્યાય ૧૫-૧૭મા શ્લોકમાં બતાવેલો પરમાત્માવાચક પુરુષ છે.

અક્ષરવાચક શબ્દને અહીં બ્રહ્મ તરીકે ઓળખાવે છે અને તેને કૂટસ્થ માને છે. વળી બીજો પુરુષ છે જેને ક્ષર નામથી ઓળખાવે છે અને તે સર્વ ભૂતમય છે. તેને કૂટ નામથી ઓળખાવે છે. જે કૂટમાં રહે છે તેને અક્ષર કહેવામાં આવે છે. કૂટમાં ફેરફાર થઈ શકે ખરો પણ અક્ષર અવિનાશી હોવાથી તેમાં ફેરફાર થતો નથી. તેને (કૂટસ્થને) જીવાત્માની સંજ્ઞા અપાય છે. જીવાત્માનું જ્ઞાન અક્ષરપર્યંત બની શકે ખરું. સાત્ત્વિક જ્ઞાન અક્ષરપર્યંત જઈ શકે. કેવળ શુદ્ધ સાત્ત્વિક જ્ઞાન વૃદ્ધિ પામે તો જ ઉત્તમ પુરુષનું જ્ઞાન થાય અને દિવ્ય ભાવોને કેળવી શકાય.

**रजसि मलयं गत्वा कर्मसङ्गिषु जायते ।**
**तथा मलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥**

શબ્દાર્થ—**रजसि**—રજોગુણમાં (નામ, સ. નપું. **रजस्**) **प्रलयम्**—પ્રલયને (નામ, દ્વિ. એ. વ. પુ. **प्रलय**) **गत्वा**—જઈને, પામીને (વિધેય કૃદંત) **कर्मसङ्गिषु**—કર્મોની આસક્તિવાળા પુરુષોમાં (નામ, સ. બ. વ. પુ. **कर्मसङ्गिन्**) **जायते**—જન્મે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **जन्** ૪ ગણ, આત્મને૦) **तथा**—તેવી રીતે (અવ્યય) **प्रलीनः**—મરેલો પુરુષ (નામ, પ્ર. એ. વ. પુ.) **तमसि**—તમોગુણમાં (નામ, સ. એ. વ. નપું. **तमस्**) **मूढयोनिषु**—મૂઢ યોનિમાં, કીટ, પશુ, પતંગાદિ (નામ, સ. બ. વ. પુ. **मूढयोनि**) **जायते**—જન્મે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **जन्** ૪ ગણ).

ભાવાર્થ—રજોગુણમાં મરણને પામીને, કર્મોની આસક્તિવાળા મનુષ્યોમાં જન્મે છે, તથા તમો ગુણમાં મૃત્યુ પામેલો મૂઢયોનિઓમાં જન્મે છે. (૧૫)

વિવેચન—રજોગુણની અભિવૃદ્ધિ થતાં જો પ્રલય (મૃત્યુ) થાય તો કર્મમાં જ આસક્તિ રાખનાર જીવોની સાથે તેનો સમાગમ થશે અને એ જ પ્રકારે કર્મને કર્મની જ વૃદ્ધિ થયા કરતાં વાસનાનો ક્ષય ન થતાં વાસના દૃઢ થતી જશે. એટલે મૃત્યુલોકમાં મનુષ્યભાવે એ જીવન ખેડશે.

તમો ગુણમાં આસક્ત જીવો મૃત્યુ પામતાં કીટ, પશુ, વૃક્ષ ઇ. મૂઢ જાતિમાં જન્મે છે. કેવળ અજ્ઞાનની વ્યવસ્થા સેવતાં સેવતાં જડભાવને

ગ્રહણ કર્યા કરે છે. એ કારણે આ જીવોનો મોક્ષ પ્રસંગ તો બનવો સંભવ નથી.

રજોગુણવાળા જીવને યોગ્ય સત્સમાગમ થઈ જાય તો એના કર્મ ધર્મ નિષ્કામ ભાવે બને અને એ ધોરણે વહન કરતાં કરતાં સાત્વિક ભાવ જાગૃત થાય. આ સાત્વિકભાવ દ્વારા એને ઉત્તમ ગતિ પ્રાપ્ત થઈ શકે.

તમોગુણવાળા જીવોને તો માત્ર ઉત્પન્ન થવું અને મરવું એ જ પ્રકાર હોય છે. આ વર્ગના જીવોમાં આળસ, પ્રમાદ, મોહ અને પ્રકાશ સ્થાયી અને નિત્ય રહે છે. એમનો ઉદ્ધાર તો પ્રભુની કૃપા પર જ રહે છે.

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥**

શબ્દાર્થ–**कर्मणः**–કર્મનું (નામ, ષ. એ. વ) **सुकृतस्य**–સાત્વિક, સારૂં, દોષરહિત (વિશેષણ વિ. **कर्मणः**) **आहुः**–કહે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. ૨ ગણુ પરસ્મૈ૦) **सात्त्विकम्**–સાત્વિક સુખ, જ્ઞાન વૈરાગ્યવાળું (વિશેષણ, વિ. **फलम्**) **निर्मलम्**–નિર્મળ (વિશેષણ વિ. **फलम्**) **फलम्**–ફલને (નામ, નપું. એ. વ **फल**) **रजसः**–રજો ગુણનું, રજસનું (નામ, ષ. એ. વ. નપું. **रजस्**) **तु**–પણ (અવ્યય) **फलम्**–ફલ (નામ, પ્ર. એ. વ. નપું. **फल**) **दुःखम्**–દુઃખ (નામ, પ્ર. એ. વ. નપું. **दुःख**) **अज्ञानम्**–અજ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. **अज्ञान**) **तमसः**–તમોગુણનું (નામ, ષ. બ. વ. નપું. **तमस्**) **फलम्**–ફલ (નામ, પ્ર. એ. વ. નપું. **फल**)

ભાવાર્થ–સાત્વિક કર્મોનું સાત્વિક અને નિર્મલ ફલ, રાજસ કર્મોનું ફલ દુઃખ, તામસ કર્મોનું ફલ અજ્ઞાન છે એમ કહે છે. (૧૬)

વિવેચન–સાત્વિક ભાવે કર્મ કરનાર જીવોને સાત્વિક અને નિર્મળ સુકૃત નામનું ફળ પ્રાપ્ત થાય છે. આ પ્રકારના કર્મોમાં પુણ્ય કર્મોનો સમાવેશ થઈ જાય છે. પુણ્યકર્મો દ્વારા ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે. ઉત્તમ ગતિ એટલે નિત્ય સુખ (કેવળ સુખ), આત્મજ્ઞાન અને વીતરાગત્વ (વૈરાગ્ય)

મેળવે છે. તાત્પર્ય કે પોતાના ઉત્તમોત્તમ કલ્યાણની અભિવૃદ્ધિ કર્યા કરે છે. આ બધુંએ અંતઃકરણની શુદ્ધિ થયા પછી જ પ્રાપ્ત થાય છે.

રજોગુણાભિમાની જીવનાં કર્મો વાસનામય બનતાં જતાં હોવાથી, જો કે દેખાવમાં સારાં હોય છે છતાં પણ પરિણામે દુઃખરૂપ જ બને છે.

તમોગુણનાં કાર્યો અવિચારી હોય છે. અને કોઈપણ પ્રકારના નિશ્ચિત ભાવો તૈયાર થયેલા ન હોવાથી અજ્ઞાનને જ પોષે છે. આ અજ્ઞાન બહિર્મુખતાને જ ઉભી કરે છે.

सत्त्वात्सञ्जायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥

શબ્દાર્થ-**सत्त्वात्**-સત્ત્વથી (નામ, પં. એ. વ. નપું. **सत्त्व**) **सञ्जायते**-પેદા થાય છે (ક્રિ વ કા ૩ પુ એ. વ. **सम्+जन्** ૪ ગણ આત્મને૦) **ज्ञानम्**-જ્ઞાન (નામ, પ્ર. એ. વ નપુ.) **रजसः**-રજો ગુણથી, (નામ, પં. એ. વ નપું. **रजस्**) **लोभः**-લોભ (નામ, પ્ર એ. વ પુ. **लोभ**) **एव च**-એજ, અને (અવ્યય) **प्रमादमोहौ**-પ્રમાદ અને મોહ (નામ, પ્ર. દ્વિ. વ પુ. **प्रमादमोह**) **तमसः**-તમોગુણથી (નામ, પં. એ. વ. નપું. **तमस्**) **भवतः**-થાય છે. (ક્રિ. વ. કા. ૩ પુ. દ્વિ. વ. ભૂ ૧ ગણ પરસ્મૈ૦) **अज्ञानम्**-અજ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. **अज्ञान**) **एव च**-અને, વળી (અવ્યય)

ભાવાર્થ-સત્ત્વથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજસથી મોહ જ, તમસથી પ્રમાદમોહ અને અજ્ઞાન થાય છે. (૧૭)

વિવેચન-સત્ત્વગુણ જ્ઞાનના વિકાસમાં, રજોગુણ લોભને વધારવામાં અને તમોગુણ પ્રમાદ, મોહ અને અજ્ઞાનને પોષવામાં ઉપયોગી થાય છે.

સત્ત્વ ક્રમશઃ અંતઃકરણની શુદ્ધિ કરી જ્ઞાનને વધારે છે. આ જ્ઞાન છેવટે આત્મસાક્ષાત્કાર કરાવે છે.

રજોગુણ અંતઃકરણમાં લોભની અભિવૃદ્ધિ કરે છે અને એ રીતે સંસારાસક્તિ અને લોકભાવોને પોષ્યા કરે છે અને તમોગુણ તો અંતઃકરણની

ધર્મોને કેવળ ઊંધા કરી નાખી પ્રમાદ, મોહ અને અજ્ઞાનને અંતઃકરણમાં સ્થિર કરે છે એટલે તમોગુણી જીવ કોઈની સારી શિખામણ પણ સ્વીકારવા તૈયાર હોતો નથી.

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसा ॥१८॥

શબ્દાર્થ–ऊर्ध्वम्–ઊંચે (અવ્યય) गच्छन्ति–જાય છે. (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ. गम् ૧ ગણ પરસ્મૈ૦) सत्त्वस्थाः–સાત્ત્વિક, સત્ત્વમાં રહેનાર (નામ, પ્ર. બ. વ. પુ. सत्त्वस्थ) मध्ये–મધ્યમાં (અવ્યય) तिष्ठन्ति–રહે છે, ઉભો રહે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. स्था (तिष्ठ्) ૧ ગણ પરસ્મૈ૦) राजसाः–રાજસમાં રહેનાર (નામ, પ્ર બ. વ. પુ राजस) जघन्यगुणवृत्तिस्थाः–હલકા પ્રકારના ગુણ અને વૃત્તિમાં રહેનાર (નામ, પ્ર. બ. વ. પુ. जघन्यगुणवृत्तिस्थ) अधः–નીચે (અવ્યય) गच्छन्ति–જાય છે, રહે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ.) तामसाः–તામસ ગુણવાળાઓ (નામ, પ્ર. બ. વ. પુ तामस)

ભાવાર્થ–સત્ત્વગુણમાં રહેલા ઊર્ધ્વલોકમાં જાય છે. રજો ગુણમાં રહેલા મધ્યમાં (મનુષ્યલોકમાં) રહે છે. હલકા પ્રકારના ગુણ અને વૃત્તિઓમાં રહેનારા તામસ પુરુષો અધઃ (નીચ યોનિને પામે છે) જાય છે. (૧૮)

વિવેચન–સત્ત્વગુણમાં રહેલા જીવો સંશુદ્ધ થતાં ઊર્ધ્વલોકની પ્રાપ્તિ કરે છે. રજોગુણી પોતાના જ ભાવોનું અવલંબન કરતાં કરતાં મધ્યમાં જ રહી જાય છે. તમો ગુણભાવવાળા હલકી મનોવૃત્તિ ધારણ કરતા હોવાથી નીચેને નીચે જ ગબડે છે.

જેમનું અંતઃકરણ શુદ્ધ સત્ત્વમય થઈ ગયું છે એ તો તીવ્ર ઉત્તમ મનોભાવોને જ્ઞાનની કક્ષામાં સ્થિર કરી ભગવદ્ સ્વરૂપને જાગૃત કરે છે.

રાજસભાવવાળા માત્ર કર્મલોકમાં જ અટવાયા કરે છે અને તે વિશેષમાં સ્વર્ગલોક પર્યંત જઈ શકે છે. પુણ્ય ક્ષીણ થતાં પાછા આવે છે.

તમોગુણવાળા તો હલકા ભાવોને પોષતા હોવાથી એમની ગતિ

હલકી એટલે અધમ બનતી જાય છે એટલે એમને કોઈપણ પ્રકારે આગળ વધવાનો પ્રસગ પ્રાપ્ત થતો નથી.

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥

શબ્દાર્થ-ना-નહિ (અવ્યય) अन्यम्-બીજું, બીજાને (વિશેષણ, વિ. कर्तारम्) गुणेभ्यः-ગુણોથી (નામ, પં. બ. વ. પુ. गुण) कर्तारम्-કર્તાને (નામ, દ્વિ. એ. વ. પુ. कर्तृ) यदा-જ્યારે (અવ્યય) द्रष्टा-જોનાર (નામ, પ્ર. એ. વ. द्रष्टृ પુ) अनुपश्यति-સમજે છે (ક્રિ. વ કા. ૩ પુ. એ. વ. अनु+दृश् (पश्य्) ૧ ગણ પરસ્મૈ૦) गुणेभ्यः-ગુણોથી (નામ, પં. બ વ. પુ गुण) च-અને (અવ્યય) परम्-પરબ્રહ્મને (નામ, દ્વિ. એ. વ પુ. पर) वेत्ति-જાણે છે. (ક્રિ વ. કા. ૩ પુ. એ વ. विद् ૨ ગણ પરસ્મૈ૦) मद्भावम्-મારા ભાવને, મારા સ્વરૂપને (નામ, દ્વિ. એ. વ. પુ.) अधिगच्छति-પામે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अधि+गम् ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ-જ્યારે દૃષ્ટા (સમષ્ટિમાં અકય ભાવથી સ્થિત થયેલો પુરુષ) ત્રણે ગુણો સિવાય બીજા કોઈને કર્તા સમજતો નથી અને ત્રણે ગુણોથી પર મને (પરબ્રહ્મને) તત્ત્વથી જાણે છે ત્યારે તે મારા સ્વરૂપને પામે છે. (૧૯)

વિવેચન-જ્યારે જીવ સમજી શકે છે કે ગુણના ભાવો સિવાય કર્મનો કર્તા કોઈ બીજો બની શકતો નથી ત્યારે જ તે મારા ભાવને જાણી શકે છે. આ મારો ભાવ ગુણોથી પર છે. તાત્પર્ય કે મારા ભાવને ગુણોની અસર લાગતી નથી. કર્મો તો ગુણ વિભાવે જ થયા કરે છે. એથી જીવ માત્ર સાક્ષી રૂપે રહે તો ફલભોકતા થાય નહિ અને એ ગુણ વિભાવ ભગવદ્ભાવાત્મક હોવાથી ગુણ વિભાવમાં ભગવદ્ વિષયને જોતો રહેશે. એ રીતે ભગવત્સ્વરૂપને પ્રાપ્ત કરી શકાય.

गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर् विमुक्तोऽमृतमश्नुते ॥२०॥

શબ્દાર્થ-**गुणान्**-ગુણોને (નામ, દ્વિ. બ. વ. પુ. गुण) **एतान्**-આ (સર્વનામ, દ્વિ. બ. વ પુ. एतद्) **अतीत्य**-ઉલ્લંઘીને (વિધિ કૃદન્ત अति+इ १ ગણ પરસ્મૈ૦) **त्रीन्**-ત્રણને (વિશેષણ વિ. गुणान्) **देही**-પુરુષ (જીવ) (નામ, પ્ર. એ. વ. પુ. देहिन्) **देहसमुद्भवान्**-સ્થૂલ શરીરની ઉત્પત્તિના કારણરૂપ (નામ, દ્વિ. બ. વ. देहसमुद्भवत्) **जन्ममृत्युजरादुःखैः**-જન્મ, મરણ અને દુઃખો વડે (નામ, તૃ. બ. વ. નપુ.) **विमुक्तः**-મુક્ત થયેલો (ભ કૃ વિશેષણ, વિ. देही) **अमृतम्**-અમૃતને (પરમાનંદને) નામ, દ્વિ. એ. વ. નપુ. अमृत) **अश्नुते** ભોગવે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ अश् ૫ ગણ આત્મને૦)

ભાવાર્થ-પુરુષ આ સ્થૂલ શરીરની ઉત્પત્તિના કારણરૂપ આ ત્રણે ગુણોને ઉલ્લઘીને જન્મ, મરણ, ઘડપણ અને દુઃખોથી છુટેલો અમૃતને ભોગવે છે. (૨૦)

વિવેચન-આ ત્રણ ગુણોને અતિક્રમ (ઉલ્લંઘન) કરવાના છે. આ ત્રણે ગુણો બાધકભાવે હોવાથી પુરુષ (જીવ) અતિક્રમ ન કરે તો જન્મ, મૃત્યુ ઈ. થી સંડોવાયેલો જ રહે છે. આ ગુણો દેહ (પ્રકૃતિનો ભાવ)ની સાથે સંબધ કરે છે છતા પણ દેહી (જીવ)ને પજવે છે. દેહની જેમ જેમ દરકાર ઓછી થતી જશે તેમ તેમ આ ગુણોનો અંતિક્રમ થઈ શકશે અને જન્મ, મૃત્યુ, જરા દુઃખ વગેરેથી મુકત થઈ અમૃતરસ બ્રહ્મસ્વરૂપને અથવા પરમાનંદને પ્રાપ્ત કરી શકાશે. પ્રકૃતિના ભાવો અને ગુણ-વિભાવને યથાર્થ સમજવા જોઇએ. આ જ્ઞાન પ્રાપ્ત થતાં સુલભતા થઈ જશે.

अर्जुन उवाच ।

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥

શબ્દાર્થ-**कैः**-ક્યા (વિશેષણ, વિ. लिङ्गैः) **लिङ्गैः**-ચિહ્નો વડે, લક્ષણો વડે (નામ, તૃ. બ. વ. નપું. लिङ्ग) **गुणान्**-ગુણોને (નામ, દ્વિ. બ. વ. પુ. गुण) **एतान्**-એ (વિશેષણ, વિ. गुणान्) **अतीतः**-અતીત (વિશેષણ, વિ. पुरुष.) **भवति**-થાય છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भू ૧ ગણ પરસ્મૈ૦)

**प्रभो**–હે પ્રભુ (સંબોધન) **किमाचारः**–કેવા આચારવાળો (**किम् अचरति इति** ઉપપદ, નામ, પ્ર એ. વ) **कथम् च**–કેવી રીતે, અને (અવ્યય) **एतान्**–આ (સર્વનામ, દ્વિ. એ. વ પુ. **एतद्**) **त्रीन्**–ત્રણ (વિશેષણ, વિ. **गुणान्**) **गुणान्**–ગુણોને (નામ, દ્વિ બ. વ. પુ. **गुण**) **अतिवर्तते**–ઓળંગે છે (ક્રિ. ૩ પુ. એ. વ. **अति+वृत्** ૧ ગણ, આત્મને૦)

ભાવાર્થ–હે પ્રભુ ! એ ત્રણે ગુણોને અતીત થયેલો કયા કયા લક્ષણોથી બને છે અને કેવા આચરણવાળો કેવી રીતે આ ત્રણે ગુણોથી અતીત હોય છે. (૨૧)

વિવેચન–આ શ્લોકમાં બે પ્રશ્નો છે. પહેલો પ્રશ્ન આ ત્રણ ગુણોને અતીત થયેલો પુરુષ કયાં લક્ષણોવાળો હોય છે, તાત્પર્ય કે કેવાં આચરણવાળો હોય છે અને બીજો પ્રશ્ન કે કયા ઉપાયથી આ ત્રણે ગુણોને ઉલ્લંઘી શકાય છે.

**श्रीभगवानुवाच ।**

> प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
> न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥२२॥

શબ્દાર્થ–**प्रकाशम्**–પ્રકાશને, સત્ત્વગુણના કાર્યને (નામ, દ્વિ. એ. વ. પુ. **प्रकाश**) **च**–અને (અવ્યય) **प्रवृत्तिम्**–પ્રવૃત્તિને, રજોગુણના કાર્યને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. **प्रवृत्ति**) **च**–અને (અવ્યય) **मोहम्**–મોહ–તમોગુણનું કાર્ય (નામ, દ્વિ. એ. વ. પુ **मोह**) **एव च**–અને, વળી (અવ્યય) **पाण्डव**–હે પાંડવ (સંબોધન) **न**–નહિ (અવ્યય) **द्वेष्टि**–દ્વેષ કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ. **द्विष्** ૨ ગણ પરસ્મૈ૦) **संप्रवृत्तानि**–પ્રવૃત્તિમય કર્મોને (નામ, દ્વિ. બ. વ. નપુ.) **न**–નહિ (અવ્યય) **निवृत्तानि**–નિવૃત્તિમા લઈ જતા કર્મોને (નામ, દ્વિ. બ. વ. નપું. **निवृत्त**) **काङ्क्षति**–ઇચ્છા કરે છે. (ક્રિ વ. કા ૩ પુ. એ. વ. **काङ्क्ष्** ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ–હે અર્જુન ! જે પુરુષ પ્રકાશને, પ્રવૃત્તિને તથા મોહને તેમ જ પ્રવૃત્તિમય કર્મોને અને નિવૃત્તિમય કર્મોને નથી ધિક્કારતો તેમજ નથી ઇચ્છતો. (૨૨)

વિવેચન-સત્ત્વગુણનું કાર્ય પ્રકાશ (જ્ઞાન) છે રજોગુણનું કાર્ય પ્રવૃત્તિ છે તમોગુણનું કાર્ય મોહ છે. આ પ્રકારના કાર્યકર્મોની અવરજવર થયા કરે છે એટલે કે કામના પ્રવૃત્તિ બને છે એ પ્રવૃત્તિમય કામો તરફ ધિક્કાર હોવો ન જોઈએ તેમજ નિવૃત્ત પામતાં કામોની અતિ આકાંક્ષા પણ હોવી ન જોઈએ.

સંયોગ એટલે માયા અને કાલનો સબંધ ગુણ એટલે માયાના કાર્યો પ્રવૃત્તિ અને નિવૃત્તિના પક્ષોના આવ જા થયા કરવાની. એમા કોઈ પણ પક્ષ પર આ જીવને આગ્રહ હોવો ન જોઈએ સયોગધર્મે અને ગુણ ધર્મે કાર્યો થયાં કરે છે આટલી જ ભાવના જો સ્થિર થાય તો ત્રણે ગુણના કાર્યો એને ક્ષોભક તેમ જ બાધક થશે નહિ.

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥२३॥

શબ્દાર્થ-उदासीनवत्-ઉદાસીનની માફક તટસ્થ (વિશેષણ, વિ. यः) आसीनः-સ્થિત થયેલો, બેઠેલો (વ. કૃ. વિશેષણ, વિ य.) गुणै.-ગુણો વડે (નામ, તૃ બ. વ. પુ) यः-જે (સર્વનામ, પ્ર એ વ. પુ. यत्) न-નહિ (અવ્યય) विचाल्यते-ખસેડી શકાય છે (ક્રિ વ કર્મણિ ૩ પુ એ વ वि+चल् ૧ ગણ) गुणा.-ગુણો (નામ, પ્ર બ. વ પુ) वर्तन्ते-વર્તે છે (ક્રિ વ. વ ૩ પુ. બ વ वृत् ૧ ગણ આત્મને૦) इति एव-એમ, જ (અવ્યય) यः-જે (સર્વનામ, પ્ર. એ વ પુ यत्) अवतिष्ठति-સ્થિત રહે છે (ક્રિ વ કા ૩ પુ એ વ अव+स्था (तिष्ठ्) ૧ ગણ પરસ્મૈ૦) न-નથી (અવ્યય) इङ्गते-હાલે છે, ચલાયમાન થાય છે (ક્રિ વ કા ૩ પુ એ વ ૧ ગણ इङ्ग् આત્મને૦)

ભાવાર્થ-જે (પુરુષ) ઉદાસીનતા માફક સ્થિત થતો ગુણો વડે ચલાયમાન થઈ શકતો નથી અને ગુણો વડે જ માત્ર પ્રવર્તે છે (એમ સમજતો) તે સ્થિર રહે છે અને ગુણોથી હાલતો નથી (ચલાયમાન થતો નથી) (૨૩)

વિવેચન-આ પ્રકારના પુરુષનુ જીવન ઉદાસીન જેવુ તાત્પર્ય કે સાક્ષી

જેવું બને છે. ગુણો દ્વારા એના ઉપર કોઈ પણ જાતની અસર પહોંચતી નથી. માત્ર તે સમજે છે કે સર્વ પ્રવૃત્તિ ગુણોની જ છે અને એથી પોતાની સ્થિતિમાં કાયમ રહે છે. જરા પણ એને ક્ષોભ થતો નથી. કારણ કે એની પાસે ઇચ્છા અને દ્વેષ હોતા નથી એકભાવને પામવામાં એનું ચિત્ત સમાહિત થએલું છે.

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥२४॥

શબ્દાર્થ-समदुःखसुखः-સુખ અને દુઃખમાં સરખો (વિશેષણ વિ धीरः समं दुःखं च सुखं च यस्य બહુ૦) स्वस्थः-આત્મભાવમાં સ્થિત થતો (વિશેષણ, વિ धीरः) समलोष्टाश्मकाञ्चनः-ધૂળ, પત્થર, સુવર્ણ એમાં સમાન ભાવ રાખનાર (વિશેષણ, વિ. धीरः लोष्टः अश्म काञ्चनम् च समम् यस्य इति બહુ૦) तुल्यप्रियाप्रियः-તુલ્ય છે પ્રિય અને અપ્રિય જેને (વિશેષણ, વિ. धीरः प्रियश्च अप्रियश्च तुल्यः यस्य इति નામ, પ્ર એ. વ) धीरः-ધીર પુરૂષ (નામ, પ્ર. એ વ. પુ. धीर) तुल्यनिन्दात्मसंस्तुतिः-તુલ્ય છે નિંદા અને આત્મશ્લાઘા જેને (तुल्या निन्दा च आत्मसंस्तुतिश्च यस्य इति વિશેષણ, વિ धीरः બહુ૦)

ભાવાર્થ-દુઃખને અને સુખને સમાન સમજનારો પોતાનામાં (આત્મામાં) સ્થિત થયેલો ધૂળ, પત્થર અને સોનામાં સમાન ભાવવાળો પ્રિય અને અપ્રિયને સમાન જાણનારો, નિંદા અને સ્તુતિમાં પણ સમભાવવાળો, પ્રિય અને અપ્રિયને સમાન જાણનારો એવો ધીર (પુરુષ ગુણાતીત કહેવાય છે)

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

શબ્દાર્થ-मानापमानयोः-માન અને અપમાનમાં (નામ, સ. દ્વિ. વ નપું.) तुल्य' तुल्यः-સરખો, સરખો (વિશેષણ, વિ. धीरः) मित्रारिपक्षयोः-મિત્ર અને શત્રુના પક્ષમાં (નામ, સ. દ્વિ. વ. નપું) सर्वारम्भपरित्यागी-સર્વ આરંભનો પરિત્યાગ કરનાર (વિશેષણ વિ. धीरः सर्वेषाम् आरम्भानाम् परित्यागः यस्मिन् इति બહુ૦) गुणातीतः-ગુણાતીત (गुणैः अतीत તત્પુરુષ વિ. धीरः)

સઃ-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) उच्यते-કહેવાય છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. કર્મણિ वच् ૨ ગણ)

ભાવાર્થ-માન અને અપમાનમાં તુલ્ય મિત્ર અને દુશ્મન પક્ષમાં એક સરખો સર્વ પ્રકારના આરંભોનો ત્યાગી એવો ધીર ગુણાતીત કહેવાય છે. (૨૫)

વિવેચન-આ પુરુષને ધીર નામથી ઓળખવામાં આવે છે. એનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

દુઃખ અને સુખમાં સમાન ભાવ, ચિત્તની સ્વસ્થતા, ધૂળ અને સુવર્ણને સમાનભાવે જોનાર, પ્રિય અને અપ્રિયને તુલ્યભાવે ગ્રહણ કરનાર, પોતાની સ્તુતિ અને નિંદાને સમાનભાવે સ્વીકારનાર, માન અને અપમાનને સરખે ભાવે જાણનાર, શત્રુ અને મિત્રને સરખે ભાવે જોનાર, પોતાની ઇચ્છાથી કોઈપણ કાર્યનો આરંભ નહિ કરનાર (પરિત્યાગી)

આ પ્રકારનાં લક્ષણો ધરાવતો ધીર પુરુષ ગુણાતીત કહેવાય. અને એવો જ પુરુષ ભગવદ્ સાક્ષાત્કાર કરવામાં યોગ્ય બને છે.

कश्चिद्धीरः प्रत्यक्षात्मानमैक्षत । કોઈક ધીર પ્રત્યક્ષ આત્માને જુવે છે.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥

શબ્દાર્થ-माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मद्) च-અને (અવ્યય) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. यत्) अव्यभिचारेण-મિશ્રભાવ વિના, કેવળ શુદ્ધ (વિશેષણ, વિ. भक्तियोगेन-ભક્તિયોગથી (નામ, તૃ. એ. વ. પુ) सेवते-સેવે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. ૧ ગણ આત્મને૦) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. तत्- પુ.) गुणान् ગુણોને (નામ, દ્વિ. બ. વ. પુ. गुण) समतीत्य-સારી પેઠે ઓળંગીને (વિધેય કૃદંત सम्+अति+ई) एतान्-આને (સર્વ. દ્વિ. બ. વ. एतद् પુ) ब्रह्मभूयाय-બ્રહ્મભાવને માટે (નામ, ચ. એ. વ. ब्रह्मभूय પુ.) कल्पते-

યોગ્ય છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. क्लृप् ૧ ગણ આત્મને૦)

ભાવાર્થ-અને જે પુરુષ કેવળ (મિશ્ર નહિ તેવા) ભક્તિયોગ દ્વારા મને સેવે છે તે ત્રણે ગુણોને સારી પેઠે ઓળંગીને બ્રહ્મભાવને યોગ્ય થાય છે. (૨૬)

વિવેચન-આ શ્લોકમાં ભગવાન સેવાનો વિષય પણ બને છે. સેવા ભક્તિ સાથે સંબંધ ધરાવતી હોવી જોઇએ ભક્તિ અનન્યભાવવાળી હોવી જોઇએ. એ સતત સ્પૃહા વિનાની હોવી જોઇએ આ પ્રકારની ભક્તિ ગુણાતીતમય અવસ્થા દ્વારા બને તો બ્રહ્મભાવ (એકીભાવ) પ્રાપ્ત કરી શકે.

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥२७॥

શબ્દાર્થ-ब्रह्मणः-બ્રહ્મનો (નામ, ષ. એ. વ. નપું. ब्रह्मन्) हि-ચોક્કસ (અવ્યય) प्रतिष्ठा-આશ્રય (નામ, પ્ર. એ. વ. સ્ત્રી प्रतिष्ठा) अहम्-હું (નામ, પ્ર એ. વ. अस्मत्) अमृतस्य-અમૃતનો (નામ, ષ એ. વ. अमृत) अव्ययस्य-અવિનાશીનો (નામ, ષ. એ. વ નપું. अव्यय) च-અને (અવ્યય) शाश्वतस्य-શાશ્વતનો (નામ, ષ. એ. વ. નપું. शाश्वत) च-અને (અવ્યય) धर्मस्य-ધર્મનું (નામ, ષ એ. વ પુ. धर्म) सुखस्य-સુખનું (નામ, ષ. એ. વ. નપું. सुख) ऐकान्तिकस्य-અખંડ એક રસનો (નામ, ષ એ વ. નપું. ऐकान्तिक)

ભાવાર્થ-અવિનાશી બ્રહ્મનું, અમૃતનું, નિત્યધર્મનું અને અખંડ એક રસ સુખનુ (આનંદનું) હું જ આશ્રય સ્થાન છું. (૨૭)

વિવેચન-આ શ્લોકમાં ભગવાન સર્વને માટે આશ્રયરૂપ છે એમ બતાવે છે. બ્રહ્મની પ્રતિષ્ઠા ભગવાન છે. તેમ જ અમૃત, અવ્યય, શાશ્વતધર્મ અને ઐકાંતિક સુખ (આનંદ) પણ હું છું.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगोनाम चतुर्दशोऽध्यायः ॥१४॥

卐

## અધ્યાય ૧૫–પુરુષોત્તમયોગ

ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

શબ્દાર્થ–ऊर्ध्वमूलम्–ઊર્ધ્વ છે મૂળ જેનું, મૂળપુરુષરૂપ, મૂળવાળું (વિશેષણ, વિ. अश्वत्थम्; ऊर्ध्वमूलम् यस्य इति બહુ૦) अधःशाखम्–નીચે છે શાખા-ડાળીઓ જેની, બ્રહ્મારૂપ મુખ્ય શાખાવાળા (વિશેષણ, વિ अश्वत्थम्, अधः शाखा यस्य इति બહુ૦) अश्वत्थम्–સંસારરૂપ પીપળાના વૃક્ષને (નામ, દ્વિ એ વ પુ. अश्वत्थ) प्राहुः–કહે છે (ક્રિ વ કા ૩ પુ બ વ ર ગણ પરસ્મૈ૦) अव्ययम्–અવિનાશી (વિશેષણ, વિ अश्वत्थम्) छन्दांसि–વેદ (નામ, પ્ર બ વ નપું छन्दस्) यस्य–જેના (સર્વનામ, ષ એ વ પુ यत्) पर्णानि–પાંદડાં (નામ, દ્વિ. બ વ નપું. पर्ण) यः–જે (પુરુષ) (સર્વનામ, પ્ર એ વ. પુ यत्) तम्–તેને (સર્વનામ, દ્વિ એ. વ નપું. तत्) वेद–જાણે છે (ક્રિ. વ કા ૩ પુ. એ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) सः–તે (સર્વનામ, એ. વ પુ तत्) वेदवित्–વેદના તાત્પર્યને જાણનાર (વિશેષણ, વિ. स.)

ભાવાર્થ–આદિ પુરુષ જેના મૂળરૂપે છે; બ્રહ્મા જ જેની શાખારૂપ છે એવા સંસારરૂપી પીપળાના વૃક્ષને મૂળ કારણ પરમેશ્વર હોવાથી તથા પરંપરાગત હોવાને કારણે આ સંસારવૃક્ષને અવિનાશી કહેવામાં આવ્યું છે. અવિનાશી કહે છે! જે વૃક્ષનાં પાંદડાં વેદરૂપ છે. એ સંસારવૃક્ષને જે પુરુષ સમજે છે તે વેદના તાત્પર્યને જાણનાર છે (૧)

વિવેચન-આ અધ્યાયને પુરુષોત્તમયોગ નામથી ઓળખવામાં આવે છે. સર્વ જગતની પ્રસૂતિ આ પુરુષોત્તમમાંથી નીકળે છે. એટલે જગત અનાદિ છે અને બ્રહ્મ કર્તા છે. પુરુષોત્તમમાં સર્વ પદાર્થ નિત્ય સિદ્ધ હોય છે. ઉપસ્થિત થતા સર્વ પદાર્થો એમાંથી જ પ્રકટ થતા હોવાથી પુરુષોત્તમને નિધિરૂપ કહેવામાં આવે છે. એટલે તે સમસ્ત સત્ત્વનો ભંડાર છે. જીવ, માયા વગેરે સર્વ ભાવો એના બની રહ્યા છે. આ ભાવો સ્વેચ્છાએ પ્રકટ થાય છે, પોષાય છે અને બીજ થાય છે. એટલે एकमेवाद्वितीयंब्रह्ममां સર્વની સ્થિતિ હોઈ ત્યાં અથવા તેમાં જ સર્વ આધાર સર્વ પ્રકારે રાખે છે. જીવ પુરુષોત્તમમાંથી છુટો પડતાં એનો નિત્યસિદ્ધ આનંદ જતો રહે છે. એ કારણે આનંદ વિનાની સ્થિતિ અસત્ય થતાં કોઈ ને કોઈ રસ્તે આનંદ પ્રાપ્ત કરવા ઈચ્છે છે એથી એ સંસારને ઉભો કરે છે પોતાના આધારમાં વેદ, શાસ્ત્ર વ.નો ઉપયોગ કરે છે. બ્રહ્મા દ્વારા વેદને પ્રકટ કરવામાં આવ્યા. જો કે સમસ્ત વેદ બ્રહ્મને જ ઓળખાવે છે છતાં પણ જીવ ભ્રાન્ત હોવાથી ઈતર દેવોની વ્યવસ્થા તેમ. છે એમ સમજી ત્યાંથી આનંદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે શાસ્ત્રં ઋષિમુનિકૃત હોય છે. એટલે સમયને અનુકુળ વ્યવસ્થા તેમાંથી મળી આવે છે આ પ્રકારની સ્થિતિ હોવાથી જીવ સંસારાસક્ત વધુને વધુ પ્રમાણમાં થતો જાય છે અને ફ્લોન્મુખવૃત્તિ પોષ્યા કરે છે. આ ફ્લોન્મુખવૃત્તિને તે આનંદરૂપ માને છે. એવા સંયોગોમાં તેને અખંડ આનંદ પ્રાપ્ત થતો નથી. મિથ્યા આનંદને સમજી લઈ તેમાં પ્રવૃત્તિ રાખ્યા કરે છે. આ પ્રકારે એની મનોદશા ચાલુને, ચાલુ રહે છે. એ દશાને નિર્મૂળ કરી બ્રહ્મભાવ તૈયાર કેરવાનો આ અધ્યાયનો ઉદ્દેશ છે. સંસાર જીવ અથવા માયાકૃત છે અને જગત્ બ્રહ્મકૃત છે.

આવા કારણે સંસારને નિર્મૂળ કરવાની અપેક્ષા રહે છે. એ કારણે સંસારને સમજવાની જરૂર છે એનું મૂળ ઊંચે રાખ્યું, નીચે શાખા રાખી અને વળી એને અવ્યય કહ્યું. વેદને પૂર્ણ રૂપે લીધા અને તેમનું જ્ઞાન પણ પ્રાપ્ત કરવાનું કહ્યું અને તેને જાણી વેદવિત થવાનું કહ્યું ભાવાર્થ કે હિરણ્યગર્ભ (બ્રહ્મા) દ્વારા વેદના ભાગોને યથાર્થ સમજી, શાખા ભાગોનું અધ્યયન કરી, મૂળ ભાવોને બરાબર વિચારી તેમાં જે જગ્યા પર નાશના ભાવો પડી રહ્યા છે તે ખસેડવા પ્રયત્ન કરનારનારને વેદવિત કહેવામાં આવે છે આ પ્રકારે વેદવિત્ થયેલો જીવ સંસારોન્મૂલન કરી શકે. આ રીતે ન બની શકે

એવા પ્રસંગોમાં સર્વ કર્મો બ્રહ્માર્પણ કરવામાં આવે તો જીવનો નિષ્કામભાવ થાય અને એના પોતાના (જીવે માનેલા) સંસારવૃક્ષનું ઉચ્છેદન પણ થઈ શકે.

આ શાખાઓ નીચે ઉચે ફેલાયેલી છે, ગુણથી પોષાયેલી છે. વિષયથી વિંટળાએલી છે અને કર્મ નામનાં મૂળ ઘાલીને જગતમાં એટલે મનુષ્યલોકમાં રૂઢ થઈ ગઈ છે. આ વૃક્ષનું રૂપ જણાતું નથી. તાત્પર્ય કે આકૃતિ જણાતી નથી; પણ એનો ભાવ સમજાય છે. એનો આદિ જણાતો નથી, અંત સમજાતો નથી અને પ્રતિષ્ઠા દેખાતી નથી. આ પ્રકારનું મૂળ ઘાલી બેઠેલા સંસાર નામના વૃક્ષને દૃઢ અને અસંગ નામના શસ્ત્રથી છેદી, તે આદિ પુરુષને પ્રાપ્ત કરવા માર્ગ શોધવો અને તે પદ પ્રાપ્ત કરવું. તે પદ પ્રાપ્ત થવાથી સંસારમાં ફરી આવવું બનતું નથી.

આ પ્રકારનો માર્ગ શોધવામાં અધિકારી જીવોનાં લક્ષણો નીચે પ્રમાણે હોય છે. (૧) માન અને મોહ વિનાના (૨) સંગ દોષો જેમને બાધક થતા નથી (૩) નિત્ય બ્રહ્મમાં જ જેમનુ ચિત્ત સમાધાન કરી રહે છે (૪) સમસ્ત કર્યો જેનાં નિવૃત્ત થયા છે (૫) સુખદુઃખાદિ દ્વન્દ્વ ભાવો જેના રહ્યા નથી.

આ પ્રકારની કોટિના જીવો અને એના જેવી જ કોટિ ધારણ કરતા સામાન્ય ભાવે નિષ્કામ કર્મ કરનારાઓ મૂઢભાવ (મોહભાવ–અજ્ઞાનભાવ) રહિત પરમપદને પ્રાપ્ત કરી શકે છે. આ પરમપદને શરણભાવથી ઓળખવામા આવે છે આ સ્થિતિમાં પણ જીવ બ્રહ્મથી જુદો હોય છતા પણ એને સસાર નામનો ધર્મ બાધક થતો નથી. આ પ્રકારની એની ભાવના નિત્ય અને દૃઢ રહેવી જોઇએ.

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसन्ततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥२॥

શબ્દાર્થ–અધ.–નીચે (અવ્યય) ચ–અને (અવ્યય) ऊर्ध्वम्–ઉપર (અવ્યય) प्रसृताः–પ્રસરેલી (વિશેષણ, વિ. शाखा) तस्य–તેની (સર્વનામ, ૫. એ. વ. तद्) शाखाः–શાખાઓ, દેવ મનુષ્ય છ જન્મરૂપ શાખાઓ (નામ, પ્ર. બ વ.) गुणप्रवृद्धाः–

ગુણથી વધેલી છે (વિશેષણ, વિ शाखाः) विषयप्रवालाः-વિષયરૂપી કુણી કુંપળો જેની (વિશેષણ, વિ. शाखाः) अधः-નીચે (અવ્યય) मूलानि-અહંતા, મમતારૂપ મૂળો (નામ, પ્ર. બ. વ. નપું. मूल) अनुसन्तानि-પરોવાયેલાં, ફેલાયેલાં (વિશેષણ, વિ. मूलानि) कर्मानुबन्धीनि-કર્મોને અનુસારે બાંધનારાં (વિશેષણ, વિ. मूलानि; कर्म एव अनुबन्धः येषाम् इति બહુ૦) मनुष्यलोके-મનુષ્યલોકમાં (નામ, સ એ. વ. પુ)

ભાવાર્થ-તેની શાખાઓ નીચે ઉપર પથરાયેલા ત્રણ ગુણોથી વધેલી છે. વિષયરૂપ કુંપણોવાળી છે. મૂળ નીચે મનુષ્યલોકમાં કર્માનુસારે બંધનવાળાં અને ફેલાયેલાં છે. (૨)

न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च सम्प्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्वा ॥३॥

શબ્દાર્થ-न-નહિ (અવ્યય) रूपम्-સ્વરૂપ (નામ, પ્ર. એ. વ. નપું. रूप) अस्य-એનું, સંસારવૃક્ષનું (સર્વનામ, ષ એ. વ. પુ. इदम्) इह-અહીં (અવ્યય) तथा-તેવું (અવ્યય) उपलभ्यते-મેળવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ એ. વ. उप+लभ् ૧ ગણ, આત્મને૦) न નહિ (અવ્યય) अन्त-અંત (નામ, પ્ર. એ. વ. પુ. अन्त) न च-નહિ, અને (અવ્યય) सम्प्रतिष्ठा-સારી રીતે સ્થિત (નામ, પ્ર એ. વ. સ્ત્રી.) अश्वत्थम्-પીપળાને (નામ, દ્વિ. એ. વ. પુ. अश्वत्थ) एनम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ एतद्) सुविरूढमूलम्-સારી રીતે રૂઢ થયેલા મૂળવાળાને (વિશેષણ, વિ. अश्वत्थम्; सुविरूढम् मूलम् यस्य इति બહુ૦) असङ्गशस्त्रेण-અસંગ શસ્ત્રોવડે, વૈરાગ્યરૂપ શસ્ત્રો વડે (નામ, દ્વિ. એ. વ નપું. असङ्गः एव शस्त्रम् કર્મધારય) दृढेन-દૃઢ (વિશેષણ, વિ असङ्गशस्त्रेण) छित्वा-છેદીને (વિધ્યર્થ કૃદંત)

ભાવાર્થ-આ વૃક્ષનું સ્વરૂપ (જેવું કહ્યું તેવું) અહીં (વિચાર કરતાં) મળતું નથી. (કારણ કે) એના આદિ, અંત તેમજ પ્રતિષ્ઠા નથી. (એથી) આરૂઢ પામેલા મૂળવાળા અશ્વત્થને (અહંતા, મમતારૂપ વાસનાવાળા સંસાર-વૃક્ષને, દૃઢ વૈરાગ્ય અને અનાસક્તિ શસ્ત્રવડે છેદીને- (૩)

એવા પ્રસંગોમાં સર્વ કર્મો બ્રહ્માર્પણ કરવામાં આવે તો જીવનો નિષ્કામ-ભાવ થાય અને એના પોતાના (જીવે માનેલા) સંસારવૃક્ષનું ઉચ્છેદન પણ થઈ શકે.

આ શાખાઓ નીચે ઊંચે ફેલાયેલી છે, ગુણથી પોષાયેલી છે. વિષયથી વિંટળાએલી છે અને કર્મ નામનાં મૂળ ઘાલીને જગતમાં એટલે મનુષ્યલોકમાં રૂઢ થઈ ગઈ છે. આ વૃક્ષનું રૂપ જણાતું નથી. તાત્પર્ય કે આકૃતિ જણાતી નથી; પણ એનો ભાવ સમજાય છે. એનો આદિ જણાતો નથી, અંત સમજાતો નથી અને પ્રતિષ્ઠા દેખાતી નથી. આ પ્રકારનું મૂળ ઘાલી બેઠેલા સંસાર નામના વૃક્ષને દૃઢ અને અસંગ નામના શસ્ત્રથી છેદી, તે આદિ પુરુષને પ્રાપ્ત કરવા માર્ગ શોધવો અને તે પદ પ્રાપ્ત કરવું. તે પદ પ્રાપ્ત થવાથી સંસારમાં ફરી આવવું બનતું નથી.

આ પ્રકારનો માર્ગ શોધવામાં અધિકારી જીવોનાં લક્ષણો નીચે પ્રમાણે હોય છે. (૧) માન અને મોહ વિનાના (૨) સંગ દોષો જેમને બાધક થતા નથી (૩) નિત્ય બ્રહ્મમાં જ જેમનું ચિત્ત સમાધાન કરી રહે છે (૪) સમસ્ત કર્મો જેનાં નિવૃત્ત થયાં છે (૫) સુખદુઃખાદિ દ્વન્દ્વ ભાવો જેના રહ્યા નથી.

આ પ્રકારની કોટિના જીવો અને એના જેવી જ કોટિ ધારણ કરતા સામાન્ય ભાવે નિષ્કામ કર્મ કરનારાઓ મૂઢભાવ (મોહભાવ—અજ્ઞાનભાવ) રહિત પરમપદને પ્રાપ્ત કરી શકે છે. આ પરમપદને શરણભાવથી ઓળખવામાં આવે છે. આ સ્થિતિમાં પણ જીવ બ્રહ્મથી જુદો હોય છતાં પણ એને સંસાર નામનો ધર્મ બાધક થતો નથી. આ પ્રકારની એની ભાવના નિત્ય અને દૃઢ રહેવી જોઈએ.

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसन्ततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ।।

શબ્દાર્થ—અધઃ—નીચે (અવ્યય) ચ—અને (અવ્યય) ઊર્ધ્વમ્—
પ્રસૃતાઃ—પ્રસરેલી (વિશેષણ, વિ. શાખા) તસ્ય—તેની (સર્વનામ, ૫. એ
શાખાઃ—શાખાઓ, દેવ મનુષ્ય ૪. જન્મરૂપ શાખાઓ (નામ )

सुखदुःखसंज्ञैः-સુખ અને દુખ સંજ્ઞા છે જેમની (सुखं च दुःखं संज्ञा येषाम् इति બહુ) गच्छन्ति-જાય છે, મેળવે છે. (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ. गम् ૧ ગણ) अमूढाः-મોહ વિનાના (વિશેષણ વિ. पुरुषाः) पदम्-પદને (નામ, દ્વિ એ. વ નપું. पद) अव्ययम्-અવિનાશી (વિશેષણ વિ. पदम्) तत्-તે (વિશેષણ, વિ पदम्)

ભાવાર્થ- મોહ વિનાના, સંગના દોષો જેમણે જીતેલા છે, અધ્યાત્મ નિત્ય છે જેના, જેઓનાં કામો વિશેષે નિવૃત્ત થયેલાં છે સુખ, દુ.ખ નામદ્વન્દ્વથી વિમુક્ત થયેલા જ્ઞાની પુરુષો (મોહ વિનાના) તે અવિનાશી પદને મેળવે છે. (૫)

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥६॥

શબ્દાર્થ-न-નહિ (અવ્યય) तत्-તે (પદને) (સર્વનામ, દ્વિ. એ. વ.) भासयते-પ્રકાશ કરે છે (ક્રિ. ૩. પુ એ વ વ કારક भास् ૧ ગણ) सूर्यः-સૂર્ય (નામ, પ્ર. એ. વ. પુ सूर्य) शशाङ्कः-ચન્દ્ર (નામ, પ્ર એ વ) न-નહિ (અવ્યય) पावकः-અગ્નિ (નામ, પ્ર. એ. વ. પુ) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) गत्वा-પામીને (અવ્યય) निवर्तन्ते-પાછા આવે છે (ક્રિ. વ. કા ૩ પુ. મ વ. नि+वृत् ૧ ગણ આત્મને) तत्-તે (વિશેષણ, વિ धाम) धाम-ધામને (નામ, એ. વ. નપુ. धामन्) परमम्-પરમ (વિશેષણ વિ. धाम) मम-મારૂ (સર્વનામ ષ. એ. વ. अस्मत्)

ભાવાર્થ- તે (સ્વયંપ્રકાશપદ) ને સૂર્ય, ચંદ્ર અને અગ્નિ પ્રકાશ આપતા નથી. જે પરમ પદને પ્રાપ્ત કરીને પુરુષો પાછા આવતા નથી તે (જ) મારૂ પરમ ધામ છે. (૬)

વિવેચન- પરમપદને ધામ નામથી ઓળખાય છે. ધામ એટલે સ્થાન અથવા પ્રકાશ. નિશ્ચિતતા પ્રાપ્ત કરવી હોય તો પ્રકાશ અને સ્થાન શોધવાં પડે. એ પ્રકાશ અને સ્થાન એક જ જગાએ પ્રાપ્ત થાય તેને 'બ્રહ્મ' નામની સંજ્ઞા આપવામાં આવે છે આ પ્રકાશના જેવો પ્રકાશ બીજી કોઇ પણ જગાએ નથી. અગ્નિમાં, ચંન્દ્રમા તેમજ સૂર્યમા પણ નથી. એટલે બ્રહ્મના પ્રકાશવાં જ

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूय ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

શબ્દાર્થ-ततः-ત્યારપછી (અવ્યય) पदम्-પદને (નામ, પ્ર એ. વ. નપું પદ) तत्-તે (વિશેષણ, વિ. पदम्) परिमार्गितव्यम्-શોધવું જોઈએ (વિધેય કર્મણિ કૃ વિશેષણ વિ, पदम्) यस्मिन्-જેનામાં (સર્વનામ, સ. એ. વ. यत् પુ) गताः-ગયેલા (ભૂ કૃ. વિશેષણ, વિ. पुरुषः) न भूयः-નહિ, ફરીથી (અવ્યય) निवर्तन्ति-પાછા આવે છે. (ક્રિ. ૩ પુ બ વ. नि+वृत् ૧ ગણ) तम्-તેને (સર્વનામ, દ્વિ. એ. વ પુ तत्) एव च-અને વળી (અવ્યય) आद्यम्-મુખ્ય (વિશેષણ, વિ. पुरुषम्) पुरुषम्-પુરુષને (નામ, દ્વિ એ. વ. પુ पुरुष) प्रपद्ये-શરણે છુ. (ક્રિ. વ. કા. ૧ પુ એ. વ प्र+पद् ૪ ગણ આત્મને૦) यतः-જેનાથી (સર્વનામ, પં. એ વ. પુ) प्रवृत्तिः-પ્રવૃત્તિ, સંસારની પ્રવૃત્તિ (નામ, પ્ર એ. વ. સ્ત્રી प्रवृत्ति) प्रसृता-પથરાયેલી (વિશેષણ, વિ. प्रवृत्तिः) पुराणी-જૂની, પુરાતન (વિશેષણ, વિ. प्रवृत्ति)

ભાવાર્થ-ત્યારપછી તે પદને સારી રીતે શોધવું જોઇએ. જે પદમાં ગયેલા ફરીથી પાછા સંસારમાં આવતા નથી અને જેમાંથી આ પુરાતન સંસારપ્રવૃત્તિ પ્રસરેલી છે, તે જ આદિ પુરુષને શરણે હું છું (એવો દૃઢ નિશ્ચય રાખીને શરણભાવને પામે છે.) (૪)

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर् गच्छन्त्यमूढाः पदमव्ययंतत् ॥५॥

શબ્દાર્થ-निर्मानमोहा-માન અને મોહ વિનાના (વિશેષણ, વિ. पुरुषाः; मानश्च मोहश्च निर्गताः येभ्यः) जितसङ्गदोषा-સંગના દોષો જેઓએ જીત્યા છે (વિશેષણ, વિ. पुरुषाः सङ्गस्य दोषाः जिताः यैः इति બહુ૦) अध्यात्म-नित्याः-અધ્યાત્મ નિત્ય છે જેને (વિશેષણ વિ. पुरुषाः; अध्यात्मं एव नित्यम् येषाम् इति બહુ૦) विनिवृत्तकामाः જેમનાં કામો વિશેષે નિવૃત્ત થયાં છે (વિશેષણ, વિ पुरुषाः; विनिवृत्ताः कामाः येषाम् इति બહુ૦) द्वन्द्वैः-દ્વન્દ્વોથી (નામ, તૃ. બ. વ. નપું. द्वन्द्व) विमुक्ताः-છુટેલા (વિશેષણ, વિ. पुरुषाः)

**सुखदुःखसंज्ञैः**–સુખ અને દુઃખ સંજ્ઞા છે જેમની (सुखं च दुःख संज्ञा येषाम् इति બહુ) **गच्छन्ति**–જાય છે, મેળવે છે (ક્રિ વ કા ૩ પુ બ. વ. गम् ૧ ગણ) **अमूढाः**–મોહ વિનાના (વિશેષણ વિ. पुरुषाः) **पदम्**–પદને (નામ, દ્વિ એ. વ નપું. पद) **अव्ययम्**–અવિનાશી (વિશેષણ વિ. पदम्) **तत्**–તે (વિશેષણ, વિ. पदम्)

ભાવાર્થ– મોહ વિનાના, સંગના દોષો જેમણે જીતેલા છે, અધ્યાત્મ નિત્ય છે જેના, જેઓના કામો વિશેષે નિવૃત્ત થયેલાં છે સુખ, દુઃખ નામદ્વન્દ્વથી વિમુક્ત થયેલા જ્ઞાની પુરુષો (મોહ વિનાના) તે અવિનાશી પદને મેળવે છે. (૫)

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥६॥

શબ્દાર્થ–**न**–નહિ (અવ્યય) **तत्**–તે (પદને) (સર્વનામ, દ્વિ. એ. વ.) **भासयते**–પ્રકાશ કરે છે (ક્રિ. ૩. પુ એ. વ વ. કારક भास् ૧ ગણ) **सूर्यः**–સૂર્ય (નામ, પ્ર. એ. વ. પુ सूर्य) **शशाङ्कः**–ચન્દ્ર (નામ, પ્ર એ વ) **न**–નહિ (અવ્યય) **पावकः**–અગ્નિ (નામ, પ્ર એ. વ. પુ) **यत्**–જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **गत्वा**–પામીને (અવ્યય) **निवर्तन्ते**–પાછા આવે છે (ક્રિ. વ. કા ૩. પુ બ વ नि+वृत् ૧ ગણ આત્મને) **तत्**–તે (વિશેષણ, વિ धाम) **धाम**–ધામને (નામ, એ. વ. નપુ. धामन्) **परमम्**–પરમ (વિશેષણ વિ. धाम) **मम**–મારૂ (સર્વનામ ષ. એ. વ. अस्मत्)

ભાવાર્થ– તે (સ્વયંપ્રકાશપદ) ને સૂર્ય, ચંદ્ર અને અગ્નિ પ્રકાશ આપતા નથી જે પરમ પદને પ્રાપ્ત કરીને પુરુષો પાછા આવતા નથી તે (જ) મારૂ પરમ ધામ છે. (૬)

વિવેચન– પરમપદને ધામ નામથી ઓળખાય છે. ધામ એટલે સ્થાન અથવા પ્રકાશ. નિશ્ચિતતા પ્રાપ્ત કરવી હોય તો પ્રકાશ અને સ્થાન શોધવાં પડે. એ પ્રકાશ અને સ્થાન એક જ જગાએ પ્રાપ્ત થાય તેને 'બ્રહ્મ' નામની સંજ્ઞા આપવામાં આવે છે આ પ્રકાશના જેવો પ્રકાશ બીજી કોઈ પણ જગાએ નથી. અગ્નિમાં, ચંન્દ્રમાં તેમજ સૂર્યમાં પણ નથી એટલે બ્રહ્મના પ્રકાશથી જ

આ બધા પ્રકાશિત થાય છે. એક વાર બ્રહ્મપદને પ્રાપ્ત કરે તો તે સંસારમાં ફરીથી આવતો નથી.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

શબ્દાર્થ–मम–મારો (સર્વનામ, ષ. એ. વ अस्मत्) एव–જ (અવ્યય) अंशः–અંશ (નામ, પ્ર. એ. વ. પુ ) जीवलोके–જીવલોકમાં, દેહમાં (નામ, સ. એ. વ. પુ.) जीवभूतः–જીવાત્મા (નામ, પ્ર. એ વ. પુ. जीवभूत) सनातनः–સનાતન (વિશેષણ, વિ. जीवभूतः) मनःषष्ठानि–મન જેમાં છઠ્ઠું છે એવી, મન સાથે છ. (વિશેષણ, વિ. इन्द्रियाणि; मनः षष्ठम् येषाम् विद्यते इति) इन्द्रियाणि–ઇન્દ્રિયોને (નામ, દ્વિ. બ. વ નપુ) प्रकृतिस्थानि–પ્રકૃતિમાં રહેનારી (વિશેષણ વિ. इन्द्रियाणि) कर्षति–આકર્ષે છે (ક્રિ. વ. કા. ૩ પુ વ. એ. વ. कृष् ૧ગણ)

ભાવાર્થ– આ દેહમાં જીવાત્મા મારો સનાતન અંશ છે અને તે જ આ ત્રિગુણમયી માયામાં સ્થિત થયેલી મન સહિત પાંચ ઇન્દ્રિયોને આકર્ષે છે. (૭)

વિવેચન– દેહમાં દેહી (જીવ) સનાતન છે અને તે મારો (પરમાત્માનો) અંશ છે મન અને તેની સાથે બીજી પાંચ ઇન્દ્રિયોને જીવ પોતાની તરફ આકર્ષે છે. એટલે કે પ્રકૃતિમાં રહેલા ઇન્દ્રિયોના ભાવોને ભોગવે છે, તેમાં મોહ કરે છે. એ રીતે એની મનોદશા મોહમયી બનતી જાયછે અને પ્રકૃતિને આધીન થતો જાય છે પ્રકૃતિનું સ્વામિત્વ દૂર કરી ચિત્ત મારામાં (પરમાત્મામાં) જોડે તો પરમપદને પામે.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥८॥

શબ્દાર્થ–शरीरम्–શરીરને (નામ, દ્વિ એ. વ. નપુ.) यत्–જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) च,अपि–અને,પણ (અવ્યય) उत्क्रामति–છોડી દે છે (ક્રિ. વ. કા. ૩. પુ. એ. વ. उत्+क्रम् ૧ ગણ પરસ્મૈ.) ईश्वरः–ઇશ્વર (નામ, પ્ર. એ. વ. પુ.

ईश्वर) गृहित्वा-ગ્રહણ કરીને (વિધેય કૃદન્ત) एतानि-આ (સર્વનામ, દ્વિ. બ. વ. નપું. एतद्) सयाति-જાય છે (ક્રિ. વ કા ૩. પુ એ. વ. सम्+या ૨, ગણ પરસ્મૈ०) वायुः-વાયુ (નામ, પ્ર એ વ. પુ वायु) गन्धान्-ગંધોને (નામ, દ્વિ એ. વ. પુ. गन्ध) इव-માફક (અવ્યય) आशयात्-સ્થાનમાં, ગંધસ્થાનમાંથી (પં. એ. વ. પુ आशय)

ભાવાર્થ- વાયુ ગન્ધના સ્થાનમાંથી, ગન્ધોને જે પ્રમાણે ગ્રહણ કરી લઇ જાય છે. તે જ પ્રમાણે તે દેહાદિનો સ્વામી (જીવાત્મા) જે શરીરને છોડી દે છે તેમાથી પણ એઓને (મનિસહત ઈન્દ્રિયોને ગ્રહણ કરીને જે શરીર પ્રાપ્ત કરવાનું છે, તેમાં જાય છે. (૮)

વિવેચન- આ જીવ વાયુની માફક ગંધને ગ્રહણ કરી એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જાય છે. તેવી જ રીતે જીવ શરીરને ધારણ કરેછે અને તજેછે અને પોતાની સાથે મન અને ઈન્દ્રિયોના કાર્ય વિભાવોને લઈ જાય છે.

અહીં મન અને ઇન્દ્રિયોના કાર્યવિભાવો છે. નહિં કે જીવના પોતાના. એટલે જીવ તો સ્વતઃ નિર્દુષ્ટ છે છતાં પણ અભિમાનના યોગે એ કાર્યો, પોતાના ગણી વાસનામય બનેછે અને એનું ફળ જન્મ મરણાદિ વગેરે સહન કરે છે.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

શબ્દાર્થ-श्रोत्रम्-કાન (નામ, દ્વિ. એ. વ. નપું. श्रोत्र) चक्षुः-આંખ (નામ, દ્વિ. એ વ નપુ. चक्षुष्) स्पर्शनम्-સ્પર્શેન્દ્રયનો, ત્વચા (નામ, દ્વિ. એ વ. स्पर्श પુ.) च અને (અવ્યય) रसनम्-જીભ (નામ, દ્વિ. એ. વ. નપું. रसन) घ्राणम्-નાક (નામ, દ્વિ એ. વ. પુ. घ्राण) एव च-વળી, અને (અવ્યય) अधिष्ठाय-આશ્રય કરીને, બધાની સહાયદ્વારાથી (વિધેય કૃદન્ત) मनः-મન (નામ, દ્વિ. એ. વ. નપું. मनस्) च-અને (અવ્યય) अयम्-આ, જીવઃ (સર્વનામ, પ્ર. એ વ. इदम्) विषयान्-વિષયોને (નામ, દ્વિ. બ. વ. પું विषय) उपसेवते-સેવે છે. (ક્રિ. વ કા. ૩ પુ. એ. વ. उप+सेव् આત્મને. ૧ ગણ.)

ભાવાર્થ– આ જીવાત્માં આંખ, ચામડી, રસના, નાસિકા અને મનની સહાયતાથી જ વિષયોને સમીપમાં રહી સેવે છે. (૯)

વિવેચન– મન, શ્રોત્ર, ચક્ષુ, સ્પર્શ, રસન અને ગન્ધ આ છ ઇન્દ્રિયો છે. તેનો આશ્રય જીવ કરે છે અને એ છ દ્વારા વિષયોનુ. સેવન કરેછે એટલે કે આધીન થાય છે. આ પ્રકારે પોતાનો મુખ્ય ધર્મ (ભગવદ્ ભાવ) ત્યજી વિષય ભાવોને અવલંબે છે. એથી સાંસારિક સુખદુઃખાદિ નો અનુભવ કરે છે અને જન્મ મરણુના ચક્રમાં ફર્યા કરે છે.

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥१०॥

શબ્દાર્થ–उत्क्रामन्तम्–શરીરને છોડીને ઉત્ક્રમણુ કરનાર (વિશેષણુ, વિ. जीवम्) स्थितम्–શરીરમાં સ્થિત થયેલો (વિશેષણુ, વિ. जीवम्) वा अपि–અથવા, પણુ (અવ્યય) भुञ्जानम्–વિષયોને ભોગવતો (વિશેષણ, વિ. जीवम्) वा–અથવા (અવ્યય) गुणान्वितम्–ત્રણે ગુણોથી યુક્ત થયેલો (વિશેષણુ, વિ. जीवम्; गुणैःअन्वितम् इति તત્પુરુષ) विमूढाः–અજ્ઞાની, અતિમોહમાં ફસેલા (વિશેષણુ) न–નહિ (અવ્યય) अनुपश्यन्ति–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. अनु+दृश् (पश्य्) ૧ ગણ) पश्यन्ति–જાણે છે, જુવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. दृश् (पश्य्) ૧ ગણ) ज्ञानचक्षुषः–જ્ઞાનરૂપી આંખોવાળાઓ, જ્ઞાનીજનો (નામ, પ્ર. બ. વ. નપું. ज्ञानम् एव चक्षुः येषाम् तेषु (બહુ૰)

ભાવાર્થ–શરીરને છોડીને ઉત્ક્રમણુ કરનારા, અથવા શરીરમાં સ્થિત થયેલા અથવા વિષયોને ભોગવનારા, ત્રણે ગુણોથી યુક્ત ને અતિમોહમાં ફસેલા જાણુતા નથી, પણુ જ્ઞાનરૂપી ચક્ષુવાળા દેખે છે. (૧૦)

વિવેચન– જીવ શરીરને છોડી જાયછે, શરીરને ધારણુ કરેછે, શરીર સાથે રહી વિષયોનો ઉપભોગ કરેછે. આ રીતે ગુણોની સાથે જોડાયેલો રહે છે આ પ્રકારની જીવની દશા છે. મૂઢ માણુસો આ દશા અને ભાવોને સમજી શકતા નથી. જેમને જ્ઞાન પ્રાપ્ત થયું છે તેઓ જ સમજે છે.

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।

यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥

શબ્દાર્થ–यतन्तः-યત્ન કરનારાઓ (વિશેષણ, વિ. योगिनः) योगिनः-યોગીઓ (નામ, પ્ર. બ. વ. પુ. योगिन्) च-અને (અવ્યય) एनम्-આને, જીવને (સર્વનામ, દ્વિ. એ. વ. एतद्) पश्यन्ति-જાણે છે (ક્રિ. વ કા. ૩ પુ બ. વ. दृश् (पश्य) ૧ ગણ પરસ્મૈ૦) आत्मनि-હૃદયમા (નામ, સ. એ વ) अवस्थितम्-રહેલાને (વિશેષણ, વિ. एनम्) यतन्त-યત્ન કરનારો (વિશેષણ, વિ. अचेतसः) अपि-પણ (અવ્યય) अकृतात्मानः-આત્માને અંતકરણને જેઓએ શુદ્ધ કરેલું નથી. (નામ, પ્ર. બ. વ. પુ. अकृतात्मन्) न-નહિ (અવ્યય) एनम्-આને (જીવને) (સર્વનામ, દ્વિ. એ. વ. एतद्) पश्यन्ति-જુએ છે, જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ. दृश् (पश्य् ૧ ગણ) अचेतसः-અજ્ઞાની (નામ, પ્ર. બ. વ. નપું. अचेतस्)

ભાવાર્થ–યોગીજનો પોતાના હૃદયમાં સ્થિત થયેલા આ આત્માને યત્ન કરતાં કરતાં જાણે છે. જેઓએ પોતાના અંતઃકરણને તૈયાર કર્યું નથી તેવા અજ્ઞાની મનુષ્યો તો યત્ન કરતાં છતાં પણ આત્માને નથી જાણતા. (૧૧)

વિવેચન– યોગી પુરુષો પોતાના આત્મામાં (અંત કરણમાં) રહેલા આત્માને (બ્રહ્મને) યત્ન કરતાં કરતાં (યોગ રૂપ કર્મ કરતાં કરતાં) જુએ છે. અજ્ઞાની જીવો એ આત્માને જાણવા યત્નો કરે છે, પરંતુ એમનું અંતઃકરણ નિશ્ચય ભાવવાળું અને કેવળ શુદ્ધ નહિ હોવાના કારણે જોઈ શકતા નથી.

યોગીની દશા તો શરૂઆતથી જ નિશ્ચિત ભાવવાળી હોય છે અને એ કારણે એનો પ્રયત્ન મોડો કે વ્હેલો સિદ્ધ થઈ શકે. આ યોગીઓ બ્રહ્મ-રસ સંપાદન કરવામાં જ નિશ્ચયભાવ ધારણ કરેછે. કેટલાએક બીજા પ્રકારના યોગીઓ છે. તેઓ અણિમાદિ સિદ્ધિઓની ઈચ્છા રાખનારા હોવાથી તેમને તે સિદ્ધિઓ પ્રાપ્ત થાય ખરી, પણ બ્રહ્મરસદર્શન થાય નહિ. અજ્ઞાની જીવો તો ક્ષુદ્ર ફળની આશામા અટવાયા કરે છે.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥

શબ્દાર્થ-यदा જ્યારે (અવ્યય) आदित्यगतम्-સૂર્યમાં રહેલું (વિશેષણ, વિ. तेजः) तेजः-તેજ (નામ, પ્ર. એ. વ. નપું. तेजस्) जगत्-જગતને (નામ, દ્વિ. એ. વ. નપું. जगत्) भासयते-પ્રકાશ આપે છે (ક્રિ. વ. કારક, ૩ પુ. એ વ.) अखिलम्-અખિલ (વિશેષણ, વિ. जगत्) यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ નપું.) च-અને (અવ્યય) अग्नौ-અગ્નિમાં (નામ, સ. એ. વ. પુ. अग्नि) तत्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) तेजः-તેજ (નામ, દ્વિ. એ. વ. નપું. तेजस्) विद्धि-જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. विद् ૨ ગણ પરસ્મૈ૦) मामकम्-મારું (વિશેષણ વિ. तेजः)

ભાવાર્થ-આ તેજ સૂર્યમાં રહેલું અખિલ જગતને પ્રકાશ આપે છે. જે ચંદ્રમામાં છે, જે અગ્નિમાં છે તે તેજ મારું જાણ. (૧૨)

વિવેચન-આખા જગતને પ્રકાશ આપનાર સૂર્યમાં જે તેજ રહ્યું છે, ચંદ્રમાં જે તેજ રહ્યું છે, અગ્નિમાં જે છે તે બધું જ તેજ મારું (બ્રહ્મનું) છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ પ્રાકૃત છે. એટલે કે પ્રકૃતિના ધર્મોવાળા છે. તાત્પર્ય કે જડભાવવાળા છે. એ જડભાવવાળા દેહોને ચેતનાત્મક તેજ બ્રહ્મમાંથી પ્રાપ્ત થાય છે ત્યારે જ તેઓ ચેતનમય એટલે તેજોમય બને છે.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

શબ્દાર્થ-गाम्-પૃથ્વી (નામ, દ્વિ. એ. વ. गो) आविश्य-પ્રવેશ કરીને (વિધેય કૃદન્ત) च-અને (અવ્યય) भूतानि-ભૂતોને, પ્રાણીને (નામ, દ્વિ. બ. વ. નપું. भूत) धारयामि-ધારણ કરું છું. (ક્રિ. વ. કા ૧ પુ. એ. વ. કારક धृ ૧ ગણ પરસ્મૈ૦) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) ओजसा-ઓજસથી મારી પ્રકાશમયી શક્તિથી (નામ, દ્વિ એ. વ. નપું. ओजस्) पुष्णामि-પોષણ કરું છું. (ક્રિ વ કા. ૧ પુ એ. વ. पुष् ૧ ગણ પરસ્મૈ૦) च-અને (અવ્યય), औषधीः-વનસ્પતિને (નામ, દ્વિ. બ. વ. औषधिन्) सर्वाः-બધા (સર્વનામ, દ્વિ. બ. વ. सर्व) सोमः-ચન્દ્ર (નામ, પ્ર. એ. વ. પુ. सोम) भूत्वा-થઈને (વિધેય કૃદંત) रसात्मकः-રસરૂપ (વિશેષણ વિ. सोमः)

ભાવાર્થ–હું પૃથ્વીમાં પ્રવેશીને મારા ઓજસથી ભૂતોને ધારણ કરું છું અને રસાત્મક સોમ થઈને બધી ઔષધીઓને પુષ્ટિવાળી કરું છું. (૧૩)

વિવેચન–બ્રહ્મ પાસે ઓજસ્ નામની શકિત છે. આ ઓજસ્ નામની શકિત વડે સર્વને તે ધારણ કરી રાખે છે. તેમ જ સર્વ પ્રકારની વૃત્તિઓમાં તે પ્રવેશ કરી શકે છે. વળી પૃથ્વી જેવા જડભાવોમાં પણ પ્રવેશ કરવાનું તે સામર્થ્ય ધરાવે છે. તાત્પર્ય કે જડ તેમ જ ચેતનાત્મક પદાર્થો સાથે અંતર્બાહ્ય ભાવે રહે છે. વળી સર્વરૂપ હોવાથી રસાત્મક સોમરૂપ બની સર્વ ઓષધીને પોષે છે. ધારણ, પ્રવેશ અને પોષણ પરમાત્માને આધીન છે.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्त पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥

શબ્દાર્થ–अहम्–હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मद्) वैश्वानरः–વૈશ્વાનર, અગ્નિનું નામ છે (નામ, પ્ર. એ. વ. પુ.) भूत्वा–થઈને (વિધેય કૃદંત) प्राणिनाम्–પ્રાણીઓના (નામ, ષ. બ. વ. પુ प्राणिन्) देहम्–દેહને (નામ, દ્વિ. એ. વ.) आश्रितः–આશ્રય કરેલો (વિશેષણ, વિ. वैश्वानरः) प्राणापानसमायुक्तः–પ્રાણ અને અપાનથી યુક્ત (વિશેષણ, વિ. वैश्वानरः) पचामि–પચાવું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. पच् ૧ ગણ, પરસ્મૈ૦) अन्नम्–અન્નને (નામ, દ્વિ. એ. વ. નપું. अन्न) चतुर्विधम्–ચાર પ્રકારનું (વિશેષણ, વિ. अन्नम्)

ભાવાર્થ–હું સર્વ પ્રાણીઓના દેહમાં સ્થિત થયેલો વૈશ્વાનર પ્રાણ અને અપાનથી યુક્ત થઈ ચાર પ્રકારના અન્નને પચાવું છું. (૧૪)

વિવેચન–વૈશ્વાનરરૂપે પ્રાણીઓના દેહમાં રહી પ્રાણ અને અપાનથી યુક્ત બની ચાર પ્રકારનું અન્ન હું (બ્રહ્મ) પચાવું છું. એટલે કે પાચન–રસ ધર્મ વૈશ્વાનર (અગ્નિ) દ્વારા પ્રાપ્ત થાય છે, અને અન્નને પચાવે છે. આ વૈશ્વાનર છે, એટલે સમસ્ત વિશ્વમાં પોતાનો અગ્નિભાવ જાગૃત રાખી જ્યાં જ્યાં અપેક્ષિત હોય છે ત્યાં ત્યાં ઉષ્ણતા કરી આપવા સમર્થ બને છે. અન્નના ચાર પ્રકાર છે : (૧) ભક્ષ્ય, (૨) લેહ્ય, (૩) પેય અને (૪) ચોષ્ય.

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥१५॥

શબ્દાર્થ-सर्वस्य-બધાનું (સર્વનામ, ષ. એ. વ. પુ. सर्व) च-અને (અવ્યય) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) हृदि-હૃદયમાં (નામ, સ. એ. વ. પુ. हृद्) सन्निविष्टः-દાખલ થયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. अहम्) मत्तः-મારાથી (સર્વનામ, પં. એ. વ. तः પ્રત્યય) स्मृतिः-સ્મૃતિ (નામ, પ્ર. એ, વ. સ્ત્રી) ज्ञानम्-જ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. ज्ञान) अपोहनम्-ખસેડી નાખવું તે; બુદ્ધિમાં રહેલો સંશય અને વિપર્યય (ઉલટું) નામના દોષોને દૂર કરવા તે (નામ, પ્ર. એ. વ. નપું.) च-અને (અવ્યય) वेदैः-વેદો વડે (નામ, તૃ. એ. વ. પુ. वेद) च-અને (અવ્યય) सर्वैः-બધા (વિશેષણ, વિ वेदैः) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) एव-જ, માત્ર (અવ્યય) वेद्यः-જાણવો જોઈએ (વિધેય કર્મણિ, કૃદંત, વિશેષણ, વિ. अहम्) वेदान्तकृत्-વેદાંતનો બનાવનાર, વેદનું રહસ્ય સમજાવનાર (વિશેષણ, વિ. अहम्) वेदवित्-વદને જાણનાર (વિશેષણ, વિ. अहम्) एव, च-વળી, અને (અવ્યય) अहम्-હુ (સર્વનામ, પ્ર એ વ. अस्मत्)

ભાવાર્થ-અને હું જ સર્વના હૃદયમાં રહેલો છું. તેમ જ મારાથી સ્મૃતિ, જ્ઞાન અને અપોહન થાય છે. સર્વે વેદો દ્વારા હું જ જાણવા લાયક છું. (સર્વ વેદોના તાત્પર્ય હું હોવાને કારણે) વેદાંતનો કર્તા અને વેદોને જાણવાવાળો પણ હું જ છું. (૧૫)

વિવેચન સર્વના હૃદયમાં અંત સ્થિત મારફત
સ્મૃતિ, જ્ઞાન અને અપોહન થાય છે. સ વેદો જાણવા
યોગ્ય છું. વેદાંતનો કર્તા અને વેદનો જ છું એટલે
બુદ્ધિમાં સંશય અને વિપરીત ભાવ નામ સર્વે
વેદો એટલે ચાર તેની સાથેના
(૨) યજુર્વેદ (૩) અથર્વ
ધનુર્વેદ (૩) ગંધ વેદાંત
સમજાવનાર એટલે
જાણનાર એટલે કમ

द्वाविमौ पुरुषो लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥

શબ્દાર્થ–**द्वौ**–બે (વિશેષણ, વિ. पुरुषौ) **इमौ**–આ (સર્વનામ, પ્ર. દ્વિ. વ. પુ. इदम्) **पुरुषौ**–બે પુરુષો (નામ, પ્ર. દ્વિ. વ. પુ.) **लोके**–લોકમાં, સંસારમાં (નામ, સ. એ. વ. પુ. लोक) **क्षरः**–નાશવંત, ક્ષર દેહ (નામ, પ્ર. એ. વ. પુ.) **अक्षरः**–અક્ષર, અનશ્વર (નામ, પ્ર. એ. વ. પુ.) **एव**, **च**–વળી, અને (અવ્યય) **क्षरः**–નાશવંત (નામ, પ્ર. એ. વ. પુ.) **सर्वाणि**–બધા (સર્વનામ, પ્ર. બ. વ. નપું. सर्व) **भूतानि**–પ્રાણીઓ (નામ, પ્ર. બ. વ. નપું. भूत) **कूटस्थः**–શરીરમાં રહેનાર (નામ, પ્ર. એ. વ. પુ. कूटस्थ) **अक्षरः**–અક્ષર (નામ, પ્ર. એ. વ. પુ.) **उच्यते**–કહેવાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. वच् ૨ ગણ)

ભાવાર્થ–આ સંસારમાં નાશવાન અને અવિનાશી એવા બે પ્રકારના પુરુષો છે. સર્વ ભૂતો ક્ષર કહેવાય છે અને કૂટસ્થ અક્ષર કહેવાય છે. (૧૬)

વિવેચન–સંસારમાં બે પ્રકારના પુરુષો છે. એકને ક્ષર અને બીજાને અક્ષર કહેવામાં આવે છે. સર્વ શરીરો ક્ષર છે અને સર્વ શરીરોમાં રહેનાર જીવાત્માઓ અક્ષર છે.

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥

શબ્દાર્થ–**उत्तमः**–ઉત્તમ (વિશેષણ, વિ. पुरुषः) **पुरुषः**–પુરુષ (નામ, પ્ર. એ. વ. પુ पुरुष) **तु**–પણ, પરંતુ (અવ્યય) **अन्य**–બીજો (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) **परमात्मा**–પરમાત્મા (નામ, પ્ર. એ. વ પુ. परमात्मन्) **इति**–એમ (અવ્યય) **उदाहृतः**–કહેવાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. पुरुषः) **यः**–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) **लोकत्रयम्**–ત્રણે લોકને (નામ, દ્વિ. એ. વ. નપું. लोकत्रय) **आविश्य**–દાખલ થઈને (વિધેય કૃદંત) **बिभर्ति**–ધારણ કરે છે, પોષણ કરે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भृ ૩ ગણ પરસ્મૈ.) **अव्ययः**–અવિનાશી (વિશેષણ, વિ. ईश्वरः) **ईश्वरः**–ઈશ્વર (નામ, પ્ર. એ. વ. પુ. ईश्वर)

ભાવાર્થ-ઉત્તમ પુરુષ તો બીજો જ છે. લોકત્રયમાં પ્રવેશ કરીને ધારણ પોષણ કરે છે. એને અવિનાશી, પરમેશ્વર અને પરમાત્મા કહેવામાં આવે છે. (૧૭)

વિવેચન-વળી કોઇક ઉત્તમ પુરુષ બીજો છે જેને પરમાત્મા નામથી ઓળખવામાં આવે છે અને એ (પરમાત્મા) ત્રણે લોકમાં પ્રવેશ કરી તેમને એટલે ત્રણે લોકને ધારણ કરી રાખે છે ધારણ કહેવા વડે ઉત્પત્તિ, સ્થિતિ અને લય સમજવાના છે ક્ષરથી હું અતીત છું તેથી લોકમાં અને વેદમાં પ્રસિદ્ધ થયેલો હું ઉત્તમ પુરુષ (પુરુષોત્તમ) છું.

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

શબ્દાર્થ-यस्मात्-જેથી, જે કારણથી (અવ્યય) क्षरम्-ક્ષરને, નાશવંતને (નામ, દ્વિ. એ વ પુ) अतीत-અતીત (ભૂ કૃ વિશેષણ વિ. अहम्) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ अस्मद्) अक्षरात्-અક્ષરથી (નામ, પં. એ. વ. પુ) अपि, च-પણ, અને (અવ્યય) उत्तमः-ઉત્તમ (વિશેષણ, વિ. अहम्) अतः-તેથી (અવ્યય) अस्मि-છું (વ ક ૧ પુ એ. વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) लोके-લોકમાં (નામ, સ એ વ. પુ लोक) वेदे-વેદમાં (નામ, સ એ. વ. પુ. वेद) च-અને (અવ્યય) प्रथितः-પ્રખ્યાત થયેલો, જાહેર થયેલો (ભૂ કૃ વિશેષણ, વિ. अहम्) पुरुषोत्तमः-પુરુષોત્તમ (નામ, પ્ર એ. વ. પુ)

ભાવાર્થ-કારણ કે હું જડવર્ગથી અતીત અને જીવાત્માથી પણ ઉત્તમ છું; એથી લોકમાં તથા વેદમા પણ પુરુષોત્તમ નામથી વખણાયેલો તેમ જ પ્રસિદ્ધ છું (૧૮)

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥

શબ્દાર્થ-यः-જે (સર્વનામ, પ્ર. એ વ. પુ.) माम्-મને (સર્વનામ, દ્વિ.

એ. વ. अस्मत्) एवम्–એ પ્રમાણે (અવ્યય) असंमूढः–જ્ઞાની, મોહમાં નહિ ફસાયેલો (વિશેષણ, વિ. यः) जानाति–જાણે છે (ક્રિ. વ કા. ૩ પુ એ. વ. ज्ञा ૯ ગણ પરસ્મૈ૦) पुरुषोत्तमम्–પુરુષોત્તમને (નામ, દ્વિ એ. વ. પુ) सः–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ) सर्ववित्–સર્વજ્ઞ (વિશેષણ, વિ. सः) भजति–ભજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ भज् ૧ ગણ પરસ્મૈ૦) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. એ. વ. अस्मत्) सर्वभावेन–સર્વ ભાવથી (નામ, તૃ. એ. વ. પુ. सर्वभाव); भारत–હે ભારત (સંબોધન)

ભાવાર્થ–હે ભારત ! આ પ્રમાણે જે જ્ઞાની પુરુષ આ પ્રકારે મને પુરુષોત્તમ જાણે છે તે મને સર્વ ભાવથી એટલે સર્વ પ્રકારથી ભજે છે અને તે સર્વજ્ઞ બને છે.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत ॥२०॥

શબ્દાર્થ–इति–એ પ્રમાણે (અવ્યય) गुह्यतमम्–ગુહ્યમાં ગુહ્ય, અતિ ગોપનીય (વિશેષણ, વિ. शास्त्रम्) शास्त्रम्–શાસ્ત્રને (નામ, પ્ર. એ. વ. નપું. शास्त्र) इदम्–આ (સર્વનામ, પ્ર એ. વ. નપું. इदम्) उक्तम्–કહેવાયેલું (ભૂ કૃ. વિશેષણ, વિ. शास्त्रम्) मया–મારા વડે (સર્વનામ, તૃતીયા એ. વ. अस्मत्) अनघ–હે અનઘ, હે નિષ્પાપ (સંબોધન) एतद्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) बुद्ध्वा–જાણીને (વિધેય કૃદંત) बुद्धिमान् બુદ્ધિમાન (વિશેષણ, વિ. कश्चित्) कृतकृत्य.–જેણે પોતાનું કરવાનું કરી લીધું છે એવા (વિશેષણ વિ. कश्चित्; कृतं कृत्यम् यस्य इति બહુ૦) स्यात् થાય (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) भारत–હે ભારત, અર્જુન (સંબોધન)

ભાવાર્થ–હે નિષ્પાપ અર્જુન, આ પ્રકારે અતિ ગોપનીય શાસ્ત્ર મારા વડે કહેવાયું. તેને સમજીને કોઈપણ પુરુષ બુદ્ધિમાન અને કૃતકૃત્ય થાય છે. (૨૦)

વિવેચન–આ પ્રકારનું અતિ રહસ્ય ભાવવાળું શાસ્ત્ર કહેવામાં આવ્યું

એ જાણીને તું જ્ઞાનવાન અને કૃતાર્થ થા.

ભજન બે પ્રકારે થાય છે. (૧) મહાત્મ્યભાવે (૨) સ્નેહભાવે.

મહાત્મ્યભાવનું ભજન જ્ઞાનભક્તિમય હોય છે અને સ્નેહ ભજન ભાવભક્તિમય હોય છે. સ્નેહભાવના ભજનમાં મહાત્મ્ય જ્ઞાનની જરૂર ખરી તો પણ છૂપગત ભાવો સ્નેહભાવમાં વધારે ઉપયોગી છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगोनाम पञ्चदशोऽध्यायः ॥१५॥

卐

# दैवासुरसंपद्विभागयोग – १६

श्रीभगवानुवाच ।

अभयं सत्त्वसंशुद्धिर् ज्ञानयोग व्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥३॥

પ્રિય ભાષણ (નામ, પ્ર. એ. વ નપું) **अक्रोधः**–અક્રોધ, અપકાર કરનારનો અપરાધ સહન કરવો તે (નામ, પ્ર. એ. વ પું) **त्याग.**–કર્તાપણાના અભિમાનનો ત્યાગ (નામ, પ્ર. એ. વ. પું.) **शान्तिः**–ચિત્તની ચંચળતાનો ત્યાગ (નામ, પ્ર એ. વ. સ્ત્રી) **अपैशुनम्**–નિંદા ન કરવી તે (નામ, પ્ર એ. વ નપું.) **दया**–કારણ પરત્વે દયા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) **भूतेषु**–પ્રાણીઓમાં (નામ, સ બ વ. નપું) **अलोलुप्त्वम्**–ઇન્દ્રિયોના વિષયોનો સંયોગ થતાં પણ આસક્તિ ન રાખવી (નામ, પ્ર એ. વ. નપું. **अलोलुप्त्वम्**) **मार्दवम्**–અંતઃકરણના મનોભાવની કોમળતા (નામ, પ્ર. એ. વ નપું.) **ह्रीः**–લોકવિરુદ્ધ, શાસ્ત્રવિરુદ્ધ, ભગવદ્ધર્મવિરુદ્ધ આચરણમાં લજ્જા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) **अचापलम्**–વ્યર્થ ચેષ્ટા ન કરવી તે (નામ, પ્ર. એ. વ. નપું.) **तेजः**–ભગવદ્‌ભાવાત્મક તેજ (નામ, પ્ર એ વ. નપું) **क्षमा**–ક્ષમા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) **धृतिः**–ધૈર્ય, નિદુઃખ સહન (નામ, પ્ર. એ વ. સ્ત્રી) **शौचम्**–અન્તર્બહિઃ શુદ્ધિ (નામ, પ્ર. એ. વ નપું. **शौच**) **अद्रोहः**–શત્રુભાવ ન ધારણ કરવો તે (નામ, પ્ર. એ. વ પું. **अद्रोह**) **न**–નહિ (અવ્યય) **नतिमानिता**–પોતાની પૂજ્યતાના અભિમાનનો અભાવ (નામ, પ્ર એ વ. સ્ત્રી) **भवन्ति**–છે (ક્રિ. વ કા. ૩ પું. બ. વ. **भू** ૧ ગણ, પરસ્મૈ૦) **सम्पदम्**–સંપત્તિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી) **दैवीम्**–દૈવીને, દૈવસંબંધીને (નામ, દ્વિ એ. વ. સ્ત્રી) **अभिजातस्य**–સાત્વિકભાવ પ્રાપ્ત કરેલો (નામ, ષ. એ વ. પું **अभिजात**) **भारत**–હે ભારત (સંબોધન)

ભાવાર્થ-અભય, સત્વસંશુદ્ધિ, જ્ઞાન અને યોગની દઢ સ્થિતિ, સાત્વિક દાન, ઇન્દ્રિયોનું દમન, ભગવદ્ધર્મપોષક કર્મ, વેદાદિનો અભ્યાસ, ધર્મ પરત્વે કષ્ટ સહન, હૃદયની તથા મનોવૃત્તિની સરળતા, મન, વાણી અને શરીરથી કષ્ટ ન આપવું તે, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, નિંદા ન કરવી તે, ભૂતો ઉપર દયા, વિષયોમા આસક્તિનું ઓછાપણું, મૃદુતા, લજ્જા, બાલિશતા ન હોવાપણું. (મૂર્ખતા ભરેલી વ્યર્થ ચેષ્ટા) તેજ, ક્ષમા, ધૈર્ય, શૌચ, શત્રુભાવ ન રાખવો તે, પૂજ્યતાના અભિમાનનો ત્યાગ, આ બધા, હે અર્જુન! દૈવી સંપત્તિને મેળવેલા સાત્વિક પ્રકારવાળા પુરુષોનાં લક્ષણો છે. (૧-૨-૩)

વિવેચન-પંદરમા અધ્યાયમાં-પુરુષોત્તમયોગ બતાવ્યો. પુરુષોત્તમની પ્રાપ્તિ અને અભિલાષા કોઈ પણ જીવને હોઈ શકે ખરી; પરંતુ તે કાર્યમાં, જ્યાં સુધી અંતઃકરણ નિર્મળભાવમય બનતું નથી ત્યાં　　　પુરુષોત્તમ સ્વરૂપ સાથે ભાવાત્મક વ્યવહાર બનતો　　　ત્યારે　　　સાધન.

સપત્તિવાળુ કરવુ જોઇએ સાધનમા તો તેની પાસે બુદ્ધિ, મન અને ચિત્ત છે સપત્તિમા જો યોગ્ય સપત્તિ પ્રાપ્ત થાય તો એને પોતાની વ્યવસ્થા કરવી સુગમ પડે છે એ હેતુથી આ અધ્યાય ઉપસ્થિત થાય છે આ અધ્યાયમાં બે પ્રકારની સપત્તિ બતાવે છે એક સપત્તિમા સમૂહને દૈવી અને બીજામાં સમૂહને આસુરી ગણે છે આસુરી સપત્તિ બધનમા લઇ જાય છે દૈવી સપત્તિ મુક્તિનુ દાન કરી ભગવદ્રસમા યોજી પુરુષોત્તમની સાથે ભાવાત્મક લીલાનુ ભાન કરાવે છે

શ્લોક ૧ થી ૩ આ શ્લોકોમા દૈવિ સપત્તિનુ વર્ણન છે. વર્ણન કરનાર તો ભગવાન પોતે જ એટલે કોઈ જાતનો સશય કરવો નિરર્થક છે

ભગવાનની અભિલાષા તો એટલી જ હોય છે કે પોતાના અશને ખોટે માર્ગે જતા અટકાવવો અને પોતાની સાથે નિકટ સબધ કરાવવો. જીવ ભગવાનનો અશ છે એટલે ભગવાન અને જીવ એકબીજાથી છુટા પડે અને છુટા છુટા જ રહે એવી ઇચ્છા તો ભગવાનની તેમજ જીવની પણ ન હોય એ હેતુથી આ અધ્યાયમા આ શ્લોકો આવે છે દવી સપત્તિ નીચે પ્રમાણે છે.

(૧) અભય (૨) સત્ત્વસશુદ્ધિ (૩) જ્ઞાનયોગવ્યવસ્થિતિ (૪) દાન (૫) દમ (૬) યજ્ઞ (૭) સ્વાધ્યાય (૮) તપ (૯) આર્જવ (૧૦) અહિંસા (૧૧) સત્ય (૧૨) અક્રોધ (૧૩) ત્યાગ (૧૪) શાન્તિ (૧૫) અપૈશુન (૧૬) ભુત દયા (૧૭) અલોલુપતા (૧૮) માર્દવ (૧૯) હ્રી (૨૦) અચાપલ (૨૧) તેજ (૨૨) ક્ષમા (૨૩) શૌચ (૨૪) અદ્રોહ (૨૫) નાતિમાનિતા.

ન ૧ અભયનો ભાવ અદ્વૈતભાવના તૈયાર થયે બને છે. અન્ય પદાર્થ જગતમા ભગવાન સિવાય હોતો નથી આવી ભાવના તૈયાર થતા જ અભય વ્યવસ્થિતરૂપે અતર્ભાવમા ઉદ્ભવે છે આ ભાવ ભગવદ્રસ પ્રાપ્ત કરવામા અતિ ઉપયોગી છે એ કારણે અભયને મુખ્ય સ્થાન આપવામાં આવ્યુ છે

ન ૨ અતઃકરણમા વાસનાઓ રહે છે વાસનાઓથી મલિનતા પ્રાપ્ત થાય છે મલિનતા દૂર કરવા બુદ્ધિયોગના સ્થિર અભ્યાસની જરૂર છે.

આ સ્થિર અભ્યાસ થતાં થતાં અને તેની સાથે અનુભવ પ્રાપ્ત કરતાં કરતાં અંતઃકરણ સ્વચ્છ થાય છે. જ્યાં સુધી અંતઃકરણ સ્વચ્છ હોતું નથી ત્યાં સુધી ભગવદ્‌ તેજ પ્રતિબિંબિત થતું નથી.

નં. ૩. સાંખ્યયોગમાં બતાવેલી પ્રક્રિયા મુજબ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી લઈ ચિત્તમાં ભગવદ્‌ધ્યાન સુદૃઢ કરવા અભ્યાસ રાખવો જરૂરનો છે. આ સ્થિતિને નિભાવવા માટે ભગવદ્‌ મહાત્મ્યનું નિત્ય ચિંતન જરૂરનું છે.

નં. ૪. આ દાન સાત્વિકભાવે હોવું જોઈએ. મમતા ત્યાગ કરવાનો માર્ગ દાન દ્વારા બની રહેતો હોવાથી ત્યાગ ભાવનાથી મમતાને ઓછી કરવાની સૂચના છે.

નં. ૫. ઇંદ્રિયોનો સામાન્ય સ્વભાવ બ્હાર ભટકવાનો હોય છે. ઇંદ્રિયો અયોગ્ય રસ ચાખવામાં આનંદ માને છે. જીવનો ધર્મ ભગવદ્‌ધર્માભિમુખ થવાનો છે. તેમાંથી ઇંદ્રિયો જીવને વિમુખ બનાવે છે. તેથી ઇંદ્રિયોના દમનની જરૂર છે. નં. ૪ કરતાં નં. ૫ સિદ્ધ કરવામાં ખાસ કાળજી રાખવી.

નં. ૬. યજ્ઞ અનેક પ્રકારના છે. કર્મકાંડના નિયમે તેની વ્યવસ્થા કરવામાં આવી છે. કલિયુગમાં એ પ્રકારની વ્યવસ્થા સચવાય નહિ તે સ્વાભાવિક છે. યજ્ઞમાં યજ્‌ ધાતુ છે. યજ્‌નો અર્થ સેવા થાય છે. ભગવત્સ્વરૂપ સેવા યજ્ઞ તરીકે ઓળખાય છે.

નં. ૭. સ્વાધ્યાય–શ્રુતિ (વેદ) અને સ્મૃતિ (શાસ્ત્ર)નું ભાવપૂર્વક અધ્યયન કરી ભગવદ્‌ગુણગાનમાં પ્રવૃત્ત થવું. આ પ્રવૃત્તિ રહેતાં ચિત્ત ભગવન્મય બને છે.

નં. ૮. તપ–કષ્ટ સહન કરવાના પ્રકારને તપ કહી શકાય. સ્વધર્મપાલનમાં કષ્ટ સહન કરવાની ખાસ જરૂર છે. એ દ્વારા સહિષ્ણુતા અને ધૈર્ય કેળવાય છે. દેહ, પ્રાણ, ઇંદ્રિયો અને મનનો નિરોધ થાય છે. દેહ પરની આસક્તિ ઓછી થાય છે. આટલા અને આવા એના ગુણો હોવાથી તપનું પ્રાધાન્ય લેવામાં આવ્યું છે.

નં. ૯. આર્જવ કહેવા દ્વારા સરલભાવ. નિખાલસતા સરલભાવથી

આવે છે. એકબીજાના વ્યવહારમાં નિખાલસતા હોય નહિ તો કોઈ કોઈને કલેશ સહન કરવો પડે છે. શુદ્ધ ભાવ પ્રગટ કરવામાં સરલતાની ખાસ જરૂર છે. સરલતા ભગવદ્‌ભાવ ઉભો કરવામાં મદદગાર થાય છે. કોમલભાવો જ્યાં સુધી પ્રાપ્ત થતા નથી ત્યાં સુધી ચિત્તમાં વિષમતા રહે છે. વિષમતા દરેક જગાએ બાધક નીવડે છે.

નં. ૧૦. અહિંસા–હિંસા ન કરવી. આ ધર્મ ઉચ્ચ ભાવનાશીલ ખરો. આ ભાવના તૈયાર થતાં પ્રથમ અંદરની વૃત્તિઓ નિયમબદ્ધ થવી જોઈએ. યમ અને દમનાં સાધનો વડે વૃત્તિઓને અંકુશમાં રાખી અન્ય જીવોને પોતાના સરખા માની લે ત્યારે તેનાથી (જીવથી) હિંસામાં પ્રવૃત્તિ થતી નથી.

યજ્ઞયાગાદિમાં પશુનું બલિદાન અપાય છે તેને હિંસા માની નથી. જો કે તેમાં હિંસા દેખાય છે છતાં એ પ્રયોગ દૈવી હોવાના કારણે હિંસાના ભાવમાં મૂક્યો નથી. કેટલાંક શાસ્ત્રો આ પ્રકારને સંમતિ આપે છે. કેટલાંક દેવના બલિરૂપે વ્યવસ્થા કરવી જણાવે છે; પરંતુ તેનું ઉચ્છિષ્ટ ન લેવું તેમ યોગ્ય છે એમ બતાવે છે.

આ યુગ માહાત્મ્ય જોતાં કોઈ પણ પ્રકારના હિંસાવાદમાં (યોગ્ય કે અયોગ્ય) ન ઉતરતાં માત્ર મનથી કોઈને દુભવવો નહિ. વાણીથી કોઈને અયોગ્ય વચન કહેવું નહિ અને શરીરથી કોઈને અપાય કરવો નહિ.

નં. ૧૧. સત્ય–સત્ય બોલવું. સત્ય બોલવું એટલે યથાર્થ બોલવું. યથાર્થ બોલવું એટલે પોતે જેટલું અને જેવું સમજતો હોય તેવું દંભ અને પરુષતા વિનાનું બોલવું–એટલે સામાના હૃદયને ડંખે તેવું ન બોલવું.

દુર્જનની સાથેના વહીવટમાં કેવળ સત્ય નભી શકતું નથી, એ વાત સ્પષ્ટ છે. તો પણ કોઈ પ્રકારની વાણી વિલક્ષણ શબ્દરચના કરીને યથાર્થ ભાષણ કરી શકાય.

નં. ૧૨. અક્રોધ–આ લક્ષણ વિલક્ષણભાવસૂચક છે. સ્વભાવથી અયોગ્યતા, અપકારિતા ઇ. જણાય ત્યારે ક્રોધ થાય છે. જો સામો પક્ષ સબળ જણાય તો ક્રોધ દબાય છે. તેથી ત્યાં અક્રોધ હતો એમ કહેવાય નહીં.

અક્રોધની ભાવના તૈયાર થતાં પહેલાં અંતઃકરણમાં નિર્દુષ્ટ ભાવના તૈયાર થાય તેવી વ્યવસ્થા કરવી જોઇએ. નિર્દુષ્ટ ભાવના ચિત્તની સમસ્થિતિ વિના બનતી નથી. સમસ્થિતિ થવામાં યમ અને દમની જરૂર છે તેમજ સાત્વિક જ્ઞાનથી અંતઃકરણને સ્વચ્છ અને પ્રેમાળ બનાવવાની જરૂર છે. આટલું જો તૈયાર થાય તો જ અક્રોધ સ્વાભાવિક રીતે તે જીવ સાથે રહેશે. આ અક્રોધ એને શાન્તિના ભાવમાં લઈ જઈ જ્ઞાનની પરિપાઠીમાં સહાયક થશે.

નં. ૧૩. ત્યાગ. ત્યાગના બે પ્રકાર છે. (૧) સાંખ્ય સિદ્ધાંતે સર્વત્યાગ (૨) યોગસિદ્ધાંતે કર્મફલત્યાગ.

સાંખ્ય સિદ્ધાંતનો ત્યાગ સામાન્ય રીતે આધુનિક કાલમાં બની શકતો નથી. એ હેતુથી યોગના સિદ્ધાંતનો ત્યાગ વ્યવહારમા નભી શકે ખરો. તાત્પર્ય કે મનથી ત્યાગ કરો અને કર્મમાંથી મમતા છોડો. નિષ્કામ કર્મ કરો, માત્ર બ્રહ્માર્પણ કરો અથવા ભગવત્પ્રીત્યર્થ કરો. એટલે કર્તાપણાનું અભિમાન છોડી દઈ ત્યાગભાવ પ્રકટ કરો.

નં. ૧૪. શાન્તિ. શાન્તિ નામનો શબ્દ સામાન્ય રીતે ચિત્તના ધર્મો માટે વપરાય છે. ચિત્તના ભાવો ચચળ હોય છે. ચંચળતા સર્વ પ્રકારના વિક્ષેપને ઉભા કરે છે. ચિત્તનો વિક્ષેપ વિષયને–ભગવદ્‌સ્વરૂપને સમજવી શકતો નથી. ચિત્તને ચૈતન્ય સાથે અતિ નિકટ પ્રસંગ છે એટલે ચિત્ત જો સ્વસ્થ હોય તો ચૈતન્ય (જીવ) પોતાનું કાર્ય (ભગવદ્‌ભાવ) સિદ્ધ કરી શકે.

નં. ૧૫. અપૈશુન–વાસનામય વૃત્તિઓ અંતઃકરણમાં નિવાસ કરીને રહે છે. આ વૃત્તિઓમાં જીવનો ભાવ પરકીય દોષ જોવા, દ્વેષ કરવો, નિંદા કરવી. સહનશક્તિ ન કેળવવી અને સામાન્યતઃ અણગમો રહે એ હોય છે. આ બધા દોષોને પિશુનતા કહે છે. પિશુનતા એટલે દુષ્ટભાવ. આ દુષ્ટભાવો દૂર કરવામાં યોગ્ય ભાવ કેળવી તે પ્રકારની વૃત્તિ બનાવવી તેને અપૈશુન કહે છે.

નં. ૧૬. ભૂતદયા. સર્વ પ્રાણીઓ તરફ દયાવૃત્તિ રાખવી. આ પ્રકારનો ગુણ, મનોભાવ ચિત્તને ભાવનામય બનાવવા સહાયક થાય છે. આ પ્રકારની વૃત્તિ જો ચાલુને ચાલુ રહે તો કેટલાએક ભગવદ્‌ભાવો પ્રગટ થાય છે.

એ ભાવો ઉપકારક પણ બને છે. આ દયા હેતુરહિત હોવી જોઈએ. એટલે કે માત્ર પોતાને લાભ આપનાર જીવ પર જ દયા એવું નહિ પણ સર્વત્ર દયા.

નં. ૧૭. અલોલુપતા. મન હમેશાં લોલુપ હોય છે. તાત્પર્ય કે કોઈને કોઇ પદાર્થ પર એની આસક્તિ રહેવાની જ રહેવાની. આ આસક્તિ જીવનને બાધકરૂપ છે. આસક્તિ સંસારમાં ઘસડી જાય છે અને વાસનાઓ ઉભી કરે છે. તેથી ઈન્દ્રિયોના વિષયોમા યોગ્ય કાબુ રાખવો જોઈએ. મન જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં ઈન્દ્રિયો પોતાનું કાર્ય કરશે. તેથી અલોલુપતા રાખવાથી ઈન્દ્રિયોના યોગ્ય કાર્યો થાય છે અને એ કાર્યો પરમાર્થના કામમાં મદદ કરે છે.

નં. ૧૮. માર્દવ. કઠોરભાવના પોતાને તેમજ બીજાને અગવડતામા લઈ જાય છે ભગવદ્‌કાર્ય સાધકતામાં કઠોરતા હોવી જોઇએ નહિ. એટલે મૃદુતા હૃદયની કેળવવી કોમળતાથી હૃદય સાત્ત્વિક બને છે. અને ભગવદ્‌-વિષયો સમજવા સુગમ પડે છે

નં. ૧૯. હ્રી–લજ્જા. આ એક ભાવ છે. આ ભાવ પ્રગટ કરવાની ખાસ જરૂર છે લોક અને શાસ્ત્ર વિરુદ્ધ આચરણ ન કરવામાં લજ્જા સમાય છે જેનામાં લજ્જા હશે તેનું વર્તન શુદ્ધ અને સરળ બનશે. નિર્લજ્જ માનવીને લોકનિંદા અને દેવની અવકૃપા પ્રાપ્ત થાય છે.

નં. ૨૦. અચાપલમ્. કેટલાક જીવોમાં ખોટી ચપળતાનો દોષ હોય છે. આ ચપળતાના અંગે ચિત્ત સદા વ્યગ્ર રહે છે. એકાગ્રતા વિના કોઈ જાતનો લાભ થતો નથી. જીવનની શરૂઆતથી માંડીને અંતપર્યંત એકાગ્રતા કેળવાય તો બધાં કાર્યો સફળ થાય. ચપળતાથી તો માત્ર વ્યર્થ ચેષ્ટા જ થાય. પરિણામે કાંઇ પણ હાંસલ ન થાય.

નં. ૨૧. તેજ. આ એક તત્ત્વ શક્તિ છે. ભગવાનમાંથી એનો પ્રાદુ-ર્ભાવ થાય છે. આ શક્તિ દ્વારા ભગવદ્‌વિષયને યથાર્થ સમજી શકાય છે. પ્રત્યેક ઇન્દ્રિયમાં આ તેજનું સ્ફુરણ છે એટલું જ નહિ પણ તે જ દેહમાં વિકાસ પામે છે. આ તેજ કોઇક જ જીવને પ્રાપ્ત થાય છે. આ તેજ જેનામાં હોય છે તેની પાસે પાપાચારી જીવો જતા નથી. તેને જોતાં જ તેઓ દૂર

બીજાની પાસેથી પોતાને માન મળવું જોઈએ તેના કરતાં વધુ માન મેળવવાનો હોય છે. આવા મનોરથને અતિમાનિતા કહેવામાં આવે છે. આ એક દોષ છે. જેનામાં આ દોષ હોય તેના તરફ લોકભાવ ઓછો થતો જાય છે. એટલે ત્યાં ભગવદ્‌ભાવ આવતો નથી. એ કારણે અતિમાનિતા ત્યજવી જરૂરની છે.

આ પ્રકારનાં ૨૬ લક્ષણો દૈવી સંપત્તિનાં બતાવ્યા છે. દૈવી સંપત્તિ વાળો અર્જુન છે એવું સૂચન આ શ્લોક કરે છે. આ ૨૬માંથી જેટલા ગુણો પ્રાપ્ત કરી શકાય તેટલાનો વિકાસ જીવે કરવો જરૂરી છે.

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥

શબ્દાર્થ-दम्भः-દંભ, પાખંડ (નામ, પ્ર. એ. વ. પુ) दर्प-દર્પ, ગર્વ (નામ, પ્ર. એ. વ. પુ.) अभिमानः-અભિમાન (નામ, પ્ર. એ. વ. પુ.) च-અને (અવ્યય) क्रोधः-ક્રોધ (નામ, પ્ર એ. વ. પુ) पारुष्यम्-કઠોર વાણી (નામ, પ્ર. એ. વ. પુ) एव, च-વળી, અને (અવ્યય) अज्ञानम्-અજ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. अज्ञान) च-અને (અવ્યય) अभिजातस्य-ઉત્પન્ન થયેલાનો (ભૂ. કૃ. વિશેષણ, વિ. पुरुषस्य) पार्थ-હે પાર્થ (સંબોધન) संपदम्-સંપત્તિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) आसुरीम्-આસુર ભાવવાળી (વિશેષણ, વિ. सम्पदम्)

ભાવાર્થ-હે પાર્થ ! પાખંડ, ગર્વ, અભિમાન, ક્રોધ તથા કઠોર વાણી અને અજ્ઞાનપણું-(આ સર્વ) આસુરી સંપત્તિને પામેલા પુરુષોનાં લક્ષણો છે. (૪)

વિવેચન-આ શ્લોકોમાં આસુરી સંપત્તિ બતાવે છે. ગયા ત્રણ શ્લોકોમાં બતાવેલા દૈવી સંપત્તિના ભાવોથી વિરુદ્ધ જતા ભાવો આસુરી છે. ઉપરાંત બીજા છ છે. તે અહીં બતાવવામાં આવે છે. (૧) દંભ (૨) દર્પ (૩) અભિમાન (૪) ક્રોધ (૫) પરુષતા (૬) અજ્ઞાન.

(૧) દંભ. દંભમાં પાખંડધર્મ આવે છે. પાખંડ હોવાથી પાપનો એ ખંડ (ભાગ) છે. તાત્પર્ય કે જેના હૃદયમાં પાપની ભાવના છે, એ પાખંડ

દૂરથી ચાલ્યા જાય છે.

નં. ૨૨. ક્ષમા. આ એક ગુણ છે. જે જીવના પર ભગવાન દયા કરવા ઇચ્છે છે તેને આ ગુણ બક્ષે છે. ક્ષમાવાન જીવમાં જ દયા હોઇ શકે. એની દયા વિરોધભાસ ઉભો કરે એવી ન હોવાથી એનો કોઈ વિરોધ કરતું નથી. તાત્પર્ય કે એનો કોઇ શત્રુ થાય નહિ. શત્રુભાવ ન હોય તેવા જીવમાં ભગવદ્‌ભાવ પ્રકટ થાય છે. અનન્યભાવ દ્વારા આ ગુણ ઉભો થાય છે. અદ્વૈત-ભાવના સિદ્ધ કરવામાં આ ગુણ મદદ કરે છે.

નં. ૨૩. ધૃતિ. ધૃતિને ધૈર્ય નામથી ઓળખવામાં આવે છે. જેને ભય હોય તેનામાં ધૈર્ય બનવું સંભવિત નથી. જ્યાં સુધી દેહ પર આસક્તિ હોય છે ત્યાં સુધી ભય હોય છે. દેહની આસક્તિ ઓછી થતાં થતાં ધૈર્ય વધે છે. સહિષ્ણુતાનો ધર્મ પ્રગટ થાય છે. સહિષ્ણુતા આવતાં સંકટોને સહન કરે છે. સંકટો આત્મોન્નતિમાં જતાં અટકાવે છે. આત્મોન્નતિનો માર્ગ ધૈર્ય દ્વારા ચોકખો થાય છે અને આ રીતે ભગવદ્‌ભાવ સિદ્ધ કરવા ધૈર્ય મદદરૂપ થાય છે.

નં. ૨૪. શૌચ. શૌચ બે પ્રકારના છે. બહાર અને અંદર. એટલે શરીરશુદ્ધિ અને મનશુદ્ધિ. શૌચ એટલે પવિત્રતા. સ્વચ્છતા અંદર અને બહારથી હોવી જોઈએ. મન અને શરીર સાધનરૂપ છે. જીવની ઉત્કર્ષ ભાવનામાં આ બન્ને ઉપયોગી છે. આ બન્નેની શુદ્ધિ દ્વારા જીવની ભાવનાઓ પવિત્ર બને છે. પવિત્ર ભાવના દ્વારા વ્યવહાર પવિત્ર થાય છે. કોઇ પણ અન્યની સાથે દુષ્ટ વ્યવહાર બનતો નથી.

નં. ૨૫. અદ્રોહ. દ્રોહના અનેક પ્રકાર છે. અંદરોઅંદર એકબીજાના વ્યવહારમાં ઉપકારનો ભાવ જેના હૃદયમાં વસે છે એ અપકાર કરવા ઇન્તેજાર બનતો નથી. અપકાર કરવો એને દ્રોહ કહી શકાય. એક જીવ બીજા જીવ સાથે સેવા કરવા બંધાયેલો છે. એટલે કોઈ પણ જીવ કોઇનો પર અપકાર કરી શકે નહિ. તાત્પર્ય કે દ્રોહ કરી શકે નહિ. સર્વને સુખરૂપ થવામાં અદ્રોહ નામનો ગુણ ઉપયોગી છે.

નં. ૨૬. નાતિમાનિતા. કેટલાએક જીવોનો સ્વાભાવિક મનોરથ

બીજાની પાસેથી પોતાને માન મળવું જોઈએ તેના કરતાં વધુ માન મેળવવાનો હોય છે. આવા મનોરથને અતિમાનિતા કહેવામાં આવે છે. આ એક દોષ છે. જેનામાં આ દોષ હોય તેના તરફ લોકભાવ ઓછો થતો જાય છે. એટલે ત્યાં ભગવદ્ભાવ આવતો નથી. એ કારણે અતિમાનિતા ત્યજવી જરૂરની છે.

આ પ્રકારનાં ૨૬ લક્ષણો દૈવી સંપત્તિનાં બતાવ્યા છે. દૈવી સંપત્તિ વાળો અર્જુન છે એવું સૂચન આ શ્લોક કરે છે. આ ૨૬માંથી જેટલા ગુણો પ્રાપ્ત કરી શકાય તેટલાનો વિકાસ જીવે કરવો જરૂરી છે.

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥

શબ્દાર્થ-**दम्भः**-દંભ, પાખંડ (નામ, પ્ર. એ. વ. પુ.) **दर्प**-દર્પ, ગર્વ (નામ, પ્ર. એ. વ. પુ.) **अभिमानः**-અભિમાન (નામ, પ્ર. એ. વ. પુ.) **च**-અને (અવ્યય) **क्रोधः**-ક્રોધ (નામ, પ્ર એ. વ. પુ) **पारुष्यम्**-કઠોર વાણી (નામ, પ્ર. એ. વ. પુ) **एव, च**-વળી, અને (અવ્યય) **अज्ञानम्**-અજ્ઞાન (નામ, પ્ર. એ. વ. નપું. अज्ञान) **च**-અને (અવ્યય) **अभिजातस्य**-ઉત્પન્ન થયેલાનો (ભૂ. કૃ. વિશેષણ, વિ. पुरुषस्य) **पार्थ**-હે પાર્થ (સંબોધન) **संपदम्**-સંપત્તિને (નામ, દ્વિ. એ. વ., સ્ત્રી.) **आसुरीम्**-આસુર ભાવવાળી (વિશેષણ, વિ. सम्पदम्)

ભાવાર્થ-હે પાર્થ ! પાખંડ, ગર્વ, અભિમાન, ક્રોધ તથા કઠોર વાણી અને અજ્ઞાનપણું-(આ સર્વ) આસુરી સંપત્તિને પામેલા પુરુષોનાં લક્ષણો છે. (૪)

વિવેચન-આ શ્લોકોમાં આસુરી સંપત્તિ બતાવે છે. ગયા ત્રણ શ્લોકોમાં બતાવેલા દૈવી સંપત્તિના ભાવોથી વિરુદ્ધ જતા ભાવો આસુરી છે. ઉપરાંત બીજા છ છે. તે અહીં બતાવવામાં આવે છે. (૧) દંભ (૨) દર્પ (૩) અભિમાન (૪) ક્રોધ (૫) પરુષતા (૬) અજ્ઞાન.

(૧) દંભ. દંભમાં પાખંડધર્મ આવે છે. પાખંડ હોવાથી પાપનો એ ખંડ (ભાગ) છે. તાત્પર્ય કે જેના હૃદયમાં પાપની ભાવના છે, એ પાખંડ

માર્ગમાં જ પ્રવર્તે છે અને તે દ્વારા બીજાને ઠગવા તજવીજ કરે છે

(૨) દર્પ. દર્પને ગર્વ નામથી ઓળખી શકાય. એમાં મદ તથા અન્યનું અનિષ્ટ કરવાની ભાવના રહે છે. દર્પ વાણીચાતુર્યમાં ઉપયોગી થાય છે અને તે દ્વારા અશિક્ષિત જીવને કનડવામાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

(૩) અભિમાન. આ એક ભાવદોષ આ ભાવદોષમા જીવ પોતની બધી વૃત્તિઓને મનમાં ગણવા તજવીજ કરે છે યોગ્યતા અને અયોગ્યતા બન્ને તરફ એની કાળજી હોતી નથી અભિમાની જીવ અન્ય ઉપર દોષ મૂકી પોતે નિર્દોષ હોય એવો દેખાવ કરે છે આ રીતે પોતાને તેમજ અન્યને હાનિ ઉપજાવે છે.

(૪) ક્રોધ ક્રોધ નામનો કોઈક મનોભાવ છે. આ મનોભાવ જેના પર દ્વેષ કરવામાં આવે તેના પર શસ્ત્રની માફક યોજવામાં આવે છે એટલે જેના પર દ્વેષ હોય છે તેનુ કોઈ ને કોઈ રીતે નુકસાન કરવુ એવી પ્રવૃત્તિ ક્રોધમાં રહે છે વિષમભાવ પ્રકટ કરવામાં દ્વેષ એ મુખ્ય પદાર્થ છે અને સહકારી ક્રોધ ઉભો થતાં જીવની પરિદશા ભ્રષ્ટ કરે છે એ ભ્રષ્ટતા એટલે સુધી વધી જાય છે કે એનો કોઈ મિત્ર જ થતો નથી એટલે યોગ્ય સલાહ ન મળવાથી એ (ક્રોધ) પદચ્યુત થાય છે

(૫) પરુષતા આ વાણીનો વ્યાપાર છે જે વાણી વાપરનાર છે તેણે જોવું જોઈએ કે જેના તરફ વાણી ઉચ્ચારાય તે જીવ પણ મારી સાથે સાથે એક જ ગુરુબ્રહ્મની સાથે સંબંધ કરનાર છે. એટલે બન્ને જીવભાવે સરખા છે. કઠોર વાણીનો ઉપયોગ કરી સામાના મનને દુભાવવું અને તેને હીનતાની નજરે જોવુ, એ પ્રકારની સંપત્તિ એ આસુરી સંપત્તિ છે.

(૬) અજ્ઞાન ઉપર બતાવેલી પાંચ આસુરી સંપતિ છે. એ બધીનું મૂળ અજ્ઞાન છે જ્યાં સુધી માણસની પાસે યોગ્ય, શુદ્ધ, નિષ્કલંક, પ્રકાશમય ભાવો ઉત્પન્ન કરે એવુ જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પ્રાપ્ત કરેલું આસ-પાસનું વ્યાવહારિક જ્ઞાન, લૌકિક જ્ઞાન અથવા વૈદિક જ્ઞાન અજ્ઞાન જ છે,

दैवी सम्पद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः सम्पदं दैवीमभिजातोऽसि पाण्डव ॥५॥

શબ્દાર્થ-**दैवी**-દેવ સંબંધી (વિશેષણ, વિ. **संपत्**) **संपत्-द्**-સંપત્તિ (નામ, પ્ર. એ. વ સ્ત્રી. **संपत्**) **विमोक्षाय**-છૂટવાને માટે (નામ, ચ. એ. વ, પુ. **मोक्ष**) **निबन्धाय**-બાંધવા માટે (નામ, ચ. એ. વ. પુ) **आसुरी**-આસુરી (વિશેષણ, વિ. **सम्पत्**) **मता**-માનેલી (ભૂ કૃ. વિશેષણ, વિ **सम्पत्**) **मा**-નહિ (અવ્યય) **शुचः**-શોક કરવો (ક્રિ. ભૂ. કા. (Aorist) ૨ પુ. એ. વ. **शुच्** ૧ ગણ) **सम्पदम्**-સંપત્તિને (નામ, દ્વિ. એ. વ સ્ત્રી) **दैवीम्**-દૈવી (વિશેષણ, વિ **सम्पदम्**) **अभिजातः**-પ્રાપ્ત થયેલો, ઉત્પન્ન થયેલો (ભૂ કૃ વિશેષણ, વિ **त्वम्**) **असि**-છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ.) **पाण्डव**-હે અર્જુન (સંબોધન)

ભાવાર્થ-દૈવી સંપત્તિ મુક્તિને માટે અને આસુરી સપત્તિ બંધનને માટે માનેલી છે; હે અર્જુન ! તુ દૈવી સંપત્તિને પ્રાપ્ત થયેલો શોક મા કર. (૫)

વિવેચન-પાર્થને (અર્જુનને) પૃથાના સુતને, ભક્તિમય પૃથાના સુતને આ પ્રકાર સમજાવતાં વાસુદેવ ભગવાન કહે છે કે તું તો દૈવી સંપત્તિ અર્થે જ ઉત્પન્ન થયો છે. એટલે તારે કોઈ પણ જાતનો ખેદ કરવાનો નથી. દૈવી સંપત્તિ બદ્ધ જીવને મુક્ત કરનાર છે અને આસુરી સંપત્તિ જીવને વિશેષ બાંધનાર છે.

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥

શબ્દાર્થ-**द्वौ**-બે (વિશેષણ, વિ. **भूतसर्गौ**) **भूतसर्गौ**-પ્રાણીઓના સૃષ્ટિસ્વભાવ (નામ, પ્ર. દ્વિ. વ. પુ. **भूतसर्ग**) **लोके**-લોકમાં (નામ, સ. એ. વ. પુ. **लोक**) **अस्मिन्**-આ (સર્વનામ, સ. એ. વ. પુ. **इदम्**) **दैवः**-દૈવી (વિશેષણ, વિ. **सर्ग.**) **आसुरः**-આસુરી (વિશેષણ, વિ. **सर्गः**) **एव**, **च**-વળી, અને (અવ્યય) **दैवः**-દૈવી (વિશેષણ, વિ. **सर्गः**) **विस्तरशः**-વિસ્તારથી (અવ્યય) **प्रोक्तः**-કહેવાયેલું

(भू. कृ. विशेषण, वि. सर्ग) आसुरम्–આસુરી (વિશેષણ, વિ. सर्गम्) पार्थ–હે અર્જુન (સંબોધન) मे–મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) शृणु–સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. श्रु ૫ ગણ, પરસ્મૈ૦)

ભાવાર્થ–હે અર્જુન, આ લોકમાં પ્રાણીઓની સૃષ્ટિ સ્વભાવના બે પ્રકાર માનવામાં આવેલા છે. દૈવ અને આસુર. દૈવ સ્વભાવ વિસ્તારપૂર્વક કહ્યો. આસુરોનો સ્વભાવ મારી પાસેથી સાંભળ. (૬)

વિવેચન–આ શ્લોકમાં બે પ્રકારના સ્વભાવવાળા ભૂતો (પ્રાણી) મેં તને બતાવ્યા છે. એક તે દૈવ એટલે દેવસંબંધી અથવા તો દૈવી સંપત્તિયુક્ત અને બીજો આસુર સ્વભાવવાળો લોક એટલે આસુરી સંપત્તિવાળો. દૈવી સંપત્તિવાળો લોક વિસ્તારપૂર્વક મેં તને જણાવ્યો છે. આસુર સ્વભાવવાળા લોકને હું તને વિસ્તારપૂર્વક કહું તે સાંભળ.

प्रवृत्तिं च निवृत्तिं च  जना न  विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥

શબ્દાર્થ–प्रवृत्तिम्–પ્રવૃત્તિને (નામ, દ્વિ. એ. વ સ્ત્રી.) च–અને (અવ્યય) निवृत्तिम्–નિવૃત્તિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) च–અને (અવ્યય) जनाः–માણસો (નામ, પ્ર. બ. વ. પુ. जन) न–નહિ (અવ્યય) विदुः–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. विद् ૨ ગણ, પરસ્મૈ૦) आसुराः–આસુર સ્વભાવવાળા (વિશેષણ, વિ. जनाः) न–નહિ (અવ્યય) शौचम्–બહિર્ અન્તર્ શુદ્ધિ (નામ, પ્ર. એ. વ. નપું.) न, अपि, च–નહિ, પણ, અને (અવ્યય) आचारः–આચરણ (નામ, પ્ર. એ. વ. પુ. आचार) न–નહિ (અવ્યય) सत्यम्–સત્ય (નામ, પ્ર. એ. વ. નપું. सत्य) तेषु–તેઓમાં (સર્વનામ, સ. બ. વ. પુ. तत्) विद्यते–હોય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. विद् ૪ ગણ, આત્મને૦)

ભાવાર્થ–આસુર સ્વભાવવાળા પુરુષો કર્તવ્ય કર્મમાં પ્રવૃત્તિ અકર્તવ્ય કર્મોમાંથી નિવૃત્તિ જાણતા નથી. તેઓમાં બહિર્ અંતઃશુદ્ધિ, શિષ્ટાચાર, સત્ય પણ હોતાં નથી. (૭)

વિવેચન–આસુર સ્વભાવવાળા જીવો–મનુષ્યો કર્તવ્ય કાર્ય અને અકર્તવ્યકાર્ય બરાબર સમજતા ન હોવાથી તેઓની પ્રવૃત્તિ અને નિવૃત્તિ અયોગ્ય બની રહે છે. તાત્પર્ય કે પ્રવૃત્તિના કાર્યોમાં અપ્રવૃત્ત થાય છે અને

જ્યાં નિવૃત્ત થવું જોઇએ ત્યાં તેવા કાર્યમાં પ્રવૃત્તિ કરે છે એ જ કારણે એમની પાસે (બ્હારની અને અંદરની; મન, શરીર, બુદ્ધિ અને ચિત્તની) પવિત્રતા નથી. તેમજ આચાર (શુદ્ધ આચરણ) પણ નથી. આચારમાં સામાન્ય અને અસામાન્ય વર્તન પણ આવી જાય. એમાં જેટલી જેટલી શ્રેષ્ઠ ભાવનાઓ હોવી જોઇએ એ પ્રકારનું જ્ઞાન આ જીવોમાં હોવાનો સંભવ નથી; કારણ કે તેમનું ધાવન-દોડવું માત્ર ખોટા ખરા તર્ક ઉપર જ આધાર રાખે છે; અને જેતું તેનું અનુકરણ કરવામાં પ્રવૃત્તિ કરે છે. વળી; આ આસુરભાવ હોવાથી એમના હૃદયમાં કપટજાળ બિછાવેલી હોવાને કારણે સત્ય ભાષણ તો હોતું જ નથી. એમના બોલવામાં મિથુનભાવ હોય છે એટલે સત્યનો આડંબર હોય છે અને ગુપ્તપણે અસત્ય જ હોય છે.

असत्यममतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसम्भूतं किमन्यत्कामहैतुकम् ॥८॥

શબ્દાર્થ-**असत्यम्**-અસત્ય (વિશેષણ, વિ. **जगत्**) **अप्रतिष्ठितम्**-પ્રતિષ્ઠા વિનાનુ, આશ્રય વિનાનું (વિશેષણ, વિ. **जगत्**) **ते**-તેઓ (આસુરી પ્રકૃતિવાળા પુરૂષો) (સર્વનામ, પ્ર. બ. વ. પુ. **तत्**) **जगत्**-જગત (નામ, દ્વિ. એ. વ. નપું.) **आहुः**-કહે છે (ક્રિ. વ. કા. ત્ર પુ. બ. વ **ब्रू** ૨ ગણ, પરસ્મ૦) **अनीश्वरम्**-ઈશ્વર વગરનુ (વિશેષણ, વિ. **जगत्**) **अपरस्परसम्भूतम्**-અરસપરસ બનેલું, સયોગથી થયેલું (વિશેષણ, વિ. **जगत्**) **किम्**-શું (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) **अन्यत्**-બીજુ (વિશેષણ, વિ. **किम्**) **कामहैतुकम्**-કામ જ જેમાં હેતુ છે તેનું, ભોગ સિદ્ધ કરવાના જ હેતુવાળુ (વિશેષણ, વિ. **जगत्**; **काम एव हेतुः यस्य इति** બહુ૦).

ભાવાર્થ-આસુરી પ્રકૃતિવાળા પુરુષો કહે છે કે જગત્ આશ્રયરહિત અને તદ્દન જુઠું છે; તેમ જ ઈશ્વર વગર સ્ત્રી પુરુષના સંયોગથી ઉત્પન્ન થયેલું માત્ર ભોગ સિદ્ધ કરવાના હેતુરૂપ જ છે, એ સિવાય બીજું શું હોય એમ કહે છે. (૮)

વિવેચન-આસુરી પ્રકૃતિવાળા જીવો જગતને અસત્ય, આશ્રય વિનાનું અને અનીશ્વર માને છે.

અસત્ય કહેવા દ્વારા જગતને જૂઠું માને છે એટલે કે જૂઠનો આશ્રય કરી પ્રવૃત્તિ કરવી તે તેમનો મુખ્ય સિદ્ધાંત બને છે. સત્યના આશ્રયે તો જગત કોઈક જુદા જ સ્વરૂપે દેખાય છે. બ્રહ્મનું જ્ઞાન થવા જગતની ઉપયોગિતા છે. આશ્રય વિનાનું–આ જીવોનું એવું માનવું છે કે જગત નામનું તત્ત્વ કોઈ પણ રીતે આધાર વિનાનું છે. તે એમને એમ ચાલ્યા કરે છે. કેવળ પ્રવાહરૂપ છે. નિરાધાર હોવાથી કોઈ પણ એના તરફ દેખરેખ રાખે એવું સત્ય નથી. આ માન્યતાથી નિર્વાહ કરનારા જીવો કુટિલભાવને ધારણ કરે છે. અને જગન્નિયંતાથી દૂર ને દૂર રહે છે.

અનીશ્વર–વળી જગતમાં ઈશ્વર નામની કોઈ વસ્તુ નથી એવી માન્યતા ધારણ કરે છે. આ માન્યતાને યોગે આ જીવો કેવળ ઉચ્છૃંખલ બને છે અને માની લે છે કે સ્ત્રી અને પુરુષના સંયોગે જગત ઉત્પન્ન થાય છે. અને માત્ર પોતાના ભોગોને સિદ્ધ કરવા જ જગત છે એવું સ્વીકારે છે. એ સિવાય બીજો ઉપયોગ હોય એવું આવા જીવો માનતા નથી. આ પ્રકારના ભાવમાં–આ પ્રકારનો મત દેવતાવાદ ન હોવાથી આસુરી (વેદ વિરુદ્ધ) કહેવાય છે.

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥

શબ્દાર્થ–एताम्–આને (સર્વનામ દ્વિ. એ. વ. સ્ત્રી. एतद्) दृष्टिम्–દૃષ્ટિને; મિથ્યા જ્ઞાનને (નામ દ્વિ. એ. વ. સ્ત્રી. दृष्टि) अवष्टभ्य–અવલંબન કરીને (વિધેય કૃદન્ત अव+स्तम्भ् ૯ ગણ) नष्टात्मनः–નષ્ટ થયેલો છે આત્મા જેનો (વિશેષણ વિ. आसुरपुरुषा) अल्पबुद्धयः–અલ્પ બુદ્ધિ છે જેમની (વિશેષણ વિ. आसुरपुरुषाः) प्रभवन्ति–થાય છે; ઉત્પન્ન થાય છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. प्र+भू–૧ ગણ પરસ્મૈ) उग्रकर्माण–ઉગ્ર છે કર્મો જેનાં, ક્રૂર છે કર્મો જેનાં (વિશેષણ વિ. आसुरपुरुषाः) क्षयाय– નાશ કરવાને માટે (નામ ચ. એ. વ. પુ) क्षय) जगतः–જગતનું (નામ ષ. એ. વ. નપું. जगत) अहिताः–અહિત કરવાવાળા (વિશેષણ વિ. आसुरपुरुषाः)

ભાવાર્થ-આ મિથ્યા જ્ઞાનને અવલંબી નષ્ટાત્માઓ, અલ્પ બુદ્ધિવાળા, ક્રૂરકર્મો કરવાવાળા મનુષ્યો જગતનો નાશ કરવા માટે ઉત્પન્ન થાય છે. (૯)

વિવેચન-આ જીવોનો સ્વભાવ આ પ્રકારે તૈયાર થયેલો હોવાથી અને આજ દૃષ્ટિનું અવલંબન કરતા હોવાથી પોતાના આત્મભાવોનો વિકાસ થવાને બદલે આત્મનાશ કરે છે; અને તેથી મંદ બુદ્ધિને પ્રાપ્ત થાય છે. પોતાનું હિત સાચવવા બીજા પર અપકાર કરે છે અને આ રીતે ક્રૂર કર્મવાળા બની જગતને મદદ ન કરતાં નાશના કારણરૂપ થાય છે.

काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्तन्तेऽशुचिव्रताः ॥१०॥

શબ્દાર્થ-**कामम्**-કામને, કામનાઓને (નામ દ્વિ. એ વ. પુ. **काम**) **आश्रित्य**-આશ્રય કરીને (વિધેય કૃદન્ત) **दुष्पूरम्**-પૂર્ણ નહિ થવાવાળું (વિશેષણ વિ. **कामम्**) **दम्भमानमदान्विताः**-દંભ માન, અને મદથી યુક્ત (વિશેષણ વિ. **आसुरपुरुषाः दम्भमानमदैः अन्विताः** તત્પુરુષ) **मोहात्**-મોહથી, અજ્ઞાનથી (નામ, પં. એ. વ. પુ **मोह**) **गृहीत्वा**-ગ્રહણ કરીને (વિધેય કૃદન્ત **ग्रह्** ૯ ગણ) **असद्ग्राहान्**-મિથ્યા સિદ્ધાંતોને (નામ, દ્વિ. બ. વ. પુ. **असद्ग्राह**) **प्रवर्तन्ते**-પ્રવર્તે છે. (ક્રિ. વ. કા. ૩ પુ બ. વ **प्र+वृत्** ૧ ગણ પરસ્મૈ) **अशुचिव्रताः**-ભ્રષ્ટ આચરણવાળા, અપવિત્ર વ્રતોને ધારણ કરનારા (વિશેષણ વિ. **आसुरपुरुषाः**)

ભાવાર્થ-દંભ, માન અને મદથી યુક્ત થયેલા કોઈ પણ પ્રકારે પૂર્ણ નહિ થવાવાળી કામનાઓનો આશ્રય કરીને અજ્ઞાનથી ખોટા સિદ્ધાંતોને ગ્રહણ કરી અપવિત્ર વ્રતોને ધારણ કરી પ્રવર્તે છે. (૧૦)

વિવેચન-આસુરી ભાવવાળા જીવોની પાસે સાધન તરીકે દંભ, માન અને મદ વિશેષભાવે હોય છે. એ કારણે માત્ર પોતાની કામનાઓ જ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. કામનાઓ કોઈ પણ રીતે પૂર્ણ બનતી જ નથી. આ પ્રકારનું એમને જ્ઞાન ન હોવાથી મોહરૂપી જ્ઞાનથી ગ્રસાયેલા રહે છે અને ભ્રષ્ટ આચરણોમાં પડી અપવિત્ર વ્રતોનો આશ્રય કરે છે.

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावादिति निश्चिताः ॥११॥

શબ્દાર્થ–चिन्ताम्–ચિંતાને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી. चिन्ता) अपरिमेयाम्–અનંત; પરિમાણ ન થઈ શકે એવું (વિશેષણ, વિ चिन्ताम्) च–અને (અવ્યય) प्रलयान्ताम्–મૃત્યુ પર્યંત રહેનારી (વિશેષણ, વિ. चिन्ताम्) उपाश्रिताः આશ્રય કરેલા (વિશેષણ, વિ. आसुरपुरुषाः) कामोपभोगपरमाः–વિષયભોગને પરમ માનનાર (कामस्य भोग, स एव परमः येषाम् इति બહુવ્રીહિ) एतावत्–આટલો જ, આટલું જ (અવ્યય) इति–આવું (અવ્યય) निश्चिताः–નિશ્ચય કરવાવાળાઓ (વિશેષણ, વિ. आसुरपुरुषाः)

ભાવાર્થ–મૃત્યુ પર્યંત રહેનારી, પરિમાણ વિનાની (અનંત) ચિંતાઓનો આશ્રય લઈને કામ ઉપભોગને જ શ્રેષ્ઠ માનનારા આટલું જ અને એવો જ આનંદ લે છે એવો જ નિશ્ચય કરવાવાળા (આસુરો છે). (૧૧)

વિવેચન–આ શ્લોકમાં આ પ્રકારના જીવોમાં અનહદ ચિંતા હંમેશને માટે રહે છે. એ ચિંતા આખરે એમનો સદંતર નાશ કરે છે. માત્ર એમની આસક્તિ તો વિષયભોગોને ભોગવવામાં જ હોય છે અને એમની સમસ્ત પ્રવૃત્તિ તો વિષયભોગો માટે સાધન મેળવવામાં જ હોય છે. આટલું જ તેમનું આનંદનું ક્ષેત્ર રહે છે.

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥१२॥

શબ્દાર્થ–आशापाशशतैः–આશારૂપ સેંકડો પાશથી (નામ, તૃ. બ. વ. નપું. आशा एव पाशः तेषां शतं (તત્પુરુષ) बद्धाः–બંધાયેલા (વિશેષણ, વિ. आसुरपुरुषाः) कामक्रोधपरायणाः–કામ, ક્રોધને વશ થયેલા (વિશેષણ વિ. आसुरपुरुषाः; कामश्च क्रोधश्च तौ परम् अयनम् येषाम् इति બહુ૦) ईहन्ते–ઇચ્છા રાખે છે, ચેષ્ટા કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. ईह् ૧ ગણ, આત્મને૦) कामभोगार्थम्–કામને ભોગવવા માટે (નામ, ચ. એ. વ. પુ. कामभोगार्थ)

**अन्यायेन**–અન્યાયથી (નામ, તૃ. એ. વ. પુ. अन्याय) **अर्थसञ्चयान्**–અર્થના સંચયોને (નામ, દ્વિ. બ. વ. પુ. अर्थसञ्चय)

ભાવાર્થ–આશારૂપી સેંકડો ફાંસીથી બદ્ધ થયેલા, કામ અને ક્રોધને પરમ સ્થાન માનનારા, વિષયભોગોની પૂર્તિને માટે અન્યાયથી ધન વ. પદાર્થોનો સંગ્રહ કરવાની ચેષ્ટા કરે છે. (૧૨)

વિવેચન–પોતાના વિષય ભોગોને માટે જુદા જુદા પ્રકારની આશાઓ ઉભી કરે છે અને એ આશાઓની ફાંસી બનતી જાય છે. આ ફાંસીથી તેઓ બંધાયેલા જ રહે છે અને તેથીજ કામ અને ક્રોધની વૃત્તિઓનો સ્વીકાર કરે છે. વિષયભોગોની પૂર્તિને માટે અન્યાયથી ધન ઈ.નો સંગ્રહ કરે છે.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥

શબ્દાર્થ–**इदम्**–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **अद्य**–આજે (અવ્યય) **मया**–મારા વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मद्) **लब्धम्**–મેળવ્યું (ભૂ. કૃ. વિશેષણ, વિ. इदम) **इमम्**–આ, આટલું (સર્વનામ, દ્વિ. એ વ. નપું. इदम) **प्राप्स्ये**–મેળવીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. प्र+आप् ૫ ગણ) **मनोरथम्**–મનોરથને, મનની કામનાઓને (નામ, દ્વિ. એ, વ. પુ. मनोरथ) **इदम्**–આ, આટલું (સર્વનામ, પ્ર. એ. વ. નપું. इदम्) **अस्ति**–છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ વ. अस् ૨ ગણ, પરસ્મૈ૦) **इदम्**–આ, આટલુ (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. इदम्) **मे**–મારું (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) **अपि**–પણ (અવ્યય) **भविष्यति**–થશે (ક્રિ. ભ. કા ૩ પુ. એ. વ. भू ૧ ગણ પરસ્મૈ૦) **पुनः**–ફરીથી (અવ્યય) **धनम्**–ધન (નામ, પ્ર. એ. વ. નપું. धन)

ભાવાર્થ–આજે મેં આ મેળવ્યું છે, અને હવે આ મનોરથને પ્રાપ્ત કરીશ ( મારી ઇચ્છા પૂર્ણ કરીશ ) અત્યારે મારી પાસે આટલું (ધન) છે; ફરીથી પણ મારૂં ધન આટલું થશે (હશે.) (૧૩)

વિવેચન–આ શ્લોક આ જીવોનો મનોરથ સમજાવે છે. આ પ્રકારના

જીવ એવું માને છે કે આજે મને આટલું (ધન) પ્રાપ્ત થયું અને એ ધન વડે મારી કામના મેળવી લઇશ. વળી ભવિષ્યમાં પણ આ પ્રકારે મને ધન પ્રાપ્ત થયા કરશે અને તેનાથી હું બીજા પ્રકારની કામના સિદ્ધ કરીશ. આ રીતે એના વિચારોની પરંપરા ચાલ્યા કરે છે. કોઇનું પણ કલ્યાણ કરવાની એની પ્રવૃત્તિ હોતી નથી એટલું જ નહિ પણ અન્યનું દ્રવ્ય લૂંટી લઇ પાપમય વૃત્તિઓમાં જ રમવું એવી આસક્તિ આ વર્ગ ધરાવે છે.

असौ मया हतः शत्रुर्‌ हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥

શબ્દાર્થ–असौ–આ (સર્વનામ, પ્ર. એ. વ. પુ. अदस्) मया–મારાથી (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) हतः–હણાયેલો (ભૂ કૃ. વિશેષણ, વિ. शत्रुः) शत्रु–શત્રુ (નામ, પ્ર. એ વ. પુ शत्रु) हनिष्ये–હણીશ, મારીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ हन् ૨ ગણ, આત્મને૦) च–અને (અવ્યય) अपरान्–બીજાઓને (સર્વનામ, દ્વિ. બ વ પુ. अपर) अपि–પણ (અવ્યય) ईश्वरः–ઇશ્વર (નામ, પ્ર. એ. વ પુ. ईश्वर) अहम्–હું (સર્વનામ, પ્ર એ. વ अस्मत्) भोगी–ભોગી (નામ, પ્ર એ. વ. પુ भोगिन्) सिद्धः–સિદ્ધ (નામ, પ્ર એ. વ. પુ. सिद्ध) अहम्–હું (સર્વનામ, પ્ર. એ વ अस्मत्) बलवान्–બળવાળો (વિશેષણ, વિ. अहम्) सुखी–સુખી (વિશેષણ, વિ. अहम्)

ભાવાર્થ-તે શત્રુ મારાથી હણાયો, બીજા શત્રુઓને પણ હું હણીશ, હું ઇશ્વર અને ઐશ્વર્ય ભોગવનાર અને હું સર્વ સિદ્ધિઓથી યુક્ત, બળવાન અને સુખી છું. (૧૪)

વિવેચન–આ પ્રકારનો જીવ એવો વિચાર કરે છે કે આ માણસને તો મેં માર્યો અને બીજા શત્રુ છે તેમને તો હું મારીશ હું જ ઇશ્વર છું, ભોગી છું સિદ્ધ છું, બળવાન છું અને સુખી પણ છું.

એ પોતાને ઇશ્વર, ભોગી, સિદ્ધ, બળવાન અને સુખી માને છે. તેમાં ખાસ એનું અભિમાન જ જણાય છે. કારણ ઇશ્વરના છ ધર્મોમાંથી એક પણ ધર્મ એની પાસે જણાતો નથી. ઇશ્વરના ધર્મો (૧) ઐશ્વર્ય (૨) શ્રી

(૩) યશ (૪) વીર્ય (૫) જ્ઞાન (૬) વૈરાગ્ય. ઈશ્વર આ છ ધર્મોને રાખે છે. જીવ પાસે આ છ ધર્મો ભાગ્યે જ હોઇ શકે. શ્રીનો ધર્મ હોઇ શકે. યશ કે વીર્યનો ધર્મ હોઇ શકે; પણ ઐશ્વર્ય, જ્ઞાન અને વૈરાગ્ય આવવાનો સંભવ નથી. ઐશ્વર્ય વિના ભોગી થવાતું નથી. જ્ઞાન અને ઐશ્વર્ય વિના બળવાન થવાતું નથી. વૈરાગ્ય વિના સિદ્ધ થવાતું નથી. તેમજ વૈરાગ્ય, જ્ઞાન અને ઐશ્વર્ય વિના સુખી થવાતું નથી.

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥

શબ્દાર્થ–**आढ्यः**–ધનવાન, કીર્તિવાન (વ. ભૂ. કૃ. વિશેષણ, વિ. **अहम्**) **अभिजनवान्**–મોટા અને સારા કુટુંબવાળો (ભૂ. કૃ. વિશેષણ, વિ. **अहम्**) **अस्मि**–છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૦) **कः**–કોણ (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **किम्**) **अन्यः**–બીજો (સર્વનામ, પ્ર. એ. વ. પુ. **अन्य**) **अस्ति**–છે (ક્રિ. વ કા. ૩ પુ એ. વ. **अस्** ૨ ગણ, પરસ્મૈ૦) **सदृशः**–જેવો, સરખો (વિશેષણ, વિ. **अन्यः**) **मया**–મારા વડે, મારી સાથે (સર્વનામ, તૃ. એ. વ. **अस्मत्**) **यक्ष्ये**–યજ્ઞ કરીશ, યજન કરીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. **यज्** ૧ ગણ, આત્મને૦) **दास्यामि**–આપીશ, દાન કરીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. **दा** (**यच्छ्**) ૩ ગણ, પરસ્મૈ૦) **मोदिष्ये**–આનંદ પ્રાપ્ત કરીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. **मुद्** ૧ ગણ, આત્મને૦) **इति**–એ પ્રકારે (અવ્યય) **अज्ञानविमोहिताः**–અજ્ઞાનથી મોહ પામેલા (વિશેષણ, વિ. **आसुरपुरुषाः**)

ભાવાર્થ-હું બહુ સમૃદ્ધિવાળો, ઉચા અને માનનીય કુટુંબવાળો છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, હું દાન કરીશ, હું હર્ષને પ્રાપ્ત કરીશ; આવા પ્રકારના અજ્ઞાનથી વધારે મોહ પામેલા આસુર પુરુષો છે. (૧૫)

વિવેચન-હું ધનાઢ્ય છું, મોટા કુટુંબવાળો છું. મારા સમાન બીજા કોણ છે? હું યજ્ઞ કરૂં છું, હું દાન આપું છું. હું હર્ષ પ્રાપ્ત કરું છું. આવા પ્રકારના એને વિચારો ઉદ્ભવતા હોય છે. આ વિચારો આપણને જણાવે છે કે કેવળ અજ્ઞાનથી જ એનું મન મોહગ્રસ્ત થયેલું છે અને એ

રીતે એ કેવળ વિચાર શૃંખલાબદ્ધ જ રહે છે.

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥१६॥

શબ્દાર્થ अनेकचित्तविभ्रान्ताः–અનેક પ્રકારના વિચારોથી ચિત્ત જેનું વધારે ભ્રમિત થયેલું છે એવાઓ (વિશેષણ, વિ आसुरपुरुषा ; अनेकेषु (विचारेषु) चित्तम् विभ्रान्तम् येषाम् इति બહુવ્રીહિ) मोहजालसमावृताः–મોહરૂપી જાળમાં સપડાયેલા (વિશેષણ, વિ आसुरपुरुषाः; मोहः एव जालम् तेन समावृताः ये इति બહુવ્રીહિ) प्रसक्ताः–અત્યંત આસક્ત થયેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. आसुरपुरुषा ) कामभोगेषु–કામના ભોગોમાં (નામ, સ બ વ. પુ. कामभोग) पतन्ति–પડે છે (ક્રિ વ. કા ૩ પુ બ વ पत् १ ગણ પરસ્મૈ૦) नरके–નરકમાં (નામ, સ. એ. વ. પુ नरक) अशुचौ–અપવિત્ર (વિશેષણ વિ नरके)

ભાવાર્થ–અનેક પ્રકારના વિચારથી ભ્રમિત ચિત્તવાળા, મોહરૂપી જાળમાં ફસાયેલા, વિષય ભોગોમાં અત્યન્ત આસકત થયેલા. અપવિત્ર નરકમાં પડે છે. (૧૬)

વિવેચન–આ પ્રકારના અનેક ભ્રાન્ત ચિત્તથી ઉપજાવેલા વિચારો ધારણ કરનાર અજ્ઞાની જીવ મોહજાળથી ફસાએલ વિષય ભોગમાં જ અત્યંત આસકિત ધરાવનારો બને છે અને તે અપવિત્ર નરકમાં જ પડી રહે છે. અપવિત્ર નરક કહેતાં અજ્ઞાનમય સંસાર વ્યાસંગ.

आत्मसम्भाविताः स्तब्धाधनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥१७॥

શબ્દાર્થ–आत्मसम्भाविताः–પોતાને જ શ્રેષ્ઠ માનનારા (વિશેષણ, વિ. आसुरपुरुषा ; आत्मना सम्भाविताः તત્પુરુષ) स्तब्धाः–ગર્વિષ્ઠ પુરુષો (વિશેષણ, વિ आसुरपुरुषा) धनमानमदान्विता– ધન, માન, મદથી યુકત થયેલા (વિશેષણ વિ आसुरपुरुषा; धनं मानश्च मदश्च तैः अन्विताः इति તત્પુરુષ)

यजन्ते–યજ્ઞ કરે છે, પૂજે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. यज् ૧ ગણ) ते–તેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ. तत्) दम्भेन–પાખંડથી (નામ, તૃ. એ. વ. પુ. दम्भ) नामयज्ञैः–કેવળ નામ માત્રના યજ્ઞ વડે (નામ, તૃ. બ. વ. પુ. नामयज्ञ) अविधिपूर्वकम्–વિધિ વિનાનું (અવ્યય)

ભાવાર્થ–તેઓ પોતાને જ શ્રેષ્ઠ માનનારા ગર્વિષ્ઠ પુરૂષો, ધન, માન અને મદથી યુક્ત થયેલા કેવળ નામ, મંત્ર, યજ્ઞ વડે વિધિ વિના પાખંડથી યજન કરે છે. (૧૭)

વિવેચન–ધન, માન અને મદવાળા આ જીવો પોતાને જ શ્રેષ્ઠ માનીને ઘમંડમાં રહે છે અને કેવળ નામ માત્રથી જ (નામના) યજ્ઞો, શાસ્ત્ર વિધિ વિનાના પાખંડ અને દંભને લઇ કરે છે. તાત્પર્ય કે પોતાના મનોભાવથી કરતા નથી; પરંતુ દેખાવ પુરતું જ એમનું કાર્ય બને છે.

अहंकारं वलं दर्पं कामं क्रोधं च संश्रिताः
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥१८॥

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥

શબ્દાર્થ–अहंकारम्–અહંકારને (નામ, દ્વિ એ. વ. પુ अहकार) वलम्–બળને (નામ, દ્વિ. એ. વ. નપું. वल) दर्पम्–અભિમાનને (નામ, દ્વિ એ. વ પુ. दर्प) कामम्–કામને (નામ, દ્વિ એ. વ. પુ. काम) क्रोधम्–ક્રોધને (નામ, દ્વિ. એ. વ. પુ. क्रोध) च–અને (અવ્યય) संश्रिताः–સારી રીતે આશ્રય પામેલા (બ. કૃ. વિશેષણ, વિ. आसुरपुरुषाः) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) आत्मपरदेहेषु–પોતાના અને બીજા દેહોમાં (નામ, સ. બ. વ. પુ.) प्रद्विषन्तः–દ્વેષ કરનારા (વિશેષણ, વિ. तान्) क्रूरान्–ક્રૂર કર્મ કરનારાઓને (વિશેષણ, વિ. तान्) संसारेषु–સંસારમાં (નામ, સ. બ. વ. પુ. संसार) नराधमान्–નરાધમોને, પાપીઓને (નામ, દ્વિ. બ. વ. પુ नराधम) क्षिपामि–ફેંકું છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. क्षिप् ૬ ગણ, પરસ્મૈ૦) अजस्रम्–વારે ઘડીએ (અવ્યય) મ

(વિશેષણ, વિ. तान्) आसुरीषु–આસુરીમાં (વિશેષણ, વિ. योनिषु) एव–જ, માત્ર (અવ્યય) योनिषु–યોનિઓમાં (નામ, સ. બ. વ. સ્ત્રી. योनि)

ભાવાર્થ–અહંકાર, બળ, દર્પ, કામ અને ક્રોધનો સારી રીતે આશ્રય કરનારાઓ, બીજાની નિંદા કરવાવાળા પુરુષો, પોતાના તથા બીજાના શરીરમાં સ્થિત થયેલાનો દ્વેષ કરનારાઓ છે. તેમને દ્વેષ કરનારાઓને, ક્રૂર કામ કરનારાઓને, નરાધમોને તેમજ પાપાચારીઓને, હું સંસારમાં આસુરી યોનિઓમાં જ વારે ઘડીએ નાખું છું (૧૮–૧૯)

વિવેચન–આ જીવોમાં અહંકાર, બળ, દર્પ, કામના અને ક્રોધ હોય છે. એ કારણે બીજાઓની નિંદા કરે છે અને મારો (અંતર્યામીનો) દ્વેષ કરે છે.

વાસુદેવ અંતર્યામીરૂપે તેના અને બધાના શરીરમાં સ્થિત છે. એથી બીજાનો દ્વેષ કરવો એ વાસુદેવનો દ્વેષ કરવા બરાબર છે.

આ પ્રકારના દ્વેષ કરનાર જીવો પાપાચારી અને ક્રૂર કર્મો કરનારાઓ હોય છે. અને તેઓ મનુષ્યોમાં અધમ હોય છે. સંસારમાં વારંવાર આસુરી યોનિઓમાં જ (આસુરી શરીરમાં) તેમને જન્મ પ્રાપ્ત થાય છે.

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥२०॥

શબ્દાર્થ–आसुरीम्–આસુરીને (વિશેષણ, વિ. योनिम्) योनिम्–યોનિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી योनि) आपन्ना પ્રાપ્ત થયેલા (વિશેષણ, વિ. ते) मूढा–મૂઢ પુરુષો (વિશેષણ, વિ. आसुरी पुरुषा) जन्मनि जन्मनि–જન્મ જન્મમાં (નામ, સ એ. વ નપું जन्मन्) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) अप्राप्य–નહિ પામીને (વિધ્યર્થ કૃદંત) एव–જ (અવ્યય) कौन्तेय–હે અર્જુન (સંબોધન) ततः–તેનાથી (અવ્યય) यान्ति–પામે છે, જાય છે (ક્રિ. વ. કા ૩ પુ. બ. વ. या ૨ ગણ, પરસ્મૈ૦) अधमाम्–અધમ (વિશેષણ, વિ. गतिम्) गतिम्–ગતિને (નામ, દ્વિ એ. વ સ્ત્રી)

ભાવાર્થ-આસુરી યોનિને પ્રાપ્ત કરેલા મૂઢ પુરુષો જન્મે જન્મે મને નહિ પામીને હે કૌન્તેય ! તેનાથી પણ હલકી ગતિને જ પામે છે. (૨૦)

વિવેચન-આસુરી યોનિને મૂઢ જીવો પ્રાપ્ત થાય છે. મૂઢ જીવો કહેતાં અજ્ઞાનને વશ થઇ કેવળ કામ, ક્રોધ, લોભ અને મોહ ઇ. દુર્ગુણોમાં ફસાએલા. આ પ્રકારના જીવો મારો વૈભવ નહિ જાણતાં, મારો સાક્ષાત્કાર નહિ કરતાં (બ્રહ્મ સાક્ષાત્કાર નહિ કરતાં) પ્રત્યેક જન્મમાં અધમ ગતિ-આસુરી યોનિને પ્રાપ્ત કર્યા કરે છે.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तमादेतत्रयं त्यजेत् ॥२१॥

શબ્દાર્થ-त्रिविधम्-ત્રણ પ્રકારનુ (વિશેષણ, વિ. द्वारम्) नरकस्य-નરકનું (નામ, ૫. એ. વ. પુ. नरक) इदम्-આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) द्वारम्-દ્વારને (નામ, પ્ર. એ. વ. નપું. द्वार) नाशनम्-નાશ કરનાર (નામ, પ્ર. એ. વ. નપું. नाशन) आत्मनः-પોતાનું (નામ, ૫ એ. વ. પુ. आत्मन्) कामः-કામ, ઇચ્છા (નામ, પ્ર. એ. વ. પુ काम) क्रोधः-ક્રોધ (નામ, પ્ર. એ. વ. પુ. क्रोध) तथा-અને, વળી (અવ્યય) लोभः-લોભ (નામ, પ્ર. એ. વ. પુ. लोभ) तस्मात्-તે કારણે (અવ્યય) एतद्-આ (વિશેષણ વિ. त्रयम्) त्रयम्-ત્રણનો સમૂહ (નામ, દ્વિ એ. વ. નપું. त्रय) त्यजेत्-છોડવુ જોઇએ (ક્રિ વિધ્યર્થ ૩ પુ. એ. વ. त्यज् ૧ ગણ, પરસ્મૈ૦)

ભાવાર્થ-કામ, ક્રોધ તથા લોભ આ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર આત્માનો નાશ કરવાવાળાં છે (અધોગતિમાં લઇ જનારાં છે) તે કારણે આ ત્રણેનો ત્યાગ કરવો જોઇએ (૨૧)

વિવેચન-નરકનાં ત્રણ દ્વાર માનવામાં આવે છે. આ ત્રણ દ્વાર જીવાત્માની અધોગતિ કરે છે. એ ત્રણ કામ, ક્રોધ અને લોભ છે. આ કારણે આ ત્રણેને ત્યાગ કરવો જરૂરી છે. કામ એટલે કોઇ પણ પ્રકારની ઇચ્છા. જે ઇચ્છા દ્વારા એ વિચારની ભ્રષ્ટતા બને છે. જ્ઞાનનો સંગ થવા દેતું નથી તે કારણે સર્વ પ્રકારની ભ્રષ્ટતા ઉભી કરે છે.

ક્રોધ ખરા ખોટા વહેમને ઉભો કરી નિર્દોષને પણ દોષિત ઠરાવી તેના પર અત્યાચારનો પ્રયોગ કરે છે. ક્રોધ કરનાર અને જેના પર ક્રોધ કરવામાં આવે છે તે બન્નેની દશા ખરાબ બને છે.

અઘટિત વસ્તુની ઈચ્છા કરવી તેને લોભ કહેવાય છે. આ લોભને માટે જીવ કાંઈને કાંઈ ઉથલપાથલ કરે છે ખરો છતાં તેનો લોભ તૃપ્ત થતો નથી અને વિશેષમાં માયામાં ને માયામાં વધારે ઘસડાતો જાય છે અને આસુરી ભાવોને ટેકો કરે છે. કોઈક વખતે લોભમાં દેખીતો ધર્મ પણ હોય છે; પરંતુ બારીકાઈથી જોતાં ધર્મ અધર્મરૂપ નીવડે છે કારણ લોભીની ઈચ્છા તો પુણ્ય તરફ ધમડાય છે અને ઈચ્છાને વશ થઈ સ્નાન, દાન ઈ. પ્રયોગો આદરે છે તેમાં યોગ્ય અને અયોગ્યનો વિચાર કરવાની ક્રિયા નિષ્ફળ નીવડે છે. એટલું જ નહિ પણ અધર્મનો સંચય કરે છે. આ કારણને માટે લોભનો ત્યાગ કરવાની જરૂર છે.

કામ, ક્રોધ અને લોભ ત્રણેના ત્યાગની જરૂર છે.

> एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
> आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिं ॥२२॥

શબ્દાર્થ-एतैः-આ (સર્વનામ, દ્વિ. બ. વ. પુ. एतद्) विमुक्तः-છુટેલો, મુક્ત થયેલો (ભૂ કૃ. વિશેષણ, વિ. नर) कौन्तेय-હે અર્જુન (સંબોધન) तमोद्वारै-અજ્ઞાનના દ્વારવડે (નામ, તૃ. બ. વ. નપું. तमोद्वार) त्रिभिः-ત્રણ (વિશેષણ, વિ तमोद्वारैः) नर.-માણસ (નામ, પ્ર. એ. વ. પુ नर) आचरति-આચરણ કરે છે (ક્રિ વ. કા. ૩ પુ એ. વ आ+चर् ૧ ગણ, પરસ્મૈ૦) आत्मन-પોતાના (નામ, ષ. એ. વ. પુ. आत्मन्) श्रेयः-કલ્યાણ (નામ, દ્વિ. એ. વ श्रेयस्) ततः-તેથી (અવ્યય) याति-જાય છે, પામે છે (ક્રિ વ. કા ૩ પુ. એ. વ या ૨ ગણ, પરસ્મૈ૦) पराम्-શ્રેષ્ઠ, પર (વિશેષણ, વિ गतिम्) गतिम्-ગતિને (નામ, દ્વિ એ. વ સ્ત્રી. गति)

ભાવાર્થ-આ ત્રણ અજ્ઞાનના દ્વારથી મુકત થયેલો પુરુષ પોતાના કલ્યાણનું આચરણ કરે છે, તેથી (તે કરવાથી) હે કૌન્તેય, પરાગતિને (મને)

પામે છે. (૨૨)

વિવેચન-ઉપર બતાવેલા ત્રણ નરકનાં દ્વાર છે. અજ્ઞાન અને અંધકારનાં તે દ્વાર છે. અંધકારમાંથી જ્યાં સુધી જીવ પ્રકાશમાં આવે નહિ ત્યાં સુધી એનું કલ્યાણ શેમાં છે તે સમજે નહિ અને કલ્યાણના માર્ગમાં વિચરે નહિ. એ કારણે એણે યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરવા વ્યવસ્થા કરવી જોઇએ અને જ્ઞાન પ્રાપ્ત કરી પરમ સિદ્ધિને પ્રાપ્ત કરવી જોઈએ.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥

શબ્દાર્થ-यः-જે (સર્વનામ, પ્ર. એ વ. પુ यत्) शास्त्रविधिम्-શાસ્ત્રવિધિને (નામ, દ્વિ એ વ. પુ शास्त्रविधि) उत्सृज्य-છોડીને (વિધેય કૃદંત) वर्तते-વર્તે છે (ક્રિ વ. કા ૩ પુ એ વ. वृत् ૧ ગણ, આત્મને૦) कामकारतः-પોતાની ઈચ્છાથી, ઈચ્છાને તાબે થઇને (નામ, ૫ એ. વ. तः પ્રત્યય) न-નહિ (અવ્યય) सः-તે (સર્વનામ પ્ર. એ વ પુ. तत्) सिद्धिम्-સિદ્ધિને (નામ, દ્વિ એ. વ. સ્ત્રી सिद्धि) अवाप्नोति-પ્રાપ્ત કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ એ વ अ +आप् ૫ ગણ, પરસ્મૈ૦) न-નહિ (અવ્યય) पराम्-પર, શ્રેષ્ઠ (વિશેષણ, વિ. गतिम्) गतिम्-ગતિને (નામ, દ્વિ એ વ સ્ત્રી. गति)

ભાવાર્થ-જે શાસ્ત્ર વિધિને છોડીને ઇચ્છાને તાબે થઇને વર્તે છે તે સિદ્ધિને, સુખને તેમ જ શ્રેષ્ઠ ગતિને પામતો નથી (૨૩)

વિવેચન-જીવ પોતાની ઇચ્છા સંતુષ્ટ કરવા પ્રવર્તતો રહે છે; પણ તેને વિધિ વિધાનની ખબર ન હોવાથી જેમ તેમ કામ કરે છે. એટલે એને કાર્યની સિદ્ધિ પણ પ્રાપ્ત થતી નથી. તેમજ એને સુખ પણ પ્રાપ્ત થતું નથી અને પરમ ગતિ પણ પ્રાપ્ત થતી નથી

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

શબ્દાર્થ–तस्मात्-તેથી (અવ્યય) शास्त्रम्-શાસ્ત્રને (નામ, દ્વિ. એ. વ. નપું. शास्त्र) प्रमाणम्-પ્રમાણ (વિશેષણ, વિ. शास्त्रम्) ते (तुभ्यम्) તારે માટે (સર્વનામ, ચ. એ. વ. युष्मत्) कार्याकार्यं व्यवस्थितौ-કાર્ય અકાર્ય-કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થામાં (નામ, સ એ. વ. સ્રી कार्यम् अकार्यम् च तयोः व्यवस्थितः તત્પુરુષ) ज्ञात्वा-જાણીને (વિધેય કૃદન્ત) शास्त्रविधानोक्तम्-શાસ્ત્ર વિધિથી કહેલું (ભૂ કૃ વિશેષણ, વિ. कर्म) कर्म-કર્મને (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मन्) कर्तुम्-કરવાને (હેત્વર્થ કૃદંત) इह-અહીં, આ સંસારમાં (અવ્યય) अर्हसि-યોગ્ય છે. (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. अर्ह् ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ–તેથી તારે માટે કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થામાં શાસ્રને પ્રમાણ જાણીને જ તું શાસ્રવિધિથી કહેલાં કર્મને કરવાને યોગ્ય છે. (૨૪)

વિવેચન–આ શ્લોકમા અર્જુનને કર્મ કરવાનું કહે છે અને ત્યાં બતાવે છે કે શું કરવું અને શું ન કરવું એની વ્યવસ્થા કરવામાં શંકા થાય તો શાસ્રને પ્રમાણ માની શાસ્રની વિધિને જાણી કર્મ કરવા.

આ ઉપરથી સમજાય છે કે જીવ સ્વતઃ સ્વતંત્ર નથી. એને કોઇને કોઇ ગુરુભાવે જોઇએ ખરું. એટલે મહદ્વાક્યને પ્રમાણ માની તે વાક્યને અનુસરી આચરણ કરવામાં એનુ શ્રેય છે

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥१६॥

卐

# अध्याय १७ : श्रद्धात्रयविभागयोग

अर्जुन उवाच ।

> ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
> तेषा निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥

શબ્દાર્થ–**ये**–જેઓ (સર્વનામ, પ્ર બ વ પુ) **शास्त्रविधिम्**–શાસ્ત્ર વિધિને (નામ, દ્વિ એ વ. પુ **शास्त्रविधि**) **उत्सृज्य**–છોડી દઈને (નિષેધ કૃદંત) **यजन्ते** પૂજે છે, સેવે છે, યજન કરે છે (ક્રિ વ કા ૩ પુ બ વ. **यज्** ૧ ગણ, આત્મને૦) **श्रद्धयान्विता**–શ્રદ્ધાથી યુક્ત (વિશેષણ, વિ. **ये**) **तेषाम्**–તેઓનુ (સર્વનામ, ૫ બ વ પુ **तत्**) **निष्ठा**–સ્થિતિ (નામ, પ્ર એ વ સ્ત્રી.) **तु**–પરંતુ (અવ્યય) **का**–કેવી (સર્વનામ, પ્ર એ વ સ્ત્રી **किम्**) **सत्त्वम्**–સત્ત્વ (નામ, પ્ર. એ વ નપુ **सत्त्व**) **कृष्ण**–હે કૃષ્ણ (સબોધન) **आहो**–અથવા (અવ્યય) **रज**–રજોગુણ (નામ, પ્ર એ વ નપુ **रजस्**) **तम**–તમોગુણ (નામ, પ્ર. એ વ નપુ **तमस्**)

ભાવાર્થ–હે કૃષ્ણ જેઓ શાસ્ત્રવિધિને છોડીને શ્રદ્ધાયુક્ત થઈને યજન કરે છે, તેઓની સ્થિતિ કેવી છે? એ સત્ત્વ છે અથવા રજસ્ કે તમસ્ છે?

વિવેચન–આ અધ્યાયમા શ્રદ્ધાનો વિષય ચર્ચ્યો છે, શ્લોકની શરૂઆતમા અર્જુનનો પ્રશ્ન આવે છે અર્જુન પૂછે છે કે ઘણાએ જીવો શાસ્ત્રની વિધિ ત્યજી માત્ર શ્રદ્ધાથી યજન કરે છે ત્યારે એ યજન કરવામા

નિષ્ઠા સાત્ત્વિક, રાજસ કે તામસ ગણવી. નિષ્ઠા કહેવા દ્વારા એ, આંતર-ભાવોમાં શ્રદ્ધા નામની કોઈક વસ્તુ છે અને જ્યારે તે સંચાલન ક્રિયામાં આવે છે ત્યારે તે નિષ્ઠા બને છે. શ્રદ્ધા અને નિષ્ઠા વચ્ચે સંકલ્પ નામની કોઈક વસ્તુ છે. આ સકલ્પ જીવના પોતાના સ્વભાવથી જ બની રહેલો હોય છે. એ હવે પછીના શ્લોકોમાં બતાવવામાં આવે છે.

श्रीभगवानुवाच ।

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥

શબ્દાર્થ-त्रिविधा-ત્રણ પ્રકારની (અવ્યય) भवति-થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भू ૧ ગણ, પરસ્મૈ) श्रद्धा-શ્રદ્ધા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. श्रद्धा) देहिनाम्-પુરૂષોની (નામ, ષ. બ. વ. પુ. देहिन्) सा-તે; કેવળ શાસ્ત્રીય સંસ્કાર-સહિત નિષ્ઠા (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી. तत्) स्वभावजा-સ્વભાવથી ઉત્પન્ન થયેલી (વિશેષણ, વિ. श्रद्धा) सात्त्विकी-સાત્ત્વિકી (વિશેષણ, વિ. श्रद्धा) च, एव-અને, વળી (અવ્યય) तामसी-તામસી (વિશેષણ, વિ. श्रद्धा) च, इति-અને, એમ (અવ્યય) ताम्-તેને (સર્વનામ, દ્વિ. એ. વ. સ્ત્રી. तत्) शृणु-સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ. એ. વ. श्रु ૫ ગણ, પરસ્મૈ.)

ભાવાર્થ-મનુષ્યોની તે સ્વભાવથી ઉત્પન્ન થયેલી શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી અને તામસી એ પ્રમાણે ત્રણ પ્રકારની જ થાય છે. તેને (મારી પાસેથી) સાંભળ. (૨)

વિવેચન-આ અને આ પછીના શ્લોકો ભગવાન પોતે કહે છે. જીવોના સ્વભાવથી શ્રદ્ધા ત્રણ પ્રકારની બને છે. સાત્ત્વિકી, રાજસી અને તામસી જેવો જેનો અંતઃકરણનો ભાવ તેવી તેની શ્રદ્ધા.

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥

શબ્દાર્થ-सत्त्वानुरूपा-અંતઃકરણને અનુરૂપ (વિશેષણ, વિ. श्रद्धा) सर्वस्य-બધાની (સર્વનામ, ષ. એ. વ. પુ. सर्व) श्रद्धा-શ્રદ્ધા (નામ, પ્ર. એ. વ.

સ્રી. श्रद्धा) भवति–થાય છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. भू ૧ ગણ પરસ્મૈ૦) भारत–હે અર્જુન (સંબોધન) श्रद्धामयः– શ્રદ્ધાવાળો (વિશેષણ વિ. पुरुषः) अयम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. इदम् પુ) पुरुषः–પુરુષ (નામ, પ્ર. એ. વ. પુ. पुरुष) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) यच्छ्रद्धः–જેવો શ્રદ્ધાવાળો (વિશેષણ, વિ. पुरुषः) सः–તે, પોતે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) एव–જ (અવ્યય) सः–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्)

ભાવાર્થ–હે ભારત ! સર્વની શ્રદ્ધા તેમના અંતઃકરણને અનુરૂપ હોય છે, આ પુરુષ (જીવ) શ્રદ્ધામય છે, જે પુરુષ જેવી શ્રદ્ધાવાળો છે તે પોતે પણ જીવ તેવો જ છે. (તેજ છે.) (૩)

વિવેચન–એ કારણે પુરુષને શ્રદ્ધામય કહેવામાં આવે છે. આ પુરુષ જીવભાવે ક્રિયા કરે છે અને અંતર્યામીભાવે જીવની સાથે સંબંધ કરી જીવની શ્રદ્ધાને જાગૃત કરે છે. અને એ પ્રકારે ચાલુને ચાલુ સ્થિતિમાં એનો યજનભાવ તૈયાર રહે છે. એટલે કે અંતર્ભાવમાં સ્થિત થયેલો કોઈ પુરુષ તેજ શ્રદ્ધામય ગણાય છે અને તેને તેવું ફલદાન આપે છે.

यजन्ते सात्त्विका देवान् यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥४॥

શબ્દાર્થ–यजन्ते–યજન કરે છે, પૂજે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. यज् ૧ ગણ, આત્મને૦) सात्त्विकाः–સાત્ત્વિકો (વિશેષણ, વિ. जनाः) देवान्–દેવોને (નામ, દ્વિ બ. વ. પુ. देव) यक्षरक्षांसि–યક્ષ અને રાક્ષસોને (નામ, દ્વિ. બ. વ. નપું. यक्षरक्षस्) राजसाः–રાજસ પ્રકૃતિવાળાઓ (વિશેષણ, વિ जनाः) प्रेतान्–પ્રેતોને (નામ, દ્વિ. બ. વ. પુ प्रेत) भूतगणान्–ભૂતગણોને (નામ, દ્વિ. બ. વ. પુ. भूतगण) च–અને (અવ્યય) अन्ये–બીજાઓ (વિશેષણ, વિ. जनाः) यजन्ते–યજન કરે છે, સેવે છે, પૂજા કરે છે (ક્રિ. વ. કા ૩ પુ બ. વ. यज् ૧ ગણ આત્મને૦) तामसाः–તામસ પ્રકૃતિવાળાઓ (વિશેષણ, વિ. जनाः) जनाः–માણસો (નામ, પ્ર. બ. વ. પુ जन)

ભાવાર્થ–સાત્ત્વિક પુરૂષો દેવોને પૂજે છે, રાજસ પુરુષો યક્ષ તથા

રાક્ષસોને પૂજે છે, બીજા તામસજનો પ્રેત તથા ભૂતગણોને પૂજે છે. (૪)

વિવેચન–સાત્ત્વિક નિષ્ઠાવાળા જીવો દેવોનું યજન કરે છે. રાજસ નિષ્ઠાવાળા યક્ષ અને રાક્ષસોનું યજન કરે છે અને તામસ નિષ્ઠાવાળા ભૂત અને પ્રેતગણનું યજન કરે છે.

તમો ગુણવાળા જીવો પ્રેત અને ભૂતગણનું યજન કરે છે. તાત્પર્ય કે આ ભૂત અને પ્રેતગણ અજ્ઞાનભાવ પોષક છે એટલે કે અંતઃકરણમાં અજ્ઞાનનાં જ અંકુરો વધારી ક્ષુદ્ર ભાવનાઓ તૈયાર કરે છે. આ રીતે પોતે દુષ્ટ અને ઉદ્વેગી બને છે અને અન્યને દોષ અને ઉદ્વેગમાં ઘસડી જાય છે અને પોતે ક્ષુદ્ર ભાવને જ પ્રાપ્ત થાય છે. (ભૂત અને પ્રેત કહેવા દ્વારા ક્ષુદ્ર દેવતાઓ), રાજસ વર્ગના જીવો યક્ષ અને રાક્ષસોનું પૂજન કરે છે. યક્ષના ભાવમાં અર્ધ દેવભાવ અને અર્ધ આસુરભાવ હોય છે અને રાક્ષસોમાં કેવળ ઇંદ્રિય ભાવોની તૃપ્તિ હોય છે. અને તે કારણે તેમને આસુર કહેવામાં આવ્યા છે આ વર્ગના દેવો ઉપદેવ તરીકે ગણાય છે. એમનો મધ્યમ ભાવ હોય છે. એ દેવોનુ પૂજન કરવા દ્વારા જીવોને કાંઈક સુખ પ્રાપ્ત થતું હોય એવું લાગે છે. કદાચ દૈહિક સુખ અને વૈષયિક સુખ પ્રાપ્ત થાય પણ કેવળ શુદ્ધ સુખ તો એમને પ્રાપ્ત થાય નહિ.

સાત્ત્વિક નિષ્ઠાવાળા જીવો દેવોનુ યજન કરે છે. આ દેવો સ્વાભાવિક રીતે મુખ્ય દેવો હોય છે અથવા તો તેમની સાથે સંબંધ રાખનારા બીજા દેવો હોય છે. આ મુખ્ય દેવોનો ભાવ સાત્ત્વિક અને શુદ્ધ હોવાથી એના ઉપાસકનું અંતઃકરણ પણ સાત્ત્વિક અને શુદ્ધ બનતું જાય છે અને એ પ્રમાણે સાત્ત્વિકતામાં રૂઢભાવ થતાં વાસુદેવાત્મક અંતઃકરણ થાય છે એટલે કેવળ શુદ્ધ અને સાત્ત્વિક બને છે. એ પ્રકારના અંતઃકરણમાં બ્રહ્મનું પ્રાકટ્ય થાય છે અને ત્યારપછી તેની સાથેનો વિલાસ કાયમ રહે છે.

अशास्त्रविहित घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥

कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।

मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥६॥

શબ્દાર્થ- **अशास्त्रविहितम्**–શાસ્ત્રના વિધાન વિનાના, કલ્પિત (વિશેષણ, વિ. **तपः**) **घोरम्**–ઘોર (વિશેષણ વિ. **तपः**) **तप्यन्ते**–તપે છે, તપ કરે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. **तप्** ૪ ગણ) **ये**–જેઓ (સર્વનામ, પ્ર. બ. વ. પુ.) **तपः**–તપને (નામ, દ્વિ એ. વ. નપું. **तपस्**) **जनाः**–મનુષ્યો (નામ, પ્ર. બ. વ. પુ. **जन**) **दम्भाहंकारसंयुक्ताः**–દંભ અને અહંકારથી સંયુકત થયેલા (વિશેષણ, વિ. **जनाः दम्भश्च अहंकारश्च इति ताभ्याम् संयुक्ताः** તત્પુરુષ) **कामरागबलान्विताः**–કામ, રાગ અને બલયુકત થયેલો (વિશેષણ, વિ. **जनाः**; **कामश्च रागश्च बलश्च इति तैः अन्विताः इति** તત્પુરુષ) **कर्षयन्तः**–ખેંચનારા, દુ:ખ આપનારા (વ. કૃ. વિશેષણ, વિ. **जनाः**) **शरीरस्थम्**–શરીરમાં રહેનારાઓને, શરીરરૂપથી સ્થિત (વિશેષણ, વિ. **भूतग्रामम्**) **भूतग्रामम्**–ભૂત સમુદાયને (નામ, દ્વિ. એ. વ. **अचेतसः**–અજ્ઞાનીઓ (વિશેષણ, વિ. **जनाः**) **माम्**–મને (સર્વનામ, દ્વિ. એ. વ. **अस्मत्**) **च, एव**–અને, વળી (અવ્યય) **अन्तःशरीरस्थम्**–અંતઃકરણમાં રહેલો (વિશેષણ, વિ. **माम्**) **तान्**–તેઓને (સર્વનામ, દ્વિ. બ. વ. પુ. **तत्**) **विद्धि**–જાણ (ક્રિ. આજ્ઞાર્થ, ૨ પુ એ. વ **विद्** ૨ ગણ પરસ્મૈ૦) **आसुरनिश्चयान्**–આસુર નિશ્ચયવાળા, આસુર સ્વભાવવાળા (વિશેષણ, વિ. **तान्**)

ભાવાર્થ-જે મનુષ્યો શાસ્ત્રવિધિરહિત ઘોર તપ તપે છે, તેઓ દંભ અને અહંકારથી લિપ્ત કામના આસક્તિ અને મનના અભિમાનથી યુકત અજ્ઞાની શરીરમાં રહેલા ભૂતગ્રામને (મન,ઇન્દ્રિયો ઈ.) અને અંતઃકરણમાં રહેલા મને દુ:ખ આપનારા છે; તેઓને આસુર સ્વભાવવાળા તું જાણ. (૫-૬)

વિવેચન-પાંચમા શ્લોકમાં તપનો વિષય મૂકયો છે. આ તપ છે; તપ દ્વારા શરીર અને અંદર રહેલી ઈંદ્રિયો ઉપર કાબુ રાખવાનો હોય છે. તપ પણ બ્રહ્મદર્શનમાં મદદ રૂપ છે–આ શ્લોકમાં શાસ્ત્રે ઠેરવેલું તપ નથી. કોઈ પ્રકારનુ ઘોર તપ છે. કેવળ કલ્પિત છે. દંતી, અહંકાર, કામ અને ઇંદ્રિયવૃત્તિઓને પોષવાની ઇચ્છાવાળા જીવો આ પ્રકારના તપને સ્વીકારે છે. તપમાં વ્રત ઈ. પણ સમાઈ જાય છે.

પાંચમા શ્લોકમાં બતાવેલા જીવો અજ્ઞાન સ્વભાવવાળા જ હોય છે.

વિશેષ દુરાગ્રહી અને આસુરી સ્વભાવવાળા હોય છે. એટલે એ જીવો અંતઃકરણમાં સ્થિત મારા (વાસુદેવ) અંતર્યામી સ્વરૂપને આનંદભાવમાંથી ખસેડી કૃશભાવને પ્રાપ્ત કરાવવા તજવીજ કરે છે. એટલે શાસ્ત્રસિધ્ધ તપ દ્વારા જે લાભ થવો જોઇએ તે લાભ તો આનંદમય છે; પણ આ તો શાસ્ત્રસિદ્ધ તપ ન હોવાથી દ્વેષમય છે ટીપ :- શાસ્ત્રમાં અનેક પ્રકારનાં તપ કહ્યાં છે. તો પણ स्वाध्यायो तप उच्यते । સ્વાધ્યાય કહેવા દ્વારા ભગવદ્ વિષયજ્ઞાન પ્રાપ્ત કરવું અને તેમાં જ આનંદ મેળવવો તેને તપ કહે છે.

स्वाध्याय=सु+आ+अधि+आय=સારી રીતે+બધી તરફથી+અધિકાન +પ્રાપ્ત કરવું=સારી રીતે બધી તરફથી બ્રહ્મને પાસે લાવવો તેનું નામ સ્વાધ્યાય. (નિષ્કામ કર્મ, શુધ્ધ જ્ઞાન, અને ઐકાંતિક ભક્તિ. એ ત્રણેનો અભ્યાસ કરવા દ્વારા તપ સિદ્ધ થાય છે.)

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥

શબ્દાર્થ-आहारः-ભોજન (નામ, પ્ર એ. વ. પુ. आहार) तु अपि-તો પણ, પરંતુ (અવ્યય) सर्वस्य-બધાનુ (સર્વનામ, ષ. એ. વ. પુ. सर्व) त्रिविध-ત્રણ પ્રકારનો (વિશેષણ, વિ आहारः) भवति-થાય છે. (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ ભૂ ૧ ગણ પરસ્મૈ०) प्रिय.-પ્રિય, સારું (વિશેષણ, વિ. आहारः) यज्ञ-યજ્ઞ (નામ, પ્ર. એ વ પુ) तपः-તપ (નામ, પ્ર એ. વ. નપું) तथा-વળી (અવ્યય) दानम्-દાન (નામ, પ્ર. એ. વ. નપું. दान) तेषाम्-તેઓનું (સર્વનામ, ષ. બ. વ. तत् પુ નપું.) भेदम्-ભેદને (નામ, દ્વિ. એ વ. પુ. भेद) इमम्-આ (સર્વનામ, દ્વિ એ. વ પુ. इदम्) शृणु-સાંભળ, જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. श्रु ૫ ગણ પરસ્મૈ)

ભાવાર્થ-સર્વનો આહાર પણ ત્રણ પ્રકારનો પ્રિય થાય છે અને યજ્ઞ, તપ તથા દાન પણ ( ત્રણ પ્રકારનાં છે. ) તેજ પ્રકારે તેમના આ ભેદને સાંભળ. (૭)

વિવેચન-દરેકની પ્રકૃતિ પ્રમાણે આહાર હોય છે આહાર ત્રણ રીતના

બને છે. તેવી જ રીતે યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ પ્રકારના ભેદે હોય છે. જેવી જેની પ્રકૃતિ તેવી રીતે તે તે પ્રિય બને છે.

જીવોના સામાન્યત: ત્રણ પ્રકાર છે. સાત્ત્વિક, રાજસ અને તામસ જેવા જેવા જેવા પ્રકારનો જીવ હશે તે તે પ્રકાર તેમાંથી ઉદ્બુદ્ધ થશે અને તે તે પ્રકારના આહાર, યજ્ઞ તપ અને દાન કરશે. આ ભેદ હવે પછી સમજાવવામાં આવે છે.

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विक प्रियाः ॥८॥

શબ્દાર્થ–आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः–આયુષ્ય, બુદ્ધિ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારાઓ (વિશેષણ, વિ. आहाराः ; आयुः सत्त्वम् बलः आरोग्यं सुखं प्रीति तेषां विवर्धनाः इति બહુવ્રીહિ) रस्याः–રસયુક્ત (વિશેષણ, વિ. आहाराः) स्निग्धाः–ચીકણા, સ્નેહવાળા (વિશેષણ, ત્રિ आहाराः) स्थिराः–ટકે એવા (વિશેષણ, ત્રિ. आहाराः) हृद्याः–મનને પ્રિય થાય એવા (વિશેષણ, વિ. आहाराः) सात्त्विकप्रिया–સાત્ત્વિક પુરુષોને પ્રિય (વિશેષણ, વિ. आहाराः)

ભાવાર્થ–આયુષ્ય, બુદ્ધિ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારા રસયુક્ત, સ્નિગ્ધ, સ્થિર, હૃદયને આનંદ આપનારા આહારો એટલે ભોજનના પદાર્થો સાત્ત્વિક પુરૂષોને પ્રિય હોય છે. (૮)

વિવેચન–સાત્ત્વિક જીવોને સાત્ત્વિક ભાવો વધે એવા પ્રકારના આહારો ગમે છે. એ આહારો રસયુકત, સ્નેહવાળા, સ્થિર ભાવોને ઉભા કરે એવા હૃદયને આનંદ આપે એવા, આરોગ્યમય, સુખમય, સત્ત્વ આયુ અને બળ વધે એવા હોય તે એમને પ્રિય હોય છે. આ આહાર સત્ત્વાત્મક અંતઃકરણને પોષે એવો હોવો જોઈએ. આ પ્રકારનો આહાર સુખ અને પ્રીતિ વધારનારો બને છે. સુખ કહેવા દ્વારા આત્મસુખ પ્રીત કહેવા દ્વારા બ્રહ્મનિષ્ઠા સાત્ત્વિક [illegible] કહેવા દ્વારા આત્મસુખ અને બ્રહ્મનિષ્ઠા વધે તે પ્રકારની તજવીજ [illegible]

कट्वम्ललवणात्युष्णातीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥

શબ્દાર્થ—**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्ष**—કડવા, ખાટા, ક્ષારવાળા ખારા, અતિ ગરમ, તીખા, લુખા (વિશેષણ, વિ. **आहाराः**) **विदाहिनः**-વિશેષણ, વિ. **आहाराः**) **आहाराः**—આહારો (નામ, પ્ર. બ. વ. પુ. **आहार**) **राजसस्य**-રાજસગુણવાળાના (નામ, ષ. એ. વ. પુ. **राजस्**) **इष्टाः**-ઇચ્છેલા, પ્રિય (ભૂ. કૃ. વિશેષણ, વિ. **आहाराः**) **दुःखशोकामयप्रदाः**—દુઃખ, શોક અને રોગને આપનારા (વિશેષણ વિ. **आहाराः**)

ભાવાર્થ—કડવા, ખાટા, ક્ષારવાળા, અતિ ગરમ, તીખા, લુખ્ખા, દાહ કરવાવાળા તથા દુઃખ, ચિંતા અને રોગને ઉપજાવનારા, ભોજનના પદાર્થો રાજસ પુરૂષને ઈષ્ટ હોય છે. (૯)

વિવેચન—રાજસ સ્વભાવવાળા જીવોને ઈષ્ટ આહાર આ શ્લોકમાં જણાવે છે. આ પ્રકારના જીવને ષડ્રસમય ભોજન ગમે છે; પરંતુ તેમાંથી ય કડવા, ખાટા, ખારા, અતિ ગરમ, તીખા, દાહક અને લુખ્ખા પદાર્થો ગમે છે. આવા પદાર્થો દુઃખ, ચિંતા અને રોગોને ઉત્પન્ન કરે છે; તો પણ તે આવા જ પદાર્થોનું વિશેષ ગ્રહણ કરે છે.

यातयाम गतरसं पूति पर्युपितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥

શબ્દાર્થ—**यातयामम्**—જેના ઉપર એક પ્રહર પસાર થયેલું છે એવું (વિશેષણ, વિ. **भोजनम्**) **गतरसम्**—રસ વિનાનું (વિશેષણ, વિ. **भोजनम्**) **पूति**—દુર્ગન્ધવાળું (વિશેષણ, વિ. **भोजनम्**) **पर्युपितम्**—વાસી (વિશેષણ, વિ. **भोजनम्**) **च**—અને (અવ્યય) **यत्**—જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **यत्**) **उच्छिष्टम्**—અવશેષ રહેલું (વિશેષણ, વિ. **भोजनम्**) **अपि च**—પણ, અને (અવ્યય) **अमेध्यम्**—અપવિત્ર, સમર્પિત થયા વિનાનું, નિવેદન ન કર્યું હોય તેવું (વિશેષણ, વિ. **भोजनम्**) **भोजनम्**—ખાવાના પદાર્થ (નામ, પ્ર. એ. વ. નપું. **भोजन**)

**तामसप्रियम्**–તામસ પ્રકૃતિવાળાઓને પ્રિય (વિશેષણ, વિ. भोजनम्)

ભાવાર્થ–જે ભોજનને પ્રહર વીતી ગયું હોય તેવું, રસ વિનાનું, દુર્ગન્ધયુક્ત, વાસી, ઉચ્છિષ્ટ અને અપવિત્ર છે તેવું ભોજન તામસ પુરુષોને પ્રિય હોય છે (૧૦)

–

વિવેચન–આ શ્લોકમાં તામસ પ્રકૃતિના જીવોને પ્રિય આહાર બતાવે છે. રાત્રિના વાસી પડેલા ખોરાક જેમાંથી રસભાગ ઉડી ગયો છે તેવા પદાર્થો, દુર્ગંધયુક્ત પદાર્થો, ઉચ્છિષ્ટ અને અપવિત્ર પદાર્થો તામસ જીવોને પ્રિય હોય છે.

તામસ કહેવા દ્વારા અંધકાર, અજ્ઞાન વિવેકરહિતપણું આ જીવોમાં હોવાથી, આ જીવોનો ભાવ સાત્ત્વિક બનવો સંભવ નથી.

રાજસભાવવાળા જીવો જો સંયમ કરી શકે અને આહાર વિહારમા યોગ્ય ધ્યાન આપી શકે તો સાત્ત્વિક બની શકે ખરા આ લોકોની ભાવના (રાજસ) સાંસારિક વધારે હોય છે એટલે સંસાર તરફ અનુરાગ કરનારા હોય છે. જો સંસારમા દુઃખ છે એવું સમજે તો એમનો ઢાળ બદલાય છે અને તેઓ સાત્ત્વિકતામા પ્રવેશવા ઈચ્છે છે.

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥११॥

શબ્દાર્થ–**अफलाकांक्षिभिः**–ફળની આકાંક્ષા ન રાખવાવાળા વડે (નામ, તૃ. બ. વ. પુ) **यज्ञः**–યજ્ઞ (નામ, પ્ર. એ વ પુ यज्ञ) **विधिदृष्टः**–શાસ્ત્રે બતાવેલુ વિધિએ બતાવેલુ (વિશેષણ, વિ यज्ञ) **यः**–જે (સર્વનામ, પ્ર એ. વ. પુ. यत्) **इज्यते**–કરાય છે. (ક્રિ વર્ત. કર્મણિ, ૩ પુ એ વ यज् ૧ ગણ આત્મને૦) **यष्टव्यम्**–યજન કર્તવ્યપરૂ છે (વિધેય કર્મણિ, કૃદન્ત, વિશેષણ, વિ मनः) **मनः**–મન (નામ, દ્વિ. એ વ નપુ मनस्) **समाधाय**–સમાધાન કરીને, રોકીને (વિધેય કૃદન્ત) **सः**–તે (સર્વનામ, પ્ર એ વ तत् પુ.) **सात्त्विकः**–સાત્ત્વિક (વિશેષણ, વિ. यज्ञ.)

ભાવાર્થ-જે યજ્ઞ શાસ્ત્રવિધાનથી નિયત કરેલ છે તેમજ કરવો જરૂર છે એમ મનનું સમાધાન કરીને ફળની આકાંક્ષા નહિ રાખનારા પુરુષો વડે કરવામાં આવે છે તે (યજ્ઞ) સાત્ત્વિક છે. (૧૧)

વિવેચન-આ શ્લોક યજ્ઞના વિષયને કહે છે યજ્ઞમાં સેવા, પૂજા, ઉપાસના આવી જાય. મનનું સમાધાન કરવા માટે આ યોજના છે. સમાધાન એટલે સારી રીતે બધી બાજુએથી મનને રોકી રાખવું. તાત્પર્ય કે મનનું સંયમન કરી ક્રિયા કરવી અને તે ક્રિયા જો શાસ્ત્રવિધ હોય તો એ સાત્ત્વિક યજ્ઞ તરીકે ગણાશે સાત્ત્વિકયજ્ઞમાં ફલની ઈચ્છા ન હોવી જોઈએ.

अभिसन्धाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥

શબ્દાર્થ-**अभिसन्धाय**-ઉદ્દેશ રાખીને (વિધ્યર્થ કૃદન્ત) **तु**-પરંતુ (અવ્યય) **फलम्**-ફળને (નામ, દ્વિ. એ. વ. નપું.) **दम्भार्थम्**-કેવળ દંભ આચરણને જ માટે (નામ, ચ એ. વ. પુ.) **अपि, च, एव**-પણ, અને, વળી (અવ્યય) **यत्**-જે; યજન, યજ્ઞ (સર્વનામ, પ્ર. એ. વ નપું.) **इज्यते**-યજાય છે, કરાય છે, પૂજાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ એ. વ. **यज्** ૧ ગણ) **भरतश्रेष्ठ**-હે અર્જુન (સંબોધન) **तम्**-તેને (સર્વનામ, દ્વિ એ. વ. પુ **तत्**) **यज्ञम्**-યજ્ઞને (નામ, દ્વિ. એ. વ. પુ. **यज्ञ**) **विद्धि**-જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. **विद्** ૨ ગણ) **राजसम्**-રાજસ (વિશેષણ, વિ. **यज्ञम्**)

ભાવાર્થ-હે ભરતશ્રેષ્ઠ, જે યજ્ઞ દંભાચરણને માટે અને ફળનો ઉદ્દેશ રાખીને કરવામાં આવે છે તે યજ્ઞને તું રાજસ યજ્ઞ જાણ. (૧૨)

વિવેચન-ફલની આકાંક્ષાએ કરેલુ કર્મ અને કાંઈક દંભપૂર્વક કરેલું કર્મ હોય તેને રાજસયજ્ઞ કહે છે. આ પ્રકારના યજ્ઞ સકામ જ હોય છે. કોઈને કોઈ કામના હિસાબે આ યજ્ઞો હોવાને કારણે ભગવત્પ્રાપ્તિના ઉપયોગમાં આવતા નથી. કદાચ લોકમાં પ્રતિષ્ઠા વધે ખરી.

विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।

श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥

શબ્દાર્થ-**विधिहीनम्**-શાસ્ત્ર વિધિ વિનાનો (વિશેષણ, વિ. **यज्ञम्**) **असृष्टान्नम्**-જેમાં અન્નનો ત્યાગ કરવામાં આવતો નથી. (વિશેષણ, વિ. **यज्ञम्**) **मन्त्रहीनम्**-મંત્ર વિનાનો (વિશેષણ, વિ. **यज्ञम्**) **अदक्षिणम्**-દક્ષિણા વિનાનો (વિશેષણ, વિ. **यज्ञम्**) **श्रद्धाविरहितम्**-શ્રદ્ધારહિત કરેલો (વિશેષણ, વિ. **यज्ञम्**) **यज्ञम्**-યજ્ઞને (નામ, દ્વિ. એ. વ. પુ. **यज्ञ**) **तामसम्**-તામસ (વિશેષણ, વિ. **यज्ञम्**) **परिचक्षते**-કહે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ **परि+चक्ष्** ૨ ગણ આત્મને)

ભાવાર્થ-શાસ્ત્રવિધિ વિનાનો, અન્નદાન રહિત, મંત્ર સહિત, દક્ષિણા વિનાનો અને શ્રધ્ધા વગર કરેલા યજ્ઞને તામસ કહે છે. (૧૩)

વિવેચન-તામસયજ્ઞ શ્રદ્ધા વિનાનો, વિધિ વિનાનો, મંત્ર વિનાનો અને ત્યાગ (દાન) વિનાનો હોય છે. તાત્પર્ય કે મૂઢ ભાવવાળાનું જ આ કર્મ છે અને મૂઢતાને જ પ્રગટ કરે છે. વિશેષમા લોકસંભાવના પણ આનાથી બનતી નથી. લોકસંભાવના કહેવા દ્વારાએ લોકમાં કોઈને કોઈ પ્રકારે ઉપકારનું લક્ષણ તામસયજ્ઞમાં હોતું નથી એટલે એ પ્રકારના યજ્ઞ ક્ષુદ્ર ભાવના હોવાથી નિરર્થક છે.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥

શબ્દાર્થ-**देवद्विजगुरुप्राज्ञपूजनम्**-દેવતા, બ્રાહ્મણ, ગુરુ, જ્ઞાનીજનોનું પૂજન જેમાં છે તેવું (વિશેષણ, વિ. **तपः**, **देवस्य द्विजस्य गुरोः प्राज्ञस्य पूजनम् यस्मिन् इति** બહુ૦) **शौचम्**-પવિત્રતા (નામ, પ્ર. એ. વ. નપું. **शौच**) **आर्जवम्**-સરળતા (નામ, પ્ર. એ. વ. નપુ.) **ब्रह्मचर्यम्**-બ્રહ્મચર્ય (નામ, પ્ર. એ. વ. નપું. **अहिंसा**-અહિંસા (નામ, પ્ર. એ. વ. સ્રી) **च**-અને (અવ્યય) **शारीरम्**-શરીર સંબંધી (વિશેષણ, વિ. **तपः**) **तप**-તપ (નામ, પ્ર. એ. વ. નપું. **तपस्**) **उच्यते**-કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. **वच्**) ૨ ગણ)

ભાવાર્થ-દેવતા, બ્રાહ્મણ, ગુરુ (માતા પિતા આચાર્ય, વૃધ્ધ) અને

જ્ઞાની જનોનું પૂજન, પવિત્રતા સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શરીર સબંધી તપ કહેવાય છે. (૧૪)

વિવેચન-દેવતા, બ્રાહ્મણ, ગુરુ, માતા, પિતા, આચાર્ય વૃધ્ધ, અતિથિ, જ્ઞાની. આ નવનું પૂજન, ઈ, સન્માન પવિત્રતા સરલતા, બ્રહ્મચર્ય (એટલે બ્રહ્મમાં વિચરવુ), અહિંસા (અન્યમાં બ્રહ્મને અનુભવી કોઈ પણ પ્રકારે કોઇને પણ અગવડતા ન આપવી) આ પાંચ લક્ષણ શરીર તપનાં છે.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥

શબ્દાર્થ- **अनुद्वेगकर**-ઉદ્વેગ ન કરનારો (વિશેષણ, વિ. **वाक्यम्**) **वाक्यम्**-વાક્ય (નામ, પ્ર. એ. વ નપું. **वाक्य**) **सत्यम्**-સત્ય (વિશેષણ, વિ. **वाक्यम्**) **प्रियहितम्**-પ્રિય અને હિતકારક (વિશેષણ, વિ **वाक्यम्** ) **च**-અને (અવ્યય) **यत्**-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **यत्**) **स्वाध्यायाभ्यसनम्**-સ્વાધ્યાયનો અભ્યાસ, બ્રહ્મ (વેદબ્રહ્મ)નું અધ્યયન અને તેનુ (બ્રહ્મનું) નિત્ય પૂજન (નામ, પ્ર. એ. વ. નપું. **च**, **एव**-અને વળી (અવ્યય) **वाङ्मयम्**-વાણી સંબધી (વિશેષણ, વિ **तपः**) **तपः**-તપ (નામ, પ્ર. એ. વ. નપું. **तपस्**) **उच्यते**-કહેવાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ એ વ. **वच्**) ૨ ગણ)

ભાવાર્થ-ઉદ્વેગ ન કરવાવાળું, પ્રિય અને હિતકર જે સત્ય તથા યથાર્થ ભાષણ (વાકય) અને વેદ બ્રહ્મનું અધ્યયન અને અભ્યાસ છે મે જ વાણી સંબધી તપ કહેવાય છે (૧૫)

વિવેચન-આ શ્લોકમાં વાઙ્‌મયને તપ કહે છે. વાઙ્‌મય એટલે વાણી સબંધી આ તપમાં વાણીની ક્રિયા છે. તાત્પર્ય કે વાણીનો વિલાસ સામાને ઉદ્વેગ ન કરે તેવો હેવો જોઇએ. સત્ય યથાર્થ, પ્રિય અને હિતકર હોવું જોઇએ. વિશેષમાં વેદ, શાસ્ત્ર અને પરમેશ્વરના વિલાસનું સૂચન કરતું વાઙ્‌મય જોઇએ.

વાણીના વિલાસને અતિ તપ તરીકે ઓળખાવે છે. વાણીમાં અગ્નિ-

ધર્મ છે. અગ્નિધર્મ એટલે જ્ઞાનધર્મ. જ્ઞાનનું સિંચન ચાલુ રહે. એ પ્રકારે વાણીનો ઉપયોગ કરવો જરૂરી છે.

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥१६॥**

શબ્દાર્થ–**मनःप्रसादः**–મનની પ્રસન્નતા (નામ, પ્ર. એ. વ. પુ. **मनःप्रसाद**) **सौम्यत्वम्**–શાન્તભાવ (નામ, પ્ર એ. વ. નપું. **सौम्यत्व**) **मौनम्**–ચિંતન કરવાનો સ્વભાવ, મનનશીલત્વ (નામ, પ્ર. એ. વ. નપું. **मौन**) **आत्मविनिग्रहः**–મનનો નિગ્રહ (નામ, પ્ર. એ. વ. પુ. **आत्मविनिग्रहः**–મનનો નિગ્રહ (નામ, પ્ર. એ. વ. પુ **आत्मविनिग्रह**) **भावसंशुद्धिः**–અંતઃકરણની પવિત્રતા (નામ. પ્ર. એ. વ. સ્ત્રી) **इति**–એ પ્રકારે (અવ્યય) **एतद्**–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **तपः**–તપ (નામ, પ્ર એ. વ. નપું. **तपस्**) **मानसम्**–માનસિક, મન સંબંધી (વિશેષણ, વિ. **तपः**) **उच्यते**–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. **वच्** ૨ ગણ)

ભાવાર્થ–મનની પ્રસન્નતા, શાન્તિ–ચિત્તની શાન્તિ, ચિન્તવન કરવાનો સ્વભાવ, મનનો નિગ્રહ, અંતઃકરણની પવિત્રતા એ પ્રમાણે આ મન સંબંધી તપ કહેલું છે. (૧૬)

વિવેચન–આ શ્લોકમાં માનસતપ કહેવામાં આવે છે. માનસ તપમાં મૌનની ખાસ જરૂર છે. મૌન કહેવા દ્વારા અતઃકરણના ધર્મોનો નિગ્રહ; શાન્તભાવ સાથે ભગવદ્‌ચિંતન અને આ પ્રકારે ચિંતન દ્વારા મનનો આનંદ. અંતઃકરણમાં ઉદ્‌ભવતા ભાવોની પવિત્રતા. આ પાંચ માનસતપમાં ચાલુને ચાલુ બનતાં રહે છે.

માનસતપ તો બધા જ કરી શકે. કારણ કે દરેકને મન હોય છે.

હવે પછી તપનો વિષય સમજાવે છે. તપ ત્રણ પ્રકારનાં છે. પરમ શ્રધ્ધા અને ફલની આકાંક્ષા વિના અને નિષ્કામ ભાવ ધારણ કરી ભગવદ્‌યોગ સિદ્ધ કરવા તૈયાર થયેલો જે તપ કરે છે તેને સાત્વિક ઓળખવામાં આવે છે

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकंपरिचक्षते ॥१७॥

શબ્દાર્થ–श्रद्धया–શ્રદ્ધાથી (નામ, તૃ. એ. વ. સ્ત્રી.) परया–પરમ (વિશેષણ, વિ. श्रद्धया) तप्तम्–તપેલું, કરેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. तपः) तपः–તપ (નામ, પ્ર. એ. વ. નપું. तपस्) यत्–જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. यत्) तत्–તે (સર્વનામ, પ્ર. એ વ. નપું.) त्रिविधम्–ત્રણ પ્રકારનું (વિશેષણ, વિ. तप) नरैः–માણસો વડે (નામ, તૃ. બ. વ. પુ નર) अफलाकांक्षिभिर्युक्तैः (योगिभिः)–ફલની આકાંક્ષા વગરના નિષ્કામ યોગી વડે (વિશેષણ, વિ. नरैः) सात्त्विकम्–સાત્વિક (વિશેષણ, વિ. तपः) परिचक्षते–કહે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ परि+चक्ष् ૨ ગણ આત્મને૦)

ભાવાર્થ–ફલની આકાંક્ષા ન રાખનારા, નિષ્કામ યોગી પુરુષો વડે પરમ શ્રદ્ધાથી કરેલા ત્રણ પ્રકારના તપને સાત્વિક કહે છે. (૧૭)

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥

શબ્દાર્થ–सत्कारमानपूजार्थम्–સત્કાર, માન અને પૂજાને માટે (નામ, ચ એ. વ.( तपः–તપ (નામ, પ્ર એ. વ. નપું. तपस्) दम्भेन–દંભથી (નામ, તૃ. એ. વ. પુ. दम्भ) च एव–અને વળી (અવ્યય) यत्–જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. यत्) क्रियते–કરાય છે (ક્રિ વ કર્મણિ ૩ પુ. એ. વ. कृ ૮ ગણ) तत्–તે (સર્વનામ, પ્ર એ. વ. નપું) इह–આ લોકમાં, અહીંઆ (અવ્યય) प्रोक्तम्–કહેવાયેલું (ભૂ કૃ. વિશેષણ, વિ. तपः) राजसम्–રાજસ (વિશેષણ, વિ. तपः) चलम्–ક્ષણિક (વિશેષણ, વિ. तपः) अध्रुवम्–અનિત્ય (વિશેષણ, વિ. तप.)

ભાવાર્થ–અને જે તપ સત્કાર માન અને પૂજાને માટે કેવળ પાખંડથી કરાયેલુ છે તે ચલ અને અનિત્ય હોવાથી રાજસ કહેવાય છે. (૧૮)

વિવેચન–આ શ્લોકમાં રાજસ તપ જણાવે છે. રાજસ તપ કેવળ

દંભથી, માત્ર લોક તરફથી સત્કાર અને માન મળે એવી આશાએ કરવામાં આવે છે. લોક પ્રશંસાનો જ ભાવ એમાં જણાય છે. તેથી એનું ફલ પણ ક્ષણિક અને અનિશ્ચિત હોય છે. અનિશ્ચિત કહેવા દ્વારા સત્કાર મળે અથવા ન પણ મળે. લોકમાર્ગમાં સામાન્યતઃ બધી ક્રિયા આવા પ્રકારે બનતી રહે છે. અન્ય તરફથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાને માટે જ તેઓ પોતાની બધી ક્રિયા ચાલુ રાખે છે.

રાજસ તપ રાગાત્મક છે. તે કોઈને કોઈ પ્રકારે મોહ ઉત્પન્ન કરે છે. એ કારણે વાસનાઓ વધ્યા કરે છે. આ તપમાં જ્ઞાન અને અજ્ઞાનના મિશ્રિત ભાવો હોય છે.

मूढग्राहेणात्मनो यत् पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥

શબ્દાર્થ—**मूढग्राहेण**—મૂઢતાથી, હઠપૂર્વક (નામ, તૃ. એ. વ. પુ. **मूढः ग्राहः यस्मिन् इति** બહુ૦) **आत्मनः**—પોતાનું, આત્માનું, મન, પ્રાણ, ઈન્દ્રિયની ક્રિયાનું (નામ, ષ. એ. વ. પુ.) **यत्**—(વિશેષણ, વિ. **तपः**) **पीडया**—પીડા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી **पीडा**) **क्रियते**—કરાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. **कृ** ૮ ગણ) **तपः**—તપ (નામ, પ્ર. એ. વ. નપુ. **तपस्**) **परस्य**—બીજાના (સર્વનામ, ષ. એ. વ. પુ. **पर**) **उत्सादनार्थम्**—અનિષ્ટને માટે, ઉચ્છેદન માટે (નામ, ચ એ. વ) **वा**—અથવા (અવ્યય) **तत्**—તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **तामसम्**—તામસ (વિશેષણ વિ. **तपः**) **उदाहृतम्**—કહેતું (ભૂ કૃ. વિશેષણ વિ. **तपः**)

ભાવાર્થ—જે તપ મૂઢતા અને હઠથી આત્માની પીડા સહિત અથવા પારકાના અનિષ્ટને માટે કરવામાં આવે છે તે તામસતપ કહેવાય છે. (૧૯)

વિવેચન—તામસતપ—આ તપમાં મૂઢતા હઠ, મન વાણી અને શરીરનું કષ્ટ જણાય છે તેમાં કેવળ અજ્ઞાનમય ભાવો હોય છે. તેથી અન્યનું અનિષ્ટ કરવાની ઈચ્છાએ આ તપ આદરાય છે

મૂઢતા હોવાથી તપ આદરનારને એટલું પણ ભાન હોતું નથી કે

ઇષ્ટ અનિષ્ટ, સારૂં અનું માઠું કરવું તે જીવની શક્તિની બહારની વાત છે પ્રભુનો વિષય જીવ ગ્રહણ કરવા ઇચ્છે તે અયોગ્ય છે. તામસતપ આદરનાર જીવનું કોઈ પણ રીતે કલ્યાણ ન થતાં તેની વાસનાઓ વધે છે અને તેનું કષ્ટ વધે છે

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥

શબ્દાર્થ-दातव्यम्-આપવા યોગ્ય (વિધેય કર્મણિ કૃ. વિશેષણ, વિ. दानम्) इति-એમ (અવ્યય) यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. यत्) दानम्-દાન (નામ, પ્ર. એ. વ નપું दान) दीयते-અપાય છે (ક્રિ વ. કર્મણિ ૩ પુ. એ વ. दा ૩ ગણ) अनुपकारिणे-પ્રત્યુપકાર ન કરી શકે એવાને (નામ, ચ. એ વ પુ अनुपकारिन्) देशे-યોગ્ય દેશમાં, કોઈ પણ દેશમાં (નામ, સ. એ. વ. પુ. देश) काले-યોગ્ય સમયમાં (નામ સ. એ. વ પુ. काल) च-અને (અવ્યય) पात्रे-યોગ્ય માણસમાં (નામ, સ એ વ. પુ पात्र) च-અને (અવ્યય) तत्-તે (સર્વનામ, પ્ર એ. વ નપું.) दानम्-દાન (નામ, પ્ર. એ. વ. નપું.) सात्त्विकम्-સાત્ત્વિક (વિશેષણ, વિ दानम्) स्मृतम्-કહેવાયેલું, સમજાવાયેલું છે, સ્મૃતમાં બતાવેલું છે (ભૂ કૃ વિશેષણ, વિ दानम्)

ભાવાર્થ-અને દાન કર્તવ્ય છે, એવા ભાવથી જે દાન યોગ્ય દેશ, યોગ્ય કાળ અને યોગ્ય પાત્રને પ્રત્યુપકાર ન કરી શકે એવાને આપવામા આવે છે તે દાન સાત્ત્વિક કહેવાયેલું છે. (૨૦)

વિવેચન-દાનના ત્રણ પ્રકાર છે. (૧) સાત્ત્વિક (૨) રાજસ અને (૩) તામસ

ઉપકાર ન કરી શકે એવા જીવોને જે દાન આપી શકાય તેને સાત્ત્વિક દાન કહે છે. પરંતુ તેમાં પણ દેશ, કાળ અને પાત્રની વ્યવસ્થા છે યોગ્ય દેશમાં, યોગ્ય કાળે, યોગ્ય પાત્રને અપાએલું દાન સાત્ત્વિક બને છે. જેને દાન આપવામા આવે છે તેની પાસેથી પ્રત્યુપકારની આશા ન હોવી જોઇએ

યોગ્ય દેશ કહેવા દ્વારાએ કોઈક દેશ જેમાં અપાએલી વસ્તુ જવલ્લે જ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે કાળ અને પાત્રનો વિષય પણ સમજી લેવો.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥

શબ્દાર્થ-**यत्**-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું) **तु**-પરંતુ, તો (અવ્યય) **प्रत्युपकारार्थम्**-પ્રત્યુપકારને માટે (નામ, ચ. એ. વ. પુ) **फलम्**-ફળને (નામ, દ્વિ. એ વ. નપું) **उद्दिश्य**-ઉદ્દેશીને (વિધેય કૃદન્ત) **वा, पुनः**-અથવા, ફરીથી, પછીથી (અવ્યય) **दीयते**-અપાય છે (ક્રિ. વ. કર્માણિ ૩ પુ. એ. વ. दा ૩ ગણ) **च**-અને (અવ્યય) **परिक्लिष्टम्**-ક્લેશવાળું, આસપાસ ક્લેશ સમાયેલો છે એવું (ભૂ. કૃ. વિશેષણ, વિ, दानम्) **तत्**-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **दानम्**-દાન (નામ, પ્ર. એ. વ. નપુ) **राजसम्**-રાજસ (વિશેષણ, વિ. दानम्) **स्मृतम्**-કહેવામાં આવે છે, સમજાવાયેલું છે (ભૂ. કૃ. વિશેષણ વિ. दानम्)

ભાવાર્થ-અને જે દાન પ્રત્યુપકારના હેતુથી ફળને ઉદ્દેશીને અને વળી ક્લેશવાળું અપાય છે તે દાન રાજસ કહેવાય છે. (૨૧)

વિવેચન-પ્રત્યુપકારની આશાએ કરેલું દાન રાજસ ગણાય છે. રાજસ દાન કરનારને ફળની આશા રહે છે. અને એ આશા હોવાને કારણે એનું દાન પણ ક્લેશપૂર્વક બને છે. ક્લેશ અને આશા સાથે સાથે, સહચારભાવમાં રહે છે. લોકભાવમાં સામાન્યતઃ આ પ્રકારનું દાન પ્રવર્તે છે પણ તેમાં ક્લેશની ભાવના જાગૃત થાય છે. એટલે આ દાન કોઈ જાતના કલ્યાણ માર્ગનો નિર્દેશ કરતુ નથી

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

શબ્દાર્થ-**अदेशकाले**-અયોગ્ય સ્થાનમાં અને કાળમા (નામ, સ. એ વ.

પુ. अदेशकाल) यत्–જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) दानम्–દાન (નામ, પ્ર એ વ નપું. दान) अपात्रेभ्य.–અયોગ્ય માણસોને (નામ. ચ. બ. વ. પુ. अपात्र) च–અને (અવ્યય) दीयते–અપાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. दा ૩ ગણ) असत्कृतम्–સત્કાર કાર્ય વિનાનું કરાયેલું (ભૂ કૃ વિશેષણ વિ दानम्) अवज्ञातम्–તિરસ્કાર સાથેનું (ભૂ કૃ. વિશેષણ, વિ. दानम् ) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપુ ) तामसम्–તામસ (વિશેષણ, વિ. दानम् ) उदाहृतम्–કહેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. दानम्–उत्+आ+हृ)

ભાવાર્થ–અને જે દાન સત્કાર વિનાનું, તિરસ્કારવાળું, અયોગ્ય દેશ અને કાલમાં અપાત્રને આપવામાં આવે છે તે દાન તામસ કહેવામાં આવે છે (૨૨)

વિવેચન–દેશ અને કાળનો વિવેક કર્યા વિનાનું અસત્ પાત્રને અવજ્ઞાપૂર્વક અને સત્કાર સિવાય આપેલા દાનને તામસદાન કહેવામાં આવે છે. અસતપાત્ર એટલે નીચ ભાવનાવાળા અને નીચ આહાર અને વિહારમાં આસક્તિવાળા જીવો.

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥

શબ્દાર્થ–ॐ तत् सत्–ઓમ્ તત્ સત્ इति–એ પ્રમાણે, એવું (અવ્યય) निर्देश–નામ, ઓળખ (નામ, પ્ર એ. વ. પુ ) ब्रह्मणः–બ્રહ્મનું (નામ, ષ. એ વ. નપું. ब्रह्मन् ) त्रिविध –ત્રણ પ્રકારનું (વિશેષણ, વિ. निर्देश ) स्मृतः–કહેલું છે, સમજાયેલુ છે (ભૂ કૃ વિશેષણ, વિ. निर्देशः) ब्राह्मणाः–બ્રાહ્મણો (નામ, પ્ર. બ. વ. પુ. ब्राह्मण) तेन–તે કારણે (સર્વનામ, તૃ. એ. વ. પુ तत् ) वेदाः–વેદો (નામ, પ્ર બ. વ. પુ. वेद) यज्ञा –યજ્ઞો (નામ, પ્ર. બ. વ પુ यज्ञ) विहिताः–નિશ્ચય કરેલા, વિધાન કરેલા, (વિશેષણ, વિ. वेदा, ब्राह्मणाः, यज्ञाः) पुरा–આગળથી (અવ્યય)

ભાવાર્થ–ઓમ્ તત્ સત્ એવું ત્રણ પ્રકારનું બ્રહ્મનું નામ, કહેલું છે. તેના વડે આગળથી (આદિ કાળથી) બ્રાહ્મણ, વેદ તથા યજ્ઞાદિક

(રચાયેલાં છે) વિધાન કરેલાં છે. (૨૩)

વિવેચન-બ્રહ્મનો નિર્દેશ ત્રણ પ્રકારે બને છે એ ત્રણને ઓમ્, તત્, સત્‌ના નામથી વ્યવહારાય છે. બ્રહ્મનો વ્યવહાર બની શકતો નથી. છતાં પણ એનો વ્યવહાર પ્રત્યેક ભાવનામાં થાય છે અને એ ભાવનાઓમાં ઓમ્ અથવા તત્ અથવા સત્ અથવા ઓમ્ તત્ સત્ અશે રહે છે. જીવનો જેવો જેવો સ્વભાવ તેવો તેવો તેને નિર્દેશ થાય છે.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥

શબ્દાર્થ-तस्मात्-તેથી (અવ્યય) ओम्-ઓમ્ इति-એમ (અવ્યય) उदाहृत्य-કહીને (વિધેય કૃદન્ત) यज्ञदानतपःक्रियाः-યજ્ઞ, દાન, તપ અને ક્રિયાઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી) प्रवर्तन्ते-પ્રવર્તે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. प्र+वृत् ૧ ગણ આત્મને૦) विधानोक्ताः-નિયત કરેલી (વિશેષણ, વિ. यज्ञदानतपःक्रिया) सततम्-હમેશાં (અવ્યય) ब्रह्मवादिनाम्-વેદનું કથન કરનારાઓની (નામ, ષ. બ. વ. પુ ब्रह्मवादिन्)

ભાવાર્થ-એટલા માટે વેદનું કથન કરવાવાળાઓની વિધાન કરેલી યજ્ઞ, દાન, તપરૂપી ક્રિયાઓ હંમેશાં ૐ એવા પરમાત્માના નામનું ઉચ્ચારણ કરીને પ્રવર્તે છે. (૨૪)

વિવેચન-સાત્ત્વિક પ્રકૃતિના જીવો વેદ અને યજ્ઞના વિષયોને આ રીતે ઓળખતા રહ્યા. બ્રહ્મવાદીઓ પણ એ જ વિધાનને આધારે યજ્ઞ, દાન, તપ અને સમસ્ત ક્રિયા કરે છે.

तदित्यनभिसन्धाय फलं यज्ञतपः क्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥२५॥

શબ્દાર્થ-तत्-તે इति-એમ (અવ્યય) अनभिसन्धाय-એ પ્રકારે નહિ ઇચ્છીને, નહિ પરોવીને (વિધેય કૃદન્ત) फलम्-ફળને (નામ, દ્વિ. એ. -

यज्ञतपः क्रियाः–યજ્ઞ અને તપની ક્રિયાઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી.) दानक्रियाः–દાનની ક્રિયાઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી.) च–અને (અવ્યય) विविधाः–જુદી જુદી (વિશેષણ, વિ. यज्ञतपःक्रियाः) क्रियन्ते–કરાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. બ. વ. कृ ૮ ગણ) मोक्षकांक्षिभिः–મોક્ષની આકાંક્ષાવાળાઓ વડે (નામ, તૃ. બ. વ. પુ)

ભાવાર્થ–तत् (तत् નામથી કહેવામાં આવતા પરમાત્માનું જ આ બધું જ છે) એ પ્રમાણે ફલને નહિ ચહાતા યજ્ઞ અને તપની ક્રિયાઓ તેમજ દાનની ક્રિયાઓ વિવિધ પ્રકારની કલ્યાણની ઇચ્છાવાળા પુરુષો વડે કરાય છે. (૨૫)

વિવેચન–મોક્ષની ઇચ્છાવાળા જીવો પણ યજ્ઞ, તપ, દાન, ક્રિયા ઈ. तत् (ब्रह्म)ની ભાવનાનું અનુસંધાન કરી ફળની ઇચ્છા રાખે છે. પણ ફળ મોક્ષરૂપ હોવાથી આ ભાવના નિર્દોષ બને છે અને ત્યાં બ્રહ્મદર્શન સાથે ફળ પ્રાપ્ત થાય છે. (સંકેત શબ્દમાં सम्+कित् ધાતુનો અર્થ જોડી આપવું. થાય છે. सम् એટલે રૂડી રીતે જોડી આપવું. સંકેત પણ એક પ્રકારની ભાવના છે. એમાં પ્રવેશતા જીવો પોતાના જીવ ભાવોને એક બીજાની સાથે જોડી બ્રહ્મમાં ગોઠવી જાય છે. લોકમાં પ્રચલિત સલામ, નમસ્કાર વ. આ જ ભાવનું સૂચન કરે છે.

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥

શબ્દાર્થ–सद्भावे–સદ્‌ભાવમાં, સત્યભાવમાં (નામ, સ એ. વ. પુ. सद्भाव) साधुभावे–સારા ભાવમાં, શ્રેષ્ઠ ભાવમાં (નામ, સ. એ. વ. પુ. साधुभाव) च–અને (અવ્યય) सत्–સત્–इति–એમ (અવ્યય) एतत्–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું. एतद्) प्रयुज्यते–પ્રયોજાય છે, વપરાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. प्र+युज् ૭ ગણ) प्रशस्ते–ઉત્તમ (વિશેષણ, વિ. कर्मणि) तथा–તથા (અવ્યય) सत्–સત્ शब्दः–(નામ, પ્ર. એ. વ. પુ. शब्द) पार्थ–હે અર્જુન ! (સંબોધન) युज्यते–જોડાય છે, યોજાય છે, પ્રયોગ કરાય છે (ક્રિ. વિ. કર્મણિ ૩ પુ. એ. વ. युज् ૭ ગણ).

ભાવાર્થ-સત્ એવું આ (પરમાત્માનું કામ) સત્ય ભાવમાં અને સાધુભાવમાં પ્રયોજાય છે તથા હે પાર્થ ! ઉત્તમ કર્મમાં પણ સત્ શબ્દ યોજાય છે. (૨૬)

વિવેચન-સત્-પરમાત્માવાચક શબ્દ છે. સત્‌માંથી પરમાત્માભાવનો ઉકેલ થાય છે ખરો; પરંતુ વિશેષ કરીને સત્ શબ્દની યોજના તો કર્મ ભૂમિમાં થાય છે. કર્મભૂમિ બહિરંગ ભાવને સમજાવે છે. જેનો બહિરંગ ભાવ ઉત્કૃષ્ટ હશે એ શબ્દભાવ (સત્યભાવ) અને સાધુભાવ (શ્રેષ્ઠભાવ) ભગવદ્ વિષયને સિદ્ધ કરવાને કોઈ ભાવનો ઉપયોગ કરશે આ ઉપયોગ એના પ્રત્યેક કર્મમાં જણાશે. એટલે એનાં કર્મો ઉત્તમને ઉત્તમ જ બન્યા કરશે.

કર્મભૂમિ શુદ્ધ થઈ એટલે દેહ પણ શુદ્ધ થયો. દેહ શુદ્ધ થતાં અંદરનો મનોભાવ પણ શુદ્ધ થાય. શરીર, આત્મા અને માનસ આત્મા શુદ્ધ થતાં જ્ઞાનમય ઓમ્ સ્વરૂપનું ભાન થાય છે. આ ઓમમાંથી પ્રત્યેક અક્ષર અને શબ્દોનું વહન થાય છે જેને અક્ષરબ્રહ્મ કહેવાય છે. તેમાં અવિનાશીભાવ છે. સત્‌માં બ્રહ્મનું સ્વરૂપ બ્રહ્માંડના ક્રિયાભાવે થશે. તત્‌માં ક્રિયા અને મનમાં સંયુક્તવ્યાપાર બ્રહ્મમય બને છે.

ઓમ્ જ્ઞાનમય હોવાથી આ તત્ અને સત્ ઓમમાં મળી જાય છે. એટલે ત્યાં બ્રહ્મનું મિલન થાય છે. આ મિલનમાં ઐક્યભાવ પ્રગટ થાય છે અને સાક્ષાત્કાર થાય છે.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥

શબ્દાર્થ-यज्ञे-યજ્ઞમાં (નામ, સ. એ. વ. પુ. यज्ञ) तपसि-તપમાં (નામ, સ. એ. વ. નપું. तपस्) दाने-દાનમાં (નામ, સ. એ. વ. નપું. दान) च-અને (અવ્યય) स्थितिः-સ્થાન (નામ, પ્ર એ. વ. સ્ત્રી. स्थिति) सत्-સત્-इति च-એમ, અને (અવ્યય) उच्यते-કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. वच् ૨ ગણ) कर्म-કર્મ (નામ, પ્ર. એ. વ. નપું. कर्मन्) च, एव-અને, વળી (અવ્યય) तदर्थीयम्-તેને માટેનું પરમાત્માને અર્થે કરેલું (વિશેષણ, વિ. कर्म, तत् एव

અર્થ: यस्य इति બહુવ્રીહિ૦) सत्-સત્ इति-એમ (અવ્યય) एव-માત્ર (અવ્યય) अभिधीयते-કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. अभि+धा ૩ ગણ)

ભાવાર્થ-તથા યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે સ્થિતિ છે તે પણ સત્ છે એમ કહેવાય છે અને તે પરમાત્માને માટે કરેલું કર્મ જ સત્ છે એ પ્રમાણે કહેવાય છે. (૨૭)

વિવેચન-યજ્ઞ, તપ અને દાનમાં જેની સ્થિતિ બની રહેલી હોય છે તેને સત્કર્મ કરનાર કહેવામાં આવે છે. કર્મ પણ સત્ હોવાથી ત્યાં પરમાત્માનો ભાવ સદ્રૂપે જણાશે.

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

શબ્દાર્થ-अश्रद्धया-અશ્રદ્ધાથી (નામ, તૃ. એ. વ સ્ત્રી.) हुतम्-હોમાયેલું (ભૂ કૃ વિશેષણ, વિ यत्) दत्तम्-અપાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. यत्) तपः-તપ (નામ, પ્ર એ વ. નપું. तपस्) तप्तम्-તપેલું (ભૂ. કૃ વિશેષણ, વિ. तपः) कृतम्-કરાયેલું (ભૂ કૃ. વિશેષણ, વિ. कर्म) च-અને (અવ્યય) यत्-જે (સર્વનામ, પ્ર. એ વ. નપું) असत्-અસત્ इति-એમ (અવ્યય) उच्यते-કહેવાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ એ. વ. वच् ૨ ગણ) पार्थ-હે પાર્થ (સંબોધન) न, च-નહિ, અને (અવ્યય) तत्-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું) प्रेत्य-મરણ પછી, દેહ ત્યજીને (વિધેય કૃદન્ત प्र+इ) नो-નહિ (અવ્યય) इह-અહીંઆ, આ લોકમાં (અવ્યય)

ભાવાર્થ-હે અર્જુન ! શ્રદ્ધા વિના હોમાયેલું, અપાયેલું અને કરાયેલા તપને અસત્ છે એમ કહેવામાં આવે છે, તે અહીં તેમજ મરણ પછી પણ ફલદાયક નથી. (૨૮)

વિવેચન-શ્રદ્ધા વિના હોમ-યજ્ઞ, દાન તપ કરવામાં આવે તેને અસત્ કહેવામાં આવે છે. કારણ કે श्रद्धामयोऽयम्पुमान्। બ્રહ્મપુમાન્ છે. અને તે શ્રદ્ધામય છે, પુમાન્ છે એટલે પૂર્ણભાવ એમાં (બ્રહ્મમાં) હોય છે તેમજ શ્રદ્ધા પણ તેમાં (બ્રહ્મમાં) હોય છે. શ્રદ્ધા, સંકલ્પ, વિચાર, વિવેક વગેરે ક્રિયાઓમાં ઉપયુક્ત હોય છે

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगोनाम सप्तदशोऽध्यायः ॥१७॥

卐

## अध्याय १८—मोक्षसंन्यासयोग

अर्जुन उवाच ।

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥

શબ્દાર્થ-संन्यासस्य-સન્યાસીનો (નામ, ૧ એ. વ. પુ. संन्यास) महाबाहो-હે કૃષ્ણ (સંબોધન) तत्त्वम्-તત્ત્વને (નામ, દ્વિ એ. વ. નપું. तत्त्व) इच्छामि-ઇચ્છુ છુ (ક્રિ વ. કા ૧ પુ એ વ इष् (इच्छ्) ६ ગણ પરસ્મૈ૦) वेदितुम्-જાણવાને (હેત્વર્થ કૃદન્ત) त्यागस्य-ત્યાગને, (નામ, ૫ એ. વ. પુ. त्याग) च-અને (અવ્યય) हृषीकेश હે હૃષીકેશ (સંબોધન) पृथक्-જુદુ, બીજું (અવ્યય) केशिनिषूदन-હે કેશિનિષૂદન (સંબોધન)

ભાવાર્થ-હે મહાબાહો ! સન્યાસના તત્ત્વને જાણવાની હું ઇચ્છા કરૂ છું. અને હે હૃષીકેશ અને હે કેશિનિષૂદન ત્યાગના તત્ત્વને પૃથક્ જાણવા હું ઇચ્છુ છુ. (૧)

વિવેચન-આ અધ્યાયને મોક્ષસંન્યાસયોગ કહે છે. અર્જુનને સંન્યાસના તત્ત્વને જાણવાની ઈચ્છા થઈ તે કારણે અર્જુન પૂછે છે કે હે હૃષીકેશ (અંતર્યામી, ઈન્દ્રિયોના સ્વામી), હે મહાબાહો (અગાધ ક્રિયા શક્તિના ધારણ કરનાર), હે કેશિનિષૂદન ! સન્યાસ અને ત્યાગન. તત્ત્વને હું પૃથક્ જાણવા ઇચ્છું છુ.

કેશિ નામનો કોઈક રાક્ષસ છે તે મોહને ઉત્પન્ન કરે છે તે રજો

ભાવ અને તમો ભાવને જોરથી પ્રગટ કરી જીવને મોહમાં નાખે છે. જીવનો સામાન્ય સ્વભાવ સાત્ત્વિક હોવા છતાં પણ તેને તે રજોગુણ અને તમોભાવને જોરથી પ્રગટ કરી જીવને મોહમાં નાખે છે. જીવનો સામાન્ય સ્વભાવ સાત્ત્વિક હોવા છતાં પણ તેને તે રજોગુણ અને તમોગુણવાળો બનાવે છે. કેશિને અશ્વની ઉપમા આપવામાં આવી છે, કોઈક ઉગ્ર ઇન્દ્રિયના ભાવને કેશિ નામથી ઓળખાવવામાં આવે છે. કેશનો અર્થ વાળ થાય છે. આ પ્રકારના અશ્વનો નાશ કરવો જરૂરી છે. વાસુદેવ સિવાય અન્ય કોઈ એનો નાશ કરી શકે નહીં માટે વાસુદેવને કેશિ નિષૂદન કહે છે. શુદ્ધ સત્ત્વાત્મક અંતઃકરણમાં દોઇક ભગવત્સ્વરૂપ પ્રગટ થાય છે તેને વાસુદેવ કહેવામાં આવે છે.

ક્રિયાશક્તિ ધરાવનાર, જ્ઞાનશક્તિ ધરાવનાર તેમજ દુષ્ટત્વનો નાશ કરનાર વાસુદેવને અર્જુન સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ જણાવવાનું કહે છે.

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥

શબ્દાર્થ–काम्यानाम्–કામ્ય, સકામ (વિશેષણ. વિ. कर्मणाम्) कर्मणाम्–કર્મોનું (નામ, ષ. બ. વ. નપું. कर्मन्) न्यासम्–ત્યાગ (નામ, દ્વિ. એ. વ. પુ. न्यास) संन्यासम्–સંન્યાસ (નામ, દ્વિ. એ. વ. પુ. संन्यास) कवयः–કવિઓ, પંડિતો (નામ, પ્ર. બ. વ. પુ. कवि) विदुः–જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. विद् ૨ ગણ પરસ્મૈ૦) सर्वकर्मफलत्यागम्–બધાં કર્મના ફલનો ત્યાગ (નામ, દ્વિ. એ. વ. પુ. सर्वेषाम् कर्मणाम् फलानाम् त्यागम् इति તત્પુ૦) प्राहुः–કહે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. બ. વ. प्र+ब्रू ૨ ગણ પરસ્મૈ૦) त्यागम्–ત્યાગને (નામ, દ્વિ. એ. વ. પુ. त्याग) विचक्षणाः–બુદ્ધિમાન પુરુષો, વિચાર કુશળ પુરુષો (નામ, પ્ર. બ. વ. પુ. विचक्षण)

ભાવાર્થ–કામ્ય કર્મોનાં ત્યાગને કવિઓ સંન્યાસ જાણે છે અને સર્વ

કર્મના ફલ ત્યાગને વિચાર કુશળ પુરુષો ત્યાગ કહે છે. (૨)

વિવેચન-કર્મનો સંન્યાસ=કામ્ય કર્મનો સંન્યાસ. ત્યાગ=સર્વકર્મ-ફલત્યાગ. કવિઓ (શાસ્ત્રનું અવધારણ કરનાર જીવો) કામ્ય કર્મોના ત્યાગને સંન્યાસ કહે છે તેમ જ વિચારક જીવો કર્મના ફલના ત્યાગને ત્યાગ કહે છે.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपः कर्म न त्याज्यमिति चापरे ॥३॥

શબ્દાર્થ-त्याज्यम्-ત્યાગ કરવા યોગ્ય (વિધેય કર્મણિ કૃદન્ત વિશેષણ, વિ. कर्म) दोषवत्-દોષવાળુ (વિશેષણ, વિ कर्म) इति-એમ (અવ્યય) एके-કેટલાક (વિશેષણ, વિ मनीषिणः) कर्म-કર્મને (નામ, દ્વિ એ વ નપુ. कर्मन्) प्राहुः-કહે છે (ક્રિ વ કા ૩ પુ બ. વ प्र+ब्रू ૨ ગણ પરસ્મૈ०) मनीषिण-બુદ્ધિમાન વિદ્વાનો (નામ, પ્ર બ વ પુ मनीषिन्) यज्ञदानतप कर्म-યજ્ઞ, દાન તપરૂપી કર્મ (નામ, પ્ર એ વ નપુ) न-નહિ (અવ્યય) त्याज्यम्-ત્યાગ કરવા યોગ્ય (વિધેય કર્મણિ કૃ વિશેષણ, વિ. कर्म) इति च-એમ, અને (અવ્યય) अपरे-બીજા (સર્વનામ, પ્ર બ. વ. પુ अपर)

ભાવાર્થ-કેટલાએક વિદ્વાનો એવું કહે છે કે કર્મ માત્ર દોષવાન છે. તેથી તે ત્યાગ કરવા યોગ્ય છે અને બીજા વિદ્વાનો એવુ કહે છે કે યજ્ઞ દાન તપરૂપી કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી (૩)

વિવેચન-વળી કેટલાએક વિદ્વાન બુદ્ધિશાળી જીવો કહે છે કે કર્મ દોષવાળુ જ હોય છે માટે કોઈ પણ જાતનું કર્મ કરવુ નહિ વળી કેટલાએક કહે છે કે યજ્ઞ, દાન, તપરૂપ કર્મ કરવા જરૂરના છે

निश्चय[1] शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः सम्प्रकीर्तितः ॥४॥

શબ્દાર્થ-निश्चयम्-નિશ્ચયને (નામ, દ્વિ એ વ પુ निश्चय) शृणु-

સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૩ પુ. એ વ. શ્રુ ૫ ગણ પરસ્મૈ૦) **मे**-મારો (સર્વનામ, ષ. એ. વ. **अस्मत्**) **तत्र**-ત્યાં (અવ્યય) **त्यागे**-ત્યાગમાં (નામ, સ. એ. વ. પુ. **त्याग**) **भरतसत्तम**-હે ભરતસત્તમ, અર્જુન (સંબોધન) **त्यागः**-ત્યાગ (નામ, પ્ર. એ. વ. પુ) **हि**-ચોક્કસ (અવ્યય) **पुरुषव्याघ्र**-પુરુષમાં વ્યાઘ્રરૂપ (સંબોધન) **त्रिविधः**-ત્રણ પ્રકારનો (વિશેષણ, વિ. **त्यागः**) **सम्प्रकीर्तितः**-રૂડે પ્રકારે કહેવાયેલો (ભૂ. કૃ. વિશેષણ વિ. **त्यागः**)

**ભાવાર્થ**-હે અર્જુન ! એ ત્યાગના વિષયમાં મારા નિશ્ચયને સાંભળ. હે પુરુષશ્રેષ્ઠ ! ત્યાગ ત્રણ પ્રકારનો જ કહેવામાં આવેલો છે. (૪)

વિવેચન-બીજા અને ત્રીજા શ્લોકની ઘટના પરથી નિર્ણય પર આવવું કઠિન છે. એ કારણે આ શ્લોકમાં વાસુદેવ સ્વયં પોતાનો નિર્ણય જણાવે છે. અર્જુનને તેઓ ભરતસત્તમ અને પુરુષવ્યાઘ્રનાં સંબોધનોથી ઓળખાવે છે. ભરતસત્તમ એટલે ભરતવંશમાં શ્રેષ્ઠ ભરતે દુષ્યંતના પુત્રે માયાનો ત્યાગ કરેલો છે. ભરતકુલમાં ઉત્પન્ન થનાર જીવો પણ માયાને ત્યજનાર હોવા જોઇએ અર્જુને માયાનો ત્યાગ કરેલો છે. એ દર્શાવવા અહીં ભરતસત્તમ સંબોધન વાપરવામાં આવ્યું છે. વળી દેહરૂપી નગરમાં રહેનાર જીવોમાં તું શ્રેષ્ઠ છે એ બતાવવાને માટે પુરુષવ્યાઘ્ર સંબોધન વાપરવામાં આવ્યું છે. અર્જુન કહેતાં મુખ્ય જીવ. ત્યાગ ત્રણ પ્રકારના છે તે હે અર્જુન તું સાંભળ.

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥

**શબ્દાર્થ**-**यज्ञदानतपःकर्म**-યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ (નામ, પ્ર. એ. વ. નપું.) **न**-નહિ (અવ્યય) **त्याज्यम्**-ત્યાગ કરવા યોગ્ય (વિધેય કર્મણિ, કૃ. વિશેષણ, વિ. **कर्म**) **कार्यम्**-કરવું જોઇએ (વિધેય કર્મણિ, કૃ. વિશેષણ, વિ. **कर्म**) **एव**-જ (અવ્યય) **तत्**-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું. **तत्**) **यज्ञ**-યજ્ઞ (નામ, પ્ર. એ. વ. પુ. **यज्ञ**) **दानम्**-દાન (નામ, પ્ર. એ. વ. નપું. **दान**) **तपः**-તપ (નામ, પ્ર. એ. વ. નપું. **तपस्**) **च, एव**-અને વળી, માત્ર (અવ્યય) **पावनानि**-પવિત્ર કરનારાવાળા (વિશેષણ, વિ. **यज्ञदानतपः**) **मनीषिणाम्**-બુદ્ધિમાન પુરુષોના,

ાાસકિત વિના ભગવદર્થ કર્મ કરનારાઓના (નામ, ષ. બ. વ પુ. मनीषिन्)

ભાવાર્થ-યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી, પણુ ; કર્તવ્ય જ છે (કારણુ) યજ્ઞ, દાન તથા તપ બુદ્ધિમાન પુરુષોને પવિત્ર કરવાવાળાં છે. (૫)

વિવેચન-યજ્ઞ, દાન અને તપ; આ ત્રણુને ત્યજવાં નહિ. કારણુ કે મા ત્રણે બુદ્ધિમાન પુરુષને પવિત્ર કરનાર છે. આ શ્લોકમાં मनीषिणाम् શબ્દ વાપર્યો છે. તાત્પર્ય કે જેને મનીષા હશે; શુદ્ધ કર્મ, શુદ્ધ જ્ઞાન, શુદ્ધ ભકિત અને શુદ્ધ સ્નેહની ઇચ્છા હશે એવા જીવોને બુદ્ધિમાન જીવો ગણુા-વ્યા છે. બુદ્ધિમાન કહેવા દ્વારા જેમનામાં ભગવત્પ્રકાશ રૂઢ થયો છે તેવા જીવો. આ પ્રકારના જીવોને યજ્ઞ એટલે ક્રિયા, દાન એટલે ત્યાગ, તપ એટલે સ્વાધ્યાય પવિત્ર કરે છે બીજા પ્રકારના જીવો કર્મ કરે ખરા પણુ તે માત્ર ક્રિયા જ બને છે. તાત્પર્ય કે તેમનાં કર્મ અંતઃકરણુને સંબંધકર્તા હોતાં નથી.

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥

શબ્દાર્થ-एतानि-આ (સર્વનામ, પ્ર. બ. વ. નપું. एतद्) अपि, तु-પણ પરંતુ (અવ્યય) कर्माणि-કર્મો (નામ, પ્ર. બ. વ. નપું. कर्मन्) सङ्गम्-સંગને (નામ, દ્વિ. એ વ પુ. सङ्ग) त्यक्त्वा-ત્યજીને (વિધેય કૃદન્ત) फलानि-ફ્ળોને (નામ, દ્વિ બ વ. નપું. फल) च-અને (અવ્યય) कर्तव्यानि-કરવાં જોઈએ, કરવા યોગ્ય છે (વિધેય કર્મણિ કૃ વિશેષણુ, વિ. कर्माणि) इति-એમ (અવ્યય) मे-મારો (સર્વનામ, ષ એ વ अस्मत्) पार्थ-હે અર્જુન (સંબોધન) निश्चितम्-નિશ્ચયવાળો (વિશેષણુ, વિ. मतम्) उत्तमम्-ઉત્તમ વિશેષણુ વિ. मतम्) मतम्-માનવું (ભૂ. કૃ નામ, પ્ર. એ. વ. નપું.)

ભાવાર્થ-હે પાર્થ ! આ યજ્ઞ, દાન તપરૂપ કર્મો આસકિત અને ફ્ળને ત્યજીને અવશ્ય કર્તવ્ય છે, એ પ્રમાણે મારો ઉત્તમ અને નિશ્ચિત મત છે (૬)

વિવેચન-ઉપર બતાવેલાં કર્મો કરવાની જરૂર છે; પરંતુ ત્યાં આસક્તિ અને ફલનો વિચાર હોવો ન જોઈએ. અમુક કર્મ હું કરું છું એ કર્મો ન ન કરું તો અયોગ્ય થયું છે એ પ્રકારનું ભાન થવું અને તે કર્મમાં મારો અંતરંગ ભાવ છે એવી આસક્તિવાળાં કર્મ બંધન કરાવે છે. નૈસર્ગિક ભાવથી કરાયેલાં કર્મ ભગવાન સંબંધી છે. આ મારો નિશ્ચયપૂર્વક ઉત્તમ મત છે. "सङ्गं त्यक्त्वा सुखी भव।" સંગનો ત્યાગ કર અને સુખી થા. અહીં સુખ શબ્દ આત્મસુખ છે. આત્મસુખ ભગવત્સ્વરૂપ છે. આ ભાવમાં રમણ જણાશે.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥

શબ્દાર્થ-**नियतस्य**-નિયત કરેલું (વિશેષણ, વિ. **कर्मणः**) **तु**-પણ, પરંતુ (અવ્યય) **सन्यासः**-સંન્યાસ (નામ, પ્ર. એ. વ. પુ.) **कर्मणः**-કર્મનું (નામ, ષ. એ. વ. નપું. **कर्मन्**) **न**-નહિ (અવ્યય) **उपपद्यते**-યોગ્ય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. **उप+पद्** ૪ ગણ આત્મને૦) **मोहात्**-મોહથી (નામ, પં. એ. વ. પુ. **मोह**) **तस्य**-તે (સર્વનામ, ષ એ વ. નપું. **तत्**) **परित्याग**-ત્યાગ (નામ, પ્ર. એ. વ. પુ. **परित्याग**) **तामसः**-તામસ (વિશેષણ, વિ. **परित्यागः**) **परिकीर्तितः**-કહેલો છે. (વિશેષણ, વિ. **परित्याग**.)

ભાવાર્થ-અને નિત્ય કર્મનો સંન્યાસ યોગ્ય નથી, મોહથી તેનો ત્યાગ કરવો એ તામસ ત્યાગ કહેવાયેલો છે (૭)

વિવેચન-નિયત કર્મનો ત્યાગ બનતો નથી. જો કોઈપણ પ્રકારના મોહને કારણે નિયત કર્મનો પરિત્યાગ કરવામાં આવે તો એ ત્યાગને તામસ ત્યાગ કહેવામાં આવે છે.

નિયત કર્મ એટલે નિત્યનાં ઠરાવેલાં કામ નિત્યકર્મ હોવાથી એનો ત્યાગ બની શકે નહિ છતાં પણ અજ્ઞાન અને મૂઢતાના આગ્રહને કારણે જો ત્યાગ કરવામાં આવે તો એ ત્યાગને તામસ જ કહેવાય. તામસનો અર્થ અજ્ઞાન અને મૂઢતા. માયાના લક્ષણોમાં અજ્ઞાનતા અને મૂઢતા વધારે

પ્રમાણુમાં હોય છે

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥

શબ્દાર્થ-दुखम्-દુઃખ (નામ, પ્ર. એ. વ. નપું. दुःख) इति एव-એમ, માત્ર, જ (અવ્યય) यत्-જે (સર્વનામ, દ્વિ. એ. વ નપું यत्) कर्म-કર્મને (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मन्) कायक्लेशभयात्-શરીરના ક્લેશના ભયથી (નામ, પં. એ. વ નપું. कायस्यक्लेशः एव भयम् इति કર્મધારય) त्यजेत्-છોડવું જોઈએ, છોડે છે (ક્રિ વિધ્યર્થ ૩ પુ. એ. વ. त्यज् ૧ ગણ) स-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) कृत्वा-કરીને (વિધેય કૃદન્ત) राजसम्-રાજસ (વિશેષણ, વિ त्यागम्) त्यागम्-ત્યાગ (નામ, દ્વિ. એ. વ. त्याग) न एव-નહિ, માત્ર (અવ્યય) त्यागफलम्-ત્યાગના ફળને (નામ, દ્વિ. એ. વ. નપું) लभेत्-મેળવે છે, મેળવવું જોઈએ (ક્રિ. વિધ્યર્થ ૩ પુ એ. વ. लभ् ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ-(જે કોઈ) કર્મ દુઃખ જ છે એમ સમજી શારીરિક ક્લેશના ભયથી (કર્મને) ત્યાજે છે, તે મનુષ્ય રાજસ ત્યાગને કરીને પણ ત્યાગ ફલને મેળવતો નથી. (૮)

વિવેચન-કોઇક કર્મ કરવામાં શારીરિક ક્લેશ ઉભો થાય છે અને તેનાથી માની લેવામાં આવે છે કે આ કર્મ દુઃખ રૂપ છે, અને તેથી એ કર્મનો ત્યાગ કરે છે. આ ત્યાગને રાજસ ત્યાગ કહે છે. આવા પ્રકારના ત્યાગમાં કોઈ પણ પ્રકારનું ફલ પ્રાપ્ત થતું નથી એટલે કરેલા ત્યાગ વ્યર્થ જાય છે.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥९॥

શબ્દાર્થ-कार्यम्-કરવુ યોગ્ય (વિધેય કર્મ, કૃ. વિશેષણ, વિ. कर्म) इति एव-એમ, માત્ર, જ, એમ સમજીને (અવ્યય) यत्-જે (સર્વનામ, પ્ર. એ વ. નપું.) कर्म-કર્મ (નામ, પ્ર. એ. વ. નપું.) नियतम्-નક્કી થયેલું (ભૂ કૃ. વિશેષણ, વિ. कर्म

क्रियते-કરાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. કૃ ૮ ગણ) अर्जुन-હે અર્જુન (સંબોધન) सङ्गम्-સંગને, આસક્તિને (નામ, દ્વિ. એ. વ. પુ. सङ्ग)त्यक्त्वा-ત્યજીને (વિધેય કૃદન્ત) फलम्-ફળને (નામ, દ્વિ. એ. વ. નપું.) च एव-અને, વળી (અવ્યય) सः-તે (સર્વનામ, પ્ર એ. વ. પુ. तत्) त्यागः-ત્યાગ (નામ, પ્ર. એ. વ. પુ) सात्त्विकः-સાત્વિક (વિશેષણ, વિ. त्यागः) मतः-મનાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. त्यागः)

ભાવાર્થ-હે અર્જુન ! જે કર્મ શાસ્ત્રવિધિથી નિયત કરેલું અને કર્તવ્ય છે એમ સમજી આસક્તિ અને ફલને ત્યજીને કરાય છે તે (ફલ અને આસક્તિનો) ત્યાગ મનાયેલો છે.

વિવેચન-કર્તવ્યકર્મ: કેટલાંએક કર્મ એવાં છે કે જેને કરવાં જ જોઈએ આ કર્મ શાસ્ત્રવિધિથી ઠેરવેલાં છે. માત્ર આસક્તિ અને ફલનો ત્યાગ કરવો જરૂરનો છે. આ પ્રકારનો આસક્તિ અને ફલનો ત્યાગ સાત્વિક ત્યાગ ગણાય છે.

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥

શબ્દાર્થ-न-નહિ (અવ્યય) द्वेष्टि-દ્વેષ કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. द्विष् ૨ ગણ પરસ્મૈ૦) अकुशलम्-અકલ્યાણ કરનારું (વિશેષણ, વિ. कर्म) कर्म-કર્મને (નામ, દ્વિ. એ. વ. નપું.) कुशले-કલ્યાણ કરનારું (વિશેષણ વિ. कर्मणि) न-નહિ (અવ્યય) अनुषज्जते-આસક્ત થાય છે. (ક્રિ. વ. કા ૩ પુ. એ. વ. अनु+सञ्ज् ૧ ગણ આત્મને૦) त्यागी-ત્યાગી (નામ, પ્ર. એ. વ. પુ. त्यागिन्) सत्त्वसमाविष्टः-સત્વમાં જેનો સમાવેશ થયેલો છે એવો (વિશેષણ. વિ. त्यागी, सत्त्वे समाविष्टः इति તત્પુ૦) मेधावी-જ્ઞાનવાળો (વિશેષણ વિ. त्यागी) छिन्नसंशय.-સંશય જેના છેદાઈ ગયા છે (વિશેષણ, વિ. त्यागी)

ભાવાર્થ-અકલ્યાણ કરનારા કર્મનો દ્વેષ કરતો નથી, અને કલ્યાણ કરનારાં કર્મોમાં આસક્ત થતો નથી, તે સત્વગુણયુક્ત, જ્ઞાનવાન અને સંશય વિનાનો ત્યાગી છે. (૧૦)

વિવેચન– કર્મના બે પ્રકાર કુશલભાવે અને અકુશલભાવે કર્મ કરવાની ફરજ પડે છે. અકુશલકર્મ તરફથી તિરસ્કાર ન હોવો જોઈએ અને કુશલકર્મ તરફ પ્રીતિ ન હોવી જોઈએ. આવી રીતે કર્મ કરતો છતાં તે ત્યાગી કહેવાય છે. આ ત્યાગી સત્ત્વમાં જ પોતાનો સમાવેશ કરી લે છે. આ કારણે એ મેધાવી બને છે. મેધાવી કહેવા દ્વારા એ એનામાં એવા પ્રકારની બુધ્ધિ શક્તિ ખીલે છે. કે જેનાથી સંશય માત્રનો નાશ થાય છે. આ પ્રકારના સત્ત્વગુણને શુદ્ધસત્ત્વ કહેવામાં આવે છે.

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥

શબ્દાર્થ–न हि–નહિ, ચોક્કસ (देहभृता–દેહ ધારણ કરનાર વડે (નામ, તૃતીયા એ. વ. પુ. देहभृत्) शक्यम्–શક્ય (વિધેય કર્મણિ કૃ. વિશેષણ, વિ. त्यक्तुम्) त्यक्तुम्–છોડી દેવું, છોડવું (હેત્વર્થ કૃદન્ત, નામ, પ્ર. એ. વ. નપું) कर्माणि–કર્મોને (નામ, દ્વિ. બ. વ નપું.) अशेषतः–અવશેષ ના રહે એવી રીતે (અવ્યય) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) तु–તો પણ (અવ્યય) कर्मफलत्यागी–કર્મના ફલનો ત્યાગ કરનાર (વિશેષણ, વિ. यः) सः–તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) त्यागी–ત્યાગી (નામ, પ્ર. એ વ. પુ. त्यागिन्) इति–એ પ્રકારે (અવ્યય) अभिधीयते–કહેવાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. अभि+धा ૦ ગણ)

ભાવાર્થ– દેહધારી પુરુષોવડે સંપૂર્ણ શેષ રહે નહિ એવી રીતે કર્મત્યાગ કરવો શક્ય નથી જ: તેથી જે પુરુષ કર્મફલનો ત્યાગી છે તેજ ત્યાગી છે એમ કહેવાય છે. (૧૧)

વિવેચન– દેહધારી જીવો કર્મનો સદંતર ત્યાગ કરી શકે જ નહિ એ કારણે કર્મફલનો ત્યાગ કરવો જરૂરી છે જે કર્મફલનો ત્યાગ કરી શકે છે તેને ત્યાગી કહી શકાય છે. દેહમાં રહેલો જીવ વાસનામય હોવાને કારણે કોઈને કોઈ કર્મ તરફ એનું લક્ષ દોરાય છે વળી ત્યાગની ઈચ્છા પણ ધારણ કરે છે. એ હેતુથી જો કર્મના ફલની ઇચ્છા ત્યજે તો ત્યાગી બની શકે.

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२॥

શબ્દાર્થ-अनिष्टम्-અનિષ્ટ (વિશેષણ વિ फलम्) इष्टम्-ઇષ્ટ (વિશેષણ, વિ फलम्) मिश्रम्-મિશ્ર, ઇષ્ટ અને અનીષ્ટ (વિશેષણ, વિ. फलम्) च-અને (અવ્યય) त्रिविधम्-ત્રણ પ્રકારનુ (વિશેષણ, વિ फलम्) कर्मण-કર્મનુ (નામ, ૫ એ વ નપુ. कर्मन्) फलम्-ફળ (નામ, પ્ર એ. વ નપુ' फल) भवति-થાય છે, હોય છે (ક્રિ વ કા ૩ પુ એ. વ. भू ૧ ગણ પરસ્મૈ૦) अत्यागिनाम्-સકામ પુરુષોના (નામ, ૫ મ વ પુ) प्रेत्य-મરણ પછી, ગયા પછી (વિધેય કૃદન્ત प्र+इ) न, तु-નહિ, પરતુ (અવ્યય) सन्यासिनाम्-સન્યાસીઓનું (નામ, ૫. મ વ પુ. सन्यासिन्) क्वचित्-કોઈ પણ કાળે (અવ્યય)

ભાવાર્થ-સકામ પુરુષોના (ત્યાગ નહિ કરી શકે એવા પુરૂષોના) કર્મનુ સારૂ, માઠુ અને મિશ્ર એવુ ત્રણ પ્રકારનુ ફલ મૃત્યુ પછી પણ હોય છે, સન્યાસીઓનું (ફલાસક્તિ અને કર્તાપણાના અભિમાનનો ત્યાગ કરનારા ઓનુ') કોઇપણુ કાળે કર્મનું ફલ હોતુ નથી. (૧૨)

વિવેચન-કર્મનાં ત્રણ ફળ હોઈ શકે (૧) અનિષ્ટ (૨) ઇષ્ટ (૩) મિશ્ર આ પ્રકારના કર્મના ફલના ભોક્તા સકામી પુરૂષો જ બની શકે. કર્મના ફલનો જેણે ત્યાગ કર્યો છે તેમને તો ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્ર ત્રણે ભાવો સરખા છે દેહધારી હોય તો પણુ તેને વાધો પડતો નથી અને દેહ છુટે તો પણ એને કલેશ થતો નથી

આત્મસુખ પ્રાપ્ત કરવાને માટે માનસત્યાગ અને નિષ્કામ કર્મની આવશ્યકતા છે

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।
साङ्ख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

શબ્દાર્થ-पञ्च-પાચ (વિશેષણ, વિ. कारणानि) एतानि-આ (વિશેષણ, વિ. कारणानि) महाबाहो-હે અર્જુન (સબોધન) कारणानि-કારણોને હેતુઓને

(નામ, દ્વિ. બ. વ. નપું. कारण) निबोध-સમજ, જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. नि+बुध् ૧ ગણ) मे-મારું, મારી પાસેથી (સર્વનામ, ૫. એ. વ. अस्मत्) साङ्ख्ये-સાંખ્ય શાસ્ત્રમાં (નામ, સ. એ. વ. નપું.) कृतान्ते-સિદ્ધાન્તે (નામ, સ. એ. વ. પુ. कृतान्त) प्रोक्तानि-કહેલ (ભૂ. કૃ. વિશેષણ, વિ. कारणानि) सिद्धये-સિદ્ધિને માટે (નામ, ચ. એ. વ. સ્ત્રી. सिद्धि) सर्वकर्मणाम्-બધાં કર્મોની (નામ, ૫. બ. વ. નપું.)

ભાવાર્થ-હે મહાબાહો ! સંપૂર્ણ કર્મની સિદ્ધિને માટે આ પાંચ હેતુઓ સાંખ્ય સિદ્ધાન્તમાં કહેલા છે. તેને મારી પાસેથી તું સમજ. (૧૩)

વિવેચન-સાંખ્ય શાસ્ત્રના હિસાબે નિર્ણય કરીએ તો સર્વ સિદ્ધિને માટે પાચ કારણો હોય છે. આ પાંચ કારણો ૧૪મા શ્લોકમાં સમજાવે છે.

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥१४॥

શબ્દાર્થ-अधिष्ठानम्-અધિષ્ઠાન, આધાર (નામ, પ્ર. એ. વ. નપું. अधिष्ठान) तथा-વળી, અથવા (અવ્યય) कर्ता-કર્તા (નામ, પ્ર. એ. વ. પુ. कर्तृ) करणम्-કરણ, સાધન (નામ, પ્ર. એ. વ. નપું. करण) च-અને (અવ્યય) पृथग्विधम्-જુદા જુદા પ્રકારનું (વિશેષણ, વિ करणम्) विविधाः-જુદી જુદી જાતના (વિશેષણ, વિ. चेष्टाः) च, पृथक्-અને, જુદું (અવ્યય) चेष्टाः-ચેષ્ટાઓ (નામ, પ્ર. બ. વ. સ્ત્રી. चेष्टा) दैवम्-દૈવ, પૂર્વ કર્મોના સરકા રૂપ બનેલું તત્ત્વ) (નામ, પ્ર. એ. વ. નપુ ) पञ्चमम्-પાંચમો (વિશેષણ, વિ. दैवम्) च, एव, अत्र-અને, વળી, અહીંઆ (અવ્યય)

ભાવાર્થ-આ વિષયમાં આધાર, કર્તા, જુદાં જુદાં કરણ, નાના પ્રકારની જુદી જુદી ચેષ્ટાઓ, તેમજ પાંચમો હેતુ દૈવ કહ્યું છે. (૧૪)

વિવેચન-આધાર, કર્તા, સાધન, જુદા જુદા પ્રકારની ચેષ્ટાઓ અને દૈવ આ પાચ કારણ (હેતુ) રૂપે બને છે.

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।

न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥१५॥

શબ્દાર્થ શરીરવાङ्मनोभिः-શરીર, વાણી અને મનથી (નામ તૃતીયા બ. વ. નપું) यत्-જે (સર્વનામ, દ્વિ એ વ. નપું) कर्म-કર્મને (નામ, દ્વિ. એ. વ નપું) प्रारभते-પ્રારંભે છે, શરૂ કરે છે (ક્રિ. વ કા ૩ પુ. એ વ प्र+आ+रभ् ૧ ગણ આત્મને૦) नरः-માણસ (નામ પ્ર. એ. વ. પુ नर) न्याय्यम्-ન્યાયવાળું (વિશેષણ, વિ. कर्म) वा-અથવા (અવ્યય) विपरीतम् (વિપરીત, અન્યાયી (વિશેષણ, વિ कर्म) वा-અથવા (અવ્યય) पञ्च-પાંચ (વિશેષણ, વિ हेतवः) एते-આ (સર્વનામ, પ્ર બ. વ. પુ. एतद्) तस्य-તેનુ, કર્મનું (સર્વનામ, ૫ એ વ. નપું तत्) हेतवः-હેતુઓ (નામ, પ્ર બ. વ. પુ हेतु)

ભાવાર્થ-મનુષ્ય મન, વાણી તથા શરીરથી ન્યાયપુરઃસર અથવા વિપરીત જે કર્મ આરંભે છે તેનાં આ પાચ જ કારણો છે (૧૫)

વિવેચન-શરીર, વાણી અને મનથી માણસ કર્મનો પ્રારંભ કરે છે. આ કર્મ શાસ્ત્ર અનુસાર અથવા વિપરીત પણ હોય તો પણ તે ૧૪મા શ્લોકમાં બતાવેલાં જ કારણરૂપે હોય છે.

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥१६॥

શબ્દાર્થ-तत्र, एवम्-ત્યાં, એ પ્રમાણે (અવ્યય) सति-છે, છતાં (સાતમી એ વ. सत्) कर्तारम्-કર્તાને (નામ, દ્વિ એ વ. પુ कर्तृ) आत्मानम्-આત્માને (નામ, દ્વિ બ વ પુ आत्मन्) केवलम्-કેવળ, માત્ર, (વિશેષણ, વિ आत्मानम्) तु-તો પણ, પરંતુ (અવ્યય) यः-જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ.) पश्यति-જુએ છે (ક્રિ. વ. કા ૩ પુ. એ વ दृश् (पश्य्) ૧ ગણ પરસ્મૈ૦) अकृतबुद्धित्वात्-અશુદ્ધ, અયોગ્ય બુદ્ધિ હોવાથી (નામ, પં. એ. વ નપુ) न-નહિ (અવ્યય) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ પ) पश्यति-જુએ છે (ક્રિ. વ કા ૩ પુ એ. વ. दृश् (पश्य्) પરસ્મૈ૦ ૧ ગણ) दुर्मतिः-દુષ્ટ બુદ્ધિ, અજ્ઞાની માણસ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી)

ભાવાર્થ-પરંતુ એમ હોવા છતાં પુરુષ અશુદ્ધ બુદ્ધિ હોવાને લીધે એ વિષયમાં (કર્મવિષયમાં) કેવળ (શુદ્ધસ્વરૂપ) આત્માને કર્તા જુએ છે (માને છે) તે મલિન બુદ્ધિવાળો (અજ્ઞાની) યથાર્થ જોતો નથી.

વિવેચન-આ પ્રકાર છે ત્યારે જે કોઇ પોતાને કર્તારૂપે માને છે તેને દુર્બુદ્ધિવાળો ગણવો કારણ કે એની અશુદ્ધ બુદ્ધિ છે. તાત્પર્ય કે એને ક્રિયાનાં સ્વરૂપો અને ક્રિયાનાં કારણોની ખબર નથી અને બુદ્ધિમાં ભેલસેલ ભાવો ઉભા કરી વિભ્રમતાને પામે છે. આ વિભ્રમતાને જ દુર્બુદ્ધિ કહેવામાં આવે છે.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥१७॥

શબ્દાર્થ-यस्य-જેનો (સર્વનામ, ૫ એ. વ. પુ) न-નહિ (અવ્યય) अहंकृतः-અહંકાર, હું કર્તા છું એવો (વિશેષણ, વિ. भावः) भाव-ભાવ (નામ, પ્ર એ. વ. પુ.) बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ સ્ત્રી बुद्धि) यस्य-જેની (સર્વનામ, ૫. એ. વ. પુ यत्) न-નહિ (અવ્યય) लिप्यते-લેપાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ વ. लिप् ૪ ગણ આત્મને૦) हत्वा-હણીને (વિધેય કૃદન્ત) अपि-પણ (અવ્યય) सः-તે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. तत्) इमान्-આ (સર્વનામ, દ્વિ. બ. વ. પુ. इदम्) लोकान्-લોકોને (નામ, દ્વિ બ. વ. પું. लोक) न-નહિ (અવ્યય) हन्ति-હણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ हन्- ૨ ગણ પરસ્મૈ૦) न-નહિ (અવ્યય) निबध्यते-બંધાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. नि+बन्ध् ૯ ગણ)

ભાવાર્થ-જે પુરુષ હું કર્તા છું એવો ભાવ રાખતો નથી. જેની બુદ્ધિ લેપાતી નથી, તે પુરૂષ આ લોકોને મારીને પણ નથી હણતો અને નથી બંધાતો. (૧૭)

વિવેચન-જે પુરૂષના અંતઃકરણમાં હું કરૂં છું એવો ભાવ ન હોય એને જેની બુદ્ધિ સાંસારિક પદાર્થોમાં લેપાતી નથી તે પ્રકારનો જીવ આ બધા લોકોનો નાશ કરે તો પણ તે મરતો નથી તેમ તે પાપથી બંધાતો નથી. કારણ એનાં કર્તવ્ય રાગદ્વેષ રહિત હોય છે રાગ અને દ્વેષ આ બે

શબ્દમાં આસક્તિ, સ્વાર્થ અને અહંકારનો સમાવેશ થાય છે.

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८॥

શબ્દાર્થ–ज्ञानम्–જ્ઞાનને (નામ, પ્ર. એ. વ. નપું.) ज्ञेयम्–જાણવા યોગ્ય (વિધેય કર્મણિ કૃ. નામ, પ્ર એ. વ. નપુ.) परिज्ञाता–જ્ઞાત, જાણનાર (નામ, પ્ર. એ વ. પુ परिज्ञातृ) त्रिविधा–ત્રણ પ્રકારની (વિશેષણ, વિ. कर्मचोदना) करणम्–કરણ, સાધન (નામ, પ્ર એ. વ. નપું. करण) कर्म–કર્મ (નામ, પ્ર. એ. વ. નપું.) कर्ता–કર્તા (નામ, પ્ર. એ. વ. પુ. कर्तृ) इति–એ પ્રકારે (અવ્યય) त्रिविधः–ત્રણ પ્રકારનું (વિશેષણ વિ. कर्मसङ्ग्रहः) कर्मसंग्रहः–કર્મનો સંગ્રહ (નામ, પ્ર. એ. વ. પુ.)

ભાવાર્થ–હવે કર્મના પ્રેરણાભાવમાં જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા ત્રણ હોય છે; કર્મના સંગ્રહમાં કર્તા, કરણ (સાધન) અને કર્મ એ ત્રણ હોય છે. (કર્મની પ્રેરણા=જ્ઞાન, જ્ઞેય, પરિજ્ઞાતા; કર્મના સંગ્રહ=કર્તા, કરણ કર્મ) (૧૮)

વિવેચન–જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા આ ત્રણના સંયોગે કર્મમાં પ્રેરણા થાય છે. એટલે કે આ ત્રણના સંયોગથી કર્મમાં પ્રવૃત્ત થવાની ઇચ્છા થાય છે. સાધન, કર્મ અને કર્તા એ ત્રણેનો કર્મના સંગ્રહમાં ઉપયોગ થાય છે. કર્મસંગ્રહ=કર્મનું બાહ્યસ્વરૂપ.

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसङ्ख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥

શબ્દાર્થ–ज्ञान (નામ, પ્ર. એ. વ. નપું.) कर्म–કર્મ (નામ, પ્ર એ. વ. નપું.) च–અને (અવ્યય) कर्ता–કર્તા (નામ, પ્ર. એ. વ. પુ) च–અને (અવ્યય) त्रिधा–ત્રણ પ્રકારે, ત્રણ ત્રણ પ્રકારે (અવ્યય) एव–જ, માત્ર (અવ્યય) गुणभेदतः–ગુણના ભેદથી (નામ, પં. એ. વ. तः પ્રત્યેય) प्रोच्यते–કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ. વ. ૨ ગણ प्र+वच्) गुणसंख्याने–સાંખ્ય શાસ્ત્રમાં (નામ, સ. એ. વ. નપું.) यथावत्–જેવી રીતે (અવ્યય) शृणु–સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ.

શ્ટ ૫ ગણ પરસ્મૈ૦) तानि-તેઓને (સર્વનામ, દ્વિ. બ વ. નપુ. तत्) अपि-પણ (અવ્યય)

ભાવાર્થ-જ્ઞાન, કર્મ અને કર્તા પણ ગુણોના ભેદથી સાંખ્યશાસ્ત્રમાં ત્રણ ત્રણ પ્રકારથી કહેવામાં આવે છે; તેમને પણ તું સારી રીતે જેમ છે તેમ સાંભળ (૧૯)

વિવેચન-સાંખ્યશાસ્ત્રમાં ગુણના ભેદથી જ્ઞાન, કર્મ અને કર્તા ત્રણ પ્રકારથી બતાવવામાં આવે છે એટલે કે ત્રણ પ્રકારનું જ્ઞાન, ત્રણ પ્રકારનું કર્મ અને ત્રણ પ્રકારના કર્તા તાત્પર્ય કે ત્યાં પ્રકૃતિના ભાવોમાં કર્મ અને જ્ઞાન રહે છે અને પ્રકૃતિ કર્તા બને છે એટલે જેવી જેવી પ્રકૃતિના ગુણ તેવું તેવું જ્ઞાન, તેવું તેવું કર્મ અને તેવા તેવા ધર્મ. (સ્વભાવ)

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०॥

શબ્દાર્થ-सर्वभूतेषु-બધા પ્રાણીઓમાં (નામ, સ. બ. વ. નપું) येन-જેના વડે જે (જ્ઞાન વડે) (સર્વનામ, તૃ એ. વ નપું) एकम्-એક (વિશેષણ, વિ. भावम्) भावम्-ભાવને (નામ, દ્વિ. એ. ૧ પુ. भाव) अव्ययम्-અવિનાશી (વિશેષણ, વિ भावम्) ईक्षते-જુએ છે (ક્રિ વ ા ૩ પુ એ વ. ईक्ष् ૧ ગણ) अविभक्तम्-નહિ ભાંગેલો (વિશેષણ, વિ. भावम्) विभक्तेषु-જુદા જુદા વિભાગમાં (વિશેષણ. વિ भूतेषु) तत्-તે (સર્વનામ, દ્વિ એ વ. નપું.) ज्ञानम्-જ્ઞાનને (નામ, દ્વિ એ વ નપું ज्ञान) विद्धि-જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. પરસ્મૈ૦ ૨ ગણ) सात्त्विकम्-સાત્ત્વિક (વિશેષણ, વિ. ज्ञानम्)

ભાવાર્થ-જે જ્ઞાનથી (મનુષ્યો) જુદા જુદા વિભાગ પડેલા સર્વ ભૂતોમાં એક અવિનાશી (પરમાત્મા) ભાવને વિભાગ રહિત જુએ છે તે જ્ઞાનને તુ સાત્ત્વિક જાણ (૨૦)

વિવેચન-સર્વ પ્રાણીમા અવિનાશી પરમાત્માનો ભાવ સમભાવે સ્થિત છે એ પ્રકારનુ જ્ઞાન સાત્ત્વિક જ્ઞાન કહેવાય છે સાત્ત્વિક જ્ઞાનમાં ચિત્તમાં ભેદ ભાવો જોઈએ નહિ

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥

શબ્દાર્થ-पृथक्त्वेन-વિભાગથી, જુદાપણાથી (નામ, તૃ. એ. વ. નપું.) तु-પરંતુ, તો (અવ્યય) यत्-જે (સર્વનામ, દ્વિ. એ વ. નપું.) ज्ञानम्-જ્ઞાનને (નામ, દ્વિ. એ વ. નપું. ज्ञान) नानाभावान्-જુદા જુદા ભાવોને (નામ, દ્વિ. બ. વ. પુ.) पृथग्विधान्-ભિન્ન ભિન્ન પ્રકારે (વિશેષણ, વિ. नानाभावान्) वेत्ति-જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. विद् ૨ ગણ પરસ્મૈ૦) सर्वेषु-બધામાં (સર્વનામ, સ. બ વ નપું) भूतेषु-પ્રાણીઓમાં (નામ, સ. બ. વ. નપું.) तत्-તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) ज्ञानम्-જ્ઞાનને (નામ, દ્વિ. એ. વ. નપું. ज्ञान) विद्धि-જાણ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. પરસ્મૈ૦ विद् ૨ ગણ.) राजसम्-રાજસ (વિશેષણ, વિ. ज्ञानम्)

ભાવાર્થ-અને જે જ્ઞાન વડે સર્વભૂતોમાં ભિન્નભિન્ન પ્રકારના અનેક ભાવોને પૃથક્‌ત્વ જાણે છે તે જ્ઞાનને રાજસ જાણ.

વિવેચન-પરમાત્માના જુદા જુદા ભાવો છે અને એ ભાવો જુદા જુદા પ્રાણીઓમાં વ્યક્ત થાય છે. એ પ્રકારના જ્ઞાનને રાજસ જ્ઞાન કહે છે.

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥

શબ્દાર્થ-यत्-જે જ્ઞાન (સર્વનામ, પ્ર એ. વ. નપું) तु-પણ, તો (અવ્યય) कृत्स्नवत्-અખિલ, સંપૂર્ણ જેવું (વિશેષણ, વિ यत्) एकस्मिन्-એક (વિશેષણ, વિ. कार्ये) कार्ये-કામમાં, કાર્યરૂપ શરીરમાં (નામ, સ. એ. વ. નપું.) सक्तम्-આસક્ત (વિશેષણ, વિ. यत्) अहैतुकम्-હેતુ વિનાનું, કારણ વિનાનું, યુક્તિ વિનાનું (વિશેષણ, વિ यत्) अतत्त्वार्थवत्-તત્ત્વોથી રહિત (વિશેષણ, વિ. यत्) अल्पम् તુચ્છ, હલકું (વિશેષણ, વિ. यत्) च-અને (અવ્યય) तत्-તે જ્ઞાન (સર્વનામ, પ્ર. એ. વ. નપું) तामसम्-તામસ (વિશેષણ, વિ तत्) उदाहृतम्-કહેવાયેલું છે (ભૂ. કૃ. વિશેષણ, વિ. तत्)

ભાવાર્થ-અને જે જ્ઞાન એક કાર્યરૂપ શરીરમાં જ સંપૂર્ણ જેવું આસક્ત છે, અને યુકિત વગરનું તત્ત્વ અર્થથી રહિત, તુચ્છ છે, તે જ્ઞાન તામસ કહેવાયેલું છે. (૨૨)

વિવેચન-કાર્યરૂપ શરીર છે અને એ કાર્યરૂપ શરીરમાં જાણે એ સંપૂર્ણ હોય એવી રીતે તેમાં આસક્તિ કરે છે. આ આસક્તિનો ભાવ બરાબર જોતાં તુચ્છ, હેતુ વિનાનો અને તત્ત્વાર્થરહિત છે. છતાં પણ તેમાં શરીરમાં આસક્તિ કરવા પુરતું જ્ઞાન જણાય છે. તે જ્ઞાનને તામસજ્ઞાન કહે છે.

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥

શબ્દાર્થ-**नियतम्**-નક્કી કરેલું, નક્કી થયેલું (વિશેષણ, વિ. **कर्म**) **सङ्गरहितम्**-આસક્તિ વિનાનું, કર્તાપણાના અભિમાન વિનાનું (વિશેષણ, વિ. **कर्म**) **अरागद्वेषतः**-રાગ દ્વેષથી રહિત (નામ, પું. એ. વ. **तः** પ્રત્યય) **कृतम्**-કરેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. **कर्म**) **अफलप्रेप्सुना**-ફળની ઇચ્છા નહિ રાખનાર પુરુષો વડે (નામ, તૃ. એ. વ. પુ) **कर्म**-કર્મ (નામ, પ્ર. એ. વ. નપું.) **यत्**-જે (સર્વનામ, પ્ર એ. વ. નપું.) **तत्**-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) **सात्त्विकम्**-સાત્વિક (વિશેષણ, વિ. **कर्म**) **उच्यते**-કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ એ. વ. **वच्** ૨ ગણ.)

ભાવાર્થ-જે કર્મ શાસ્રથી કરેલુ, અને કર્તાપણાના અભિમાનથી રહિત, ફળની ઇચ્છા વિનાના પુરૂષો વડે રાગ અને દ્વેષ વિના કહેલું છે તે સાત્વિક કહેવાય છે (૨૩)

વિવેચન-કર્મ નિયત અને શાસ્ત્રસ્વીકૃત હોવું જોઈએ. આ પ્રકારનાં કર્મ કરનાર કર્તાપણાના અભિમાન વિનાનો હોવો જોઈએ. વળી તેને ફલની પણ આશા ન હોવી જોઈએ. રાગ દ્વેષ વિનાનાં એનાં કર્મો હશે તો તે સાત્વિક ગણાશે

यत्तु कामेप्सुना कर्म साहङ्कारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥

શબ્દાર્થ-यत्-જે (સર્વનામ, પ્ર. એ વ. નપું) तु-પણ, અને (અવ્યય) कामेप्सुना-કામની ઇચ્છાવાળા વડે (નામ, તૃ. એ. વ. પુ. कामेप्सु) कर्म-કર્મ (નામ, પ્ર. એ. વ. નપું. कर्मन्) साहंकारेण-કર્તાપણાના અભિમાન સાથે (નામ, તૃ. એ. વ. પુ. साहंकार) वा पुनः-અથવા, ફરીથી (અવ્યય) क्रियते-કરાય છે (ક્રિ. વ. કર્મણિ ૩ પુ. એ વ) बहुलायासम्-ઘણા પ્રયત્નોવાળું (बहुलाः आयासा यस्मिन् इति બ. વ્રીહિ. વિશેષણ, વિ कर्म) तत्-તે (કર્મ) (સર્વનામ, પ્ર એ. વ. નપું.) राजसम्-રાજસ (વિશેષણ, વિ कर्म) उदाहृतम्-કહેવાયેલું (વિશેષણ, વિ कर्म क़ृ)

ભાવાર્થ-અને જે કર્મ ઘણા પ્રયત્નોવાળું તથા કામની ઇચ્છાવાળા વડે અને કર્તાપણાના અભિમાનથી કરવામાં આવે છે તે રાજસ કહેવામાં આવે છે. (૨૪)

વિવેચન-અતિ પરિશ્રમવાળાં કર્મ. વળી તેમાં અહંકારની ભાવના અને ફલની આસક્તિ આ પ્રકારના કર્મને રાજસ કર્મ કહે છે.

अनुबन्धं क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥

શબ્દાર્થ-अनुबन्धम्-પરિણામ (નામ દ્વિ. એ. વ. પુ) क्षयम्-હાનિ, નાશ (નામ. દ્વિ એ વ પુ) हिंसाम्-હિંસાને (નામ દ્વિ એ વ સ્ત્રી) अनवेक्ष्य-નહિ વિચારીને (વિશેષ કૃદન્ત अवईक्ष् ? ગણ) च-અને (અવ્યય) पौरुषम्-પોતાનું સામર્થ્ય (નામ, દ્વિ. એ. વ. નપું. पौरुष) मोहात्-કેવળ અજ્ઞાનથી (નામ, પં. એ. વ. પુ. मोह) आरभ्यते-આરંભાય છે. (ક્રિ. વ કર્મણિ ૩ પુ. એ. વ. आ+रभ ? ગણ આત્મને०) कर्म-કર્મ (નામ, પ્ર. એ વ નપું. कर्मन्) यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપુ) तत्-તે (સર્વનામ, પ્ર. એ વ. નપું.) उच्यते-કહેવાય છે (ક્રિ. વ. કર્મણિ ? પુ. એ. વ वच् ૨ ગણ)

ભાવાર્થ-જે કર્મ પરિણામ, હાનિ, હિંસા અને સામર્થ્યને નહિ વિચારીને કેવળ મોહથી આરંભાય છે તે કર્મ તામસ કહેવાયેલું છે. (૨૫)

વિવેચન-માત્ર અજ્ઞાનથી મોહને વશ થઈ પરિણામ જાણ્યા વિના, કર્મ હાનિકર છે, હિંસાત્મક છે કે પોતાની શક્તિની બ્હારનું છે, તેનો વિચાર કર્યા વગર કરેલાં કર્મને તામસ કહેવાય છે.

તામસ એટલે અજ્ઞાન અને મોહ. તામસગુણીમાં અજ્ઞાન અને મોહ બન્ને હોય છે. લૌકિક ભાવોમાં તામસ વધારે પ્રમાણમાં છે, રાજસ ઓછું છે અને સાત્વિક તો જવલ્લે જ હોય છે.

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥२६॥

શબ્દાર્થ-मुक्तसङ्गः-આસકિત રહિત (વિશેષણ, વિ. कर्ता) अनहंवादी-અહંકારના બોલ-વચન ન બોલનારો (વિશેષણ, વિ. कर्ता) धृत्युत्साहसमन्वितः-ધૈર્ય અને ઉત્સાહથી યુકત (धृत्या उत्साहेन च समन्वितः તત્પુ૦) વિશેષણ, વિ. कर्ता) सिद्ध्यसिद्ध्यो-સિદ્ધ અને અસિદ્ધિમાં કાર્ય થવામાં અને ન થવામાં (નામ, સ. દ્વિ વ. સ્ત્રી) निर्विकारः-વિકારોથી રહિત (વિશેષણ, વિ. कर्ता) कर्ता-કર્તા (નામ, પ્ર. એ વ. પુ. कर्तृ) सात्त्विकः-સાત્વિક વિ. कर्ता) उच्यते-કહેવાય છે. (ક્રિ. વ. કર્મણિ ૩ પુ એ. વ. वच् ૨ ગણ.)

ભાવાર્થ-આસક્તિથી રહિત, અહંકારનાં વચન ન બોલનારો, ધૈર્ય અને ઉત્સાહથી યુકત, કાર્ય સિદ્ધ થવામાં તથા ન થવામાં હર્ષશોકાદિ વિકારોથી રહિત કર્તા સાત્વિક કહેવાય છે. (૨૬)

વિવેચન-કર્મ કરનાર જો સાત્વિક હશે તો તેનામાં આસકિત નહિ હોય. અભિમાનના શબ્દો એની વાણીમાંથી નહિ નીકળે. કર્મમાં ધૈર્ય અને ઉત્સાહ પૂર્ણભાવે જણાશે. વળી કર્મની સિદ્ધિ અથવા અસિદ્ધિ પ્રાપ્ત થતાં એને હર્ષ તેમ જ શોક હશે નહિ. આવાં કર્મ (આવી રીતે) કરનાર સાત્વિક ગણાય છે.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥२७॥

શબ્દાર્થ–रागी–આસક્તિવાળો (વિશેષણ, વિ. कर्ता) कर्मफलप्रेप्सुः–કર્મના ફળની ઈચ્છાવાળો (વિશેષણ, વિ. कर्ता) लुब्धः–લોભી (વિશેષણ, વિ. कर्ता) हिंसात्मकः–બીજાને કષ્ટ આપવાના સ્વભાવવાળો (વિશેષણ, વિ. कर्ता) अशुचिः–અપવિત્ર (વિશેષણ, વિ. कर्ता) हर्षशोकान्वितः–હર્ષ અને શોકવાળો (વિશેષણ, વિ. कर्ता) कर्ता–નામ (નામ પ્ર. એ. વ. પુ. કર્તા) राजसः–રાજસ (વિશેષણ, વિ. कर्ता) परिकीर्तितः–કહેવાયેલો છે (ભૂ. કૃ. વિશેષણ, વિ. कर्ता)

ભાવાર્થ–આસક્તિથી યુક્ત, કર્મના ફળને ઈચ્છનારો, લોભી, બીજાને કષ્ટ આપવાના સ્વભાવવાળો, અપવિત્ર, હર્ષશોકથી લેવાયેલો કર્તા રાજસ કહેવાયેલો છે. (૨૭)

વિવેચન–આસક્તિવાળો કર્મના ફલની ઈચ્છા કરનાર, લોભી, અન્યને ક્લેશ આપવાના સ્વભાવવાળો, હર્ષ અને શોકમાં ખરડાયેલો રાજસ કર્તા ગણાય છે.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥

શબ્દાર્થ–अयुक्तः–અયોગ્ય યોગી નહિ તે, વિક્ષિપ્ત ચિત્તવાળો (વિશેષણ, વિ. कर्ता) प्राकृतः–અસંસ્કારી, શિક્ષા રહિત (વિશેષણ, વિ. कर्ता) स्तब्धः–અનમ્ર (વિશેષણ, વિ. कर्ता) शठः–ધુતારો, ઠગ (વિશેષણ, વિ. कर्ता) नैष्कृतिकः–બીજાને નડનારો (વિશેષણ, વિ. कर्ता) अलसः–આળસુ (વિશેષણ વિ. कर्ता) विषादी–શોક કરવાના સ્વભાવવાળો (વિશેષણ, વિ. कर्ता) दीर्घसूत्री–કામ કરવામાં ઘણો સમય લેનારો (વિશેષણ, વિ. कर्ता) च–અને (અવ્યય) तामसः–તામસ (વિશેષણ, વિ. कर्ता) कर्ता–કર્તા (નામ, પ્ર. એ. વ. પુ. કર્તા) उच्यते–કહેવાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. કર્મણિ ૨ ગણ૦)

ભાવાર્થ–વિક્ષેપયુક્ત ચિત્તવાળો, અસંસ્કૃત, અનમ્ર, ઠગ બીજાને

નડનારો, આળસુ, શોક કરવાના સ્વભાવવાળો, અને સાધારણુ કાર્યને માટે લાંબો સમય લેનારો કર્તા તામસ કહેવાય છે. (૨૮)

વિવેચન-ચિત્તમાં વિક્ષેપ જ ધારણુ કરનાર, ધૂર્ત, પ્રકૃતિના વિષયોમાં મોહ કરનાર, દંભ ધારણુ કરનાર, અજ્ઞાની, આજીવિકાનો નાશ કરનાર, કેવળ વ્યામોહમાં જ પડી રહેનાર, શોક ઉત્પન્ન થાય એવા સ્વભાવને ધારણુ કરનાર, સાધારણુ કાર્યમાં પણુ અતિ સમય રોકનાર, આ પ્રકારના જીવોને તામસ કર્તા કહેવામાં આવે છે.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनञ्जय ॥२९॥

શબ્દાર્થ-बुद्धेः-બુદ્ધિનો (નામ, ષ. એ. વ. સ્ત્રી) भेदम्-ભેદને (નામ, દ્વિ. એ. વ. પુ. भेद) धृतेः-ધૈર્યનો (નામ, ષ. એ. વ સ્ત્રી धृत) च, एव-અને, વળી (અવ્યય) गुणतः-ગુણુથી, ગુણુ ભેદથી (નામ, પં. એ. વ. तः પ્રત્યય) त्रिविधम्-ત્રણુ પ્રકારનું (વિશેષણુ, વિ. भेदम्) शृणु-સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. श्रु ૫ ગણુ૦) प्रोच्यमानम्-કહેવાતો, કહેવામાં આવતો (વ કૃ વિશેષણુ, વિ. भेदम्) अशेषेण-સંપૂર્ણુતાથી (નામ. તૃ. એ. વ. પુ.) पृथक्त्वेन-પૃથક્તાથી, જુદા જુદા ભેદોથી (નામ, તૃ. એ. વ. નપું.) धनञ्जय-હે ધનંજય (સંબોધન)

ભાવાર્થ-હે ધનંજય ! બુદ્ધિના અને ધારણા શક્તિના ગુણુ ભેદને લીધે ત્રણુ પ્રકારના ભેદ સંપૂર્ણુતાથી તેમજ જુદા જુદા કહેવામાં આવતા મારી પાસેથી સાંભળ. (૨૯)

વિવેચન-બુદ્ધિ અને ધૈર્યના (આ બેના) ત્રણુ પ્રકારે ભેદ પડે છે. (ગુણુના હિસાબે) સત્ત્વ, રાજસ અને તામસ (બુદ્ધિ અને ધૈર્ય) આ ભેદને વિભાગ સહિત પૂર્ણુતાએ હવે પછી કહેવામાં આવે છે.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥

શબ્દાર્થ-प्रवृत्तिम्-પ્રવૃત્તિને (નામ, દ્વિ. એ. વ. प्रवृत्ति) च-અને (અવ્યય) निवृत्तिम्-નિવૃત્તિને (નામ, દ્વિ એ. વ. સ્ત્રી.) च-અને (અવ્યય) कार्याकार्ये-કામ અને નહિ કામને, કાર્ય અને અકાર્યને (નામ, દ્વિ. વ. નપું) भयाभये-ભય અને અભયને (નામ, દ્વિ. વ. નપું.) बन्धम्-બન્ધને (નામ, દ્વિ. એ. વ. પુ. बन्ध) मोक्षम्-મોક્ષને (નામ, દ્વિ એ. વ પુ. मोक्ष) च-અને (અવ્યય) या-જે (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી.) वेत्ति-જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. विद् ૨ ગણ પરસ્મૈ૦) बुद्धि-બુદ્ધિ (નામ, પ્ર એ. વ. સ્ત્રી) सा-તે (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી.) पार्थ-હે પાર્થ (સંબોધન) सात्त्विकी-સાત્વિકી (વિશેષણ, વિ. बुद्धिः)

ભાવાર્થ-હે પાર્થ ! પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગને, તથા કાર્ય અને અકાર્ય, ભય અને અભયને, બંધન અને મોક્ષને જે બુદ્ધિ તત્ત્વથી જાણે છે તે બુદ્ધિ સાત્વિકી છે. (૩૦)

વિવેચન-પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ, કાર્ય અને અકાર્ય, ભય અને અભય, બંધ અને મોક્ષને જે બુદ્ધિ વડે આ સમજી શકાય છે તેને સાત્વિક કહેવામાં આવે છે.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥

શબ્દાર્થ-यया-જેના વડે, જે બુદ્ધિ વડે (સર્વનામ, દ્વિ. એ. વ. સ્ત્રી) धर्मम्-ધર્મને (નામ, દ્વિ. એ. વ પુ धर्म) अधर्मम्-અધર્મને (નામ, દ્વિ. એ. વ. પુ) च-અને (અવ્યય) कार्यम्-કાર્યને (નામ, દ્વિ. એ. વ નપું. कार्य) च-અને (અવ્યય) अकार्यम्-અકાર્યને (નામ, દ્વિ એ. વ. નપું) एव, च-અને, વળી (અવ્યય) अयथावत्-યથાર્થ નહિ (અવ્યય) प्रजानाति-જાણે છે (ક્રિ. વ કા. ૩ પુ. એ. વ. प्र+ज्ञा પરસ્મૈ૦ ૯ ગણ૦) बुद्धिः-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી૦) सा-તે (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી) पार्थ-હે પાર્થ (સંબોધન) राजसी-રાજસી (વિશેષણ, વિ. बुद्धि)

ભાવાર્થ-હે પાર્થ ! જે બુદ્ધિ વડે ધર્મ અને અધર્મને તથા કર્તવ્ય

અને અકર્તવ્યને યથાર્થ (મનુષ્ય) જાણતો નથી તે બુદ્ધિ રાજસી છે. (૩૧)

વિવેચન-ધર્મ અને અધર્મ, કર્તવ્ય અને અકર્તવ્ય યથાર્થ જે બુદ્ધિ સમજી શકતી નથી તે બુદ્ધિને રાજસીબુદ્ધિ કહેવામાં આવે છે.

अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥

શબ્દાર્થ-**अधर्मम्**-અધર્મને (નામ, દ્વિ. એ વ. પુ) **धर्मम्**-ધર્મને (નામ, પ્ર. એ વ. પુ.) **या**-જે (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી) **इति**-એમ (અવ્યય) **मन्यते**-માને છે (ક્રિ વ કા. ૩ પુ એ વ **मन्** ૪ ગણુ) **तमसा**-તામસથી, તમોગુણથી (નામ, દ્વિ. એ વ નપુ ) **आवृता**-ઘેરાયેલી (વ. કૃ. વિશેષણ, વિ. **तमसा**) **सर्वार्थान्**-સર્વ અર્થોને (નામ, દ્વિ બ. વ પુ) **विपरीतान्**-વિપરીત (વિશેષણ, વિ. **सर्वार्थान्** ) **च**-અને (અવ્યય) **बुद्धिः**-બુદ્ધિ (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) **सा**-તે (સર્વનામ, પ્ર. એ. વ સ્ત્રી) **पार्थ**-હે પાર્થ (સંબોધન) **तामसी**-તામસી (વિશેષણ, વિ. **बुद्धिः**)

ભાવાર્થ-હેપાર્થ ! જે બુદ્ધિ તમોગુણથી આવૃત્ત થયેલી, અધર્મને ધર્મ તથા બધા અર્થોને વિપરીતજ માને છે તે બુદ્ધિ તામસી છે. (૩૩)

વિવેચન-અધર્મને ધર્મ માનનાર અને અર્થો (વિષય)ના વિભાવને વિપરીત માનવા આ પ્રકારની બુદ્ધિ કેવળ અજ્ઞાનવાળી છે. એ કારણે તેને તામસ કહેવામા આવે છે દુનિયામા સામાન્યત જીવોનો મોટો વર્ગ તમોગુણવાળો હોય છે, અજ્ઞાની હોય છે. વળી બીજો વર્ગ છે તે કાંઈ સમજી શકે છે ખરો, પરંતુ તેને મોહ વધારે હોવાથી તે રજોગુણવાળાં કર્મો કરે છે. અને તેમાથી ફળની આશા રાખે છે આ રીતે સામાન્ય ક્રમ ચાલ્યા કરે છે. કોઈક વિશેષ પ્રકારના જીવો છે તેઓ યથાર્થ સમજવાનો પ્રયત્ન કરે છે, અને તે પ્રકારે કર્મ કરવા પ્રવૃત થાય છે જ્યાસુધી એ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરે નહિ ત્યા સુધા તેના કર્મો ભલે શુદ્ધ હશે તો પણ ત્યાં કઈક અંશે રાગ અને દ્વેષ જ જણાશે. અજ્ઞાન સાથે મોહભાવને તામસભાવ કહેવાય છે. કાંઈક જ્ઞાન અને કાંઈક અજ્ઞાનની સાથે સાથે મોહવાળા ભાવોને રાજસભાવ કહેવામા આવે છે. યથાર્થ જ્ઞાન અને સાથે સાથે મોહને સા...

કહેવાય છે.

કેટલાએક શુદ્ધ સાત્ત્વિક ભાવો છે જે જ્ઞાન, કર્મ અને ભક્તિ ઉત્પન્ન કર્યા વગર આત્મસુખ કેળવવા મદદગાર થાય છે.

धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥३३॥

શબ્દાર્થ-धृत्या-ધારણાથી, ધૈર્યથી (નામ, તૃ એ. વ. સ્ત્રી) यया-જેના વડે, ધૈર્ય વડે (સર્વનામ, તૃ. એ. વ. સ્ત્રી) धारयते-ધારણ કરે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. धृ (धारय्) ૧૦ ગણ આત્મને૦) मनः प्राणेन्द्रिय क्रियाः-મન, પ્રાણ અને ઇન્દ્રિયોની, ક્રિયાઓને, મન, પ્રાણ તથા ઇન્દ્રિયોને ભગવદ્‌ભજન ઇ. માં રોકવાં (નામ, દ્વિ. બ. વ. સ્ત્રી. मनः प्राणः इन्द्रिय च इति तेषां क्रिया· તત્પુ૦) योगेन-ધ્યાન યોગથી, યોગથી વિચારથી (નામ, તૃ. એ. વ. પુ. योग) अव्यभिचारिण्या-ભગવદ્‌વિષય સંબંધી યોગવડે અચળ થયેલી (વિશેષણ, વિ. धृत्या) धृतिः-ધારણા, ધૈર્ય (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) सा-તે (સર્વનામ, પ્ર એ. વ. સ્ત્રી.) पार्थ-હે પાર્થ (સંબોધન) सात्त्विकी-સાત્ત્વિકી (વિશેષણ, વિ. धृतिः)

ભાવાર્થ-હે પાર્થ ! ધ્યાનયોગ દ્વારા જે અવ્યભિચારિણી ધારણાથી મનુષ્ય મન, પ્રાણ, ઇન્દ્રિય અને તેની ક્રિયાઓને ધારણ કરે છે તે ધારણા સાત્ત્વિકી છે. (૩૩)

વિવેચન-યોગ (બુદ્ધિયોગ) સાથે ધૈર્ય. આ બન્ને અવ્યભિચારી ભાવે-સ્થિર ભાવે મન, પ્રાણ, ઇન્દ્રિય અને તેની ક્રિયાઓ સાથે ધારણ કરવામાં આવે છે. એ પ્રકારના ધૈર્યના અવલંબનને સાત્ત્વિક ધર્મનું અવલંબન ગણવામાં આવે છે. યોગ એટલે ચિત્તને બુદ્ધિ સાથે જોડવું.

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥

શબ્દાર્થ-यया-જેના વડે (સર્વનામ, તૃ. એ. વ. સ્ત્રી. यत्) तु-તો

પણ (અવ્યય) धर्मकामार्थान्-ધર્મ, કામ અને અર્થને (નામ, દ્વિ. બ. વ. પુ) धृत्या-ધારણા વડે, ધૈર્ય વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. धृति) धारयते-ધારણ કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ વ. धृ ૧૦ ગણ આત્મને૦) अर्जुन-હે અર્જુન (સંબોધન) प्रसङ्गेन-ઘણી આસક્તિથી (નામ, તૃ. એ. વ. પુ) फलाकाङ्क्षी-ફળની ઇચ્છાવાળો (નામ, પ્ર. એ. વ. પુ) धृतिः-ધારણા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) सा-તે (સર્વનામ, પ્ર. એ વ. સ્ત્રી) पार्थ-હે પાર્થ (સંબોધન) राजसी-રાજસી (વિશેષણ, વિ. धृ त.)

ભાવાર્થ-હે પાર્થ ! હે અર્જુન ! ફળની ઇચ્છાવાળો મનુષ્ય અતિ આસક્તિથી જે ધારણા વડે ધર્મ, કામ અને અર્થને ધારણ કરે છે. તે ધારણા રાજસી છે. (૩૪)

વિવેચન- કોઈક પ્રસંગે, કોઈક ફલની ઇચ્છાએ, ધર્મ અર્થ અને કામને ધૈર્યપૂર્વક સેવવામા આવે છે. એમા પ્રાસંગિત ફલની આકાક્ષા રાખવામા આવે છે અને તેને માટે જેટલુ ધૈર્ય કેળવવામાં આવે છે તે ધૈર્યને રાજસ ધૈર્ય કહેવામા આવે છે.

यया स्वप्नं भयं शोकं विषाद मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

શબ્દાર્થ-यया-જેના વડે (સર્વનામ, તૃ એ. વ. સ્ત્રી) स्वप्नम्-નિદ્રાને, ભયને (નામ, દ્વિ. એ. વ. નપુ. स्वप्न) भयम्-ભયને (નામ, દ્વિ. એ. વ. નપુ भय) शोकम्-શોકને, ચિંતાને (નામ, દ્વિ એ વ. પુ.) विषादम्-શોકમય દુઃખ, અંદરનુ દુઃખ, માનસિક દુ ખ (નામ, દ્વિ એ વ. પુ) मदम्-ઉન્મત્તતાને, છકેલપણાને (નામ, દ્વિ. એ. વ પુ) एव च-વળી, અને (અવ્યય) न-નહિ (અવ્યય) विमुञ्चति-છોડે છે (ક્રિ વ. કા ૩ પુ. એ વ ૧ ગણ પરસ્મૈ૦ વિ. मुच् (मुञ्च) दुर्मेधाः-દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય (નામ, પ્ર. એ વ પુ) धृतिः-ધારણા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી) सा-તે (સર્વનામ, પ્ર એ. વ સ્ત્રી) पार्थ-હે પાર્થ (સંબોધન) तामसी-તામસી (વિશેષણ, વિ. धृतिः)

ભાવાર્થ-હે પાર્થ ! દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય જે ધારણાવડે સ્વપ્ન,

(નિદ્રા), ભય, ચિંતા અને દુઃખ અને મદન છોડયા નથી (ધારણા કરી રાખે છે) તે ધારણા તામસી છે. (૩૫)

વિવેચન–કોઇક પ્રકારનું ધૈર્ય દુષ્ટ બુદ્ધિને કેળવે છે અને તેમાં સ્વપ્ન, ભય, શોક, ક્લેશ અને મદનું સેવન થયા કરે છે. આ સેવનનો ત્યાગ કરવા તે ઇચ્છતો નથી; પરંતુ એને ચાલુ રાખવાની પ્રવૃત્તિ કરે છે. આ પ્રકારના ધૈર્યને તામસ ધૈર્ય કહે છે. કેવળ અજ્ઞાનમય પ્રકારનું આ ધૈર્ય છે.

सुखंत्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥३६॥

શબ્દાર્થ–सुखम्–સુખને (નામ, દ્વિ. એ. વ નપું) તુ, इदानीम्–પણ, હવે (અવ્યય) त्रिविधम्–ત્રણ પ્રકારનું (વિશેષણ, વિ. सुखम्) शृणु–સાંભળ (ક્રિ. આતાર્થ ૨ પુ એ વ श्रु ૫ ગણ) मे–મારી (સર્વનામ, ષ. એ. વ अस्मत्) भरतर्षभ–હે અર્જુન (સંબોધન) अभ्यासात्–અભ્યાસથી, ભજન ધ્યાન અને સેવાદિના અભ્યાસથી (નામ, પં એ. વ. પુ.) रमते–રમણ કરે છે (ક્રિ વ કા. ૩ પુ. એ વ. रम् ૧ ગણ આત્મને૦) यत्र–જ્યાં, જે સૃષ્ટિમાં (અવ્યય) दुःखान्तम्–દુઃખોના અંતને, સુખને (નામ, દ્વિ. એ. વ પુ) च–અને (અવ્યય) निगच्छति–મેળવે છે, પ્રાપ્ત થાય છે. (ક્રિ વ કા ૩ પુ. એ. વ. निग्गाम् ૧ ગણ)

ભાવાર્થ–હવે સુખ ત્રણ પ્રકારનું મારી પાસેથી સાંભળ. હે ભરત-શ્રેષ્ઠ ! જે સુખમાં ભજનાદિના અભ્યાસથી રમણ કરે છે તે સુખ દુઃખોનાં અંતને પ્રાપ્ત કરે છે (તે સુખ વાસ્તવિક સુખ છે) (૩૬)

વિવેચન–સુખ ત્રણ પ્રકારનાં છે. તેમાં કોઈક સુખમાં અભ્યાસક જીવ (ભગવદ્દવિભાવ સિદ્ધ કરવા ભજન, ધ્યાન, સેવા, સ્મરણાદિ પ્રકારનો નિરંતર સેવન કરનાર) નિત્ય સ્મરણ કરે છે. આ સ્મરણમાં દુઃખોનો અંત અનુભવે છે એ રમણ નામના આનંદને સાત્વિક સુખ કહેવામાં આવે છે. આ સ્મરણ એક પ્રકારના શુદ્ધ સત્વાત્મક સુખનો અનુભવ કરાવે છે.

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥

શબ્દાર્થ–यत्–જે (સર્વનામ, પ્ર એ વ. નપું.) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ નપું.) अग्रे–આગળ સમયમા, સાધન કામમાં (નામ, સ. એ વ. પુ. અવ્યય) विषम्–ઝેર (નામ, પ્ર. એ વ. નપું) इव–એમ, જેવુ (અવ્યય) परिणामे–પરિણામમાં (નામ, સ એ. વ. પુ.) अमृतोपमम्–અમૃત બરાબર (अमृतम् एव उपमा यस्य इति બહુ૦ નામ, પ્ર. એ. વ. નપુ ) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપુ ) सुखम्–સુખ (નામ, પ્ર. એ. વ. નપું.) सात्त्विकम्–સાત્વિક (વિશેષણ, વિ. सुखम् ) प्रोक्तम्–કહેવાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. सुखम् ) आत्मबुद्धिप्रसादजम्–ભગવદ્દવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું, आत्मन बुद्धिः इति तस्याः प्रसादेन जातम् ઉપપદ)

ભાવાર્થ–જે સાધન કામમાં ઝેર જેવું પણ પરિણામમાં અમૃત જેવુ છે તે ભગવદ્દવિષયક બુધ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું સુખ છે તે સાત્વિક કહેલું છે (૩૭)

વિવેચન–ભગવદ્દવિષયક બુદ્ધિના પ્રસાદરૂપ કોઈક પ્રકારનું સાત્વિક સુખ છે. આ સુખ, પ્રાપ્ત કરવામાં સાધકને પૂર્ણભાવે ક્લેશમય જણાય છે. પરંતુ પરિણામ ભાવે એ અમૃતરૂપ બને છે.

विषयेन्द्रिय संयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

શબ્દાર્થ–विषयेन्द्रिय–વિષય અને ઇન્દ્રિયોના (નામ, પં. એ. વ. પુ.) संयोगात्–સંયોગથી (પં. એ વ) यत्–જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) तत्–તે (સર્વનામ, પ્ર એ વ. નપું) अग्रे શરૂઆતમા (અવ્યય) अमृतोपमम्–અમૃતની બરાબર (વિશેષણ, વિ सुखम् ) परिणामे–પરિણામમા (સ. એ. વ. પુ) विषम्–વિષ (નામ, પ્ર એ વ. નપુ विष) इव–જેવુ (અવ્યય) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપુ ) सुखम्–સુખ (નામ, પ્ર એ વ. નપુ ) राजसम्–રાજસ (વિશેષણ,

તંતપર્યંત રહે છે. કેવળ અજ્ઞાનના જ ભાવો ઉત્પન્ન કરે છે. એ કારણે એ પ્રકારના સુખને તામસસુખ કહે છે.

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥४०॥

न–નહિ (અવ્યય) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) अस्ति–છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. ૨ ગણ પરસ્મૈ૦) पृथिव्याम्–પૃથ્વીમાં (ભૂલોકમાં (નામ, સ. એ. વ. સ્ત્રી.) वा–અથવા (અવ્યય) दिवि–સ્વર્ગલોકમાં (નામ, સ. એ. વ. સ્ત્રી.) देवेषु–દેવતાઓમાં (નામ, સ. એ. વ. પુ) वा पुनः–અથવા, ફરીથી (અવ્યય) सत्त्वम्–પ્રાણી (નામ, પ્ર. એ. વ. નપું.) प्रकृतिजैः–પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાઓ વડે (વિશેષણ, વિ. गुणैः) मुक्तम्–મુક્ત (વિશેષણ, વિ. सत्त्वम् પ્ર. ક.) यत्–જે (પ્રથમા એ વ. નપું.) एभिः–એઓ વડે (સર્વનામ, તૃ. બ. વ. इदम् પુ.) स्यात्–હોય (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) त्रिभिः–ત્રણ વડે (વિશેષણ, વિ. गुणैः) गुणैः–ગુણો વડે (નામ, તૃ. બ. વ. પુ. गुण)

ભાવાર્થ–હે અર્જુન ! પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં અથવા દેવતાઓમાં એવું તે પ્રાણી નથી જે આ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણોથી મુક્ત હોય. (૪૦)

વિવેચન–જગતમાં તાત્પર્ય કે પૃથ્વી ઉપર, સ્વર્ગમાં તાત્પર્ય કે દેવલોકમાં સત્ત્વતા સર્વત્ર વ્યાપ્ત છે; પણ પ્રકૃતિના ત્રણ ગુણથી ઘેરાયેલા જ રહે છે.

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥

શબ્દાર્થ–ब्राह्मणक्षत्रियविशां–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો (નામ, ષ. બ. વ. પુ. ब्राह्मण) शूद्राणाम्–શૂદ્રોના (નામ, ષ. બ. વ પુ) च–અને (અવ્યય) परन्तप–હે પરંતપ (સંબોધન) कर्माणि–કર્મો (નામ, પ્ર. બ. વ. कर्मन्) प्रविभक्तानि–

વિ. सुखम्) स्मृतम्-કહેવામાં આવેલું છે. (ભૂ. કૃ. વિશેષણ, વિ. सुखम्)

ભાવાર્થ-જે સુખ વિષય અને ઇન્દ્રિયોના સુખથી (થાય છે) તે ભોગકાળમાં અમૃત જેવું પરિણામમાં વિષ જ છે. (તેથી) તે સુખ રાજસ કહેવાયેલું છે. (૩૮)

વિવેચન-કોઇક પ્રકારનું સુખ છે, તે સુખ પ્રાપ્ત કરવામાં વિષય અને ઇન્દ્રિયોનો સંયોગ થાય છે. શરૂઆતમાં તે આનંદમય લાગે છે પણ આગળ ઉપર પરિણામે દુઃખરૂપ બને છે. આ પ્રકારે જે સુખ કાલ્પનિક છે તે સુખ પ્રાપ્ત કરવામાં સામાન્ય લોક પ્રવૃત્ત થાય છે. આ સુખ રાજસ સુખ છે તે બુધ્ધિનો ભ્રંશ કરે છે અને જીવને બ્રહ્મભાવ તૈયાર કરવામાં વિઘ્નરૂપ થાય છે.

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥

શબ્દાર્થ-यत्-જે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) अग्रे-આગળ, અનુભવ કાળમાં (અવ્યય) च-અને (અવ્યય) अनुबन्धे-પરિણામ કાળમાં (નામ, સ. એ. વ. પુ) च-અને (અવ્યય) मोहनम्-મોહ કરનારું (વિશેષણ, વિ. सुखम्) सुखम्-સુખ (નામ, પ્ર. એ. વ. નપું.) आत्मनः-પોતાના જીવને (નામ, ષ. એ. વ. પુ) निद्रालस्यप्रमादोत्थम-નિદ્રા આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. सुखम, निद्रा आलस्यं प्रमादश्च तैः उत्थम् इति ઉપપદ) तत्-તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) तामसम्-તામસ (વિશેષણ, વિ. सुखम्) उदाहृतम्-કહેવાયેલું છે. (ભૂ. કૃ. વિશેષણ, વિ. सुखम्)

ભાવાર્થ-જે સુખ અનુભવ કાળમાં અને પરિણામ કાળમા આત્માને મોહ કરનારું અને નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે તે તામસ સુખ કહેવાય છે. (૩૯)

વિવેચન-નિદ્રા, આળસ અને પ્રમાદ દ્વારા ઉત્પન્ન થતાં સુખ મોહ જ છે; પરંતુ આત્માને પ્રતિબંધક છે. આ પ્રતિબંધ શરૂઆતથી માંડીને

અંતપર્યંત રહે છે. કેવળ અજ્ઞાનના જ ભાવો ઉત્પન્ન કરે છે. એ કારણે એ પ્રકારના સુખને તામસસુખ કહે છે.

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥४०॥

न–નહિ (અવ્યય) तत्–તે (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) अस्ति–છે. (ક્રિ. વ. કા ૩ પુ. એ. વ. ૨ ગણ પરસ્મૈ૦) पृथिव्याम्–પૃથ્વીમાં (ભૂલોકમાં (નામ, સ. એ વ સ્ત્રી) वा–અથવા (અવ્યય) दिवि–સ્વર્ગલોકમાં (નામ, સ. એ. વ. સ્ત્રી.) देवेषु–દેવતાઓમાં (નામ, સ. એ. વ. પુ) वा पुनः–અથવા, ફરીથી (અવ્યય) सत्त्वम्–પ્રાણી (નામ, પ્ર. એ. વ. નપું.) प्रकृतिजै–પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાઓ વડે (વિશેષણ, ત્રિ गुणैः) मुक्तम्–મુક્ત (વિશેષણ, વિ. सत्त्वम् ના. ક્રૃ) यत्–જે (પ્રથમા એ વ નપું.) एभिः–એઓ વડે (સર્વનામ, તૃ. બ. વ. इदम् પુ) स्यात्–હોય (ક્રિ. વિધ્યર્થ ૩ પુ એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) त्रिभिः–ત્રણ વડે (વિશેષણ, વિ गुणै) गुणैः–ગુણો વડે (નામ, તૃ. બ. વ. પુ. गुण)

ભાવાર્થ–હે અર્જુન ! પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં અથવા દેવતાઓમાં એવું તે પ્રાણી નથી જે આ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણોથી મુક્ત હોય (૪૦)

વિવેચન–જગતમાં તાત્પર્ય કે પૃથ્વી ઉપર, સ્વર્ગમાં તાત્પર્ય કે દેવલોકમાં સત્ત્વતા સર્વત્ર વ્યાપ્ત છે, પણ પ્રકૃતિના ત્રણ ગુણથી ઘેરાયેલા જ રહે છે.

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥

શબ્દાર્થ–ब्राह्मणक्षत्रियविशां–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો (નામ, ષ. બ. વ. પુ. ब्राह्मण) शूद्राणाम्–શૂદ્રોના (નામ, ષ. બ. વ પુ) च–અને (અવ્યય) परन्तप–હે પરંતપ (સંબોધન) कर्माणि–કર્મો (નામ, પ્ર. બ વ. कर्मन्) प्रविभक्तानि–

વિભાગ કરેલા (વિશેષણ, દ્વિ. कर्माणि) स्वभावप्रभवैः-સ્વભાવથી ઉત્પન્ન થયેલ (વિશેષણ, તૃ. गुणैः) गुणैः-ગુણો વડે (નામ, તૃ. બ. વ પુ.)

ભાવાર્થ-હે પરન્તપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યોના અને શૂદ્રોના કર્મો સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણો વડે જુદા જુદા કરાયા છે. (૪૧)

વિવેચન-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના કર્મો સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણો દ્વારાએ જુદા જુદા પડે છે. તાત્પર્ય કે જીવ સાથે તેના સંસ્કાર રૂપ સ્વભાવનો સંબંધ રહે છે અને એ સ્વભાવ કેટલાક ગુણધર્મોને ઉભા કરે છે જેવા જેવા પ્રકારના સંસ્કાર તેવા તેવા પ્રકારના ગુણધર્મો બને છે અને એ કર્મો દ્વારા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર નામના વિભાગો પડે છે. બ્રાહ્મણ=સાત્વિક ગુણ. ક્ષત્રિય=રાજસ ગુણ. વૈશ્ય=તામસ ગુણ+રાજસ ગુણ શૂદ્ર=તામસ ગુણ આ એના સ્વભાવ સિદ્ધ ગુણ છે. કોઈક જગ્યાએ આપણને વિપરીતતા લાગે ખરી. ત્યાં કાળધર્મ અને દેશધર્મ દ્વારા ફેરફાર જાણવો.

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥

શબ્દાર્થ-शमः-શાન્ત (નામ, પ્ર. એ. વ. પુ.) दमः-દમન (નામ, પ્ર. એ. વ પુ) तप-તપ (નામ, પ્ર. એ વ નપુ) शौचम्-પવિત્રતા (નામ, પ્ર. એ વ, નપું.) क्षान्ति-ક્ષમા (નામ, પ્ર એ વ. સ્ત્રી) आर्जवम्-સરળતા (નામ, પ્ર. એ વ. નપુ ) एव च-અને, વળી (અવ્ય) विज्ञानम्-વ્યાવહારિક જ્ઞાન (નામ, પ્ર એ વ નપું.) विज्ञानम्-પરમાત્મા સંબંધી જ્ઞાન (નામ, પ્ર એ વ નપું) आस्तिक्यम्-શ્રદ્ધા (નામ, પ્ર એ વ. નપુ ) ब्रह्मकर्म બ્રાહ્મણનું કર્મ (નામ, પ્ર એ વ નપુ ) स्वभावजम्-સ્વાભાવિક, સ્વભાવથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. ज्ञानम्)

ભાવાર્થ-અંતઃકરણની શાન્તિ (નિગ્રહ), ઇન્દ્રિયોનું દમન, આંતર, બાહ્ય શુદ્ધિ, ધર્માર્થ કષ્ટ સહન કરવું, ક્ષમાભાવ, મન, ઇન્દ્રિયો અને શરીરની સરળતા, શ્રદ્ધા, શાસ્ત્રવિષયક જ્ઞાન, પરમાત્મા તત્ત્વનું જ્ઞાન, એ

બ્રાહ્મણોનાં સ્વાભાવિક કર્મ છે, (૪૨)

વિવેચન-શમ, દમ, તપ, શૌચ-પવિત્રતા, ક્ષમા અને આર્જવ, મન અને ઈન્દ્રિયોની સરળતા, જ્ઞાન, વિજ્ઞાન-વિશેષ જ્ઞાન, તાત્પર્ય કે પરમાત્માવિષયક જ્ઞાન, શ્રદ્ધા આટલાં બ્રાહ્મણનાં સ્વભાવસિદ્ધ કર્મ છે. સમ=અંતઃકરણની શાન્તિ, દમ=ઇન્દ્રિયોનો નિગ્રહ, શૌચ=બહાર અને ભીતરની પવિત્રતા, તપ=કષ્ટ સહન કરવું, આર્જવ=નિખાલસપણું.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥

શબ્દાર્થ-**शौर्यम्**-શૂરવીરતા (નામ, પ્ર. એ. વ. નપું.) **तेजः**-તેજ (નામ, પ્ર. એ. વ. નપું) **धृतिः**-ધૈર્ય (નામ, પ્ર. એ. વ સ્ત્રી.) **दाक्ष्यम्**-ચતુરાઇ (નામ, પ્ર. એ. વ. નપું.) **युद्धे**-યુદ્ધમાં (નામ, સ. એ. વ. નપુ.) **च, अपि**-અને, વળી, (અવ્યય) **अपलायनम्**-નહિ નાસવાનો સ્વભાવ (નામ, પ્ર. એ. વ. નપું.) **दानम्**-દાન (નામ, પ્ર. એ. વ નપું.) **ईश्वरभावः**-મોટાપણાનો ભાવ (નામ, પ્ર. એ. વ. પુ.) **च**-અને (અવ્યય) **क्षात्रम्**-ક્ષત્રિય સબધીનુ (વિશેષણ, વિ **कर्म**) **कर्म**-કર્મ (નામ, પ્ર એ. વ. નપું.) **स्वभावजम्**-સ્વભાવથી ઉત્પન્ન થયેલું (વિશેષણ, વિ. **कर्म**)

ભાવાર્થ- શૌર્ય, તેજ, ધૈર્ય, ચતુરાઈ, યુદ્ધમાં નહિ નાસવાનો સ્વભાવ, દાન આપવું અને, સ્વામિપણાનો ભાવ ક્ષત્રિયોનાં સ્વાભાવિક કર્મો છે. (૪૩)

વિવેચન-શૌર્ય, તેજ, ધૈર્ય દક્ષતા, યુદ્ધમાં પાછા ન પડવું, દાન આપવું અને ઈશ્વરભાવ (મોટાઈ) આ ક્ષત્રિયનાં સ્વભાવસિદ્ધ કર્મ છે.

ક્ષત્રિયમાં શૂરવીરપણું જોઈએ. તેને નિભાવવા અંતઃકરણમા ધૈર્ય અને મનોબળ જોઈએ. યુદ્ધમાં અને સામાન્ય વ્યવહારમાં ચતુરાઈ તેમજ નાસી છુટવાની રમત રમવી એ ધર્મબાધક છે. ઈશ્વરભાવ અંગીકાર કરી અન્યને દાન આપવા સમર્થ બનવું જરૂરનું છે. આ ધર્મ ક્ષત્રિયનો છે.

સમસ્ત ભાવ જોતાં નિઃસ્વાર્થ રીતે જગતનું પાલન અને રક્ષણ એ ધર્મ ક્ષત્રિયનો છે ક્ષત્રિય કહેવા દ્વારા દુઃખમાંથી બચાવનાર.

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

શબ્દાર્થ-कृषिगोरक्ष्यवाणिज्यम्-ખેતી, ગાયની સેવા અને વાણિજ્ય ક્રયવિક્રય (નામ, પ્ર એ. વ નપું. कृषिश्च गोरक्ष्यं च वाणिज्यम् च इति દ્વન્દ્વ) वैश्यकर्म-વૈશ્યનું કર્મ, હે વેચ (નામ, પ્ર એ વ, નપું) स्वभावजम्-સ્વાભાવિક (વિશેષણ, વિ. वैश्यकर्म) परिचर्यात्मकम्-સેવા કરવી તે (નામ, પ્ર. એ. વ. નપું. परिचर्या एव आत्मा यस्य બહુ०) कर्म-કર્મ (નામ, પ્ર એ વ. નપું.) शूद्रस्य-શૂદ્રનું (નામ, ષ. એ. વ. નપું) अपि-પણ (અવ્યય) स्वभावजम्-સ્વાભાવિક (વિશેષણ. વિ. कर्म)

ભાવાર્થ-ખેતી, ગૌરક્ષા, સત્ય વેપાર, વૈશ્યના સ્વાભાવિક કર્મ છે. સેવા કરવી એ શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે. (૪૪)

વિવેચન-ખેતી, ગોપાલન અને વાણિજ્ય (ક્રય અને વિક્રય.) આ બધામાં સત્ય અને શુદ્ધ વ્યવહાર તે વૈશ્યનું સ્વાભાવિક સિદ્ધ કર્મ છે. શૂદ્રનું સ્વભાવસિદ્ધ કર્મપરિચર્યા છે.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥४५॥

स्वे स्वे-પોતપોતાના (વિશેષણ, વિ. कर्मणि) कर्मणि-કર્મમાં (નામ, સ. એ. વ. નપું. कर्मन्) अभिरतः-લાગેલો (વિશેષણ, વિ. नरः ભૂ. કૃ) संसिद्धिम्-સિદ્ધિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી) लभते-મેળવે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. लभ् ૧ ગણ આત્મને०) नरः માણસ (નામ, પ્ર. એ વ) स्वकर्मनिरतः-પોતાના સ્વાભાવિક કર્મમાં લાગેલો (ભૂ કૃદન્ત વિશેષણ વિ. नरः) सिद्धिम्-સિદ્ધિને (નામ, એ. વ. સ્ત્રી.) यथा-જે પ્રકારે (અવ્યય) विन्दति-મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ.

એ. વ. विद् [विन्द्] ૬ ગણ) तत्–તે પ્રકારને (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) शृणु–સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ વ श्रु ૫ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ–પોતપોતાના સ્વાભાવિક કર્મમાં લાગેલો મનુષ્ય સિદ્ધિને મેળવે છે, જે પ્રકારે પોતાના સ્વાભાવિક કર્મમાં લાગેલો મનુષ્ય સિદ્ધિને મેળવે છે, તે પ્રકારને તું સાંભળ. (૪૫)

વિવેચન–દરેક પોતપોતાના સ્વાભાવિક કર્મમાં પ્રવૃત્ત રહે તો તેને પરમસિદ્ધિ પ્રાપ્ત થાય. જે રીતે એને પરમસિદ્ધિ પ્રાપ્ત થાય છે તે હવે પછીના શ્લોકોમાં બતાવવામાં આવે છે.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥४६॥

શબ્દાર્થ–यतः–જેથી, જેમાથી (અવ્યય) प्रवृत्ति–પ્રવૃત્તિ (નામ, પ્ર એ. વ સ્ત્રી. प्रवृत्ति) भूतानाम्–પ્રાણીઓના (નામ, ષ બ વ. નપું. भूत) येन–જેના વડે (સર્વનામ, તૃ. એ. વ यत् પુ) सर्वम्–બધું (સર્વનામ, પ્ર. એ. વ. નપુ. सर्व) इदम्–આ (સર્વનામ, પ્ર. એ. વ નપુ. इदम्) ततम्–વ્યાપ્ત છે. ફેલાયેલુ (ભૂ. કૃ વિશેષણ, વિ. सर्वम् तन् ૮ ગણ) स्वकर्मणा–પોતાના સ્વાભાવિક કર્મથી (નામ, તૃ. એ વ નપુ) तम्–તેને (સર્વનામ, દ્વિ. એ. વ. પુ. तत्) अभ्यर्च्य–અભ્યર્થના કરીને (વિધેય કૃદન્ત, अभि+अर्च्य) सिद्धिम्–સિદ્ધિને (નામ, દ્વિ. એ વ. સ્ત્રી) विन्दति–મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ એ વ. विद् (विन्द्) ૬ ગણ પરસ્મૈ) मानवः–મનુષ્ય (નામ, પ્ર. એ. વ. પુ)

ભાવાર્થ– જેમાથી સર્વભુતોની પ્રવૃત્તિ થઈ છે, જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, તેને પોતાના સ્વભાવિક કર્મો વડે અનન્ય ભાવથી પૂજીને મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. (૪૬)

વિવેચન– જે દ્વારાએ જગત વ્યાપ્ત થયું અને પ્રાણી માત્રની ઉપત્તિ થઈ તેનુ સ્વાભાવિક કર્મ દ્વારાએ પૂજન કરી કોઈપણ મનુષ્ય પરમ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. પ્રાણી માત્રની ઉત્પત્તિ પરમાત્માથી છે અને સર્વ જગત તેનાથી વ્યાપ્ત છે.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥

શબ્દાર્થ–श्रेयान्–વધારે સારો (વિશેષણ, વિ. स्वधर्मः) स्वधर्मः–પોતાનો ધર્મ (નામ, પ્ર. એ. વ. પુ. स्वधर्म) परधर्मात्–પારકાના ધર્મથી (નામ, પં. એ. વ. પુ. परधर्मः) स्वनुष्ठितात्–સારી રીતે આચરણ કરાયેલું (ભૂ. કૃ. વિશેષણ, વિ. परधर्मात्) स्वभावनियतम्–સ્વભાવથી ઠરેલું (વિશેષણ, વિ. कर्म) कर्म–કર્મ (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मन्) कुर्वन्–કરનાર (વ. કૃ. નામ, પ્ર. એ. વ. પુ. कुर्वत्) आप्नोति–મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. आप् ૫ ગણ પરસ્મૈ૦) न–નહિ (અવ્યય) किल्बिषम्–પાપને (નામ, દ્વિ. એ. વ. પુ. किल्बिष)

ભાવાર્થ–સારી રીતે આચરણ કરાયેલા બીજાના ધર્મ કરતાં ગુણરહિત પણ પોતાનો ધર્મ વધારે સારો છે; કારણ કે સ્વભાવથી નિયત કરેલા સ્વધર્મરૂપ કર્મને કરનાર પાપને મેળવતો નથી. (૪૭)

વિવેચન–પોતાનો ધર્મ વિગુણ હોય તો પણ પરધર્મનું અનુષ્ઠાન થવા દેવું નહિ. સ્વભાવથી જે કર્મ નિયત થાય છે તે કર્મ સર્વ દોષોને દૂર કરે છે.

એવું પણ બને છે કે પરધર્મ વધારે સગવડભર્યો દેખાય છે, પરંતુ એ પરધર્મ હોવાથી ગ્રહણ કરવા યોગ્ય નથી. કારણ કે સ્વાભિમાનનો પરધર્મ નાશ કરે છે અને તેથી ભવિષ્યમાં સર્વનાશ થવાનો સંભવ રહે છે. એ કારણે સ્વધર્મ ટકાવી રાખવો દરેકની ફરજ છે.

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥

શબ્દાર્થ–सहजम्–સ્વાભાવિક (વિશેષણ, વિ. कर्म) कर्म–કર્મને (નામ, દ્વિ. એ. વ. નપું. कर्मन्) कौन्तेय–હે અર્જુન (સંબોધન) सदोषम्–દોષવાળું (વિશેષણ, વિ. कर्म) अपि न–પણ, નહિ (અવ્યય) त्यजेत्–છોડવું જોઈએ (ક્રિ. વિધ્યર્થ ૩ પુ. એ. વ. त्यज् ૧ ગણ પરસ્મૈ૦) सर्वारम्भाः–સર્વ પ્રકારના આરંભ

બધાં જ કર્મો (નામ, પ્ર. બ. વ. પુ.) हि-ચોક્કસ (અવ્યય) दोषेण-દોષ વડે (નામ, તૃ. એ. વ. પુ दोष) धूमेन-ધુમાડાથી (નામ, તૃ. એ વ પુ धूम) अग्निः-અગ્નિ (નામ, પ્ર. એ. વ. પુ) इव-માફક, જેમ (અવ્યય) आवृताः-ઢંકાયેલા (ભૂ. કૃ. વિશેષણ, વિ. सर्वारम्भाः)

ભાવાર્થ-હે કૌન્તેય ! સ્વાભાવિક કર્મ દોષયુક્ત પણ છોડવું જોઈએ નહિ, કારણ કે ધુમાડાથી અગ્નિ જેમ ઢંકાયેલો છે તેમ બધાં જ કર્મો દોષથી ઢંકાયેલા છે. (૪૮)

વિવેચન-કદાચ આવું પણ જણાય કે સ્વાભાવિક કર્મ સદોષ છે. તો પણ તે કર્મને ત્યજવું નહિ. કારણ કે દોષ નામનો ધુમાડો તો અગ્નિના ભાવ ઉપર રહેવાનો જ રહેવાનો. કર્મ માત્ર પ્રકૃતિભાવો છે અને તે કારણે દોષવાળાં પણ છે

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥

શબ્દાર્થ-असक्तबुद्धिः-આસક્તિ રહિત બુદ્ધિવાળો (વિશેષણ, વિ. नरः, असक्ता बुद्धिः यस्य इति બહુવ્રીહિ) सर्वत्र-બધે ઠેકાણે (અવ્યય) जितात्मा-અંતઃકરણને જીતનારો (વિશેષણ, વિ नरः) विगतस्पृहः-ઇચ્છારહિત (વિશેષણ, વિ. नरः) नैष्कर्म्यसिद्धिम्-કરવાં છતા નથી કરતો એ પ્રકારની સિદ્ધિને નામ, દ્વિ. એ. એ. વ સ્ત્રી) परमाम्-શ્રેષ્ઠ, પરમ (વિશેષણ, વિ. नैष्कर्म्यसिद्धिम्) संन्यासेन-સાંખ્યયોગ દ્વારા (નામ, તૃ એ વ. પુ) अधिगच्छति-મેળવે છે, પ્રાપ્ત કરે છે. (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ. अधि+गम् ૧ ગણ પરસ્મૈ.)

ભાવાર્થ-સર્વત્ર આસક્તિ રહિત બુદ્ધિવાળો, સ્પૃહારહિત, જીતેલા અંતઃકરણવાળો સાંખ્યો દ્વારા પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે. (૪૯)

વિવેચન-સ્પૃહા વિનાનો, અસક્તિ વિનાનો, અંતઃકરણને જીતેલું છે એવો કર્મ કરતો છતાં પણ નિષ્કર્મતા નામની સિદ્ધિને પ્રાપ્ત કરે છે. આ સિદ્ધિમાં એનો સન્યાસ સમજાય છે એટલે કે એની ત્યાગવૃત્તિ

જણાય છે.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाऽऽप्नोति निबोध मे ।
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥

શબ્દાર્થ-સિદ્ધિમ્-સિદ્ધિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) प्राप्तः-પ્રાપ્ત થયેલો (ભૂ. કૃ વિશેષણ, વિ. नरः) यथा-જેવી રીતે (અવ્યય) ब्रह्म-બ્રહ્મને (નામ, દ્વિ એ. વ ब्रह्मन् નપું.) तथा-તેવી રીતે (અવ્યય) आप्नोति-મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ વ. आप् ૫ ગણ પરસ્મૈ) निबोध-સમજ, સમજી લે (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. नि+बुध् ૧ ગણ પરસ્મૈ ) मे-મારી પાસેથી, મારૂં (સર્વનામ, ષ. એ. વ. अस्मत् ) समासेन ટૂંકમાં (નામ, તૃ. એ. વ પુ.) एव-જ, માત્ર (અવ્યય) कौन्तेय-હે કૌન્તેય (સંબોધન) निष्ठा-નિષ્ઠા, શ્રદ્ધા (નામ, પ્ર. એ. વ. સ્ત્રી. नितरां स्थितिः यस्मिन् इति બહુ૰) ज्ञानस्य-જ્ઞાનનું, જ્ઞાનની (નામ, ષ. એ. વ નપું.) या-જે (સર્વનામ, પ્ર. એ. વ. સ્ત્રી. यत् ) परा-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. निष्ठा)

ભાવાર્થ-હે કૌન્તેય ! અંતઃકરણની (શુદ્ધિરૂપ) સિદ્ધિને પ્રાપ્ત થયેલો પુરૂષ જે પ્રમાણે બ્રહ્મને મેળવે છે, તથા જે જ્ઞાનની (તત્ત્વજ્ઞાનની) પરાનિષ્ઠા (શ્રદ્ધા) છે તેને પણ મારી પાસેથી ટૂંકમાં સમજી લે. (૫૦)

વિવેચન-અંતઃકરણની શુદ્ધિ દરેક ક્રિયામાં તેમ જ જ્ઞાનમાં જરૂરની છે. એટલે અંતઃકરણની શુદ્ધિરૂપ સિદ્ધિ જેણે પ્રાપ્ત કરી હશે તેને બ્રહ્મપ્રાપ્તિ બની શકશે. તત્ત્વજ્ઞાનની મારફત અંતઃકરણમાં નિષ્ઠા પણ એજ જાગૃત થશે. આ પ્રકાર ટૂંકમાં મારી મારફત સમજી લે.

बुद्धया विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥५२॥

अहङ्कारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥५३॥

શબ્દાર્થ–बुद्ध्या–બુદ્ધિ વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી) विशुद्धया–વિશુદ્ધ (વિશેષણ, વિ. बुद्ध्या) युक्तः–યુક્ત (ભૂ. કૃ. વિશેષણ, વિ. नरः) धृत्या–ધૈર્ય વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. धृति) आत्मानम्–અંતઃકરણને (નામ, દ્વિ. એ. વ. પુ) नियम्य–નિયમમાં રાખીને (વિધેય કૃદન્ત) च–અને (અવ્યય) शब्दादीन्–શબ્દ વગેરેને (નામ, દ્વિ. બ. વ. પુ) विषयान्–વિષયોને (નામ, દ્વિ. બ. વ. પુ) त्यक्त्वा–છોડીને (વિધેય કૃદન્ત) रागद्वेषौ–રાગ અને દ્વેષને (નામ, દ્વિ. દ્વિવચન પુ) व्युदस्य–નષ્ટ કરીને, ખસેડીને (વિધેય કૃદન્ત) च–અને (અવ્યય) विविक्तसेवी–એકાંત અને શુદ્ધ સ્થાનનું સેવન કરવાવાળો (વિશેષણ, વિ. नरः; विविक्तम् सेवनम् यस्य इति બહુ૦) लघ्वाशी–થોડું ખાનારો (વિ[illegible], વિ. नरः [illegible]) [illegible]–જેણે વાણી, કાયા અને મનને કાબુમાં રાખ્યાં છે એવો ([illegible] [illegible]) वाक् च कायश्च मनश्च येन इति બહુ૦) ध्यानयोगपरः ધ્યાન [illegible] તત્પર રહેનાર (વિશેષણ, વિ नरः, ध्यान [illegible] [illegible] इति ध्यानयोगे परः તત્પુ૦) नित्यम्–હમેશાં (વિશેષણ, વિ. [illegible] [illegible]–[illegible] એ. વ. પુ) समुपाश्रितः–સારી રીતે [illegible] [illegible] વિશેષણ, વિ. नरः) अहङ्कारम्–અહંકારને (નામ, દ્વિ. એ. વ. પુ. अहङ्कार) बलम्–બલને (નામ, દ્વિ. એ. વ. પુ. बल) दर्पम्–દર્પને, અગડાઈને (નામ, દ્વિ. એ. વ. પુ.) कामम्–કામને, ઇચ્છાને (નામ, દ્વિ. એ. વ. પુ. काम) क्रोधम्–ક્રોધને (નામ, દ્વિ. એ. વ. પુ) परिग्रहम्–સંગ્રહને (નામ, દ્વિ. એ. વ. પુ.) विमुच्य–છોડીને (વિધેય કૃદન્ત विमुच् ૬ ગણ) निर्ममः–મમતા રહિત ([illegible], વિ. नर) शान्तः–શાન્ત, અંતઃકરણ જેનું શાન્ત છે એવો (વિશેષણ, વિ. नर) ब्रह्मभूयाय–બ્રહ્મમાં સ્થિત થવા માટે (નામ, ચ. એ. વ. પુ) कल्पते–યોગ્ય છે, યોગ્ય થાય છે (દ્વિ. વ. કા. ૩ પુ. એ. વ. क्लृप् ૧ ગણ આત્મને૦)

ભાવાર્થ–વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત, એકાંત અને શુધ્ધ દેશને (સ્થાનને) સેવનાર, મિતાહારી, મન વાણી અને શરીરને નિયમમાં રાખનાર, વૈરાગ્યનો સારી રીતે ઉપાશ્રય કરનાર, નિયત ધ્યાનયોગમાં તત્પર, સાત્વિક ધારણાથી અંતઃકરણને નિયમમાં રાખીને, શબ્દાદિ વિષયોને ત્યજીને, રાગદ્વેષ ત્યજીને,

અહંકાર, બળ, મગરૂરી, કામ, ક્રોધ, સંગ્રહને છોડીને, મમતારહિત શાન્ત અંતઃકરણવાળો, બ્રહ્મમાં ઐકયભાવ સ્થિત થવા માટે યોગ્ય છે. (૫૧-૫૨-૫૩)

વિવેચન-શુદ્ધ બુદ્ધિથી આત્માને (અંતઃકરણની વૃત્તિઓને) ધૈર્યથી નિયમમાં મૂકીને, શબ્દ ઇત્યાદિ વિષયોને ત્યજીને તેમજ રાગ અને દ્વેષને દૂર કરી એકાંત અને શુધ્ધ પ્રદેશનું સેવન, મિતાહાર, વાણી, કાયા અને મનનો નિગ્રહ, ભાગવત ધ્યાન દ્વારાએ યોગમાં પરાયણ થવું અને મમતાનો ત્યાગ કરી અહંકાર, અયોગ્ય રીતે વપરાતા બલને, દર્પ, ઇચ્છાઓ, ક્રોધ અને મિથ્યા સંગ્રહ એ બધાંનો ત્યાગ કરીને મારુ કંઈ નથી એમ માનીને શાન્તભાવ ધારણ કરી, બ્રહ્મભાવ તરફ ચિત્તને વાળી દેવું.

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥

શબ્દાર્થ-ब्रह्मभूतः-બ્રહ્મમાં ઐકયભાવથી સ્થિત થયેલો (વિશેષણ, વિ. नरः) प्रसन्नात्मा-પ્રસન્ન છે ચિત્ત જેનું (વિશેષણ, વિ. नरः) न-નહિ (અવ્યય) शोचति-શોક કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ એ. વ. शुच् ૧ ગણ પરસ્મૈ.) न-નહિ (અવ્યય) कांक्षति-ઇચ્છા કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. कांक्ष् ૧ ગણ પરસ્મૈ.) समः-સરખો (વિશેષણ, વિ. नरः) सर्वेषु-બધા (સર્વનામ, સ. બ. વ. નપું.) भूतेषु-પ્રાણીઓમાં (નામ, સ. બ. વ. પુ. भूत) मद्भक्तिम्-મારી ભક્તિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) लभते-મેળવે છે. (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. लभ् ૧ ગણ આત્મને૦) पराम्-શ્રેષ્ઠ (વિશેષણ, વિ. मद्भक्तिम्)

ભાવાર્થ-બ્રહ્મમાં ઐકયભાવથી સ્થિત થયેલો, પ્રસન્ન ચિત્તવાળો (કોઈ પણ પદાર્થ માટે) શોક કરતો નથી, તેમ આકાંક્ષા રાખતો બધા ભૂતોમાં સમભાવ પામેલો મારી પરાભક્તિને પામે છે. પ[illegible] પરાનિષ્ઠા (કર્મ), નૈષ્કર્મ્ય સિદ્ધિ (જ્ઞાન), પરમસિદ્ધિ [illegible]

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि त[illegible]
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते [illegible]

શબ્દાર્થ—भक्त्या—ભક્તિ વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી भक्ति) माम्—મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) अभिजानाति—જાણે છે, સારી રીતે જાણે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अभि+ज्ञा પરસ્મૈ૦ ૯ ગણ) यावान्—જેટલો, જેવો (વિશેષણ, વિ. अहम्) यः—જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ. यत्) च—અને (અવ્યય) अस्मि—છું (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ૦) तत्त्वतः—તત્ત્વથી સૂક્ષ્મતાથી (નામ. પં. એ. વ. तत्त्व तः પ્રત્યય) ज्ञात्वा—જાણીને (વિધેય કૃદન્ત) विशते—પ્રવેશે છે, દાખલ થાય છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. विश् ૬ ગણ આત્મને૦) तदनन्तरम्—અંતર વિના, તત્કાળ (અવ્યય)

ભાવાર્થ—પરાભક્તિ વડે મને તત્ત્વથી સારી રીતે જાણે છે કે હું જેવો અને જે છું તેવો તે ભક્તિથી મને તત્ત્વથી જાણીને તત્કાળ પ્રવેશે છે. (૫૫)

વિવેચન—આ પરાભક્તિ દ્વારાએ મને (ભગવાનને) તત્ત્વથી રૂડે પ્રકારે હું કેવો છું તે સમજી શકશે. ત્યાર પછીથી તાત્પર્ય કે મને બરાબર સમજ્યા પછીથી મારામાં પ્રવેશી શકશે. એટલે કે મારી સાથે ત્હારો અનન્યભાવ થશે.

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥

શબ્દાર્થ—सर्वकर्माणि—બધા કર્મોને (નામ, દ્વિ. બ. વ. નપું.) अपि, सदा—પણ, હમેશાં (અવ્યય) कुर्वाणः—કરતો (વ. કૃ. વિશેષણ, વિ. नरः) मद्व्यपाश्रयः—મારામાં પરાયણ થયેલો (વિશેષણ, વિ. नरः, मयि व्यपाश्रयः यस्य इति બહુવ્રીહિ) मत्प्रसादात्—મારી કૃપાથી (નામ, પં. એ. વ. પુ.) अवाप्नोति—મેળવે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अव+आप् ૫ ગણ પરસ્મૈ૦) शाश्वतम्—અવિનાશી, અખિલ (વિશેષણ, વિ. पदम्) पदम्—પદો (નામ, દ્વિ. એ. વ. નપું. पद) अव्ययम्—અનંત વિશેષણ, વિ. पदम्)

ભાવાર્થ—મારામાં પરાયણ થયેલો (નિષ્કર્મયોગી) સર્વ કામોનો સંગ કરતો છતાં પણ મારી કૃપાથી શાશ્વત અને અવિનાશી પદને પ્રાપ્ત થાય છે. (૫૬)

વિવેચન-મારા પરાયણ રહીને (ધ્યાન આપીને) તારાં કરેલાં સર્વ કર્મ હમેશાં કરતો રહે છતા પણ મારા પ્રસાદથી શાશ્વતપદને તાત્પર્ય કે અવિનાશી પરમપદને પ્રાપ્ત થશે.

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥

શબ્દાર્થ-चेतसा-ચિત્તથી, મનથી (નામ, તૃ એ વ. નપું) सर्वकर्माणि-બધા કર્મોને (નામ, દ્વિ બ વ. નપું सर्वकर्मन्) सन्यस्य-મૂકીને, અર્પણ કરીને (વિધેય કૃદન્ત) मयि-મારામા (સર્વનામ, સ. એ વ. अस्मद्) मत्पर-મારે પરાયણ (વિશેષણ, વિ नर, अहम् मत्र परः यस्य इति બહુ૦) बुद्धियोगम्-બુદ્ધિયોગને, નિષ્કામ કર્મયોગને (નામ, દ્વિ એ વ પુ) उपाश्रित्य આશ્રય કરીને (વિધેય કૃદન્ત) मच्चित्त-મારામા ચિત્ત રાખનાર (વિશેષણ, વિ. त्वम्) सततम्-હમેશાં (અવ્યય) भव-થા, હો (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ. એ વ. भू ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ-સર્વ કર્મોને ચિત્તથી મારામા અર્પણ કરીને, મને પરાયણ થયેલા નિષ્કામ કર્મયોગને અવલંબી સતત (નિરંતર) મારામાં ચિત્તવાળો થા (૫૭)

વિવેચન-સર્વ કર્મોને મનથી મને અર્પણ કરીને મારા પરાયણ થા. આ રીતે સમત્વબુદ્ધિયોગ ધારણ કરી નિરંતર મારામા ચિત્ત રાખતો બન

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥५८॥

શબ્દાર્થ-मच्चित्त-મારામાં ચિત્તવાળો (વિશેષણ, વિ. नर) सर्वदुर्गाणि-બધા દુર્ગોને, બધા વિઘ્નોને (નામ, દ્વિ બ. વ. નપુ) मत्प्रसादात्-મારી કૃપાથી (નામ, ૫ એ વ પુ) तरिष्यसि-તરીશ (ક્રિ ભ કા ૨ પુ એ. વ. तृ+तर् પરસ્મૈ ૧ ગણ) अथ, चेत्-વળી જો (અવ્યય) त्वम्-તુ (સર્વનામ, પ્ર. એ વ युष्मद्) अहङ्कारात्-અહંકારથી (નામ, ૫. એ. વ પુ) न-નહિ (અવ્યય) श्रोष्यसि-સાંભળીશ (ક્રિ ભ કા. ૨ પુ એ વ. श्रु ૫ ગણ) विनङ्क्ष्यसि-

વિનાશ પામીશ (ક્રિ. ભ. કા ૨ પુ એ. વ. ૪ ગણ वि+नश् પરસ્મૈ૦)

ભાવાર્થ-તુ મારામાં મનવાળો થઈને મારી કૃપાથી સર્વ સંકટોને તરી જશે અને જો અહંકારથી (મારૂં કહેવું) સાંભળશે નહિ તો નાશ પામશે. (પરમાત્માથી ભ્રષ્ટ થશે) (૫૮)

વિવેચન-મારામા નિરંતર ચિત્તવાળો મારા પ્રસાદબળથી સર્વપ્રકારનાં દુઃખોને તરી જશે. જો એ પ્રકારે અહંકારથી નહિ કરે અને મારૂં કહેવું સાંભળશે નહિ તો તારો નાશ થશે. મારો અભિપ્રાય એવો છે કે મારી આજ્ઞા પ્રમાણે તારે વર્તવુ જરૂરતુ છે. જો તેમ નહિ બને તો માત્ર અહંકારનો ભાવ તારામાં થશે જેથી પરમાર્થથી તું ભ્રષ્ટ થશે.

यदहङ्कारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष-व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥

શબ્દાર્થ-यत्-જે (સર્વનામ, દ્વિ. એ વ. નપુ) अहकारात्-અહંકારને (નામ, દ્વિ એ વ. પુ) आश्रित्य-આશ્રય કરીને (વિધેય કૃદન્ત) न-નહિ (અવ્યય) योत्स्ये-(હુ) લડીશ (ક્રિ ભ કા ૧ પુ એ વ. युध् ૪ ગણ આત્મને૦) इति-એમ (અવ્યય) मन्यसे-માને છે (ક્રિ વ કા. ૨ પુ એ વ मन् ૪ ગણ આત્મને) मिथ्या-મિથ્યા, ફોગટ (અવ્યય) एष-આ, તે (સર્વનામ, પ્ર એ વ. एतद् પુ) व्यवसाय-નિશ્ચય (નામ, પ્ર એ વ. પુ) ते-તારો (સર્વનામ, ષ. એ. વ. युष्मत्) प्रकृति-પ્રકૃતિ (નામ, પ્ર એ વ. સ્ત્રી) त्वाम्-તને (સર્વનામ, દ્વિ. એ. વ युष्मत्) नियोक्ष्यति-યોજશે, લગાડશે (ક્રિ. ભ કા ૩ પુ એ. વ. ૭ ગણ नि+युज પરસ્મૈ૦)

ભાવાર્થ- અહંકારને અવલબી હું નહિ લડીશ એમ જે તુ માને છે તે તારો નિશ્ચય મિથ્યા છે, કારણ કે પ્રકૃતિ (ક્ષત્રિયત્વનો ભાવ) તને યુદ્ધમા જોડશે જ. (૫૯)

વિવેચન-અહંકારનો આશ્રય કરી હું નહિ યુધ્ધ કરૂ એવું માનશે તો તારો નિશ્ચય મિથ્યા બનશે કારણ કે તારી પ્રકૃતિ તો તને મારી ઇચ્છા

વિરુદ્ધ પણ યુદ્ધમાં ઘસડી જશે. અહંકાર અને અહંભાવ આ બે જુદા જુદા શબ્દો છે અહંકારમાં ગર્વનું પ્રાધાન્ય જણાય છે અને એ પ્રાધાન્ય ક્રિયામાં યોજાય છે. ગર્વ હોવાના કારણે જે ક્રિયા થાય છે તેનું ફલ ભોક્તૃત્વ ક્રિયા કરનારને પ્રાપ્ત થાય છે. ગર્વ સામાને હીન માને છે અને તેના ઉપદેશને પણ મિથ્યા માને છે. અહંભાવમાં ભાવ સામાન્ય છે પણ ત્યાં ક્રિયા ગૌણ છે. ગર્વ નથી. ક્રિયા જો કે ચાલુ રહે છે છતાં પણ ગર્વનો ભાવ ન હોવાથી ક્રિયા નિર્દોષ બની શકે ખરી.

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६०॥

શબ્દાર્થ—स्वभावजेन—સ્વભાવથી ઉત્પન્ન થયેલું કર્મ (વિશેષણ, વિ. कर्मणा) कौन्तेय—હે અર્જુન (સંબોધન) निबद्धः—બંધાયેલો (ભૂ. કૃ. વિશેષણ, વિ. त्वम्) स्वेन—પોતાના (સર્વનામ, તૃ. એ. વ. પુ. स्व) कर्मणा—કર્મથી (નામ, તૃ. એ. વ. નપું.) कर्तुम्—કરવાને હેત્વર્થ કૃદન્ત) न—નહિ (અવ્યય) इच्छसि—ઇચ્છે છે (ક્રિ. વ. કા ૨ પુ. એ. વ. इष् [इच्छ्] ૬ ગણ પરસ્મૈ૦) यत्—જે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું.) मोहात्—મોહથી (નામ, પં. એ. વ. પુ.) करिष्यसि—કરીશ (ક્રિ. ભ. કા. ૨ પુ. એ. વ. कृ ૮ ગણ પરસ્મૈ૦) अवशः—પરવશ, પરતંત્ર (વિશેષણ, વિ. त्वम्) अपि—પણ (અવ્યય) तत्—તે (સર્વનામ, દ્વિ. એ. વ. નપું. तत्)

ભાવાર્થ—હે કૌન્તેય ! જે કર્મને તું મોહથી નહિ કરવા ઇચ્છે છે તેને પણ તારા પોતાના સ્વાભાવિક કર્મથી બંધાયેલો પરવશ થઈને કરીશ. (૬૦)

વિવેચન—કૌન્તેય ! તું તો મારા સ્વભાવથી ઉત્પન્ન થયેલા કર્મોથી બંધાયેલો છે અને મોહને વશ થઈ જો તું મારા કહેવા પ્રમાણે કરશે નહિ તો પ્રકૃતિને વશ થઈને પણ તારે કરવું પડશે. ટીપઃ—જો તું કદાચ એમ માને છે કે આ બધા મારા વડીલ ભાઈઓ ઈ.ને મારવા એમાં પાપ છે. એ કારણે તું યુદ્ધ ન કરે તો એ તારો માત્ર મિથ્યા મોહ છે. પુણ્ય અને પાપ તો માત્ર મોહનાં જ સ્વરૂપો છે અને એ કારણે સ્વીકાર અથવા તિરસ્કાર બને છે. આ અયોગ્ય ભાવના મોહની હોવાથી બ્રહ્મભાવમાં બાધક થાય છે.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥६१॥

**શબ્દાર્થ**–**ईश्वरः**-ઈશ્વર (નામ, પ્ર. એ. વ. પુ. ईश्वर) **सर्वभूतानाम्**–સર્વ પ્રાણીઓના (નામ, ષ. બ. વ. નપું.) **हृद्देशे**–હૃદયરૂપી સ્થાનમાં (નામ, સ. એ. વ. પુ. हृत् एव देशः इति કર્મધારય) **अर्जुन**–હે અર્જુન (સંબોધન) **तिष्ठति**–રહે છે (ક્રિ વ. કા. ૩ પુ. એ. વ. स्था (तिष्ठ्) ૧ ગણ પરસ્મૈ૦) **भ्रामयन्**–ભમાવતા (વ. કૃદન્ત વિશેષણ, વિ. ईश्वर) **सर्वभूतानि**–બધા પ્રાણીઓને (નામ, દ્વિ. બ. વ. નપું.) **यन्त्रारूढानि**–યંત્ર ઉપર આરૂઢ થયેલા (વિશેષણ, વિ. सर्वभूतानि) **मायया**–માયા વડે (નામ, તૃ. એ. વ. સ્ત્રી. माया)

**ભાવાર્થ**–હે અર્જુન ! સર્વ પ્રાણીઓના હૃદય સ્થાનમાં માયાથી યંત્ર ઉપર આરૂઢ થયેલાં બધાં પ્રાણીઓને ભમાવતો ઇશ્વર (સ્થિત છે) રહે છે. (૬૧)

**વિવેચન**–સર્વ ભૂતોના હૃદય પ્રદેશમાં ઇશ્વર રહે છે અને તે બધાં પ્રાણીઓને યંત્ર ઉપર આરૂઢ થયેલાંની માફક માયાના બળે ભમાવે છે. હૃદય દેશમાં અંતર્યામીની ભાવનાથી રહેલો પરમેશ્વર શરીરરૂપી યંત્રમાં આરૂઢ થયેલા જીવને પોતાની માયાશક્તિથી ભમાવે છે.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥

**શબ્દાર્થ**–**तम्**–તેને (સર્વનામ, દ્વિ. એ. વ. तत् પુ.) **एव**–જ, માત્ર (અવ્યય) **शरणम्**–શરણે (નામ, દ્વિ. એ. વ. નપુ. शरण) **गच्छ**–જા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. गम् (गच्छ्) ૧ ગણ પરસ્મૈ૦) **सर्वभावेन**–સંપૂર્ણ ભાવથી (નામ, તૃતીયા એ. વ. પુ.) **भारत**–હે અર્જુન (સંબોધન) **तत्प्रसादात्**–તેની કૃપાથી (નામ, પંચમી એ. વ. પુ. तस्य प्रसादः इति તત્પુ૦) **पराम्**–શ્રેષ્ઠ (વિશેષણ, વિ. शान्तिम्) **शान्तिम्**–શાન્તિને (નામ, દ્વિ. એ. વ. સ્ત્રી.) **स्थानम्**–સ્થાનમાં (નામ, દ્વિ એ. વ. નપું) **प्राप्स्यसि**–મેળવીશ (ક્રિ. ભ. કા. ૨ પુ એ. વ. प्र+आप् ૫ ગણ) **शाश्वतम्**–અખિલ, સનાતન (વિશેષણ, વિ. स्थानम्)

ભાવાર્થ–હે ભારત ! સર્વ પ્રકારથી તેના જ (અનન્ય) શરણને પ્રાપ્ત થઈને તેની કૃપાથી પરાશાન્તિને અને સનાતન સ્થાનને (પરમ ધામને) પ્રાપ્ત થઈશ. (૬૨)

વિવેચન–એ પરમેશ્વરને શરણે તું જા આ શરણે અનન્ય ભાવથી સ્વીકારેલું શરણ ભગવદ્ [illegible]ને ઉભો કરશે અને પરમશાન્તિને તું પ્રાપ્ત કરશે.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

શબ્દાર્થ–इति–એમ (અવ્યય) ते–તને (સર્વનામ, ચ. એ. વ. युष्मत्) ज्ञानम्–જ્ઞાન (નામ પ્ર. એ. વ. ન. [illegible]) आख्यातम्–કહેવાયું (ભૂ. કૃ. વિશેષણ, વિ. ज्ञानम्) गुह्यात्–[illegible] ([illegible] ज्ञानात्) गुह्यतरम्–વધારે ગૂઢ (વિશેષણ, વિ. ज्ञानम्) मया–[illegible] વડે (સર્વનામ, તૃ. એ. વ. अस्मत्) विमृश्य–વિચારીને ([illegible] विमृश् [illegible]) एतद्–આ (સર્વનામ, દ્વિ. એ. વ. પુ) अशेषेण–સંપૂર્ણ રીતે (નામ, તૃ. એ. વ. પુ. अशेष) यथा तथा–જેમ તેમ (અવ્યય) इच्छसि–ઇચ્છે છે (ક્રિ વ. કા. ૨ પુ. એ. વ. इष् (इच्छ्) कुरु–કર (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. कृ ૮ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ એ પ્રકારે ગુહ્યમાં ગુહ્યજ્ઞાન તને મારા વડે કહેવાયેલું છે. આ જ્ઞાનને સંપૂર્ણ રીતે વિચારીને જે પ્રમાણે તું ઇચ્છે તે પ્રમાણે કર (૬૩)

વિવેચન–આ પ્રકારે મેં તને ગુહ્યના ગુહ્ય (જ્ઞાન) કહ્યું. એનો સંપૂર્ણ રીતે વિચાર કરી જે પ્રકાર ઇચ્છતા હોય તે પ્રકારે કર અનન્યભાવ ક્યારે પ્રાપ્ત થાય કે જ્યારે લજ્જા, ભય, માન અને આસક્તિનો ત્યાગ કરી તાત્પર્ય કે અહંતા ને મમતા છોડી પરમ આશ્રય ભગવાન જ છે એવી ભાવના ચાલુને ચાલુ રાખવી તેને અનન્યભાવ કહે છે. અનન્યભાવથી ઈશ્વરભાવ જાણવો એનું નામ જ્ઞાન.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।

इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥

શબ્દાર્થ-सर्वगुह्यतमम्-સૌથી ગુહ્ય (વિશેષણ, વિ. वचः) भूयः-ફરીથી (અવ્યય) शृणु-સાંભળ (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. श्रु ૫ ગણ) मे-મારૂં (સર્વનામ ૫. એ. વ. अस्मत्) परमम्-શ્રેષ્ઠ, રહસ્યયુક્ત (વિશેષણ, વિ. वचः) वचः-વચન (નામ, દ્વિ. એ. વ. નપું. वचस्) इष्टः-પ્રિય, ઇચ્છવા યોગ્ય (ભૂ. કૃ. વિશેષણ, વિ. त्वम्) असि-છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. अस् ૨ ગણ) मे-મારો (સર્વનામ, ૫. એ. વ. अस्मत्) दृढम्-દૃઢ (વિશેષણ, વિ. हितम्) इति, ततः-એમ, તેથી તે માટે (અવ્યય) वक्ष्यामि-કહીશ (ક્રિ. ભ. કા. ૧ પુ. એ. વ. वच् ૨ ગણ પરસ્મૈ. ते-તારે માટે (સર્વનામ, ચ. એ. વ. युष्मत्) हितम्-હિત, હિતરૂપ, હિતકર (વિશેષણ, વિ. वचः)

ભાવાર્થ-સર્વથી છાનામા છાનું-રહસ્ય યુક્ત, દૃઢ અને હિતકર વચન ફરીથી તું મારો ઇષ્ટ છે તેથી હું તને કહીશ તે તું સાંભળ. (૬૪)

વિવેચન-વળી અતિગુહ્ય કોઇક બીજું રહસ્યવળું વચન મારે કહેવું છે. તે તું સાંભળ. તું મને અતિશય પ્રિય છે તે કારણે તને હિતકર વચન કહું છું.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥

શબ્દાર્થ-मन्मनाः-મારામાં મનવાળો (વિશેષણ, વિ. त्वम्) मयि मनः यस्य इति બહુ૦) भव-થા (ક્રિ આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. भू ૧ ગણ) मद्भक्तः-મારો, મિત્ર, મારી ભક્તિવાળો (વિશેષણ, વિ. त्वम्) मद्याजी-મારૂં યજન કરનારો (વિશેષણ, વિ. त्वम्) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) नमस्कुरु-નમસ્કાર કર. (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. कृ ૮ ગણ પરસ્મૈ૦) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ. अस्मत्) एव-જ, માત્ર (અવ્યય) एष्यसि-પ્રાપ્ત કરીશ, જઈશ (ક્રિ. ભ કા. ૨ પુ એ. વ. इ પરસ્મૈ. ૨ ગણ) सत्यम्-સત્યને (નામ, દ્વિ. એ. વ. નપું.) ते-તારા માટે (સર્વનામ. ચ. એ. વ. युष्मत्) प्रतिजाने-પ્રતિજ્ઞા કરુ છુ. (ક્રિ. વ. કા. ૧ પુ. એ. વ. આત્મને. प्रति+ज्ञा ૯

ગણ) प्रियः-પ્રિય (વિશેષણ, વિ. त्वम्) असि-છે (ક્રિ. વ. કા. ૨ પુ. એ. વ. अस् ૨ ગણ પરસ્મૈ.) मे-મારો (સર્વનામ, ષ. એ. વ. अस्मत्)

ભાવાર્થ-મારામાં મનવાળો, મારામાં ભક્તિવાળો અને મારૂં યજન કરનારો થા. તું મારો પ્રિય છે, હું સત્યની પ્રતિજ્ઞા કરૂં છું કે મને જ તું પામશે, મને નમસ્કાર કર. (૬૫)

વિવેચન-હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તું તો મનેજ પ્રાપ્ત કરશે એટલે તું તો મારી નિકટમા જ રહેશે. તું મારો પ્રિય છે. મારા તરફ મન રાખનાર થા. મારો ભક્ત બન. મારૂં જ યજન કરનાર થા અને મને જ નમસ્કાર કરનાર બન.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥

શબ્દાર્થ-सर्वधर्मान्-બધા ધર્મોને (નામ, દ્વિ. બ. વ. પુ) परित्यज्य-છોડીને (વિધેય કૃદન્ત) माम्-મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) एकम्-એકને જ, અદ્વિતીય (વિશેષણ, વિ. माम्) शरणम्-શરણે (નામ, દ્વિ. એ. વ. નપું. शरण) व्रज-જા, પ્રાપ્ત થા (ક્રિ. આજ્ઞાર્થ ૨ પુ. એ. વ. व्रज् ૧ ગણ પરસ્મૈ.) अहम्-હું (સર્વનામ, પ્ર. એ. વ. अस्मत्) त्वा-त्वाम्-તને (સર્વનામ, દ્વિ. એ. વ युष्मत्) सर्वपापेभ्यः બધા પાપોમાંથી (નામ, પં. બ. વ. પુ.) मोक्षयिष्यामि-મુક્ત કરીશ (ક્રિ. ભ કા. કારક ૧ પુ. એ વ मुच् ૧ ગણ પરસ્મૈ.) मा-નહિ (અવ્યય) शुचः-શોક કર (ક્રિ ભૂ. કા. (Aorist) ૨ પુ. એ. વ. शुच् ૧ ગણ પરસ્મૈ૦)

ભાવાર્થ-બધા ધર્મોને ત્યજીને મને એકને જ અનન્ય શરણે પ્રાપ્ત થા; હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ; તુ શોક કર મા (૬૬)

વિવેચન-અર્જુનને કાંઈક ધર્મ ઉપર અતિ આગ્રહ જણાય છે. તે શારીરિક ધર્મોને વધારે આગળ પડતા માને છે અને એ દ્વારા (શરીર દ્વારા) થયેલી ક્રિયામાં પુણ્ય અને પાપને માની લે છે. પાપથી વિશેષ ગભરામણ

અંગીકાર કરે છે. આ ગભરામણ દૂર કરાવવા આ શ્લોક છે.

સર્વ ધર્મોનો ત્યાગ કરી કેવળ મારે જ શરણે તું આવ. હું તને બધાં પાપોથી મુક્ત કરીશ પાપ છે એટલે ગભરામણ તો થાય. પણ જ્યાં જીવે પોતાના સર્વભાવોથી થતી ક્રિયાઓ (ધર્મો) ભગવાનને અર્પણ કરી હોય ત્યાં એની પાસેથી ક્રિયાનો અહંતાજનકભાવ જતો રહે છે. આ રીતે ચાલુ વ્યવસ્થા રહેતાં ભગવાનમાં અનન્યભાવ ઉભો થાય છે. ભગવાન સિવાય ઇતર કોઇ નથી એવું સમજાય છે, અને તેથી શરણ સિદ્ધ થાય છે. આવા પ્રકારનો શરણસિદ્ધ જીવ બને છે ત્યારે તેને માટે બધા પ્રકારની દરકાર ભગવાન રાખે છે. એટલે ભકતને કોઇ પણ પ્રકારનો શોક રહી શકતો નથી. આ શ્લોકને ન્યાસાદેશ (ન્યા=ત્યાગ) સાથે સંબંધ છે. ત્યાં સર્વધર્મ કહેવા દ્વારાએ લૌકિ, વૈદિક તેમજ સર્વ પ્રકાર ધર્મોનો પરિત્યાગ સૂચવે છે. આ પરિત્યાગ સિદ્ધ થતાં જીવનો ત્યાગધર્મ સિદ્ધ થાય છે. ત્યાગધર્મથી ભકિત કરવી જરૂરની છે એવું સૂચન થાય છે.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥

શબ્દાર્થ–इदम्–આ (સર્વનામ, પ્ર. એ. વ. નપું.) ते–તને, તારે માટે (સર્વનામ, ચ. એ. વ युष्मत्) न–નહિ (અવ્યય) अतपस्काय–તપથી જેણે શુદ્ધ અંતઃકરણ કર્યું નથી એવાને (વિશેષણ, વિ नराय) न–નહિ (અવ્યય) अभक्ताय–ભક્ત નથી તેવાઓને (વિશેષણ, વિ. नराय) कदाचन–કોઇપણ કાળે (અવ્યય) न, च–નહિ, અને (અવ્યય) शुश्रूषवे–સાંભળવાની ઇચ્છા ન રાખનારને (વિશેષણ, વિ. नराय) वाच्यम्–કહેવું જોઇએ. (વિધેય કર્મણિ કૃ. વિશેષણ, વિ. इदम्) न, च–નહિ, અને (અવ્યય) माम्–મને (સર્વનામ, દ્વિ. એ. વ अस्मत्) यः–જે (સર્વનામ, પ્ર. એ. વ. પુ) अभ्यसूयति–દ્વેષ કરે છે, નિંદા કરે છે (ક્રિ. વ. કા. ૩ પુ. એ. વ. अभि+असूय् પરસ્મૈ. ૧ ગણ)

ભાવાર્થ–તને કહેલું આ (ગીતારૂપ રહસ્ય) કોઈ કાળે પણ, તપરહિત, ભકિતરહિત, સાંભળવાની ઇચ્છા વગરના મનુષ્યને તેમજ મારી જે નિન્દા કરે છે તેને કહેવાવું જોઇએ નહિ. (૬૭)

વિવેચન-તારે માટે મે જે કહ્યું તે પરમ રહસ્યમય હોઈ ભક્તિ માટે તપ (ક્લેશ) સહન કરવા તૈયાર ન હોય,, ભક્તિભાવથી રહિત હોય અને સાંભળવાની ઈચ્છા ધરાવતો ન હોય તેમજ મારી નિંદા કરતો હોય તેવાને કોઈપણ કાળમાં કહેવું નહિ.

આ શ્લોકમાં ચાર પ્રકારના જીવોને દોષભાવવાળા માન્ય છે. કારણ તેમનામાં કેવળ માયાના જ સંસ્કારો છે અને તેથી તેઓ લૌકિકમાં જ ફસાયેલ રહે છે. એ કારણે તેઓ દોષયુકત છે અને તેથી તેમનમાં શ્રદ્ધા, સંકલ્પ, વિચાર અને વિવેક હોતાં નથી એટલે તેમની પાસે સદ્‌ભાવ પણ આવતો નથી. સદ્‌ભાવ વિના આસક્તિ નથી. આસક્તિ કહેવા દ્વારા ભગવાન તરફ પ્રેમપૂર્વક ભક્તિ.

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥

શબ્દાર્થ-યઃ-જે (સર્વનામ, પ્ર એ. વ પુ यत्) इदम्-આ (સર્વનામ, દ્વિ. એ. વ નપુ) परमम्-શ્રેષ્ઠ, પરમ (વિશેષણ વિ ज्ञानम्) गुह्यम्-ગૂઢ (વિશેષણ, વિ. ज्ञानम्) मद्भक्तेषु-મારા ભકતોમા (નામ, સ. બ. વ. પુ. मद्भक्त) अभिधास्यति-પ્રકશે, આપશે, કહેશે (ક્રિ. ભ. કા. ૩ પુ. એ. વ. अभि+धा ૩ ગણ પરસ્મૈ૦) भक्तिम् ભક્તિને, મેગ અને પ્રેમ (નામ, દ્વિ, એ. વ. સ્ત્રી भक्ति) मयि-મારાના (સર્વનામ, સ. એ. વ. अस्मत्) पराम्-પરા, શ્રેષ્ઠ, (વિશેષણ, વિ. भक्तिम्) कृत्वा-કરીને (વિધિવ કૃદત) माम्-મને (સર્વનામ, દ્વિ એ વ. अस्मत्) एव-માત્ર (અવ્યય) एष्यति-પ્રાપ્ત કરશે (ક્રિ. ભ. કા. ૩ પુ. એ. વ. इ ૨ ગણ પરસ્મૈ.) असंशयः-નિ:સદેહ (નામ, પ્ર એ. વ. પુ. असंशय)

ભાવાર્થ-જે મારામાં પરમ ભક્તિ-પ્રેમ કરીને આ પરમ ગૂઢ જ્ઞાનને (ગીતાશાસ્ત્રને) મારા ભકતોમાં કહેશે તે નિ:સન્દેહ મને પ્રાપ્ત કરશે. (૬૮)

વિવેચન-જે કોઈ પુરુષ આ પરમ ગુહ્ય તત્ત્વ મારા ભકતોને કહેશે તે મારામા પરમભક્તિભાવ દઢ કરી મને પ્રાપ્ત કરશે. એમા કોઇ જાતની

શંકા ઉભી કરવાની જરૂર નથી

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥

न, च–નહિ, અને (અવ્યય) तस्मात्–તેથી, ભક્તિભાવથી (સર્વનામ, પં. એ. વ. વિશેષણ, વિ. भक्तिः) मनुष्येषु–માણસોમાં (નામ, સ. બ. વ. પુ. मनुष्य) कश्चित्–કોઈક (સર્વનામ, પ્ર. એ. વ. પુ. किम्+चित्) मे–મારો (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) प्रियकृत्तमः–અતિશય પ્રિય કરવાવાળો (વિશેષણ, भक्तिमान्) भविता–થશે (ક્રિ. ભ. કા. ૩ પુ. એ. વ. भू ૧ ગણ પરસ્મૈ) न, च–નહિ, અને (અવ્યય) मे–મારો (સર્વનામ, ષ. એ. વ. अस्मत्) तस्मात्–તેથી, ભક્તિમાનથી (વિશેષણ, વિ. भक्तिमतः) अन्यः–બીજો (સર્વનામ, પ્ર. એ. વ. પુ. अन्य) प्रियतरः–વધારે પ્રિય કરનાર (વિશેષણ, વિ. अन्य) भुवि–પૃથ્વીમાં (નામ, સ. એ. વ. भूः સ્ત્રી.)

ભાવાર્થ–અને મનુષ્યોમાં કોઈ પણ બીજો તે ભક્તિમાન પુરુષ સિવાય મને સૌથી વધારે પ્રિયકૃત્ નથી; અને વળી તે ભક્તિમાન સિવાય અન્ય કોઈ પણ ભૂમિ ઉપર વધારે પ્રિય પણ થશે નહિ (૬૯)

વિવેચન–મનુષ્યોમાં મારૂં પ્રિય કરનાર કોઈ નથી. વળી હવે પછી કોઈ બની શકનાર નથી. માત્ર મારામાં પ્રેમપૂર્વક ભક્તિભાવને રાખે છે. એજ મારો અત્યંત પ્રિય છે. બીજો કોઈ નથી.

અહીં અંશ અને અંશીનો સંબંધ પૂર્ણભાવે તૈયાર થયો અને એજ પૂર્ણભાવમાં ભગવદ્રસ (ઐક્ય)નો અનુભવ થાય છે.

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥

શબ્દાર્થ–अध्येष्यते–ભણશે, વાંચશે, પાઠ કરશે (ક્રિ. ભ. કા. ૩ પુ. એ. વ. अधि+इ ૨ ગણ) च–અને (અવ્યય) यः–જે સર્વનામ, (પ્ર. એ. વ. પુ. यत्)

